## પ્રકાશકના બે બોલ

**શ્રી** ફાર્બસ ગુજરાતી સભાની સાહિત્યપ્રવૃત્તિનો પ્રથમ હેતુ આ છે: "ગુજરાતી ભાષામાં લખાયેલાં સઘળાં તેમજ ગુજરાતને લગતાં પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનો સંગ્રહ કરવો; અને એમાંનાં મુદ્રિત સ્વરૂપમાં સંરક્ષવા યોગ્ય લાગે તેવાં પુસ્તક હોય તે પ્રસિદ્ધ કરવાં." આ હેતુથી સભા પ્રાચીન ગુજરાતી સાહિત્યના ગ્રંથ વેચાતા લઈ, સારા પ્રમાણમાં અદ્યાપિ સંગ્રહે છે.

આ સંગ્રહમાંથી પ્રચલિત અને પ્રસિદ્ધ કરવા જેવા ગ્રંથ કયા છે એ સમજી શકાય એ માટે સભાએ ૧૫૦ પુસ્તકોની માહિતી આપનારા 'હસ્તલિખિત પુસ્તક સવિસ્તર નામાવલિના ભા. ૧ તથા ૨, આ સંસ્થાના ભૂતપૂર્વ સહાયક મંત્રી સ્વ. અંબાલાલ બુ. જાની પાસે તૈયાર કરાવી પ્રકટ કરેલા છે બાકીના ૬૫૦ જેટલાં પુસ્તકોની એ જ ધોરણે અવિસ્તર નામાવલિ તૈયાર કરવાનું કામ પણ ચાલુ છે. ઉપરાંત ગ્રંથનાં વસ્તુ રચનાર રચનસમય વગેરેની ઉપરચોટિયા માહિતી આપનારી એક યાદી પણ સ્વ. જાની પાસે તૈયાર કરાવી પ્રકટ કરેલી છે, તેમાંથી એક પાસ નામાવલિ ૧-૨ માંથી પસંદ થયેલા ગ્રંથ તૈયાર કરાવી પ્રકટ કરવાનું કામ ચાલે છે, તેમ બીજી પાસ અન્યત્ર સાંપડતા પ્રસિદ્ધ કરવા યોગ્ય પ્રાચીન ગ્રંથો કાવ્યો આખ્યાનો વાર્તાઓ પણ સંશોધાવી, સમજૂતી સાથે પ્રકટ કરવામાં આવે છે.

આ પ્રવૃત્તિને અંગે અત્યાર સુધીમાં પ્રાચીન આખ્યાન કાવ્યાદિ સંશોધાવી પ્રકટ કરવાની યોજના પ્રમાણે સભા તરફથી મોટા-નાનાં ૧૯ ગ્રંથ પ્રકટ થયા છે ૧ પ્રબોધબત્રીશી વા ઉખાણાસંગ્રહ અને ગવરીબ્રહ્મસંવાદ: સં. સ્વ. મણિલાલ છ. વ્યાસ; ૨ પ્રાચીન કાવ્યવિનોદ ભા ૧: સં. સ્વ. છગનલાલ વિ. રાવળ; ૩ રસકલ્લોલ: સં. સદર; ૪ મહાભારત ભાગ ૧-આદિપર્વ અને

સભાપર્વ : સં. શ્રી. કેશવરામ કા. શાસ્ત્રી, ૫ શ્રીકૃષ્ણક્રીડાકાવ્ય (પદબંધ દશમસ્કંધ, ર.સં. ૧૫૨૯) : સં. સ્વ. અંબાલાલ બુ. જાની; ૬ અભિમન્યુ આખ્યાન : સં. શ્રી. મંજુલાલ ર. મજમૂદાર, ૭ પંચદંડની વાર્તા : સં. શ્રી. શંકરપ્રસાદ છ. રાવળ, ૮ મહાભારત ભાગ ૨—આરણ્યકપર્વ : સં. શ્રી. કે. કા. શાસ્ત્રી; ૯ રૂપસુંદરકથા (શ્લોકબદ્ધ કાવ્ય) : સં. શ્રી. ભોગીલાલ જ. સાંડેસરા; ૧૦ હંસાવતીની વાર્તા : સં. શ્રી. શં. છ. રાવળ; ૧૧ મહાભારત ભાગ ૩—વિરાટપર્વ અને ઉદ્યોગપર્વ : સં. શ્રી. કે. કા. શાસ્ત્રી; ૧૨ હારમાળા : સં. શ્રી. કે. કા. શાસ્ત્રી, ૧૩ ઉપાહરણ : સં. શ્રી. ભો. જ. સાંડેસરા, ૧૪ હંસસહસ્રપદી : સં. શ્રી. કે. કા. શાસ્ત્રી; ૧૫ કર્પૂરમંજરી : સં. શ્રી. ભો. જ. સાંડેસરા; ૧૬ મહાભારત ભાગ ૪—ભીષ્મપર્વ દ્રોણપર્વ અને કર્ણપર્વ : સં. શ્રી. કે. કા. શાસ્ત્રી; ૧૭ નરસિંહ મહેતાની ચાતુરી : સં. શ્રી. ચૈતન્યબાળા જ. દિવેટિયા; ૧૮ મહાભારત ભાગ ૭—મૌશલપર્વ પ્રસ્થાનપર્વ અને સ્વર્ગારોહણપર્વ : સં. શ્રી. કે. કા. શાસ્ત્રી, ૧૯ મહાભારત ભાગ ૫—શલ્યપર્વ ગદાપર્વ સૌપ્તિકપર્વ અને સ્ત્રીપર્વ : સં. શ્રી. કે. કા. શાસ્ત્રી, અને ૨૦ મહાભારત ભાગ ૬—અશ્વમેધપર્વ સં. શ્રી. કે. કા. શાસ્ત્રીએ સંશોધેલો હમણાં આ પ્રકટ થાય છે. ઉપરાંત અન્ય ગ્રંથો પણ તૈયાર કરવામાં આવે છે.

સભાએ મધ્યકાળની ગુજરાતી ભાષામાં રચાયેલો મહાભારતનો સળંગ પદબંધ પ્રકટ કરવાનું મહાભારત કાર્ય આદરેલું. શાસ્ત્રીજી કેશવરામ કાશીરામે વિનાવેતને પ્રીતિકાર્ય તરીકે એ કાર્ય માથે લીધેલું અને આજે ૨૧ વર્ષે આ રીતે પૂર્ણ કર્યું, એ માટે સભા એમની ઋણી છે.

આશા છે કે ગુજરાતના જૂની નવી ભાષા તેમજ સાહિત્યના વધતાં જતા અભ્યાસીઓ અને સાહિત્યરસિક જનતા સભાની આ યોજનાને ઉત્તેજન આપશે અને એનો લાભ પણ અવશ્ય લેશે.

| | |
|---|---|
| શ્રાવણ વદિ ૮, શુક્ર<br>સં. ૨૦૦૭<br>તા. ૨૪–૮–'૫૧ | શંકરપ્રસાદ છ. રાવળ<br>સહાયક મંત્રી, ફા. ગુ. સભા,<br>મુંબઈ ૪ |

# પ્રસ્તાવના

મહાભારત-ગુજરાતી પદબંધ-ગ્રંથ ૫ માની પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે કોઈ આખ્યાનકાર કહાનનું આખું "અશ્વમેધપર્વ" પ્રથમ વાર જ મળી આવેલું તે તૈયાર કરી એ સમયે તરતમાં જ છપાવવાનો અભિલાષ હતો, પરંતુ વચ્ચે આવતી અનેક વ્યવસાયોપાધિને લઇ મુદ્રણયોગ્ય પ્રત સાધી શકાઇ નહિ, અને તેથી સવા વર્ષ બાદ આ ગ્રંથ ૬ ઠ્ઠા તરીકે 'અશ્વમેધપર્વ' પ્રસિદ્ધ કરી શકાયો છે. એનું મુદ્રણકાર્ય આજથી એક મહિના ઉપર જ શરૂ થયું.-અને મને જણાવતાં આનંદ થાય છે કે એક મહિનામાં આ ગ્રંથનું મુદ્રણ સાધી શકાયું છે; અને એ રીતે મહાભારતનાં પ્રાપ્ય જૂનામાં જૂનાં, એક એક પર્વ લઈ, પર્વોનું કરવા ધારેલું સંપાદન કાર્ય પૂરું કરી શકાયું છે.

ગુજરાત વિદ્યાસભા ( વર્નાક્યુલર સોસાયટી )ના દ. હ. લિ. પુસ્તકસંગ્રહમાં એકઠી થયેલી ૮૦૪ હાથપ્રતોની માહિતી ભરેલી એક યાદી ગ્રંથાકારે સ્વ. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખે શ્રી. શંકરપ્રસાદ છ. રાવળની મદદથી તૈયાર કરી ૧૯૩૦ માં છપાવી. એ વખતે હું તાજો જ ગુ. વિ. સ. નો આજીવન સભ્ય થયેલો અને એ યાદીનો ગ્રંથ ભેટ-ગ્રંથો સાથે વળતર કીમતે મળેલો. એમાંની સ્વ. પારેખની વિસ્તૃત પ્રસ્તાવના વાંચતા મને થયું હતું કે એમના જણાવ્યા પ્રમાણે મહાભારત-પર્વોથી મહાભારત સંપૂર્ણ તો નહિ,

પણ ચૌદેક પર્વોમાં તૈયાર કરી શકાય. મેં એ વખતે તારવણી કરી સ્વ. પારેખને લખી જણાવ્યું કે આપની સંસ્થા છપાવવાનું કાર્ય હાથ ધરે તો હું પ્રાપ્ય પર્વોમાંનાં જૂનામાં જૂના પ્રત્યેક પર્વનું સંપાદન કરી આપું. પરંતુ એ વખતે બીજાં પ્રકાશનોમાં સ્વ. પારેખ રોકાયેલા હોઈ હાથ ધરી શકયા નહિ, અને મેં મારા પરમ હિતૈષી મિત્ર શ્રી. નટવરલાલ ઇ. દેસાઈને મુંબઈ લખ્યું. એ સમયે સ્વ. અંબાલાલ બુ. જાની 'ગુજરાતી પ્રેસ'માં જ સુપ્રસિદ્ધ 'ગુજરાતી' પત્રમાં શ્રી. નટવરભાઈ સાથે 'ઉપતંત્રી' હતા, અને સાથોસાથ શ્રી ફાર્બસ ગુજરાતી સભાના સહાયક મંત્રી પણ હતા. ભાઈશ્રી. નટવરભાઈએ સ્વ. જાનીને પ્રેરણા આપી અને 'આ મહાભારત કાર્ય જો હું પ્રીતિ લેખે વિના-પુરસ્કાર કરી આપું તો' છાપવાની બધી વ્યવસ્થા કરી આપવાનું સ્વ. જાનીએ શ્રી ફાર્બસ ગુ. સભા તરફથી સ્વીકાર્યું. સ્વ. પારેખ, સ્વ. જાની અને વિદ્યમાન શ્રી. નટવરભાઈએ પોતપોતાના હસ્તકના સંગ્રહોમાંની મહાભારતના તે તે પર્વોની યાવત્પ્રાપ્ય હાથપ્રતોના ગંજ મને સોંપી આપ્યા, અને તા. ૩૦-૮-૧૯૩૦ ના દિવસે બારેજાના વિપ્ર હરિદાસના 'આદિપર્વ'નું સંપાદન મેં હાથ ધર્યું: ૧૯૩૩ સુધીમાં જ અશ્વમેધ, ગદાપર્વ, રત્નેશ્વરની સ્વર્ગારોહણી, આ પર્વો સિવાયનાં બધાં જ પર્વોની મુદ્રણયોગ્ય પ્રતો મેં તૈયાર કરી નાખી અને દરમ્યાન મુદ્રણકાર્ય તો શરૂ જ થઇ ચૂકેલું એટલે એક પછી એક પર્વસંગ્રહ પ્રસિદ્ધ પણ થતા ગ્યા. ૧૯૩૬ સુધીમાં ત્રણ ગ્રંથ પ્રસિદ્ધ થયા. ૧૯૩૬ માં હું અમદાવાદમાં આવ્યો ને પ્રથમ એક વર્ષ 'પ્રજાબંધુ' માં અને પાછીનાં વર્ષ 'ગુજરાત વિદ્યાસભા'માં સેવા આપતાં આપતાં બાકીના ગ્રંથોનું સંપાદન-મારાં બીજાં અનેક કાર્યો સાથે સાધ્યાં. છેલ્લાં વર્ષોમાં શ્રી. ફા. ગુ. સભાના સહાયક મંત્રી તરીકે શ્રી. શંકરપ્રસાદ રાવળ આવ્યા અને એમણે સતત પ્રેરણા કરતાથી ગ્રંથ ૭ મો, ગ્રંથ ૫ મો, અને છેવટે આ ગ્રંથ ૬ ઠ્ઠો આ ક્રમે, અઢી વર્ષના ગાળામાં મુદ્રિત કરાવી શકયો છું.

આમ ૨૯-૮-૫૧ સુધીમાં ખાસ્સાં ૨૧ વર્ષ મહાભારતનાં પર્વોના સંપાદનમાં વીતી ગયાં છે. માત્ર પાંચેક વર્ષમાં જ પતી જઈ શકે તેટલું કામ કરતાં આટલો મોટો ગાળો વીત્યો છે એણે મારું તો હિત જ કર્યું છે; કેમકે એ વચ્ચેના ગાળામાં મને જૂની ગુજરાતી ભાષાનાં અભ્યાસ અને અધ્યાપનનો ગુજરાત વિદ્યાસભામાં સુયોગ સાંપડ્યો છે અને તેથી જ બીજાં અનેક પુસ્તકો-લેખો વગેરે લખવાનું કાર્ય બની શક્યું છે.

મારાં બધાં કાર્યો પાછળ મારા પરમ મિત્ર શ્રી. નટવરલાલ ઇ. દેસાઈ, સ્વ. હીરાલાલ પારેખ, સ્વ. અંબાલાલ જાની, અને વિદ્યમાન અધ્યા. રસિકલાલ છો. પરીખનો મોટો સહારો મને મળ્યા કર્યો છે અને એ ચારેની અમી-નજર નીચે જૂની ગુજરાતી ભાષાના અધ્યયનની સરળતા સદાય મેળવતો રહ્યો છું. એથી જ અલ્પ પ્રમાણમાં જૂની ગુજરાતીના સાહિત્યની સેવા આપવા ભાગ્યશાળી થયો છું. જે કાંઈ યશ મને મળ્યો છે તેનું સમગ્ર પુણ્ય મારા આ ચાર હિતૈષીઓને જ આભારી છે, એ હું કયા શબ્દોમાં લખી બતાવું ? જીવન પર્યંત આ ચારે મિત્રોનો ઋણી જ છું; ઋણનો બદલો વાળી આપવાની મારામાં શક્તિ જોતો નથી.

## અશ્વમેધ

અન્ય પર્વોના વિષયમાં તો હુ આખરી નિર્ણય કરી જ ચૂક્યો હતો, અને એ રીતે ૧ થી ૫ અને ૭ મા ગ્રંથો તરીકે પર્વો છપાઈ ગયાં હતાં. એ ગાળા દરમ્યાન અશ્વમેધ વિશે શું કરવું એ પ્રશ્ન મને સતત મૂંઝવ્યા જ કરતો હતો. વિષ્ણુદાસ તુલસી રત્નેશ્વર રઘુનાથ અને ધીરાના 'અશ્વમેધ' જાણવામાં આવ્યા હતા. આમાંથી તુલસી રત્નેશ્વર અને રઘુનાથના 'અશ્વમેધ' તો આ પૂર્વે વર્ષો ઉપર પ્રસિદ્ધ પણ થઈ ગયા હતા. ધીરાનો અશ્વમેધ ૬૦ મો અધ્યાય આપી તૂટે છે-અને વળી જૂની ગુજરાતીના

'અશ્વમેધ' તરીકે એને લઇ શકાય એમ નહોતું, કેમકે મારી મર્યાદા સં. ૧૭૫૦ થી આ બાજુની નહિ. આ સંયોગોમાં વિષ્ણુદાસના 'અશ્વમેધ' ઉપર નજર ગઈ હતી. આ વિશે તપાસ કરતાં એક નહિ પણ વિષ્ણુદાસ બે જાણવામાં આવ્યા:. એક વિષ્ણુદાસ તે ખંભાતનો જનો—જેનાં નાનાં મોટાં ૧૪ પર્વ જાણીતાં છે—તેણે 'અશ્વમેધ' સળંગ નહિ પણ છૂટાં છૂટાં આખ્યાનોના રૂપમાં કડવાબદ્ધ લખ્યો છે—પણ બધાં આખ્યાન નથી આપી શકયો. યા આપ્યાં હોય તો ગુજરાત વિદ્યાસભાની તેમજ ફાર્બસ ગુ. સભા અને ગુજરાતી પ્રેસની હાથપ્રતોમાં ક્યાંય બાકીનાં આખ્યાન મળી શકતાં નથી. બીજા એક વિષ્ણુદાસ માંગુનો અશ્વમેધ 'સર્ગબંધ'માં મ ૨૧ અનુવાદરૂપે મળેછે; પણ આદિ અંત તૂટક છે. આ વિષયમાં મને લગભગ નિરાશા પ્રાપ્ત થઈ હતી, અને એવા નિર્ણય ઉપર આવી ગયો હતો કે હવે લીલિયાના તુલસીનો 'અશ્વમેધ' તૈયાર કરવો; ભલે એ છપાયેલો હોય. અહીં એ ઉમેરવું ઠીક થઈ પડશે કે પહેલું પ્રકાશન તુલસીના 'અશ્વમેધ'નું અમદાવાદના 'સમશેર બહાદુર પ્રેસ'માં લિથોમાં થયેલું, જ્યારે બીજું પ્રકાશન—એ પ્રેમાનંદની રચના છે એમ ગણાવી સ્વ. ભાનુ સુખરામ નિ. મહેતાએ "સાહિત્ય" માસિકમાં કરેલું. આ બે મુદ્રિત અને બે હાથપ્રતો, તેમજ ગુજરાતી પ્રેસની મુદ્રાપ્રત ઉપરથી કાર્ય શરૂ કરવાનો વિચાર કરતો હતો, ત્યાં હરજીસુત કહાનના 'અશ્વમેધ'ની આ પૂર્વે ક્યાંય પણ નહિ જાણવામાં આવેલી હાથપ્રત ગુજરાત વિદ્યાસભાના હસ્તલિખિત ગ્રંથસંગ્રહમાં આવી. નં. ૧૬૧૩ ઉપર નોંધાયેલો સુવાચ્ય ૪૨૧ પાનાનો મોટા સુંદર અક્ષરોમાં 'અશ્વમેધ'નો ચોપડો મારા જોવામાં આવ્યો ત્યારે મારા આનંદનો પાર ન રહ્યો. એ પ્રત વાંચી એની નકલ મારા એક મિત્ર શ્રી. ભૂપતરાય દવે (હળવદવાળા) પાસે તૈયાર કરાવી એનું સંપાદનકાર્ય મેં હાથ ધર્યું. આ હાથપ્રત દોઢસો વર્ષની જૂની છે. એની પુષ્પિકા—

॥ इति श्रीमाहाभारथ पुरांणें ॥ अश्वमेध जैमुनि क्रत ॥ संपूण ॥ संवत १८५८ ॥ ना वरषे माहा शूदि द्रादशी ॥ परचणि वार रवेउने दाढे पूरण लघो छे ॥ लेषक पाठक ॥ मयारांम परसोतम स्वहस्ते लघो छे ॥

આ લહિયાએ સુવાચ્ય અક્ષરોમાં આ પ્રત લખી છે, તેથી પ્રમાણમાં સંપાદનકાર્ય, એક જ પ્રત છતાં, સરળ બન્યું છે. બેશક, લહિયો સામાન્ય પ્રકારનો છે; શુદ્ધિનો કાંઈક મોહ પણ એને હોવાનું જણાય છે; પરિણામે 'ઇ' બધા જ હ્રસ્વ અને એકલા 'ઉ' અને 'હું'માંના 'ઉ' સિવાયના 'ઉ' બધે દીર્ઘ લખ્યા છે; વળી 'ષ–ख' વચ્ચે એને મન કાંઇ જ ભેદ નથી, તેથી ક્વચિત જ 'ख', બાકી તો 'ष,' જ લખ્યો છે. આવી જ સ્થિતિ 'ज' ની છે; મોટે ભાગે 'य' લખવાનું એ પસંદ કરે છે. અનુનાસિક બિંદુનો તો એટલો શોખીન છે કે યોગ્ય–અયોગ્ય સ્થળે ભેદ વિના લખે છે. આ બધાં સ્થાનોનુ સર્વત્ર એક ધોરણ સાંચવવા વ્યાપક સિદ્ધાંત સ્વીકારી સંપાદન કરી લેવામાં આવ્યું છે. 'विष' 'विषया'–આ ખાસ પ્રસંગના શબ્દો, અને દોષ–શેષ–ક્લેષ–ભીષણ–ભૂષણ જેવા કોઈ કોઈ શબ્દો સિવાયનાં બધાં સ્થાનોમાં 'ख' જ છાપવામાં આવ્યો છે. 'य' નો પણ 'ज' યા 'ज्य' જ્યાં જે યોગ્ય હોય તે કરવામાં આવેલ છે. લઘુપ્રયત્ન 'य'શ્રુતિ પણ એ વિપુલતાથી પ્રયોજે છે; च छ ज નાં સ્થાનિક દંત્ય ઉચ્ચારણો બતાવવા જ્યાં જ્યાં એમાં 'य' ઉમેરેલો છે તેવાં સ્થાન ભાષાશાસ્ત્રની દૃષ્ટિએ જરૂરી હોઈ તેમજ તેવાં બીજાં સ્થાન પણ સાંચવવાનો પ્રયત્ન કરવા કાળજી રાખી છે.

લહિયાને હાથે કેટલાંક જૂની ગુજરાતી–મધ્યકાલીન ગુજરાતી ભૂમિકાનાં રૂપ રહી જવા પામ્યાં છે, તે સાચવવા પણ ચીવટ રાખી છે. અને એ રીતે अविलोक=અવલોકે, कहि=કહે, मुहुवटि=મોહ-વટ્ય—ચહેરો, आवि=આવે જેવાં રૂપ હોય તો એ સાંચવ્યાં છે.

ત્રીજી તેમજ સાતમી વિભક્તિના જૂના 'इ' પ્રત્યયને સ્થાને 'ય' નો પણ પ્રયોગ, જેમકે 'મુખ્ય' 'મુખિ'=મુખથી કે મુખમાં. આવા પ્રયોગ જો નજર બહાર જાય તો વાચકને અર્થ સમજવામાં મુશ્કેલી નડે.

લહિયાએ 'એક' ભારે ગડબડ કરી છે તે 'ખ્ય' ને સ્થાને તેમજ કેટલેક સ્થળે 'છ' ને સ્થાને 'ક્ષ' લખવાની : 'મુખ્ય' બધે 'મુક્ષ'; ઉપરાંત 'ક્ષેક'=છેક; આ વગેરે–'મુક્ષ'ના પ્રાસમાં 'ચક્ષુ' વગેરે પણ છે, ત્યાં જોકે 'ચક્ષુ' છાપવામાં આવ્યું છે, છતાં મને લાગે છે કે 'ચખ્ય' જેવું લઘુપ્રયત્ન 'ય'વાળું ઉચ્ચારણ હોય.

લહિયાને 'શ' તરફ પણ આસક્તિ જણાય છે. 'સુણ'–ક્રિયાપદ મોટે ભાગે 'શણ' તરીકે મળે છે. વળી જ્યાં 'પ' ઉચ્ચારણ ઇષ્ટ હશે ત્યાં પણ 'શ' મળે છે; 'રોશ' 'ગેશ' 'દ્વેશ' આવાં સ્થાનોમાં તેથી 'પ' કરી લેવામાં આવેલ છે.

'ઋ'કારના વિષયમાં લેખનમાં ખૂબ વિકલ્પ જણાય છે. ક્યાંક એ શુદ્ધ લખાયો છે; ક્યાંક 'અમ્રિત' 'ગૃહે' વગેરેના રૂપમાં તો ક્યાંય 'કૃપાલ' એમ પણ મળે છે. 'અમ્રત' જેવાં રૂપ પણ છે. લેખનમાં શુદ્ધ 'ઋ' જ્યાં મળ્યો છે તે સાંચવ્યો છે. 'ક્રિપાળ' 'ક્રિપાનાથ' વગેરેમાં 'રિ' હોય તો ત્યાં ત્યાં પણ સાંચવ્યો છે.

'મોહોટા' 'મોટા' 'નાહાનું' 'નાનું' આવી બેઉ પ્રકારની જોડણી હાથપ્રત પ્રમાણે સાંચવી છે. એ પ્રમાણે લઘુપ્રયત્ન 'હ' મળ્યા પ્રમાણે સાંચવ્યો છે. 'માહા' અને 'મહા' શુદ્ધ કરી લેવામાં આવ્યો છે.

'લ'–'ળ' ની વ્યવસ્થા ઉચ્ચારાનુકૂળ કરી લેવામાં આવી છે. 'અપભ્રંશ–ભૂમિકા'થી ળકાર સ્પષ્ટ છે; લેખનમાં ક્યાંક ક્યાંક મળે પણ છે.

'અગ્નિ' 'સ્વસ્થ' 'વાનપ્રસ્થ' - જેવા શબ્દોમાં 'ન' મળે છે તે શુદ્ધ કરી લીધો છે

સંપાદકીય રીત તો એવી છે કે આ બધાં જ સ્થાન પાદ-ટીપમાં નોંધવાં જોઇયે; લહિયાની સ્પષ્ટ ભૂલો સુધારવામાં આવી છે તે પણ નોંધવી જોઇયે; પરંતુ આમ કરવા જતાં આવડા મોટા પૂરના ગ્રંથનું પ્રમાણ છે તેના કરતાંયે વધી જાય.' ગ્રંથારત હોય તો એમ કરવું જ જોઇયે એમ હું માનનારો છું. પણ અત્યારની ચાર ગણી ભયંકર મોંઘવારીમાંયે શ્રી ફાર્બસ ગુજ. સભા આ ખર્ચ કરી રહી છે એમાં વધારાનો બોજો ન ઉમેરવો યોગ્ય ધારી સંપાદન-માંથી એવી પાદટીપો—આવશ્યક સ્થળો સિવાય દૂર કરી છે. અભ્યાસકોને માટે ગુ. વિદ્યાસભામાં હાથપ્રત સદા તૈયાર પડી છે. સામાન્ય જનતાને તો વાચન જ જોઇયે, તે બની શકે તેટલી સાવધાનતાથી મૂળને વળગી આપવામાં આવ્યું છે.

## કવિ અને કાવ્ય

આ 'અશ્વમેધપર્વ' માં કવિ વિશે કશી વિશેષ માહિતી મળતી નથી; એણે યૌવનાશ્વનું આખ્યાન સં. ૧૬૯૩ ના માર્ગશીર્ષ સુદિ ૨ ને રવિવારને દિવસે પૂર્ણ કર્યું છે : ( જુઓ પૃ. ૪૬ ); ચન્દ્રહાસ આખ્યાન સં. ૧૬૯૩ ના શ્રાવણ સુદિ ૪ ને રવિવારે પૂર્ણ કર્યું છે; ( જુઓ પૃ. ૫૦૯ ) એટલે " અશ્વમેધ " ના મોટા ભાગનાં આખ્યાન એણે આઠ માસમાં જ લખી નાખ્યાં છે; બાકીનો અવશિષ્ટ ભાગ સં. ૧૬૯૫ ના પોષમાં મકરસંક્રાંતિને દિવસે પૂરો કર્યો છે. સરવાળે ૨ વર્ષ થાય છે. એક કોઈ હીરાસુત કહાનનું આખ્યા-હરણ મળે છે જેમાં રચ્યાવર્ષ નથી; પણ " **કામરાજ** દીજનો સુત હીરો **ઔદીચ્ય** ગ્યાન પ્રકાશજી,"( હ. લ. હ. પૃ. નં. ૨૮૬ ) એમ પિતામહનું નામ કામરાજ, પિતાનું નામ હીરો, અને જ્ઞાતિએ ઔદીચ્ય બ્રાહ્મણ હોવાનું જાણવામાં આવે છે. આ હીરાસુત કહાનની કૃતિ " એકાદશીમહાત્મ્ય " પણ છે. એની રચના કયા વર્ષમાં થઈ એ વિશે કશું મળતું નથી; પણ એમાં એના વતનનો નિર્દેશ થયો છે:

"ગામ **અમરાવતી** આદે સદા પૂર્વજ ઠામ.
કામરાજ તણો તે નંદન પ્રગટ હીરો નામ.
રાજનગર સમીપ તે રાણીપ કીધો વાસ,
**હીરાસુત** કે કહાન શ્રીગોપાલ પુરો આમ.'

આ રીતે 'અમરાવતી'—સંભવતઃ સૌરાષ્ટ્રમાં 'અમરેલી' નો વતની ઔદીચ્ય બ્રાહ્મણ કામરાજનો પુત્ર હીરો અમદાવાસ પાસેના 'રાણીપ' ગામમાં આવી વસ્યો, તેનો પુત્ર તે એક કહાન જી.

હવે આ 'અશ્વમેધ'માં સર્વત્ર **હરજી–સુત કાહાનડ** આવે છે; એથી શંકા ઉપજે કે **હીરાસુત કાહાન** અને **હરજીસુત કહાનડ** એક કે જુદા? આનું સમાધાન અત્યારે આપી શકાય એવું કોઈ તટસ્થ સાધન મળ્યું નથી; ત્યાંસુધી બેઉનું એક હોવાપણું નિશ્ચિત ન જ કહી શકાય.

આ હરજી–સુત કહાનને "દામોદર" કરી ગુરુ હોય એમ 'અશ્વમેધ'ના લગભગ બધાં આખ્યાનોના આરંભમાં 'ગુરુની સ્તુતિ'માંના શબ્દોથી સમજાય છે.

કહાન વિશે જે કાંઈ માહિતી મળે છે તે આટલી જ છે. 'અશ્વમેધ'ના વાચનથી માલૂમ એટલું જ પડે છે કે એ એક સામાન્ય કોટિનો આખ્યાનકાર છે. ભાલણ કે પ્રેમાનંદની પ્રતિભા એની પાસે નથી; નાકર વિષ્ણુદાસ શિવદાસ હરિદાસ વગેરે આખ્યાનકારોની હારીએ તે માત્ર સળંગ કથાપ્રવાહ જ આપી શકે છે. એણે સ્વીકારેલા દેશી બંધો અને રાગો સર્વસામાન્ય છે, કવચિત્ રાગોનાં મિશ્રણ એ સૂચવે છે: મેવાડ અસાવરી, મેવાડ કેદારો, જેવાં. મારું અનુમાન એવું છે કે તે તે કડવું એ બેમાંથી એક રાગમાં યથેચ્છ ગાઈ શકાય.

એણે થોડી વિશેષતા કડવા–નામને સ્થાને 'ઝમક' 'અલંકાર' 'છંદ' 'સૂત્ર' એવાં નામ સ્વીકારી આપવાનો પ્રયત્ન કર્યો છે. તે તે ઝમક અલંકાર છંદ સૂત્ર પૂરાં થાય ત્યાં 'વલણ'માં પણ આ નામ એણે નિર્દેશ્યાં છે; પણ એનાથી એ કાંઈ વિશેષતા આપી શકતો નથી. 'અશ્વમેધ'ના આરંભમાં, પૃ. ઝમકમાં વૈરાગ્યરસ, ૬ થી ૧૧ માં વીરરસ, અને ૧૨ થી ૧૬ સુધીમાં યૌવનાશ્વનું આખ્યાન આપતાં ભક્તિરસ છે એમ એ કહે છે; પણ રસની નિષ્પત્તિ બહુ જ સામાન્ય પ્રકારની હોઈ આખ્યાનકારની શક્તિનો ખ્યાલ આપી શકતી નથી,

બંધની દૃષ્ટિએ એણે યૌવનાશ્વના આખ્યાનના ઝમક ૧૩માાં ઝૂલણાનું ગીત આપ્યું છે, અને પછી ટૂંકડી ચાલનાં કવચિત્ ત્રોટક–બંધનાં કડવાં આપ્યાં છે. અને બકદાલ્ભ્યના આખ્યાનમાં 'ભુજંગીની ચાલ'માં એક કડવું આપ્યું છે; અશુદ્ધ હાથપ્રતમાં ત્યાં 'ભુજંગીની ચાલ' નથી જ. માત્ર એ અનેક ઠેકાણે કડવામાં વચ્ચે 'ફેરા ફેર' કરે છે એ નોંધવા લાયક વસ્તુ છે. આખ્યાન કહેનારને આ ગેયતાની દૃષ્ટિએ વૈવિધ્ય આપી શકે.

કહાન પાસેથી આમ ઉત્તમ પ્રકારનાં આખ્યાન આપણે મેળવી શકિયે એમ નથી. ચંદ્રહાસ આખ્યાન જેવી પ્રેમાનંદની શરૂની કૃતિ પણ જે પ્રતિભાનો ખ્યાલ આપે છે તેનો અંશ માત્ર પણ કહાન આપી નથી શકતો. પાંચ વર્ષના ચંદ્રહાસને જંગલમાં પક્ષીઓ વગેરે સહાયક થઇ છાયા કરે–પાણી પાય એ વગેરે, તેમજ વિષયા સૂતેલા ચંદ્રહાસ નજીક આવે છે ત્યાં નજીકમાં સૂતેલા બીજા પાંચ સેવકો હાજર છતાં કાગળ છોડી વાંચી સુધારો કરી જાય છે એ વગેરે પ્રસંગોમાં કશી રોચકતા પ્રતીત થતી નથી; કયાંક અસ્વાભાવિકતા પણ આવી જાય છે.

કહાને બકદાલ્ભ્યના આખ્યાનમાં તંત્રશાસ્ત્રનો પારિભાષિક વિષય આપવાનો પ્રયત્ન કર્યો છે, પણ ત્યાં પારિભાષિક શબ્દોની ગણતરી સિવાય વિશેષ કાંઈ સાધી શકતો નથી; કેટલાંક સંસ્કૃત વાક્યો ને શબ્દસ્વરૂપો મૂકી ઊલટી જટિલતા કરી નાખી છે. આ ભાગ ખૂબ અશુદ્ધ હતો. એમાંની સ્પષ્ટ ભૂલો સુધાર્યા સિવાય સંપાદનમાં બીજું કાંઈ ચાપલ ન કરવા સાવચેત રહેવું પડયું છે. આ કયાંથી એણે ઉઠાવી અહીં મૂક્યું છે એ મળી શક્યું નથી.

## ઉપસંહાર

મહાભારતના સંપાદન પાછળની મારી પ્રતિજ્ઞાની પૂર્તિ સ્વ. અંબાલાલ જાનીને પ્રયત્ને આરંભાઇ અને શ્રી. શંકરપ્રસાદ રાવળને હાથે પૂર્ણતા પામી છે એ મારા જીવનનો એક પરમ ગૌરવ-પ્રસંગ છે, અને તેથી હું કૃતકૃત્યતા અનુભવું છું.

આ ગ્રંથ એક જ માસની મુદતમાં છપાઈ જશે કે નહિ એનો મને સંદેહ હતો, પરંતુ 'વલ્લભ મુદ્રણાલય'ના ચેરમેન શ્રી. અંબાલાલ માં. પટેલે હામ ભીડી મને થકવી નાખી આ કાર્ય સાધી આપ્યું છે. એ બદલ અહીં એમનો આભાર માનવાનું ભૂલી ન જ શકું.

જે પરમકૃપાળુએ મને આ મોટા અપૂર્વીય સંપાદન પાછળ પ્રેરણા કરી એને પૂરું કરાવી આપ્યું તેમના અનુગ્રહ આગળ આ જીવ નમન સિવાય બીજું શું કરી શકે?

बुद्धिमेरककृष्णस्य पादपद्मं प्रसीदतु ॥

મધુવન, અમદાવાદ, ૬
તા. ૨૯-૮-'૫૧

કેશવરામ કા. શાસ્ત્રી

# આખ્યાનોની અનુક્રમણિકા



નોધ :—કાવ્યાંતે ૭૨૭૫ પદ (જુઓ પૃ. ૫૮૩) હેવાનું મળે છે; પણ સરવાળે ૬૭૩૮ જ થાય છે. ચોપાઇઓની બન્ને ચરણે ગણના કરી હોય તો ૭૨૭૫ થીયે વધી જાય.

અધ્યા. કેશવરામ કા. શાસ્ત્રીનાં સંપાદન

શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ છપાવેલાં

૧. મહાભારત–પદબંધ–ગ્રંથ ૧ લો : આદિપર્વ અને સભાપર્વ

૨ „ „ –ગ્રંથ ૨ જો : આરણ્યકપર્વ

૩ „ „ –ગ્રંથ ૩ જો : વિરાટપર્વ અને ઉદ્યોગપર્વ

૪ „ „ –ગ્રંથ ૪ થો : ભીષ્મપર્વ . દ્રોણપર્વ અને કર્ણપર્વ

૫ „ „ –ગ્રંથ ૫ મો : શલ્યપર્વ ગદાપર્વ સૌપ્તિક અને સ્રીપર્વ

૬ „ „ –ગ્રંથ ૬ ઠ્ઠો : અશ્વમેધપર્વ ,

૭ „ „ –ગ્રંથ ૭ મો : મૌશલપર્વ પ્રસ્થાનપર્વ અને સ્વર્ગારોહણપર્વ

૮ નરસિંહકૃત હારમાળા (બીજી આવૃત્તિ)

૯ „ રાસસહસ્રપદી

૧૦ ભારતીય ભાષાસમીક્ષા (બીજી આવૃત્તિ)

## ૧. યૌવનાશ્વનું આખ્યાન[1]

### કડવું ૧ લું–રાગ રામગ્રી

શ્રીદામોદર આદ્ય આરાધું જી, કૃષ્ણપ્રતાપે હરિભક્તિ સાધું જી;
ગોવિંદ નામને બલિહારિ જાઊં જી, જેહેની કૃપાથી હરિગુણ ગાઊં જી. ૧

ઢાળ– જેહેની કૃપાથી હરિગુણ કહું, જેણે નિર્મળ થાયે આપ.
હરિનામથી સર્વ કર્મ સાચાં, ત્રાસે સઘળાં પાપ. ૨
શ્રીકૃષ્ણ કેરા નામથી જીવને થાયે સાધન.
શ્રીકૃષ્ણ કેરું ચિંતન કરે તેહેનું જીવતર ધન્ય. ૩
તેહેને સકળ વ્રત સાધન થયું, કીધાં સઘળાં દાન.
તીર્થમાંહાં બહુ તપ કરયું, જેણે આરાધ્યા ભગવાન. ૪
શ્રીમહાભારથની કથા પાવન સાંભળતાં અઘ જાય;
સ્ત્રી—બાળ—ગૌ—બ્રાહ્મણ—હત્યા સાંભળતાં મૂકાય. ૫
સવાલક્ષે શ્લોકે કરીને ગ્રંથ કીધો એહ.
જન્મેજય રાય શ્રવણે સુણ્યો તો થયો નિર્મળ દેહ. ૬
ચ્યાર પદાર્થ સુણ્યે પામે પાંચ રત્ન રસાળ.
મુગટ મણિ-મે વિરાજિત શ્રીકૃષ્ણદેવ કૃપાળ. ૭
અષ્ટાદશમાંહે પરવ સુંદર, રસ તણો નહિ પાર.
માંહે ભક્તિરસ વૈરાગ્યરસ બહુ વીરરસ શૃંગાર. ૮

---

૧. આરંભઃ–"શ્રીગણેશાય નમઃ અથ શ્રી અશ્વમેધ લખ્યો છે"

તે મધ્યે જૈમુનિ કેહે કથા અશ્વમેધ નિધાન.<br>
વૈષ્ણવરાજ ભકત હરિના ત્યાંહાં તેહ સમાન્ય. ૯<br>
[તે] માટે હરિનૂં ભજન કરજ્યો. પ્રભુને ભક્તિ વાહાલી.<br>
સભા મધ્યે વૈષ્ણવ નહિ તે સભા દીસે ખાલી. ૧૦<br>
વૈશંપાયન પર્વ સત્તર તણા કહ્યા બહુ ભેદ.<br>
હવે જૈમુનિ રુખિ મુખ્યથી રસિક કેહે અશ્વમેધ. ૧૧

મહા રમ્ય સ્થાનકે રાય બેઠો, રમ્યક છે આસંન.<br>
સભાની રચના મનોહર રમ્ય કેહે મુનિજંન. ૧૨<br>
અનેક વિધિની સેવા કીધી, જ્યમ રાયને ઘેરચ હોય.<br>
મુન્ય રુખિ ચોહોગમાંની સભા સઘળી જોય. ૧૩

પૂંજ્યા જૈ જન્મેજય રાય, નમ્યા જૈને ચરણ.<br>
વૈષ્ણવ કચેરી કોહો કથા, જેજે સેવક અશરણશરણ. ૧૪<br>
આદ્યેથી આરંભ કરીને કથા કોહો, રુખિરાજ.<br>
કુરુક્ષેત્ર પૂઠે પાંડવે હવે કોણ કીધૂં કાજ? ૧૫<br>
એહ કથા રુખિજી, કોહો; મન વિષે સઘળૂં હેત.<br>
એમ કહીને ચરણે નમિયો સકળ સભા સમેત. ૧૬<br>
અમર ધૂપ આકાર કીધા પ્રસન્ન ત્યાંહાં રુખિરૂપ.<br>
મહાનુભાવ રુખિજી કેહે સઘળ શોભ્યૂં સ્વરૂપ. ૧૭

હવે રુખિજી બોલિયા. સુણો, રાય ચતુર સુજાણ.<br>
અશ્વમેધ ભારથ કહૂં તુજને કથા–સારંગપાણ્ય. ૧૮<br>
પદેપદે કૃષ્ણ પાખે અન્ય નહિ ઉચ્ચાર.<br>
અશ્વમેધ કહૂં તુજને વિષ્ણુભક્ત અપાર. ૧૯<br>
વિસ્તારીને કહૂં કથા; એકમન્યે સુણજ્યે, રાય.<br>
રુદે કેરી જાડ્ય ભાજે, જીવ પાવન થાય. ૨૦

૧૧. અહીં 'રુષિ' જોડણી મળે છે. સંભવ છે કે ઉચ્ચારણ 'રુખિ' હોય.<br>
૧૭. અહીં "માંનુભાવ" મળે છે.

કુરુક્ષેત્રે જુધ્ધ કરી હસ્તિનાપુરમાંહાં આવિઆ બળવંત.
રાયે ત્યાંહાં સાંભળિઓ, સર્વ સેન્યાનો આવ્યો અંત. ૨૧
રાય યુધિષ્ઠિર ભીમસેન્ય અર્જુન નિકુળ ને સેહેદેવ.
વૃખકેત નામે કર્ણ-કુંઅર કરે પાંડવ-સેવ. ૨૨
કુંતા માતા દ્રૂપદી ને સુભદ્રા એ નારિ.
તે વિના કો દીસે નહિ રાય યુધિષ્ઠિરને દ્વારિ. ૨૩
કો પાયક નહિ મંદિર વિષે, એકે નહિ વાહંન.
કોઠાર ઠાલા રાયના; ભંડારમાંહાં નહિ ધંન. ૨૪
સંન્યાહ આયુધ અલંકાર અંબર ન દીસે એક.
તાંહાં જુધ્યદાતા કો નહિ, સર્વ કુટુંબ મારયૂં છેક. ૨૫
ચિંતા આણી વીર બેઠા, મૂકિયા નિઃશ્વાસ.
વૈરાગ્ય કેરો ઓઘ પાડિઓ, કો નહિ તેહેને પાસ. ૨૬

વલણ

કો નહિ તેહેને પાસ રે, ચિંતા વીર સઘળી ધરે.
જૈમુનિ કેહે: સુણો રાયજી, હવે પ્રભુજી લીલા શી કરે. ૨૭

કડવું ૨ જું-રાગ કેદારો

એણી પેરે બોલ્યા જૈમુંન્ય: કથા ધરો ને ચિત્ત, રાજંન.
દુઃખ આણીને પાંડવ ત્યાંહાં અત્ય ઘણું તપિયા રે. ૧
ઢાળ-દુખ આણીને પાંડવ બેઠા, દારુણ કીધૂં કર્મ.
ભીષ્મ મારિયા રણમાંહેં, એ કોણ અમારો ધર્મ? ૨
વળી દ્રોણાચાર્ય સરખા રણ મારયા અને મારયા કર્ણ;
શત ભ્રાત દુર્યોધન મારયા; કોણ કરયૂં આચરણ. ૩
એ રણમાંહેં દળ અવટાણું, તે સગા વિના નહિ હોય.
ગોત્ર-નિકંદન ક્યાંહાં છૂટિશે? મોટો તાંહાં અઘ હોય. ૪
અંતરગતિમાંહિં અવિલોકે; નયણે આવ્યાં નીર.
"ધિક્‌ધિક્ મુંને," કેહે યુધિષ્ઠિર; "પાપે ભરયાં શરીર. ૫

"ત્રણ્ય લોકમાંહિં સહુકો જાણે પાંડવ મોટા દુષ્ટ.
"આવડું કર્મ કોણે ન કીધું, એ કીધું અરિષ્ટ." ૬
એહેવૂં વિમાસી રાય યુધિષ્ઠિર સિંહાસનથી ઢળિયા.
કુંતા સાથે પાંચે પાંડવ મહા શોકમાંહે ભળિયા. ૭
કૃપાનાથનિધાન આગળે કીધાં પાપ અનેક;
શ્રીકૃષ્ણે જાણ્યૂં: 'એ પાપી કર્મ ન આવે છેક', ૮
પ્રગતમાંહિં એ ત્યાંહાં દામણા દેખાડે કયમ મુખ?
અંતરગતિમાંહિં પામ્યા છે એ પાંડવ સઘળાં દુઃખ. ૯
જીવિતવ્ય વૈભવ રાજ્યકાજ્ય સર્વ મનની ત્રૂટી આશ.
એહેવા શોક વિષે રુખિ આવ્યા પાંડવ પાસે વ્યાસ. ૧૦
મહાનુભાવ ઋષિજી જવ આવ્યા, આસન આપ્યૂં પ્રૌઢ.
પાંડવને ત્યાંહાં અવિલોકીને મહંત થયા દિગમૂઢ. ૧૧
પ્રશંસા કીધી પાંડવ કેરી રુખિજિયે વિવિધ પ્રકાર.
આંસૂ લોહીને બેઠા કીધા પાંડુ તણા કુમાર: ૧૨
"એહે ધોરંધર, કાં દુઃખ આણો! મનની ચિંતા તજિયે.
"દુઃખ શોક ને સઘળાં છાંડી હેત કરી હરિ ભજિયે. ૧૩
"અનેક કલિમળ અગ્યથી છાંડી લ્યો ત્યાં હરિનૂં નામ.
"પ્રભુદૃષ્ટિથી કર્મ વેગળાં કરે તમારાં કામ." ૧૪
રાય યુધિષ્ઠિર કેહે છે: "સ્વામી, અમે વિમાસ્યૂં મંન્ય.
"ગુરુજીઆદે સર્વ માર્યૂં; પાપે ભરાણાં તંન. ૧૫
"હવે કોણ રીતે અહ્મો મુખ દેખાડૂં? સહુકો કેહેશે પાપી.
"કૃપાનાથ, તમો ભલે પધાર્યા; અમને જાઓ બુધ્ય આપી. ૧૬
અર્ઘ પાદ્ય ને વિષ્ણુ આરાધ્યા, પ્રેમે પૂજન કીધ.
પાંડવને આગળ્ય બેસારી બુધ્ય સિખામણ દીધ: ૧૭
"અરે સુભટો, સઘળાં અઘ જાય અને ઉજ્જવળ થાઓ.
"અશ્વમેધ તમે યજ્ઞ કરો, નહિ તો અગ્નિમાંહાં સમાઓ. ૧૮

૮. આમ ક્યાંક 'છેક' પણ મળે છે.

"અત્ય આદરશું યજ્ઞ કરીને પુણ્ય હરિ-કર દીજે!
"ત્રણ્ય લોકમાંહાં કીર્ત્તિ વાધશે; કાયા નિર્મળ કીજે. ૧૯
"હય પૂજીને જાહારે મેલ્હશો, હાંમોહામ્ય ચ્યધારી,
"તે રાજા જીતી જશ લેનાં ગોત્રનિકંદન દંકાળે." ૨૦
પાંડવ કેહે: "સ્વામી, તે સાચૂં; કેહી પેરે આદરિયે?
"સૈન્ય ગંગાજળ ને ધન ક્યાંહાંથું? કોણ વિધિ અહ્મો કરિયે? ૨૧
"પૂર્વે રાજા મૂરંત (મુરુત્ત?) હવો, તેણે કાધ્યા બહુ યાગ્ય.
"દ્વિજને કર ધન સઘળ આપ્યૂં, તેણે કીધૂં તાગ્ય. ૨૨
"તજી હેગ તેહેનો ડુંગર છે, તે રખે વિપ્રનૂં જાણો!
"અરણ્ય કરીને વિપ્રે જે નાખ્યૂં ધર્મઅર્થે ઘેરય આણો." ૨૩
"જો કેહેશો ધન બ્રાહ્મણ કેરૂં, ગજ્ય વિપ્રનૂં હોયે,
"પરશુરામે ક્ષિતિ દ્વિજને આપી તે જાણે સર્વ કોયે. ૨૪
"ગોત્રનિકંદને, સ્વામી, ધ્રૂજે છે સઘળ અમારાં આપ-
"વળી ધન લેતા બ્રાહ્મણનૂં થાયે સમોવડ પાપ. ૨૫
"અભંગ કિંનર ખંડ તણો એક યૌવનાશ્વ રાજંન,
"સૈન્ય સકળ ધન તેહેનું લેવૂં." કહી વળ્યા મુનિજંન. ૨૬

### વલણ

કહી વળ્યા મુનિજંન રે, પાંડવ તે શોકમાહાં ભળ્યા.
નિશામાંહે કૃષ્ણ પધારયા, તાપ અંતરના ટળ્યા. ૨૭/૫૪

### ઝમક ૩ જું—રાગ આશાવારી

અંતરના ટળિયા તાપ, આવ્યા શ્રીવિશ્વાવાસ.
સંતાપ સઘળા સુભટના ટાળવાને અવિનાશ. ૧
હાળ-તાપ સઘળા ટાળવાને આવ્યા વૈકુંઠનાથ.
પાંડવ ચરણે નમીને મળિઆ પરસ્પેરે ગ્રહી હાથ. ૨
અતિસુંદર આસન ઊપરે અખિલેશ્વરજી બેઠા.
કૃપા કરીને સાહામૂં જોયૂં, પાંડવ વ્યાકુળ દીઠા. ૩

કુંતી ને દ્રૂપદી નારી તે નમ્યાં પ્રભુને આવી
પાંડવ શ્રીપરત્વ હૈન પ્રભુજીને; બેસારયા બોલાવી ૪
અનેક વિધિની પૂજા કીધી; કુસુમ તણા કંઠે હાર.
ચોકીપાસાં અગર ઉવેખ્યા, રીઝયા પાંડુ તણા કુમાર. ૫
વાયુભજન ચરણ તળાંસે, થઈ રહ્યા છે દાસ.
પાંડવને તાંહાં પ્રભુચરણનો પૂરણ છે વિશ્વાસ: ૬
"અરે યુધિષ્ઠિર, ચિંતા કશી છે? પ્રેમ કરી મુહને કેહે.
"જો જાણે જે પાપ શિર મોટાં છે તો કર મેલેલો દેહિએ. ૭
"નહિતો તમને પાપ નથી કાંઈ, અર્જુનને દેખાડયું;
'વૈરાટ તણા સ્વરૂપ મધે પરસ્પેરે અવટાણું. ૮
"તે માટે કાં ચિંતા આણો? પાપ નહિ તુજ શીશ.
"પાપ હોય તો મુજ કર મેલેલો, બાળું." કેહે જગદીશ. ૯
દીન થઈને ચરણે નમીને કેહે યુધિષ્ઠિરરાય:
"જે કરી પુણ્ય મેલેસ્યૂં બહુ વિધિ તાંહાં અન કયમ મુકાય? ૧૦
"જો જાણો જે પાંડવ માહારા, કૃપા કરો તમ્યો અમને:
"અશ્વમેધ તમ્યો યજ્ઞ યજાવો; પુણ્ય આપિયે તમને. ૧૧
"જેણે કરીને વાધે ગર્જના અને ઢંકાયે કર્મ;
"જો જાણો પાંડવ પોતાના તો જશ આપો, પરબ્રહ્મ. ૧૨
"શીતળ થાયે ત્રૈકમળમાં, જો કરો આદરી યાગ;
"જે જે સ્વર્ગભુવનમાં થાયે એહ પામે હવ્યવિભાગ. ૧૩
"જો પાંચેના ચિત્તમાં આવે તો શીઘ્ર કરો એ કામ;
"કર્મ કર્યાં તે સઘળાં છૂટે, રેહે ધરમાં નામ. ૧૪
"સ્વામી, અમારે અશ્વ નથી છે, સૈન્ય નહિ. નહિ ધંન
"અમો જાણું છું: સર્વ આવશે સન્મુખ શ્રીજગજીવંન. ૧૫
"કૃપાનાથ, અમ્યો સદા તમારા, તો અમને સર્વે જાણિ.
"નરનારી કેહે:- પાંડવને બહુ પ્રેમ પ્રભુજી આણ્યો.' ૧૬

"એટલા માટે યજ્ઞ કરવાનું અમે ધર્યું મનમાંહ.
"અમે અપરાધી અણુમાત્રમાંહાં, નહિ તો કયમ કેહેવાયે?" ૧૭
એમ કહી કુંતાજી આદે નેત્રે ભરચાં છે નીર.
પ્રશંસા કરી હ્રદેકમળમાં ભીડયા શ્યામશરીર. ૧૮
પ્રભુ કેહે છે: "સુણો, પાંડવો, એ સત્ય અમને થાશે.
"ભદ્રાવતિયે હય ગંગાજળ લેવાને કોણ જાશે? ૧૯
"યૌવનાશ્વરાજાને ઘેરચ ધન સૈન્ય સબળ તોરંગ;
"શાસ્ત્રમાંહાં ત્યાંહાં જેહેવો બોલ્યો તેહેવું શોભિત અંગ." ૨૦
વાકય સુણીને આનંદ પામ્યા કુંતીના સુત જેહ.
મળી એકઠા ભોજન કીધું, કૃપાનાથ જાદુ નેહ. ૨૧
એમ કરતાં રજનિ મધ્ય ગઈ છે, પરજંગ રચિયો જાંહ,
અનેક વિધિની પ્રભુ સંઘાતે ગોષ્ઠ કરી છે ત્યાંહ. ૨૨
એમ કરતાં હવે રજની વીતી, ભાસ્કર પ્રગટચો દેવ.
નિત્ય કરી પ્રભુ પાંડવ સાથે આવ્યા સભાયે તતખેવ. ૨૩
કર્ણ તણો સુત વૃખકેત ને ભીમ તણો જે પુત્ર,
ઘટોરગચ્છનો મેઘવર્ણ તેહેની શોભા પરમ વિચિત્ર. ૨૪
બીજા વર્ણ, તણી ધોરંધર અન્યેક આવ્યા રુખ્ય,
સભા રચી, બંદીજન આવ્યા, જયજય બોલે મુખ્ય. ૨૫
એણે સમે હવે પ્રેમ કરીને બોલ્યા શ્રીભગવાન:
"કિંનર ખંડ વિષે જનવા કોણ થાશે સાવધાન? ૨૬
"દશ ક્ષોહોણી કેરો છે અધિપતિ પિતા પુત્ર બે શૂર,
"તેહ તણું દળ સબળું ચાલે જયમ સાગરનું પૂર. ૨૭
"પાંચ ક્ષોહોણી સેન્યા સાથે અશ્વ જળ પીવાને જાય.
"સંન્યાહ પેરે આયુધ સઘળાં, સાહામું કોણે ન જોવાય. ૨૮
"સવા પોહોર દિનકર ચઢતે શંખનાદ ને ભેર,
"ગંગાજળને મધ્યે રાખીને સેન્યા સર્વ ચોહોફેર, ૨૯

૨૨. પરજંગ=પર્યંક, પલંગ ૨૯. 'ગંગાજલ'=ગંગાજલિયો ઘોડો.

"નગર આગળે એક સરોવર ત્યાંહાં જઇ પ્રાશે તોય.
"નરનારી જોવાને આવે, પરમ કુતૂહલ હોય. ૩૦

વલણ

"પરમ કુતૂહલ હોય રે, તેહમાં જઇ ઘોડો ફરે,"
કૃષ્ણ કેહે છેઃ "આંહાં રથથી તે ભદ્રાવતીમાંહાં પરવરે." ૩૧/૮૫

## કડવું ૪ થું–રાગ ગોડી ચુપૈ

"ભદ્રાવતિયે જૈ પરવરે," શ્રી કૃષ્ણ કેહિઃ "કર બીડું ધરે;
"સેન્યા તેહેની છે અભંગ, દશ ક્ષોહોણી સબળું ચતુરંગ. ૧
"અતિરથી બળિયા છે ઘણું, સબળ સુદ્ધ જાણે તેહ તણું.
"એ છતી જો લાવે વાજ્ય તો સિધ્ય પામે સઘળાં કાજ્ય." ૨
વચન સાંભળી હરિનાં એવ કર્ણકુંઅર ઊઠયો તતખેવ;
ચરણે પ્રભુને નામિ શીશઃ 'આપો આજ્ઞા, શ્રીજુગદીશ. ૩
"તમ્યો કહ્યું જે સેન્યા રાય તે નારી માહારા ઘરમાંય;
"તે વશ્ય કરતાં શો આયાસ? છતી હય લાવું તમ પાસ.
"હું છું દાસ તમારો સદા. યુધ્ય કરવાને ઇચ્છું મુદા."
બોલ્યા ધર્મ; કેહેઃ "સુત, સુણો; તે રાજાનો મહિમા ઘણો. ૫
"લઘુવેશ નાહાનડિઓ સહી પ્રભુ આગળ શું બોલ્યો રહી?
"બાપ, તું નવ જાણે યુધ્ય; રણમાંહે સાચવવાં આયુષ્ય. ૬
"કુશળ રાખવું પોતે અંગ, માહામા દળનો કરવો ભંગ.
"દશ ક્ષોહોણીને વશ કીજિયે, અને ઉપરથ ઘોડો લીજિયે. ૭
"વળી જીવતો ગ્રહી રાજંન, લેવું સકળ તેહેનું ધંન.
"પ્રથમ થાય જો એહેવી પેરથ, અશ્વમેધ તો કીજે ઘેરથ. ૮
"તુજને ધરી રહ્યો છું મંન્ય. તું તો નેત્ર અમારાં, તંન.
"કહુણ કામ એ યોધનું જોય કૃપાનાથ–કરણાથી હોય. ૯
"આપણ કોણ માત્રમાંહાં, ભ્રાત? જાણે તો જો મસ્તકય નાથ.
"ઘણીવાર પ્રભુ કરણા કરી, પાંડવ ઉગારયા શ્રીહરિ. ૧૦

"વિખ મોદિક કીધા જે મર્મ તાંહા ઊગારયા શ્રીપરબ્રહ્મ.
"ઇંદ્રપ્રસ્થ જે કપટ—અવાસ ત્યાંહાં રાખ્યા શ્રીવિશ્વાવાસ, ૧૧
"પૂરયાં ચાર દ્રુપદી[નાં] જેહ; કોણે ન દીઠી તેહેની દેહ.
"આપે વસ્ત્ર થઇને રહ્યા; સભામાંહિં એમ કીધી મયા. ૧૨
"રખિ દુર્વાસા દુર્યોધન મોકલિઆ કરવા ભોજંન.
"તેણે કાળ્યે આવિયા રૂખિ, ન મળે અન્ન, થયા મહાદુખી. ૧૩

"પ્રભુ આવ્યા તાંહાં કરણા કરી, તેણે હાસે ઊગારયા હરિ.
"હામ્ય હામ્ય શ્રીત્રિભુવન ધણી એમ રાખ્યા પોતાના ગણી. ૧૪
"કેહેતાં રસના નાવે પાર. કૃપા કરી એમ વિશ્વાધાર.
"તે માટે સાંભળ્ય, કહૂં, પુત્ર; આપણું હાથ્ય-હરિ ધરસૂત્ર. ૧૫
'મોટૂં' અશ્વમેધનૂં નામ, પ્રભુકૃપાથી થાયે કામ.
"નાથ્ય કેહે તમ્યો સહૂકો કરો, આપે આજ્ઞા તે પરવરો. ૧૬
'આજ્ઞા ઇશ્વરની લીજિયે, થઇ સાંસતા શુભ કીજિયે.
"તે કાર્ય—વશેકે પામે સિધ્ય, પગલે પગલે વગી રિધ્ય. ૧૭
"આપણે સેન્ય નહિ વાહંન, પાળા થઇને જાવૂં, તંન.
"રેહેવૂં દશ સોહોણીમાં જઈ. ઊપર ને કો પામે નહિ. ૧૮
"વાજે દુંદુભિ, છૂટે બાણ, એક મેહેલે, એક કરે સંધાણ.
"ભંમર સરખાં દીસે બહુ; હામ્ય હામ્ય "પોકારે સહૂ. ૧૯
"જેણે યુધ કીધાં હોયે ઘણાં, કારણ જાણે વિદ્યા તણાં,
"અનેક જાળવી રાખે અંગ, લઘુલાઘવી વિદ્યા બહુ સંગ, ૨૦

"ઊપરચના કરનારા ઘણા, તે દળમાં કો નહિ આપણા.
"દાહો દિશ દષ્ટ સેન્યમાં ફરે, ધનુર્વિદ્યા તાંહાં નવ્ય સાંભરે. ૨૧
"રણ્ય જય પામ્યા તો અર્જુંન, રથ ઊપરચ જો જુગજીવંન.
"પુત્ર, તુજને અમો જાણૂ સહી, તૂ સરખો કો બળિયો નહિ. ૨૨
"અર્જુનની જોડ, સુત, તમે, અશ્વમેધ તો કરશૂં અમે."
વચન સાંભળી નમિયો પાય, કર જોડી કેહે : "સુણો, રાય. ૨૩

"માહારો પિતા તમારો ભ્રાત લાજે કર્ણનિ કુંતા માત.
"મિથ્યા વચન કહે કેમ,સ્વામ્ય? પછે ખોડે તમારે આવું કામ્ય? ૨૪
"કાકોજી વધુ્ય કરવા જાય, બાળક થઇ રહું ઘરમાંય;
"સત્ય સાંભળો, રાજા ધર્મ, ઉત્તમ કુળ કેરું નહિ કર્મ. ૨૫
"કુંઅર બાર વરસનો થયો, ઉદર ભરી જો બેસી રહ્યો,
"કામ્ય પિતાને નાવે જેહ, પચે નરકમાં તેહનો દેહ. ૨૬
"જનુની સુખ નવ પામે, બાપ; પુત્ર નહિ તે ઘરમાં સાપ.
'માતપિતાનાં પોષણભરણ, દ્વાદશ વરસે સુત-આચરણ; ૨૭
"માતપિતા કેરો મહિ અંશ, કુટંબ વર્ગ પોતાનો વંશ,
"સોહો વડો ન માને કો જેહ, પચે નરકમાં તેહનો દેહ. ૨૮
"તાત પિતરિ આવે સમાન્ય, તેહમાં અંતર નહિ સંતાન.
"ચાલે ઉત્તમ કુળ આચાર, પુત્ર તણો તાં એ અધિકાર. ૨૯
"પિતા-ચરણ ઉપરય નહિ નેહ, કુંભીપાક પચે તે દેહ.
"લઘુવય શું જાણો, ભૂપાળ? બાળક તોડે તમારો બાળ. ૩૦
"લઘુવેશમાં જો ન કહું જોર, તો કોણ માને માહારો અકોર?
"પ્રતાપ સર્વ જાણે તમ તાત. ધનુર્વિદ્યા છે માહારે હાથ. ૩૧
"શલ્યા મૂકીને કહે ધરો, ચરણામૃતપ્રાશન કરી પરવરો.
"શંખચક્રનો કરો સનાહ, રાખો કૃષ્ણ હૃદેમાં સાહ. ૩૨
"વૈષ્ણવાસ્ત્ર મેરેનું તાંહાં સહી, સાહામું કો રણ રેહેશે નહિ.
"તાતજી, તમ્યો પ્રેરજો શ્રીહરિ, આપે આજ્ઞા કરુણા કરી. ૩૩

વલણ

"આપો આજ્ઞા પ્રભુ, મુજને. હરખ માહારે મન્ય ઘણો.
"યૌવનાશ્વપને જીતું તો જાણજો કુંઅર તમ તણો." ૩૪
એમ કહી વૃખકેતે સાહારે પ્રભુચરણે સિર ધર્યું.
નમક ક્રોધે વૃખકેતે વાક્ય એહેવું આચર્યું. ૩૫

### કડવું ૫ મું–રાગ માલવ

વાક્ય સુણી વૃખકેતનાં બોલ્યા અંતર્યામી રે:
"ધન્ય ધન્ય તું કર્ણ તણા સુત, સન્મુખ થયા છે સ્વામી રે. ૧
"ધન્ય બુધ્ય એ બાળપણાની; પ્રથમ કરવું જૂધ રે.
"લાવો ભાથા શસ્ત્ર તમારાં, નિરખું સર્વ આયુધ રે." ૨
વાક્ય સુણીને વિદ્યાધારનાં મંદિરમાં જાહાં નારી રે:
"લાવ્ય, ભામ્યની, આયુધ દેખાડું, નિરખે દેવ મોરારી રે. ૩
"ધર્મરાયની ઇછા થઇ છે, અશ્વમેધ તે કરવો રે.
"યુધ્ય કરવા જાવું યૌવનાશ્વશું, યજ્ઞ-તોરંગમ હરવો રે. ૪
"દશ ક્ષોહોણી કેરો છે અધિપતિ તે મેં વરિયો, નારી રે.
"તે રાજાને ગ્રહી જીવતો તોરંગ લાવું દ્વારિ રે." ૫
ચતુરશિરોમણિ પરમ સાધવી મેહેલા મુખે એમ બોલે રે:
"ત્રણ્ય લોકમાં સુણો, કૃપાનિધિ, કર્ણ તણે કોય તોલે રે? ૬
"ત્રણ્ય ચેહેન એહેને અજેય અધ્યર્કા: શૂર સબળ ને દાતા રે,
"વિષ્ણુભક્ત ચિત્ત હરિને ચરણ્યે; એહેની ધન્ય જનેતા રે. ૭
"જેણે પહેલો પોહોર પોતાનો કીધો, જેણે આપ્યાં દાનમાંહાં ચર્મ રે,
"ખાલ વિના જેણે મહાયુધ કીધાં દષ્ટે શ્રીપરિગ્રહ રે. ૮
"યુધમાંહાં ત્યાં પ્રગટ થાશે સ્વામી, પિતાનું નામ રે.
"તે માટે મન દ્દઢ રાખી કરજો મહા સંગ્રામ રે." ૯
સ્રી તો શિખામણ દે છે: "સાંભળોને, સ્વામ્ય રે.
"જુગ સર્વેમાં જસ થાયે; રાખશે નરનારાયણ નામ રે. ૧૦
"લઘુવેશમાં જેહેની કીર્તિ ન ચાલે, તેહેનો ધિક્ અવતાર રે.
"યુધ્યસમે પાંડવ મન હીસે; રીઝે વિદ્યાધાર રે. ૧૧
"પરઠી પાછાની પાછી માં કરશો; એમ આપણે કુળે [ન] હોય રે.
"હું છું ચરણકમળની દાસી; કહું, ખાપણ લાગે જોય રે." ૧૨
"પ્રાણપ્રિયા, સુભ્ય, ઉત્તમ કુળની કીર્તિ આપણી થાશે રે.
"આપણ માથે પાંડવ ગાજે, જશ આપણો બોલાશે રે. ૧૩

"સદા નિરંતર શ્રીનારાયણ પાંડવને શિર ગાજે રે.
અર્જુન કેરો કુંઅર જાણો, પરદળ મનમાં ભાજે રે." ૧૪
એમ કહીને આયુધ્ય લાવ્યો, શ્રીહરિને દેખાડે રે.
અર્જુન સરખાં શર દીઠાં. રણમાંહાં રાદ પોંહોચાડે રે. ૧૫
વજ્રબાણ કાલાનલ જોયાં અગનાસ્ત્ર અનેક રે,
બ્રહ્મશર ને અર્ધચંદ્ર, પાવકાસ્ત્ર પાંચ વિવેક રે ૧૬
કર્પરાસ્ત્ર ને વરુણાસ્ત્ર વંકમુખ મોહાસ્ત્ર ને ઉદ્વેગ રે.
દિવ્યાસ્ત્ર ને શૈલ્યાસ્ત્ર, સદા મોહિન મેન રે. ૧૭
ચક્ર ત્રિશૂળ ગદા ગુર્જમાદિક પેખ્ય પેરખનાં બાણ પેખે રે.
જ્યે જયે નીમ્યાં બાણ બહુવિધે દીઠાં તેહ અલેખે રે. ૧૮
સંભાળી ભાથા પુરુષોત્તમ વૃષકેતને આલે રે:
"મહાસંગ્રામવિષે જય પામિશ, શીઘ્ર કરજ." હરિહવે ચાલે રે. ૧૯
ભાથા બીડી પ્રભુ પાખલે પ્રદક્ષણા તાંહાં દીધી રે;
કર્ણકુંઅર તાંહા ચરણે નમિઓ, શીખ પ્રભુની લીધી રે. ૨૦
હવે વીર ચલ્યા છે સત્વર હય લેવાને કામ્ય રે:
"મેન્યા નામે માહારી નારી જ્યતી લાવૂં આમ રે." ૨૧
"વૃષકેત સઘાતે જાવૂં' ભીમ મહાનંદ રીઝે રે.
'કહ્યૂ ન માને જો વહુ એહેનું, તો સિખામણ દીજે રે. ૨૨
"જે વધૂ રેહે પીહરમાહે, તે કંથ તણે વશ નાવે રે.
'કુંઅરનું જો કહ્યૂ ન માને તો મુજ દીઠે ઘેરજ આવે રે.' ૨૩
પ્રભુ કનેથી માગી આગન્યા ભીમ થયા સાવધાન રે.
તેણે સમે તાં આવ્યો મેઘવર્ણ, બોલ્યો વાક્ય નિધાન રે:
"અમ્યો માયાવી અનક્ષ ચાલું; વિદ્યા તણો નહિ પાર રે.
"પાંચ ક્ષોહિણી પ્રાજે કરીને માહારે હરવો તોખાર રે: ૨૫
"અનેક વિધિનાં રૂપ ધરું, અમ્યો માયાવી કેહેવાઉં રે.
"અશ્વ હરીને આપૂં તાતને, કાંહાં તો સાથે જાઉં રે." ૨૬

શ્રીનારાયણ મનમાં રીઝ્યા, અવિલોક્યૂં મન સાથે રે :
"કામ કરીને નિશ્ચે આવે." મોકલ્યા ત્રણ્ય સંઘાતે રે. ૨૭

### વલણ

સંઘાતે ત્રણ્ય મોકલિયા, કામ કરી આવે સહી.
પાંચમે ઝમકે શોક છાંડી પાંડવ બેઠા સજ થઈ. ૨૮
સજ થઇ ત્યાંહાં બેઠા યુધિષ્ઠિર; ત્રણ્ય ત્યાંહાં પરવરિઆ.
વૈરાગ્યમારગ સઘળો છાંડી વીરરસે વળી ભળિયા. ૨૯
જૈમુન્ય રખિ કેહે છે જન્મેજયને: વૈરાગ્ય રસ એ જાણો.
હરજીસુત [કાહાન] કેહે છે: શૃંગાર રસ સપરાણો.[1] ૩૦/૧૫૦

### ઝમક ૬ ઠું–રાગ અંદોલ

જૈમુન્ય કેહે છે: રાય, તત્પર ત્રણ્યે થયા.
આપણે ઘેરચથી પાળા પરવરે એ, હરિ આજ્ઞા દેઇ ગયા. ૧
વોળાવી શ્રીવૈકુંઠરાય, ધર્મરાજા કુંતીમાય,
તિલક કુંકુમનાં વધાવી કેહે: શુભ કરો એ. ૨

### ચાલ્ય દેશી ત્રોટકની

ઢાળ–"શુભ કરો હવે કામ, જય પામીને આવો આમ;"
આશિશ દે તેણે ઠામ્ય. દ્રુપદી જેહેનૂં નામ. ૩
શુભ અર્થે માંડી પાય, તાંહાં શુકન કેહેવાં થાય?
ધાવત વછ એક ગાય કરે હિંસોરા મુખમાંય. ૪
માલ્યણી ચોસરહાર; મળ્યા વણિક શિર એ ભાર.
મળી દર્પણ જોતી નારય; ધરચા અંગ્ય સકળ શૃંગાર. ૫
સકળ પૂજ્યાં ગાત્ર; દ્વિજ મળ્યા સાહામા પાત્ર.
સાહામો વાયસ આવ્યો ત્યાંહાં, લેઈ આહાર શુભ સુખ માંહાં. ૬
સાહામો નકુળ દેતો ફાળ, જોઇ વળ્યા હરિ ભૂપાળ.
આનંદ કરતા ત્રણ્ય તાંહાંથી શીઘ્ર ચલાવી ચરણ, ૭

---

૧. અંત:–"ઇતિ અશ્વમેધે વૈરાગ્ય રસ સમાપ્ત હવે શ્રીરસ સરસ કહિશે"

જાંહાં યૌવનાશ્વ નરેશ, જઈ પોહોંચ્યા તેણે દેશ.
ભદ્રાવતી અતિભવ્ય, તે સઘળી દીઠી દિવ્ય. ૮
દિશા પશ્ચિમ કેરી જાંહ, એક સબળ પર્વત તાંહ.
તરુ સઘળ ફૂલ્યાં પાન, દેવવૃક્ષ સઘળ સમાન્ય. ૯
શીતળ છાયા ને વાય, જોઈ રહે અતિસુખ થાય.
વનવાડીની લીલા ઘણી, સર્વ વરત માંડે છે મણિ. ૧૦
તે પર્વતે ચઢિઆ વીર મહાપરાક્રમ રણધીર.
ત્યાંહાંથી અર્ધ કોસ અપાર છે નગર બહુ વિસ્તાર. ૧૧
મણિજડિત પાખલે દુર્ગ, જાણે બીજૂં ભૂતળ સ્વર્ગ.
મણિ સૂર્ય જ્યોતિ પ્રકાશ ઝળહળે સઘળા અવાસ. ૧૨
બહુ છજાં ગોખ જડાવ, ત્યાંહાં ચિત્રશાળા લખાવ્ય.
ધજા પતાકા જેહ ફરહરે બહુવિધિ તેહ. ૧૩
તરિયા તોરણ બાંધ્યાં બહુ, જન વસે ધનવંતા સહૂ.
બહુ સૂર્યકાંતિ અનેક, ઇંદ્રનીલમણિ નહિ છેક. ૧૪
બહુ સ્ફાટિક જડિયાં દ્વાર્ય; કરે મરકત મણિ ઝાતકાર.
હર્મ્ય હર્મ્ય કીર્તન હોય, કરે કુતૂહલ સર્વ કોય. ૧૫
એક નિગમ ભણે સ્તોત્ર; ચાલે ધૂમ બહુ અગ્નિહોત્ર.
માન્યની મધુરં ગાન, અપ્છરા લેતી તાન. ૧૬
થઈ રહ્યૂં એમ કલ્લોલ, દીસંતૂં ઝાકમઝોલ.
તે નગર-શોભા પ્રૌઢ જોઈને થઈયે દિગ્મૂઢ. ૧૭
તે તો જોજન ફરતી બાર, છે અમરપુરી આકાર.
બત્રીસ ફરતી પોળ્ય, ત્યાંહાં થઈ રહ્યો રંગરોળ્ય. ૧૮
બહુ વાવ્ય કૂપ આરામ, વાડી વિરાજિત તે ઠામ.
ઠામ્ય ઠામ્યે ભરિયાં નીર, કરે પક્ષી કલ્લોલ કીર. ૧૯
નગર ફરતા સેવ[બહુ પેરથ] નવપલ્લવ છે ચ્યોહોં ફેર.
માંડીને નિહાળે ચક્ષ, ધન્ય ધન્ય તે બોલે મુખ્ય. ૨૦

પર્વત શિખર છે જાંહ, ચઢીને નિહાળ્યું તાંહ.
ભીમ કેહે: "વૃષકેત, આ નગર જોવાને હેત." ૨૧
અનેક ગણિના વર્ણ, આશ્ચર્ય પામ્યા ત્રણ્ય.
તાંહાં શિખરબંધ પ્રાસાદ લે છે સ્વર્ગ જ સાથે વાદ. ૨૨
છે તીર્થમે સર્વ ભોગ્ય, અમરાવતી જ્યમ વ્યોમ.
તે આકારે દીસે સર્વ, તે જોઇને મેહેલ્યો ગર્વ. ૨૩

દેશી ફેર

જાણ્યે અબ્જીમાં અમરાવતી, થઈ રહ્યું એમ ઝાતકાર.
દષ્ટ માંડી જાંહાં જૂએ, શોભિત સઘળા દ્વાર. ૨૪
ઉત્તર પાસાં નગરથી સરોવર એક હોય,
સદાકાળ બિરાજતું તે મધ્ય ભરિયું તોય. ૨૫
સાતસેં કરમ પૂરાં નગરથી તે આગળ્યે શોભે ઘણ્યું.
બેઉ પાસાં વૃક્ષલતા મળી મહાવિરાજિત બહુવર્ણ. ૨૬
નગરના ચોવટા મધ્યે પડે દૃષ્ટિ નીર.
એહેવું સરોવર સાગર જ્યમ ગાજતું ગંભીર. ૨૭
સરોવર શુદ્ધ મંડપ બાંધી શૂન્ય કરી છે વાટ.
બેઉ પાસાં દેવળ તણી હારચો, સબળ શોભિત ઘાટ. ૨૮
ઉદકશું અબ્યની છોટારી, પુષ્પ પાગે ચંપાય.
રામ્ય રામ્ય અગર ઉવેખિયા તે તણા ચાલે વાય. ૨૯
સરોવરની પાળ્ય સુંદર, ક્રીડાનાં બહુ સ્થાન.
શિવ તણાં મંદિર અતિ ઘણાં તે ફરતાં સર્વ સમાન્ય. ૩૦
એક પાધરી સર્વ ભૂમિ બાંધી તે દીસે સબળ ઉદ્યોત.
દેવળ આગળે આગણાં, ચિત્રશાળાની જ્યોત્ય. ૩૧
ફરતી વાડી વનસ્પતિ, પુષ્પના પરિમલ બહુ.
પૂજા કરે શંકર તણી, દર્શને આવે સહૂ. ૩૨
નિત્ય કરીને નિગમ ભણે, બોલે છે બહુ બંભ,
ઘંટા ઝલ્લરી ઘોર કરીને એણી પેરે પૂજે શંભ. ૩૩

વૃક્ષ ફરતાં અતિ ઘણાં, તેહેની શાખા અપાર.
નવપલ્લવ શોભે પુષ્પના, બહુ ફળસહિત સઘળી ડાળ. ૩૪
તરુ પુષ્પ કુંજલતા મનોહર, તુળશી કયેરાં વંન.
શુભ હાસ્ય શીતળ વૃક્ષછાયા, તળે બેઠા જંન. ૩૫
બહુ જટાધારી સંન્યાસી વાનપ્રસ્થ ને બ્રહ્મચારય,
બીજા રખિ મહાદીર્ઘ તાપસ તેહેનો નાવે પાર. ૩૬
જળ ઉપકંઠે અનેક તાપસ તપ કરે છે પ્રૌઢ.
એક-દહાસન જોઇ થયે દિગમૂઢ. ૩૭
આરા સઘળા સોહામણા નરખી થૈયે ઉલ્લાસ.
અવિલોકતાં રીઝી રેહે; જાણે પૂરિયે આંહાં વાસ. ૩૮
જૂજુવે આરે જૂજુવા જળ તણા તાં રંગ.
નં ગમી જળ બે ત્યાંહાં કરે ક્ષાલણ અંગ. ૩૯
અગાધ્ય જળમાંહે તાગ જોતાં નવ્ય પામે કો પાર.
અનેક કૂર્મ મછ મોટા દાદુર ઉદક મોજાંરય. ૪૦
બહુ ઢીંક બગ આડચો, અપરિમિત ટિટોડાં મોર.
ત્યાં નીલ કીર કપોત કાર્ણવ દેહ્ય કરતી સોર. ૪૧
ચકોર ચાતુક હંસ કોકિલા શબ્દ મધુરા હોય.
સારિકા જલૂકા સમેત પારેવાં કુકંટ જોય. ૪૨
જળ તણાં સંગી અનેક પક્ષી કરે ત્યાંહાં આનંદ.
દષ્ટ માંડી નિરખતાં બહુ રંગ કયેરા કંદ. ૪૩
ભ્રમર ગુંજારવ કરે, માંહે કમળ સાત પ્રકાર.
નાવ ફરતાં વિરાજિત, બહુ ધ્વજના ઝાકાર. ૪૪
તે સરોવર શોભા સુંદર જોતાં હીસે મંન.
હાસ્ય હાસ્ય કીર્તન, કમળ શોભા, વસે વૈષ્ણવજંન. ૪૫
તેણે સરોવર શિવ-દર્શની સેહેવા કરે બહુ ગાન.
ભીમ જોઈ રીઝી રહ્યા, તે દીઠું પરમ નિધાન. ૪૬

તાં કનકકળસે કામ્યની જળ ભરી ચાલી શીશ.
નવયૌવન નારી સકળ જશ બોલતી જુગદીશ. ૪૭
નખ થકી તે શિખા સૂધી ધરયા બહુ શૃંગાર.
ઘૂઘરી ઝાંઝર ઝમક ગતિશું થૈ રહ્યો થૈઅકાર. ૪૮
એક માન્યની જળ ભરી લાવી, એક લેવા જાય;
સાહામ સાહામાં 'શ્રીકૃષ્ણ' બોલે, નેત્રે રંગ ન માય. ૪૯
પગ તણાં તળિયાં દીપતાં અને અધુર જ્યમ સિંદૂર.
ગજગત મેહેલા મદભરી, જાણ્યે અનંગ કચેરૂં પૂર. ૫૦

વલણ

અનંગ કચેરૂં પૂર જાણ્યે, એહેવી તે શોભી રહી.
છઠે ઝમકે ભીમ કચેરી આંખ્ય તે શીતળ થઇ. ૫૧/૨૦૧

ઝમક ૭ મું–રાગ મારુણી

હવે જૈમુનિ કેહે: સાંભળરે રાય, જોઈ ભીમાદિક સુખિયા થાય.
જોતાં તાપ રુદેના ગયા, સવા પોહોર એહેવે દિનકર થયા. ૧
એહેવે શંખ પૂરિઓ રાજદ્વારય, જળ પીવા જાશે તોખાર.
દુંદુભિનાદ થાયે અતિઘણા, બહુ વાજાં ગંગાજળ તણાં. ૨
સુખિયાં જન જોવાને સહૂ હાટ શેરિયે આવી રેહે બહુ.
નરનારી સર્વ ટોળે મળે; જોતાં અળગો કો નવ્ય ટળે. ૩
યોદ્ધ સકળ ત્યાંહાં સજ થઇ રક્ષા કરવા આવ્યા સહી;
અનેક ગજ ને હય તાંહાં ઘણા સુભટ. શિરોમણ, બળ નહિ મણા. ૪
રાજમોહોલે આવ્યું સર્વ ધશી; સહુકોનાં મન રહ્યાં ઉલ્લશી.
હસ્તી શૃંગારી સજ કરે, કુંભસ્થળ સિંદૂરે ભરે. ૫
અંબાડી સુંદર સુવર્ણ, મણિજડિત જાણે રવિનાં કિરણ.
પાખર સબળ સોહાવે અંગ; અનેક મણિ કચેરા રંગ ૬
ઘૂંઘટ ઘંટાનાદ સમોહ. સાંકળ પાગ્ય તણાયે લોહ.
દૂતૂંસર સોનાશું જડ્યા, અણિશુદ્ધ આગળે મઢ્યા. ૭

બેહા બળિયા બળભંડાર, શીશ અંકુશ ફેરે કુંતાર.
ધ્વજા પતાકા ત્યાં ફરહરે. મદ ગળતાં સારસિઓ કરે. ૮
હામ્ય હામ્ય ગાજે સૂંઢાળ. એહેવા હસ્તીનો નહિ પાર.
આંખ્ય તેહેની રીસે ભરી. પાંચ અયુત એહેવા સજ કરી, ૯
આગળ્ય થકી વળાવ્યો તેહ, એક એકથી શોભિત દેહ.
દશ અયુત મણિજડિઆ રથ, તેણે હય જોડ્યા સમરથ. ૧૦
સંન્યાહ અસ્ત્ર સકળ આયુધ્ય, રણ્ય જાણે નાનાવિધ્યનું યુદ્ધ.
એહેવા રથ્ય બેસી નીસરયા, પાણીવાળા તે પરવરયા. ૧૧
પાંચ લક્ષ માંહે મહારથી; ભીમે જોયૂં: "આવા કો નથી.
"પાંચ લક્ષ સબળ અસવાર, અંગ ઉઘાડું નહિ કો હાર. ૧૨
"એક ક્રોડ નેવું લક્ષ પ્રમાણ, પાળા સબળ યુદ્ધના જાણ.
"એહેવી પાંચ ક્ષોહોણી સેન્યા હોય. હયની રક્ષ્યા કરે સર્વ કોય. ૧૩
"છોડચો હય જૂવે રાજન; સબળ શોભે કામ સમાન્ય.
"નૃત્ય કરતાં શોભિત વર્ણ, ક્ષિતિ ન ઊભે ભરતાં ચરણ. ૧૪
"પાછળ ફરતા યોધ્ય અપાર; મધ્ય થકો ચાલે તોખાર.
"નાનાવિધ્ય વાજે વાજિંત્ર; ચમર હોયે હયને શિર છત્ર. ૧૫
"રાજાના મનમાં છે ઘણું અશ્વમેધ-હય જોવા તણું,
"તે માટે રાખે વિધ્ય કરી જોદ્ધા સર્વે પાખર ફરી. ૧૬
"એણી પેરે સઘળા સજ થાય. જાણે રણ જીતવાને જાય!
"મારગ સઘળા સરોવર-તીર આવીને વીંટી રહે વીર. ૧૭
"ગંગાજળનું ક્યેહેવું અંગ, હય ક્યેહેવો ને ક્યેહેવા રંગ!
"પૂર્ણ કળા ચંદ્રની સોળ, મુખ શોભે ને સબળ કપોળ. ૧૮
"ડાબો કર્ણ મેઘને વાન્ય. તિલક શોભતું હંસ સમાન્ય.
"ત્રણ કાંઠલા કંઠે વજ્યા, ઇંદ્રધનુસને વર્ણે બન્યા. ૧૯
"પૂછ તેહેનું પીતમ વર્ણ, કુંકુમવર્ણી ચ્યારે ચરણ.
"ડીંચણથી તે હેઠા ચ્યાર અરુણ તણો શોભે આકાર. ૨૦

"ઉજ્જ્વળ ગાત્ર તેહેનું હોય, જ્યમ ગંગાજળ કયરૂં તોય.
"ધેનુ તણું પય શોભે જ્યંમ, કાંતિ વિરાજિત શોભે ત્યંમ. ૨૧
"ચંપા કુસુમ તણી ગત્ય ઘણી કેશવાળી ગંગાજળ તણી.
"નવરંગી ગંગાજળ–કાંત્ય તે અશ્વમેધનો હય સિદ્ધાંત. ૨૨
"એહેવો જે મનોહર વાજ્ય યજ્ઞ તણે તે આવે કાજ્ય.
"અંગ્યે સકળ ધરી શણગાર ચ્યોડ્યા ચરણે નેપુર–ઝમકાર. ૨૩
"મણિ મુક્તા ફળ–હાર સુચંગ કંઠે ધરયો ઝળકે નિજ અંગ.
"મોહોવટિ મણિ જડયા અમૂલ્ય, સોવર્ણ્યૂત્ય શોભે અતુલ્ય. ૨૪
"શબ્દ ઘૂઘરી કયેરા અનેક વિચિત્ર ભાત્યના આવે છેક.
"અનેક શૃંગાર બહુ ભાત્ય, સબળ ઝવેર જડ્યા શુભ જાત્ય. ૨૫
"નૃત્ય કરંતો આવે તુરી, રક્ષા મેન્ય સકળ તાં કરી.
"વાજે નાનાવિધિ સમોહ, તેહેને જોવા સહૂને મોહ. ૨૬
"હાસ્ય હાસ્ય જોધ્યા જૈ રેહે, જે જુદ્ધ કયેરાં કારણ લેહે.
"આડા અવળા મારગ–શેર ફરે સરોવર તે ચોહો ફેર. ૨૭
"હાથી ફરતા રાખે સહી, મધ્યે હય જળ પ્રાશે જઇ.
"જય જય શબ્દ કરંતા વીર હય લાવ્યા જાંહાં ભરિ્ગં નીર. ૨૮
"એહે ગોદ્ધા સબળ મછરાળ, રણમાં રૂપ ધરે જ્યમ કાળ.
"હય હરવા કોણ આવે પાસ? દર્શને પર–દળ પામે ત્રાસ. ૨૯
"એહેવૂં દર્શન તે દળ હોય. ક્ષિતિમંડળ નવ્ય માંડે કોય.
"ઇંદ્રાદિક નવ્ય ઇછા કરે, તો કોણ અશ્વ આવી ત્યાંહાં હરે? ૩૦
"અભંગ યૌવનાશ્વ રાજંન પર–દળ જીતી આણે અન્ન.
"તે દળ સાહામૂં કોણે નવ્ય જોવાય, નવ્ય માંડે ત્યાંહાં શંકરરાય. ૩૧
"ઇછા કોણ કરે તાંહાં શૂર? તે દળ કયેડં ચાલે પૂર.
"પાંચ ક્ષોહોણી દળ તેહેને સંઘાત્ય વીટી અશ્વ અહી રેહે હાથ. ૩૨
"આ શોભા નવ્ય નિરખી અમે, શૂં જુદ્ધ કરશો બાળક તહ્મે?
"એહેમાં જઇ કોણ ઘાલે હામ? અશ્વ તણૂં કયમ થાશે કામ? ૩૩

"દુર્યોધનનું બહુ દળ હતું, તેપેં આ દીસે છે છતું.
"અનેક અશ્વ, ન લાભે પાર. દીસે બળિયા બળ–ભંડાર. ૩૪
"ગજ રથ અશ્વ અનોપમ જેહ, શોભે સકળ યોધની દેહ.
"એહેની શોભા પરમ વિચિત્ર; તે માટે શું કરવું, મિત્ર? ૩૫
"આ સૈન્યાનો આહ્વાવો વર્ણ, આપણુ પાળા આવ્યા ત્રણ્ય.
"સંગ્યે છે થોડાં આયુદ્ધ; ઘણા સંઘાતે કરવું યુદ્ધ. ૩૬
"પિતાપુત્ર બે સુણિયા કાન્ય, કહ્યું આપણને શ્રીભગવાન.
"કયમ મેરેવાશે તે જીવતા? સબળા બળિયા બહુ છતા. ૩૭
"મંત્ર રચો, કોણ કરવો મર્મ? કયમ આપણો રેહેશે ધર્મ?
"શીઘ્ર થઇને કરો વિચાર. હવડાં એ વળશે તોખાર. ૩૮
"પાટનગરમાં જ્યાહારે ગયા દિવસ આજનો બેસી રહ્યા."
મેઘવર્ણ તવ નમિયો પાય: "શી ચિંતા આણો મનમાંય? ૩૯
"મનની ચિંતા તે પરહરો, શ્રીનારાયણ હૈડચે ધરો.
"પાંડવના ઘરમાં ભગવાન, સુખે જીતશો એ રાજાન. ૪૦
"જે રણમાંહે હોયે ભીમ ત્યાંહાં આપણો કુશળ ક્ષેમ.
"અહ્મો નાહાનડિયા તમ તણા બેહૂયે કરીને જાણો ઘણા. ૪૧
"જીતી દળ આવું જૈ, તાત; આપું અશ્વ તમારે હાથ્ય.
"એ મુજ કને વિદ્યા છે ઘણી; કીર્તિ કહૂં શું પોતા તણી? ૪૨
"તે જાણે ભેદ સકળ ગત્ય હરિ, જો મોકલિઆ આદર કરી.
"અમને ઉપરચ છે તમ તણું, તે માટે બળ વાધે ઘણું. ૪૩
"સાહામૂં સૈન્ય અસંખે મળે, તમ દીઠે સહૂ અળગું ટળે.
"ગદા મોડે કૌરવ દળ જેહ. મારી ચૂરણ કીધું તેહ. ૪૪
"અનેક બળિઆ જીત્યા ગહે; ભીમ મહાભડ જાણે સહૂ.
"ધરામધ્યે છે પાંડવ વીર બળિઆ શૂર–શિરોમણ ધેરય. ૪૫
"અમ્યો તમારા, સ્વામી, તંન; તે માટે દઢ જાણો મંન.
"રણમાંહિં જે પરઠ્યો પાય, પાંડવકુળે કયમ પાછો થાય?" ૪૬

વાક્ય સુણી શીતળ થયાં ચક્ષ. વીર વૃકોદાર બોલ્યા મુખ્ય:
"ભલો ભલો મેઘવર્ણ સુજાણ. હય આણી આલ્યો મુજ પાણ્ય. ૪૭
"ધીરાપણું કુંઅર, આણજો. મુજ એકે દળ બહુ જાણજ્યો.
"તેહને વાધ્યા જાણું જદા, મારું દળ ગ્રહીને ગદા." ૪૮
ભીમાદિકનાં વચન અપાર સુણી રીઝિયા બન્ને કુમાર.
કર્ણપુત્ર કહે:" માંડો ચરણ, રદે ધરીને અશરણ–શરણ. ૪૯

વલણ

"અશરણશરણનું ચંતન કીજે, નામ થકી ઊગરિયે."
**કુરજીસુત કાહાનડ** નામે સદા નિરંતર હરિયે. ૫૦
**શ્રીમાહાભારથ** જન્મેજેથં મુન્ય બોલ્યા વાણી.
ઝમક સાતમે કુંઅર ચાલ્યો : "આપૂં હયને આણી." ૫૧/૨૫૨

## ઝમક ૮ મું–રાગ રામગ્રી, ત્રગડો તાલે

જૈમુન્ય બોલ્યા, કેહે : સુણ્ય ભૂપજી, બાળક ઊહ્યો સુંદર રૂપ જી.
આયુધ શોભે બળવંત અત્ય જી, પગલે પગલે વાધે મત્ય જી. ૧
ઢાળ–પગલે પગલે અક્યેકે નવનવી વાધે બુદ્ધ્ય.
મેઘવર્ણ તાંહાંથી પરવરે તેહેને સકળ વિદ્યા શુધ્ય. ૨
મહામંત્રવાદિ માયા થકી આકાશ ચાલ્યો જાય,
પવન આધારે અંતરિક્ષ વીર માંડી પાય. ૩
અંતરમાંહે આવિઓ સર્વ સેન્ય તેણે ઠારચ,
અનેક ત્યાંહાં હસ્તી ઘણા, રથ જોદ્ધનો નહિ પાર. ૪
આહાવી કોણે માયા રચી? જૈમુન્ય કેહે: રાજંન,
હવે વીરરસ તુજને કહૂં; એકમન્યે ધરજો મંન. ૫
ભીમસેન્ય ને વૃખકેત પર્વત થકી ન્યાહાળી જોય:
"અહીં સુભટ–દળ સંખ્યા નહિ. અહીં એકલો સુત હોય." ૬
અંતરમાંહે પ્રથમ રચીને મેહેલિયો અંધકાર:
કો પાસેથી દેખે નહિ, સહૂકો રહ્યૂં તેણે ઠારચ. ૭

દારુણ એહેવા શબ્દ પ્રગટ્યા, થયા તે ભયભીત્ય,
જ્યમ નિશા કાળે મેઘ પ્રગટ્યો, દીસે નહિ આદિત્ય. ૮
તે શબ્દ સાંભળી સર્વકો પામી રહ્યું છે ત્રાસ.
જોદ્ધ સાહી ઢાંકી રહ્યા સર્વ અશ્વ કચેરે પાસ. ૯
દસે દિશામાં કો નવ્ય દીસે; તિમિર કચેરો ઘોર.
ભયભીતયમાહે શબ્દ બોલે; થયો દળમાં સોર. ૧૦
એહેવે તિમિર થકી એક તેજ પ્રગટ્યું, થઈ રહ્યો ઉદ્યોત્ય;
જાણે સૂર્ય આવ્યા ઘરમાંહે, સહસ્ર કિરણની જોત્ય! ૧૧
કો કોને દેખે નહિ: 'હવે કોણ રચશે મર્મ?
'કો દેવ અંત્રિક્ષ આવિઆ, હવે ક્યમ રેહેશે ધર્મ?' ૧૨
રુદે સર્વ કંપિત હવા ને ભંગ થયાં છે ગાત્ર:
'ભાઇ, દેવગણ કો આવિઆ, હવે અશ્વ હરશે પાત્ર.' ૧૩
એક એકને દે ધારણ્ય: 'સાવધાન થાઓ, ભ્રાત.'
તેણે સમે તાંહાં પવન પ્રગટ્યો: 'આ અસંભવ્ય વાત.' ૧૪
દસે દિશામાં વાયુ ચાલ્યો; વૃક્ષ ભાંગાં ડાળ.
રજ સઘળી ઊડી, સૈન્ય ઢાંક્યું; જાણે પ્રગટ્યો કાળ! ૧૫
હવે દશદ કચેરી વૃષ્ટિ માંડી, દળ પમાડ્યું ભંગ.
કેંકના કર્ણ ઊડી ગયા; ચૂર્ણ થયા એક અંગ. ૧૬
શિલાપ્રહારે અશ્વ રથ ભાંગી કરયા છે ચૂર.
ગજ આફળા સબળ થયા તેણે વીર મારયા શૂર. ૧૭
સૈન્ય સઘળું મારિઉં, પછે થઇ રહ્યો હાહાકાર.
ભંગાણ્યું પાડિઉં, સુભટ નાઠા, પછે મળ્યો જૈ તોખાર. ૧૮
એકના કર ને રુદે ભાંગાં, ત્રુટી ગયા તે ચરણ.
અશ્વ મહી ઉનાવ્યો લેઇ વગ્યો મેઘવર્ણ. ૧૯
પર્વત ઉપરે ભીમને જઇ આશિષો કરમાંહ.
તોરંગને અવિલોક્યાં પછે રુદેમાં સુખ થાય. ૨૦

પાણ્ય ત્રૂટયા, શિર ફૂટયાં; સોર કરતા જંન:
'કોણ્યે અંત્રિક્ષથી ઘોડો હરચો.' જઈ કહ્યૂં જાંહાં રાજંન. ૨૧
તે સાંભળી મનવિગ્રતા સબળો થયો ભૂપાળ:
"કોણ હરે અશ્વ માહારો?" તાંહાં વદન કરચૂં વિકરાળ. ૨૨
"અરે સ્વામી પવન પ્રગટચો; પડયા બહુ પાખાણ.
"અંધકાર માંહેં તેજ પ્રગટચૂં, કરચૂં દળ ભંગાણ. ૨૩

વલણ

"પડચૂં બહુ ભંગાણ રે. કો અશ્વ હરી અંતરિક્ષ ગયો."
આઠમે ઝમકે યૌવનાશ્વ દળસહિત તે સત્વર થયો. $\frac{૨૪}{૨૭૬}$

## ઝમક ૯ મું—રાગ કેદારો

જૈમુનિ કેહેઃ સુણિયે, ભૂપ; તન યૌવનાશ્વ સુંદર રૂપ.
સ્વરૂપ જોદ્ધ અમીર ઉમરાવ સકળ સંગ્યે અનુસરે. ૧
ઢાળસંગ્યે જોદ્ધ સકળ લેઈ રાજા ચાલ્યો તેણે ખેવ:
અશ્વમેધનો તોરંગ હરિઓ અંતરિક્ષથી કો દેવ. ૨
સુંદર રથ ને આયુધ્ય સઘળાં, સેન્ય સકળ સંઘાસ;
પાંચ ક્ષોહોણી સેન્ય હતૂં સંઘાતે, એ તાં અસંભવ્ય વાત. ૩
અનેક દુંદુભિ ગોમુખ પણૅવ શંખનાદ રણતૂર,
અનેક વાજિંત્ર વાજે અનાહત; સઘળા ચઢિયા શૂર. ૪
સુવર્ણ સંનાહ રત્ન જડયા બહુ કરી રહ્યા ઝાતકાર.
ભદ્રજાતિકમાંહેં હાથી સબળ, પવન-વેગ તોખાર. ૫
ધ્વજા પતાકા બહુ ફરહરે; સબળ કુતૂહલ હોય.
ઘંટા-ઘૂઘર-નાદ બહુ તે, દૂર થકી તે જોય. ૬
અનેક મણિ માણક બહુ જડિઆં, જોતાં હીસે મંન.
એહેવા સકળ સેન્ય સંઘાતે આવ્યો રણ્ય રાજંન. ૭
જેણે દામ્યથી અશ્વ હરિઓ, દષ્ટે આવી ન્યાહાળે;
મારચા જોધ તે સકળ જોયા, પગલાં રણ્ય સંભાળે. ૮

સૈન્યઘટા દળ દશોદશ દોડે, જૂએ નિહાળી વાટ.
પગલાં ભૂમિ પડ્યાં ન દેખે; માંડ્યા મન ઉચાટ. ૯
આઠે દિશામાં દશદશ જોજન જોઇ જોદ્ધ સર્વ વળિઆ.
રાજા પાસે પર્વત આગળે સર્વ એકઠા મળિઆ. ૧૦
કો કહે: 'અશ્વ હર્યો કોણે અંતરિ'. કો કહે: 'ગયો પાતાળ.'
મર્મ ન લાધે એકે જોતાં; દુઃખ પામ્યો ભૂપાળ. ૧૧
ભીમાદિક ને મેઘવર્ણ હય બાંધીને નિદ્રા આણી.
કર્ણ તણો કુંઅર તાં ઊઠ્યો દળ સપરાણું જાણી. ૧૨
અલક્ષ્ય કરતો તે પર્વતથી દળ સાહામો ચાલી આવે.
ભાથા ધનુખ સહિત તે છે સુંદર યૌવનાશ્વ બોલાવે: ૧૩
"આ કો અન્ય દેશનો દીસે, દિનકર સરખું તેજ.
"આપણા અશ્વ તણો હરનારો સહૂ કો જાણે એ જ. ૧૪
"આહાવી કાંતિ કહિંયે નવ્ય દીઠી, દીસે છે એ શૂરો.
"માહારા મન મધ્યાતે જાણ્યું ધનુર્વિદ્યાયે પૂરો." ૧૫
રાજા આઘું સર્વ જૂએ છે. કોઈને મનમાં નાણે,
સિંહ આગળે અજાજૂથ એમ સકળ સૈન્યને જાણે. ૧૬
'યૌવનાશ્વનું રણ ઊજૂં તો હરિ આગળે જશ થાય.
'પ્રતાપ માહારા બાપ તણો, સર્વ બાણે ઊડ્યા જાય.' ૧૭
આદરશું આવ્યો રણમાહાં, ઊર્દ્ધ થયાં છે રોમ.
આંખ્ય રાતડી વદન ચઢાવ્યું, ચરણ પડે નહિ ભોમ્ય. ૧૮
જયમ શાર્દૂલ ગજયૂથને દેખીતે અતિ આનંદે ગાજે,
કર્ણ તણો કુંઅર તાંહાં આવી સાહામો એમ વિરાજે. ૧૯
અંતરવાસ થકી ઊતરી ધનુસ તણો ગણ જોય.
શસ્ત્ર ભાથા પોતાના સંભાળી અનિ આનંદ મન્ય હોય. ૨૦
શંખ ચક્ર અંગ્યે શુભ માળા, ધરિયા શાલિગ્રામ.
રાજા કહે છે: "વિષ્ણુભક્ત કો આવ્યો રણમાંહાં આમ." ૨૧

રથ હંકાવી સૈન્ય-મુખ્ય તે ભૂપતિ ચાલી આવ્યો.
સુભટ શૂરને સુવેશ દેખી પ્રેમે કરી બોલાવ્યો : ૨૨.
"કોણ સુભટ દીસે લઘુ વયમાં? કોણ માત ને તાત?
"કોણ દેશમાં વાસ તહ્મારો? નગર કોણના નાથ?" ૨૩
રાજા કેરાં વાકય સુણીને વૃષકેત એમ બોલે :
"હસ્તિનાપુરમાં વાસ અહ્મારો; નહિ કો પાંડવ તોલે. ૨૪
"રાય યુધિષ્ઠિર કેરો ભ્રાતા નામ જેહનૂં કર્ણ,
"પેહેલો પોહોર પોતાનો કીધો આપીને સોવર્ણ, ૨૫
"તેહ તણો હૂં કુંઅર કહિયે, નામ કહૂં વૃષકેત.
"અમો હર્યો છે અશ્વ તમારો, યુદ્ધ કરવા મન હેત. ૨૬
"પાંડવને તો ઇછા થઈ છે અશ્વમેધ તે કરવા,
"વૈરત્ર તમારે ઘોડો જાણી અહ્મો મોકલિયા હરવા. ૨૭
"ત્રણ્ય જણા અહ્મો આંહાં મોકલિયા, આવી હરિએ વાજ્ય.
"આ સૈન્ય મારીને હય લીધો, મુજ ભ્રાતનૂં કાજ્ય. ૨૮
"પાંડવના ઘરમાંહાં નારાયણ પ્રભુ આગળ દિવ્ય કીધાં.
"ત્રણ્ય પદારથ માહરા ઘરમાંહાં, ત્રોડો વરીને લીધાં. ૨૯
"એક પણ ઘોડાન કીધૂં; એક જીતશે રાય;
"એક ભંડાર લેવા પરઠ્યા; બોલૂ છૂં મુખમાંય. ૩૦
"તે માટે ધન સૈન્ય લેઇનિ આવો અહ્મારી સાથ;
"નહિ તો યુદ્ધ કરવાને સમર્થ; ધનુખ ગ્રહોને હાથ્ય." ૩૧
વૃષકેતુનાં વાકય સુણીને ક્રોધ ભરાણો વીર :
"માહારા ધનની ઇછા કરે છે તે મોટો રણધીર? ૩૨
"બાણમાંહેં તહ્મ્યો મારગ્યા જાશો; છળ કેરૂં નહિ કામ.
"પિતા પુત્ર નામે નવ્ય સુણિયા, જીતો કયમ સંગ્રામ? ૩૩
"જો તૂં યુદ્ધ કરવાને સમરથ તો મેહેલોને બાણ.
"માહારા કરનાં જ્યાહારે છૂટે ત્યાહારે નહિ રેહે પ્રાણ. ૩૪

તે બાણુથી મૂર્છા હવી છે અને વળી પડિયો ભોમ્ય.
ભીમસેન્યે પુત્ર દીઠો; થયાં ઊભાં રોમ. ૧૮
નગ થકી હેઠો ઊતરે બળભર્યો તે મછરાળ;
રણભૂમિમાંહે આવિઓ રૂપ ધરીને કાળ. ૧૯
સૈંહનાદ કર્યો સોર કરતો જ્યમ ધડૂકે મેઘ,
ફરી ગર્જના દળમાં રહી સાહામો થઇ સુવેગ. ૨૦

પુત્ર કર્યેનાં બાણુ કાઢી નિહાળ્યું છે મુખ,
વસ્ત્ર પોતા તણે સાંહાં ઢાંકી : પ્રભુ કરશે સુખ. ૨૧
પછે ગદા ગ્રહીને સાંચર્યો જાંહાં રાયનો સુત હોય.
દીર્ઘબાહુ પ્રચંડ દેખી ઓસર્યું સર્વ કોય : ૨૨
"અરે દુષ્ટકર્મી, અપલ કીધૂં, ક્ષત્રિનૂં નોહે કર્મ.
"હવે રણમાંહાં રાખજ્યો તહ્મારો કુળધર્મ." ૨૩

સુવેગ છે તે ભીમસરખો તડોવડિ બે અંગ;
ગદા ગ્રહીને બોલિયો તે ભીમ કર્યેરે સંગ: ૨૪
"અશ્વ અમારો આંહાં સ્થકી ગ્રહી સકે નહિ કો દેવ.
"ધર્મ ઇછા નવ્ય કરે, કૈલાશપતિ મહાદેવ. ૨૫
"અશ્વ હરીને કુશળ વાંછે, કયમ જાશો ઘેરય?
"તહ્નો હીંડયા દોડતા તે આજ જોજ્યો પેરય." ૨૬
ભીમસેન્ય કેહે: "શું શૂર, બોલો? એ લવે આળપંપાળ.
"જ્યમ અશ્વ સમ ધન તહ્મા જે: પિતા પુત્ર ખુટયો કાળ. ૨૭
"જો જાણો કુશળ રેહે, તો સમર્પો ધંન;
"નહિ તો સહુ કો દેખતાં પામશો સર્વ પતંન." ૨૮

એમ કહીને ગદા ફેરવી કર્યો છે સૈંહિનાદ.
સુવેગ સાહામો ગદા ફેરવે યુદ્ધ લેવા વાદ. ૨૯
અન્યોઅન્યે ગદા કર્યો મેહેલિયા છે પ્રહાર.
દિશોદિશે પરઠાંદાના થયા છે ઢુમકાર. ૩૦

સમાન્ય છે બે શર બળિયા, ગદાપ્રહાર સમાન્ય.
અદ્ભુત ગતિશું બે વઢે તે ન મૂકે કો માન. ૩૧
એમ ખટ ગદાયુદ્ધ કરીને પછે ગ્રેહે જઈ અસવાર.
સાહામસાહામાને ફેરવી કરે પ્રહારે પ્રહાર. ૩૨
નાખે નરને ચરણ ગ્રહીને, નાખે બહુ તોરંગ.
તે માર દેખી રણાંગણથી સર્વ પામ્યું ભંગ. ૩૩
રણાંગણથી ફેરવીને નાખે બળવંત બેય,
નગરમાંહાં ઘરઆંગણે નર વાહન પડતાં તેહ. ૩૪
તે યુદ્ધ છાંડી બેઉ બળિયા આવિયા છે બાથ્ય.
સબળ કરડી પ્રહાર પાટુ ઢીંક મેહેલે હાથ્ય. ૩૫
ધ્રૂમધ્રૂમે દશે દિશામાંહાં અને કંપે ભોમ્ય.
નાદ કચેરા વાદથી કંપિઆ સર્વ રોમ. ૩૬
એકએકને કંઠે ગ્રહીને નિપાતે લેઇ ધરણ;
એક એક ઊપરે પડે એકે એક મેહેલે ચરણ. ૩૭
ભીમસેન્યે સુવેગ ગ્રહીને નાખિયો ભૂમિમાંહ.
શતવાર ફેરવ્યો શીશ ઊપરે બેઉ ગ્રહીને પાય. ૩૮
પછે અવ્યની નિપાતીને નિરખિયો બળવંત.
પછે પામી મૂર્છા એમ પડ્યો જાણ્યે આવિઓ રણઅંત ૩૯
પાસે બેશી ભીમ નિરખે; સમરિયા ભગવાન:
"હવે કૃપા કરજ્યો, નાથજી; આ સુવેગ થાયે સાવધાન. ૪૦

વલણ

"સુવેગ થાયે સાવધાન રે; કૃપા કરજ્યો, શ્રીહરિ."
ઝમક દશમે વૃખકેતની મૂર્છા રણમાંહાં ઊતરી. ૪૧/૩૫૯

### ઝમક ૧૦ મું—રાગ ગ્વાલેરી રામગ્રી

વીતી મૂર્છા ને ઊઠ્યો સુત કર્ણ રે,
જયે તો રણ પામ્યું સર્વ મરણ રે.

"શ્રીકૃષ્ણ સકળ દુઃખના હરણ રે,
કરુણા કરો શ્રીઅશરણશરણ્ય રે". ૧
રાજાને પાસે આવ્યો વૃષકેત રે;
યૌવનાશ્વરાય ઊપરે છે હેત રે.
"નાથજી, સકળ સેન્યા સમેત રે,
સુખ આપો, એ રણ કીધું એત રે." ૨
માર્જન કરે જાદવે રાજાન રે:
"નાથજી શીઘ્ર કરો સાવધાન રે.
"ભક્તાને કરુણા કરો ભગવાન રે,
પિતાને પુત્રના રૂપ સમાન્ય રે. ૩
"રણમાંહાં જેજેકાર તો થાય રે,
આવે પાંડવના ઘરમાંહ રે.
"હવે જશ આપો, વૈકુંઠરાય રે.
આવી ભૂપ નમે તમ પાય રે." ૪
એમ ત્યાંહાં સ્મરણ કરયૂં શ્રીપત્ય રે,
તે દૃઢ મન સંઘાતે અત્ય રે.
યૌવનાશ્વ ઊઠ્યો ત્યાંહાં ભૂપત્ય રે,
એમ ત્યાંહાં પાળ્યૂં શ્રીપત્યે સત્ય રે. ૫
કુશળ કીધાં તાત સુતનાં અંગ રે;
ઊઠ્યૂં સેન્ય પમાડ્યૂં જે ભંગ રે.
રણમાંહાં બેઠા મળી મહ્દ રંગ રે, સજ્જન સહોદર સંગ્ય રે. ૬
હવે પુષ્પ તણી વૃષ્ટિ કીધ રે, ઉજેયતાના મનોરથ સીધ રે.
પ્રભુએ પાંડવને જશ દીધ રે, અભંગ રાય જીની ધન લીધ રે. ૭

વલણ

જીતી અભંગ રાજા બળિઓ સેન્ય સકળ ધન લીધૂં,
હરજી-સુત કહે: પ્રભુજિયે એમ પાંડવને સુખ દીધૂં. ૮

વૈરાગ્યરસ ને શૃંગારરસ, વળી વીરરસ ત્યાંહાં એહ;
અહીં થકી હવે ભક્તિરસની કથા નિરૂપું તેહ ?[1] ઉદ્દંટ

## ઝમક ૧૨ મું—રાગ ધન્યાશ્રી

જૈમુન્ય બોલિઆ: સુણો, રાય, હવે કહું ભક્તિ રસ-મહિમાય.
વૈષ્ણવનાં મન નિર્મળ થશે, અઘઓઘ સુણ્યે પ્રલે થશે. ૧
હવે રણમાંહાં સૈન્ય સઘળું જેહ આવ્યું સહુ ભીમ પાસે તેહ.
કો બળિયા સુભટ દીસે એહ; એકું પરસ્પેરે ધરીને સ્નેહ. ૨
ભીમને પૂછે છે રાજન: "તહ્મે કોહોજી સત્ય વચન.
"ધંરમાંહાં વસ્યા છે જુગજીવન તે કોણ ઊગ્યું તહ્માઉં પુણ્ય?" ૩
કુંતીનો પુત્ર કેહે: 'ધન્ય ધન્ય'; રાજાજિયે મનાવ્યું મંન.
"પ્રથમ તો કૈયજી કચેરા તંન; બીજે વલ્લભ ઘણું અર્જુન; ૪
"ત્રીજું સુભદ્રા [બેહેન] પાવંન; ચોથું અર્જુન અંશ ઉત્પન્ન;
"દ્રૂપદીને જાણો વલ્લભાસન્ન; છઠ્ઠું સત્યમાંહાં નહિ ભિન્ન; ૫
"સાતમું વિપ્રને દીધાં અન્ન; આઠમે વૈષ્ણવનું ચિહ્ન;
"નવમે કહુ: દમ્યા દુર્યોધંન; દશમે જે દુઃખે વાવ્યા દિંન; ૬
"હરિના ને અહ્મારા ગુરુ એક; વળી પ્રભુને વલ્લભ ભકિત વિશેક;
"પ્રભુથી ચિત્ત ડગે નહિ રેખ; વળી કો વિધાતાનો લેખ; ૭
"અહ્મને જાણીને દીનદયાળ કીધી અહ્મારી સંભાળ;
"બાંહે પ્રહ્યા શ્રીગોપાળ. થોડે ઘણું કહ્યું, ભૂપાળ. ૮
"નાથ જેહેને કરે અનંગ તેહેનો કયમ છાંડે સંગ?
"જેહેને પૂરણ હરિશ્યૂ રંગ તેહેનું એક જાણો અંગ. ૯
"અહ્મને કૃપા કીધી જેહ, રસનાયે કેહેતાં નાવે છેહ.
"મુક્તિ જન્માંતરનાં એહ, દેવકીનો કુંઅર આણે નેહ. ૧૦
"મંદિર બેઠા વિશ્વાધાર કરવા અશ્વમેધ અપાર;
"હરવાને મોકલ્યા તોખાર, ધર્મને અર્થે તમ ભંડાર, ૧૧

---

૧. ઇતિશ્રી વિરરસ સમાપ્ત હવેથી ભક્તિરસ કહિશે.

"તમ્યો વિષ્ણુભક્ત જાણી રાય, જાણુંજ્યો: પ્રભુ તમ ઘરમાંહ.
"જે નાથને એમ ઈછા થાય, એ સર્વ પ્રભુને કરચ જાય" ૧૨
ભીમનાં વાકય સુણિઆં સત્ય, ભૂપત્ય હરખ પામ્યો અત્ય:
"અહો કોણ કરી યુદ્ધની મત્ય? પાંડવરૂપે વૈકુંઠપત્ય. ૧૩
"તમને પૂછું થઈને દાસ: ત્રીજો કોણ તહ્મારે પાસ?
"જ્ઞ તોરંગમ ગ્રહી ગયો આકાશ, તેડી લાવિયે અમ અવાસ." ૧૪
કેહે વૃખકેત: "મુહારો વીર, તે છે માયાવી રણધીર;
"તેહેનૂં પુન્યે ભર્યું શરીર, નામ મેઘવર્ણ પણ ગંભીર." ૧૫
સુવેગ મોકલિયો નિજ પુત્ર, તેડી લાવ્યો સંગ્યે સૂત્ર;
ભૂપત્ય તેડ્યા પરમ પવિત્ર, પછે બહુ વજડાવ્યાં વાજિંત્ર. ૧૬
નગરમાં કોલાહલ હોય; મંદિર ચઢી સહૂકો જોય.
મોહોટૂં અરિષ્ટ કેહે સર્વ કોય. રાણીજી રાવે લોચને રોય: ૧૭
"એહવો પુરાતન છે ગ્રંથ, પુન્યથી ઉગરે સુત-કંથ.
"પાંડવે આણ્યા ધણાના અંત, તે મેંહિ'ગ્રહિયે સંતનો પંથ. ૧૮
"જેહેને ધૈરચ છે ગરુડારૂઢ તેથ યુદ્ધ કરે તે મૂઢ.
"જેહેનાં મબળ પ્રાક્રમ પ્રૌઢ, ધૈરચ દ્રૂપદીની ગત્ય ગૂઢ, ૧૯
"જઈ અગ્નિમાંહાં નાહી નારચ, જૂજુવાં રૂપ જયમ ભત્તાર,
"સેવા કરે સઘળી દ્વારચ, સત્ય સાધવી બિરદ અપાર. ૨૦
"સુકિત તેહેને વાધે તેજ, જરા પાંડવ તેહેના શિર એહે જ.
"ત્રીજો જાદવ ધૈરચ ભાણેજ, નાથજી, સબળ આપણે એ જ." ૨૧
મુક્તાચાળ પૂરણ કીધ, સખિયો સબળ સંગ્ય લીધ,
રણમાંહાં વધાવી ત્રમ કીધ, પ્રભાવંતિયે આશિશ દીધ. ૨૨
પ્રેમે ભીમ નામે શીશ . "સહૂ કો જેજે કોડો જુગદીશ."
રણથી વળ્યા છે પુરધીશ; બંદીજન વદે આશીસ. ૨૩

વલણ

આશિશ દે છે નગરનિવાસી; રાજા મોહોલમાંહાં આવ્યા.
હરજીસુત કેહે: હરિ ભજતાં અપાર ઉત્તમ ભાવ્યા. ૨૪/૬૯૨

ઝમક ૧૩ મું—[રાગ એ જ]

સબળ સ્વાગત કરી સુત રાય સુંદરી,
આંખ્ય અમૃતભરી ભીમ કેરી.
રાખિયા સપ્ત દિન, સુખડાં શાક અન્ન,
ભીમ પોઢયો કરી ભરીને તંન. ૧
સબળ સુખિયા થયા, રાયને ઘેરે રહ્યા
"દિવસ દુઃખના ગયા [જેહ] અમારા.
"સબળ સુખિયા કરયા, નાથ અંતર ઠરયા,
બહુ વાર ઊગારયા, અહો તમારા. ૨
"આ યાગ જો થશે તો દુખ સઘળાં જશે,
કીર્તિ પાંડવ હશે, પ્રભુપસાયે."
ભીમસેન્ય મેઘવર્ણ એમ કહે સુતકર્ણ:
"ભલા રાખ્યા શરણ્ય વિશ્વમાયે. ૩
"વિશ્વ સહુ દેખતાં ભીષ્મદ્દષ્ટિ પેખતાં,
વસ્ત્ર કાઢયાં હતાં નારય કેરાં.
"સર્વ બેઠા મળી, વન્ય કાઢયાં વળી,
દુઃખ દીધાં વળી અતિ અનેરાં. ૪
"કૌરવાં ભય થકી નવ્ય રેહે કહી સકી,
પુત્ર ત્યાંહાં દેવકી સાર કીધી.
"કૌરવે બહુ કસ્યા, નાથને મન વસ્યા,
મારવા ધસ્યા ત્યાંહાં દૃષ્ટિ દીધી. ૫
"નગર સઘળા સંગિ સાંચરો રાય રંગિ,
આજે ઉલ્લાસ બહુ હેત આણી.
"વૃદ્ધને આગાળ તેડિયે, ભૂપાળ,
કીજિયે સંભાળ આતમ જાણી." ૬
"જે ભંડારે ધન હતું વળી ભર્યું અણુછતું
ધન દીધું બધું અમ આજ.

"આ સર્વ લીજિયે, યજ્ઞને કીજિયે,
દીજિયે દેશ શુભ સકળ રાજ. ૭
"ગજ તણી નહિ મણા, તોરંગ તો ત્યાંહાં ઘણા,
કનક રથ આપણા આલિયે.
"નગરે જે કો રેહે ભક્તિ-ભૂદર લેહે,
કાહાન કેહે : તે ભીમ સંગ્ય ચાલિયે." ૮/૪૦૭

ગીત સંપૂર્ણ

રાગ દેશાખ

જૈમુન્ય કેહે: રાયજી, સુણો; ભીમ થયા રળિઆત્ય.
અનેક પદારથ આપિઆ ત્યાંહાં નાના ભાત્ય. ૧
નગરનિવાસી સર્વકો મજ કીધું રાય,
વાહન આપી તેડિઆં હસ્તિનાપુરે જાય. ૨
અંતરિ હરિએ પ્રેરિયો મંત્રી થયો વિપ્ર: •
સુવકેત નામે તેડિયો મત્રી ત્યાંહાં તો શીઘ્ર. ૩
રાજા કેહે: "ધન આપણું ઘોડા ને રથ,
"આગળ થકી ચલાવિયે ગજ જે સમર્થ." ૪
આણંદિ મદ્દ કો માંચરચા તેડીને પરિવાર;
"શીઘ્ર જવાયે તે કરો; રખે લાગે વાર ! ૫
"નાથનું કીજિયે દર્શન, છૂટિયે સર્વ કર્મ;
"આપણને સન્મુખ થયા સ્વામી પરિબ્રહ્મ. ૬
"સુક્રિત કોયેક આપણું: હરિયે ચિત્ત ધરિઆ,
"હયવર ભંડાર આપણા પુન્ય અર્થે કરિયા. ૭
"દૃષ્ટિ આગળ મેહેલિયે, તેહેના હરિ ભોગી,
"હય રથ ને ગજ ધન ઘણું કરીને સંયોગી. ૮
"કોય કહેશે ધન નવ્ય જાણ્યું, એ નિશ્ચે જાય,
"પૂર્વ કેરા પુણ્યથી દરિદર મેહેલાય. ૯

"હરિ કેરા સંગી સદા તે હરિનાં રૂપ,
"તે માટે જૈ ભેટિયે સત્યવાદી ભૂપ. ૧૦
"પરમ સાધવી દ્રૂપદી તેહેનૂં દર્શન કીજે,
"કુંતીજીને જઈ નમો, અર્થ સઘળા સીજે. ૧૧
"પાંડવની સેવા કરી, તેહ હરિની સેવા;
"પુરુષોત્તમને અન્ય કો નહિ વલ્લભ એહેવા. ૧૨
"પ્રભુ તણા ત્યાંહાં દાસના જો થૈયે દાસ,
"તો જાણોને નાથજી આપણામાંહાં વાસ." ૧૩
વાક્ય સુણીને રાયનો અતિ મંત્રી ઠરિઓ :
'સત્વર સહુને કીજિયે.' મંદિર પરવરિઓ. ૧૪
જનનિ આગળ જઇ કહ્યું : "સાંભળોને, માજી,
"નગર સકળ ધન સૈન્યશૂં પાંડવઘેરે રાજી. ૧૫
"માતા, પાંડવઘેરે હરિ, ત્યાંહાં દર્શન થાશે,
"કરુણાનિધિને ભેટતાં અઘ સઘળાં જાશે." ૧૬
જયધ્રુવા વાણી વદે "સાંભળ્ય, સુત, કેહેું,
"કાળનો કાળ ગોપાળજી સદાકાળે લેહે. ૧૭
"જાંહારે અવનિ થાયે આકુળી, બહુ પાપનો ભાર,
"કાળિરૂપ ત્યવહારે પ્રગટી કરે સર્વ સંઘાર. ૧૮
"આદે અતિ એ એકલો, કો ન ગમે પાસે.
"મૂર્ખ હોય તે એહને કુંઅર અભ્યાસે. ૧૯
"એણ્યે મથુરામાં મારિયો કંસ સરખો મામો;
"માગી મારી પૂતના, રાયને થયો છે સામો. ૨૦
"હૂં મળવા જાઉં નહિ; મૂકોને વાત;
"આજ થકી રમના કરી, કેહેશો માં, માત. ૨૧.
"અર્થ એહેનો માહારે નથી, નવ્ય જોવા આવું;
"એહેનૂં દર્શન જે કરે તેહેને ન બોલાવું'. ૨૨

"પુત્ર વિના તુહ્નને સારશું; દષ્ટેથી તું જાને.
"જો મુજને મનમાં ધરે તો જાવા દે રાયને. ૨૩
"જેહ્યે ગોત્રનિકંદન આપણું હાથેશું કીધું,
"આપણે તો રાજાયે તેહેને શું સર્વે દીધું ? ૨૪
"એક પાંડવ, બીજા હરિ, એહ સરખાસરખું;
"નિશ્ચે કુંઅર, જાણજે, એહને નચ્ય નિરખું. ૨૫
"રાજા સાથે જઇ કરીને જો એહને મળિયો,
"માહારે જાણ્યે આજથી તાહારો ગર્વ ગળિયો." ૨૬
સકળ પદારથ ધન જે માતા-કરિ હોય,
વશવર્તી તેહ્યે કરી મંદિર સર્વે હોય. ૨૭
"માતાજી માંહાં ગુણ્ય ઘણી: જૈ રાયને કહિયે;
"સુખે કરી તો રહી સકું જો તેહી જાઇયે. ૨૮
"નગર માંહિ તાં જેહ વસે છે બીજા જંન,
"અપજશ સહુકો બોલશે; દુ:ખી થાવું મંન. ૨૯
"નગર કો રેહેવું નથી, અણુતેડાવ્યું જાશે;
"માહારી માતાને ઘણું અપજશ બોલાશે." ૩૦
એહેવું વિચારી જઇ કરી રાયને શીશ નામિ:
"માહારી માતાને તેડિયે, હરિદર્શન પામિ. ૩૧

વલણ

"શ્રીહરિ કેરું દર્શન પામિ, તેડો સંગે માતા.
"પ્રભુનામેથી સઘળી નાસે; લખિયા લેખ વિધાતા." ૩૨

## કડવું ૧૪ મું–[ રાગ એ જ ]

ભીમ મહાબળ વૃખકેત ત્યાંહાં બોલ્યા છે રાજન,
મન સંઘાતે દુ:ખ પામ્યો ત્યાંહાં આવીને પરધાન. ૧
રાજા કેહે છે: "મંત્રી, સાંભળ્ય: કાં દુ:ખ અંતરિ આણો?
"નારાયણશું નેહ નહિ તે કર્મ પુત્રનાં જાણો." ૨

ભીમસેન્ય કેહે: "સાંભળ્ય રાજા, સાંભળ્યને શુભકેત;
"નામ વરાંસે કેહે પ્રભુનું તે ઉપરે બહુ હેત. ૩
"ભક્તિ પ્રભુની ઘણે પ્રકારે છત્રીશ જે કહાવે,
"જન્મ તણું જો સુક્તિ હોયે તો તેહેમાંનો અંશ આવે. ૪
"સર્વાત્મિક ભાવેશં પામ્યો પ્રહ્લાદ વૈષ્ણવ જેહ,
"કીર્તનથી નારદજી પામ્યા જીવન–મુક્તા તેહ. ૫
"દર્શનથી સનકાદિક પામ્યા નારાયણના પાય;
"નામ પ્રભુનું શ્રવણે સાંભળતાં ખટ્વાંગ વૈકુંઠ જાય. ૬
"સ્મરણ થકી અજામિલ પામિયો સેવા જે કમળા પામી.
"અર્ચન પૂજા મનશં કરતાં કુબજ્યા પામી સ્વામી. ૭
"વંદનથી તે ગરુડ પામિયો; દાસપણે વિદુર.
"સખ્યપણે કપિ રીંછ પામિયો જાંબુવંત બળપૂર; ૮
"આત્મનિવેદી બલિરાય પામ્યા; સત્ય હરિચંદ્ર ભૂપ;
"સંગતથી તે ભીલ પામિયો શ્રીનરસિંહો રૂપ. ૯
"પુણ્ય થકી રઘુ રાજા પામ્યો; તપથી ધ્રુવપદ દીધૂ.
"અનન્ય ભક્તિથી રુખિપત્નીનું કાર્ય સઘળું સીધૂં. ૧૦
"નિત્ય થકી તે સુરપતિ પામ્યો; જ્યોગ થકી મહાદેવ;
"ભોગ થકી તે રાધા પામી સકળ કરંતી સેવ. ૧૧
"ક્રીડા થકી તે ગોપી પામી; સ્નેહ થકી તે નંદ;
"દમન થકી તે વચન પામિયા અતે અતિ આનંદ. ૧૨
"વૈર થકી તે કંસ પામિયો; ત્યાગ થકી તે કર્ણ;
"ક્રોધ થકી તે દુર્યોધન પામ્યો શત ભ્રાતશં શરણ. ૧૩
"બ્રહ્મચર્યશં ભીષ્મ પામિયો; છળિ પૂતના નારિ;
"શૃંગારે તંતુમાલ પામિયો; કીધી દયા મોરારિ. ૧૪
"દીનપણે સુદામો પામ્યો, દઢ ભાવે શ્વેતદેવ;
"શુદ્ધભક્તિશં મલ્લ પામિયો નારાયણની સેવ. ૧૫

"માયાભક્તિથી સૌભરિ પામ્યા સાત્ત્વિક ભક્તિ અત્ર.
"પતિવ્રતાભક્તિથી પામી અનસૂયા માન પવિત્ર. ૧૬

"બાહ્યાંત્ય ભક્તિથી મામકી પામી; અંબરિષ મન શુદ્ધ;
"વૈષ્ણવ ભક્તિ થકી તે પામ્યો છે હરિ ને ચરણે શુદ્ધ. ૧૭
"જેનકેન ભાવે હરિ ભજતાં નિશ્ચે હરિપદ પામે."
ભીમ કહે: "તે માટે તેડો; સકળ દુઃખને વામે." ૧૮
ભીમસેન્યનાં વાક્ય સુણીને રાય થયા રળિયાત્ય.
રાજાયે જયધ્રુવા જઈને ઘેરત્ય પ્રેરી અનેક ભાત્ય. ૧૯
કહ્યું ન માને, અવળું બોલે; કીધા બહુય ઉપાય.
યૌવનાશ્વ જઈને ચરણે નમિયો: "આવો સંગે, માય." ૨૦
તે કઠણ વચનથી રાજા કોપ્યો, બાંધીને લીધી નારી;
લોહ તણા પાંજરમાં ઘાની અંતરિ ભેદ વિચારી. ૨૧
જયધ્રુવાને એમ કરીને હરિ-દશ ને લીધી.
નગરસમેત સૈન્યથું રાજા સઘળી સામગ્રી કીધી. ૨૨
શકટ ભરવાં, બહુ ખચર ભરીને લીધું સઘળું ધન;
અનેક ગજ રથ અશ્વ લેઈને સંગે ચાલ્યો છે રાજન. ૨૩

મન ગમતાં વાહન, ભીમાદિક શોભિત, ભેહૈન્ય ને પુત્ર,
ગંગાજળિયો આગળ કીધો શોભિત પરમ વિચિત્ર. ૨૪
અનેક વિધિનાં વાજિત્ર વાજે, ધ્વજા પતાકા જેહ,
સકળ નગરને સૈન્યઘટા બહુ અગણિત ચાલી છેહ. ૨૫
અનેક રથ ને અનેક શિબિકા, અનેક તોરંગ મહારથી;
રંગ જૂજુવા વાગા શોભે સૈન્ય સકળ સંઘાતિ. ૨૬

અનેક નારી-કાંત્ય મનોહર, ધરિયાં બહુ આભરણ;
હીરા રત્ન કનક એમ ઝળકે જ્યમ ઝળકે રવિકિરણ. ૨૭
ભીમસેન્ય દેખી આનંદ્યા, રુદેકમળમાંહાં હરિઆ;
અર્ધ પંથ આવી રાય પાસે માગી શીખ પરવરિયા: ૨૮

"પ્રભુ ધર્મ અર્જુન માતને વધામણી જે કેહે.
"ઘરમાંહાં શ્રીનારાયણ બેઠા, આ ફળ તેહેનું લેહે. ૨૯

વલણ

"તેહે તણું ફળ લૈહે રે." ભીમસેન્ય શીઘ્ર આવી મળ્યા.
હરજીસુત કેહે: હરિકૃપાયે શોક પાંડવના ટળ્યા. ૩૦
જૈમુન્ય કેહે: સુણો, રાયજી; સાંભળી સહુકો હરખિઆ.
યુધિષ્ઠિર કેહે: "કૃપા કીધી, પ્રભુનું મુખ નિરખિઆ." ૩૧/૪૬૩

## કડવું ૧૫ મું–રાગ રંગરસ

ભદ્રાવતીનાં જે પ્રાક્રંમ જી ભીમે તે કહ્યું, રીઝયા ધર્મ જી.
દ્રૂપદી કુંતી પાંચે ભાઇ જી, અતિ સુખ પામ્યા વૈકુંઠરાઇ જી. ૧
ઢાળ–વૈકુંઠનાયક સાંભળી ભીમસેન્યને કેહે: "ધન્ય.
"હવે યજ્ઞશોભા હશે તમને; સુણો, યુધિષ્ઠિર રાજંન."
યૌવનાશ્વ શોભા કહી, દ્રૂપદી સુણિઆં તેહ.
એ પછે કૃષ્ણ પ્રભુ આગળ વાકય બોલી એહ: ૩
"દાસ દાસી કો નહિ, વાહન [ન] એકે જવારય.
"એ ભૂપ અવનિ રાખશે પાંડવ કેરે દ્વારય!" ૪
તે વાકય સુણીને કૃપાનાથે ગરુડ તેડયો ખેવ.
"દ્વારકાંપુરી શીઘ્ર જઇને આવવૂં" કેહે દેવ. ૫
"એક સહસ્ર સેવક, સહસ્ર દાસી, સહસ્ર રથ તોરંગ,
"સહસ્ર શિબિકા, ગજ મનોહર વિરાજિત જે અંગ, ૬
"દ્વારકાં જઇ લાવ્ય વેગે. શીઘ્ર કરવૂં કામ.
"રાય મળવા આવતે આ સર્વ શોભે ગામ." ૭
મનવેગ પખી સબળ ગત્યશું લાવિયો ક્ષણમાંહ.
એમ પાંડવ કચેરાં લાડ પાળ્યાં પ્રભુ વૈકુંઠરાય. ૮
સુખાસન તોરંગ રથ, મદગલિત હસ્તી પ્રૌઢ;
મંદિર ભરિઆં દાસ દાસી; જોઈ થૈઇ દિગ્મૂઢ. ૯

સભાની રચના ઘણી, બહુ નાનાવિધિ વાજિંત્ર.
ચમર ચોહોગમાં [ઊડતાં ને] ધરત્યં રાયને શિરછત્ર. ૧૦
ગાંધર્વ મધુરં ગાન કરે, નૃત્યકળા બહુ હોય.
થેયંકાર ત્યાંહાં થઇ રહ્યો, અંતિક્ષથા સુર જોય. ૧૧
નગર કચરા નિવાસી સર્વ જૂજવે વર્ણ.
મહામનોહર આસન આપ્યાં, વિરાજિત અશરણશરણ. ૧૨
તે શોભા દેખી સવકો જોઇ થયું રળિયાત્ય.
એટલે નિકુળ સેહેદેવ બોલાવિયા, વૈકુંઠનાથ : ૧૩
"શીઘ્ર થઇ સાહામા જઇ રાયને દીજે માન.
"બહુવિધિ સેવા કરો;" એમ કહ્યું શ્રીભગવાન. ૧૪
બહુ સુખાસન રથ ગજ તોરંગમ ધરી બહુ શણગાર,
ઘૂઘર-ઘંટા-ઓછવ, અપરિમિત ધ્વજના ઝાનકાર. ૧૫
બહુ વાદ્ય બીજાં નેત્ર જોતાં રુદે થાએ ઉલ્લાસ.
અતુલ શોભા નિકુળ સેહેદેવ ગયા રાજા પાસ. ૧૬
મારગમાંહિં ભેટિયા, પામિયા બહુ પેરે સુખ :
"કૃપા અમને ઘણી કીધી, ગયા સઘળાં દુઃખ." ૧૭
મધુરે વચને સતોખ્યા યૌવનાશ્વ સબળ સુવેગ.
હવે દર્શન કીજિયે રાય યુધિષ્ઠિર કૃષ્ણ બેગ. ૧૮
હસ્તિનાપુરે ગંગા તણે તટે સબળ શોભિત રંગ.
જાહ્નવીનું જળ, કૃષ્ણદર્શન, સર્વ નિર્મળ અંગ. ૧૯
નગરના ચોહોવટા મધ્યે જોવા રહ્યા બહુ જંન;
ઘર-આગળે નરનારી નિરખે ગંગાજળિયો રાજંન. ૨૦
કેટલુંક દળ નગર બાહરે મેહેલિઓ ભૂપાળ;
કેટલૂંક સંગે આવિઓ તે દર્શન શ્રીગોપાળ. ૨૧
સર્વ ધન દષ્ટે ધરીને અગ્રે નમિયો રાય.
બહુ હરખ પામી મસ્તક નામ્યાં પ્રભુ કેરે પાય. ૨૨

યુધિષ્ઠરને ભેટિયા, ભેટિયા અર્જુન વીર;
અન્યોઅન્યે સહુ નમ્યા બળિયા સુભટ રણધીર. ૨૩
કુશળ પૂછી રાયને બહુ પેરે દીધાં માન.
દર્શન પામી પ્રભુનું તે થયું આપસમાન્ય. ૨૪
મળ્યા પૂછે પ્રેમ ઊપનો જાણે પાંડવ ભ્રાત;
જનેતા જ્યમ એક હોયે ત્યમ સર્વ સંઘાત્ય. ૨૫
અનેક વારતા પરસ્પેરે જન્મથી જેહેની જેહ,
આદે અંત્યે એકઠા મળી કહી હરખે તેહ. ૨૬
વાડીમાંહાં ઊતારિયા યૌવનાશ્વ કરી વિચાર.
રક્ષા કરવા સોંપિયો અશ્વમેધનો તોખાર. ૨૭
ગંગાજળ વાડી વિરાજિત ઊતારયા ત્યાંહાં ભૂપ;
તોરંગમની રક્ષા કરે જેહેનું સુંદર રૂપ. ૨૮
શીખ માગી સેન્યા સઘળી ઊતારયા આરામ.
પ્રભાવતી ભેટવા ચાલી દ્રુપદીને ધામ્ય. ૨૯
અનેક સખિયો સંઘાતે બહુ કાંતિ શોભિત હોયે;
આભરણ ધરિયાં વિવિધ્ય પેરનાં, મુનિજન-મન મોહે. ૩૦
શોભા કેહેતાં પાર ન આવે, હવાં એણી રીત્ય.
દ્રૂપદી કેરા મંદિરની હવે કોહો સઘળી નીત્ય. ૩૧
બહુ મોહોલ મેડી જાળિયાં ઝળહળે સઘળ અવાસ.
બહુ સખી, રંભા મેનકા જ્યમ ઇંદ્ર કેરે પાસ. ૩૨
ઇંદ્રાણી રાંયનલ સમાન્યે સખી માંહે અનેક
હાસ્ય હાસ્ય આસન ધારી બેઠી; ચમર થાય વિશેક. ૩૩
હાસ્ય હાસ્ય રચના કરી બેઠી મંદિરમાંહાં બહુ નારિ.
વિધાતા આવી જુયે તો ન પામે ત્યાંહ પાર. ૩૪
પ્રભાવતી મનમાં ધરે: 'દ્રૂપદી મળેશ ક્યેમ?'
જાંહાં જુયે ત્યાંહાં સખી સાધવી નારિ દીસે એમ. ૩૫

'ધન્ય પાંડવની ઘરણી, લીલા દીસે ધન્ય,'
એમ કરતાં બેટિયાં જઇ દ્રૂપદી પાવંન. ૩૬
પરસ્પેરે ત્યાંહાં સ્નેહ સમજો, વાન અંતર કીધ;
પોતા કંચેરે પાસ રાખી ભક્ષ ભોજન દીધ. ૩૭
શયન સુખ, એકઠાં ભોજન. રહી દિન ને રાત્ય.
પછે ભક્ષ ભોજન એકઠાં યૌવનાશ્વ નાનાભાત્ય. ૩૮
યૌવનાશ્વ રાયની કરી સ્વાગત્ય પાંડવે ત્યાંહાં જેહ,
કવિ કંચેરે મોઢે કેહેનાં પાર ન આવે તેહ. ૩૯
યૌવનાશ્વ ત્યાંહાં સુખિયા થયા, સુખિયા થયા કુંતીબાળ.
આસનાવાસના દેઈ ત્યાંહાં થકી હવે વળ્યા દેવ કૃપાળ. ૪૦
જૈમુન્ય કેહે: હવે રાયજી, દ્વારકાં હરિ પોહોના જઇ.
ઝમક પંનરમા તણી કથા હવે અહીં પૂરણ થઇ. ૪૧
ભીમસેન્ય અહીંથી દ્વારકાં તેડવા તે પ્રભુને જશે.
બળિ કુટુંબ સહૂકો સંગ્યે તેડી નાથ તે આંહાં આવશે. ૪૨/૫૦૫

## ઝમક ૧૬ મું—રાગ મેવાડો, ધન્યાશ્રી

ઘોડાની રક્ષા કરે વાડી મધ્યે યૌવનાશ્વ.
નિત્ય બહુવિધ્ય કરે ભોજન પાંડુ તણે અવાસ. ૧
દિયસુંદર (? શ્યામસુંદર) આવશે, આરંભશે તવ જ્યાગ.
સકળ દેવ સંતોખશે, આપશે હવ્ય વિભાગ. ૨
કુંતીજી દ્રૂપદી નારી સુભદ્રાજી જાંહ,
પ્રભાવતી બહુ પ્રેમ આણી રેહે મંદિરમાંહ: ૩
કૃષ્ણકીર્તિ સાંભળે ને કૃષ્ણ કંચેરે ગાન;
ક્ષણ માત્ર રસના થકી ન મૂકે સ્મરણ શ્રીભગવાન. ૪
નિશા સુતાં, દિવસ જાગે, કૃષ્ણના ગુણ ગાય.
શબ્દ કેહે શ્રીશ્યામસુંદર ભરે જેટલા પાય. ૫
ઉદકને ત્યાંહાં બોલ સુધી [પય] અર્પે વિશ્વાધાર.
નાથને અર્પે પાંડવ જે ધિરિ શેષ કરતું આહાર. ૬

હરિકીર્તન અને પૂજા. હરિ વિના નહિ વાત.
પાંચ પાંડવ જે દ્રૂપદી, સંગ્યે સુભદ્રા ને માત. ૭
ચરણને જ્યમ નેત્ર જીવન, વદનને જ્યમ પ્રાણ,
જીભને જેમ દાંત, પાંડવને હરિ ત્યમ જાણ્ય. ૮
કંદર્પને જ્યમ મન છે, પ્રાણને જ્યમ આહાર,
મીનને જ્યમ ઉદક જીવન, ત્યમ વિશ્વાધાર. ૯
દીપકને જ્યમ તેલ જીવન, ચક્રવાક રવિરાજ,
ચકોરને જ્યમ ચંદ્ર જીવન, ત્યમ શ્રીમહારાજ. ૧૦
બાળકને જ્યમ માતા વલ્લભ, ધેનુને વછ જ્યંમ,
પાંડવને ત્યાંહાં વિષ્ણુભક્તિ, પ્રભુ વાહાલા ત્યંમ. ૧૧
કુંતીજી દ્રૂપદીજી સુભદ્રાજી તેહ,
અર્જુન તે રાય યુધિષ્ઠિર એ અપર હરિની દેહ. ૧૨
ભીમ ને નિકુળ સહદેવ અત્ય પ્રભુ કચેરાં અંગ.
તે રૂપ હરિનૂં જાણિયે જેહેને નાથ સાથે રંગ. ૧૩
યૌવનાશ્વ કામ્યની સુત કુંટુબ વર્ગ સર્વ કોય
પાંડવ કચેરી સંગતિતેં પરમ વૈષ્ણવ હોય. ૧૪
દ્રુપદીગે જ્યપ્રુવા તેડી જેહેનો સુત પરધાન;
પ્રતિબોધ દેઇ પ્રભુના તે કરી આપસમાન્ય. ૧૫
જૈમુન્ય કેહે : સુણો રાયજી, એમ પાંડવશોભા પ્રૌઢ;
અન્યથા ન ગમે વાત બીજી; કથા ગરુડારૂઢ. ૧૬
આખ્યાન એહ પૂરણ થયૂં યૌવનાશ્વ કચેરં, રાય.
ભક્તિરસ આંહીં થકી જાણ્યે સાંભળ્યે અઘ જાય. ૧૭
વૈરાગ્યરસ શૃંગારરસ ને વીરરસની જુક્તિ,
યૌવનાશ્વ આખ્યાન માંહાં એ ચાર રસની જુક્તિ. ૧૮
એ કથા સુણતાં ટળે કળિમળ, જીવ થાયે પાવંન.
પાંડવનો જશ, કીર્તિ હરિની સાંભળો, રાજંન. ૧૯

જન્મેજય એ સાંભળીને ઘણું થયા રળિયાત.
ઘણી શોભા પાંડવ કેરી કરી કરુણાનાથ. ૨૦
સાંભળીને એ કથા પામિયો અત્યંત ઉલ્લાસ.
એ ધન્ય પૂર્વે અમારાં જેહ તણો ઘેર હરિવાસ. ૨૧
એમ કરીને રાય ઊઠી ચરણે નામ્યું શીશ.
જાડ્ય ભાંગી રુદે કેરી, જશ સુણ્યે જુગદીશ: ૨૨
અતુલ્ય સ્વામી એ કથા, અતુલ્ય એહ પ્રાક્રમ.
ભાગ્ય પાંડવ પાર નાવે, જે ઘેરચ શ્રીપરિબ્રહ્મ. ૨૩
કૃપા એવડી પુરાતન નવિ સાંભળી મેં કાન્ય.
ઉગ્ર કરુણા એ સબળ જે પાંડવ–ઘેરચ ભગવાન. ૨૪
નરનારી શ્રવણે સાંભળે એ કથા પરમ પવિત્ર,
ધર્મ અર્થ કામ ને મોક્ષ પામે અંત્યે પરમ વિચિત્ર. ૨૫
પાંત્રસે પદ પૂરાં સહી એ કથાબંધ રસાળ.
અઘ–ઓઘ નાસે તેહ તણાં નર નારિ સુણતાં બાળ. ૨૬
સોળ ઝમકે ચ્યાર રસ, એક ગીત ઊપરે હોય.
તોરંગ લાવ્યા તે કહ્યું, પદબંધ બાંધ્યા જોય. ૨૭
હરજી–સુત કાહાનડ કેહે રસિક એ પદબંધ;
અશ્વમેધના આરંભ કેરી કથા તણો સમંધ. ૨૮
સંવત્ સોળસે ત્રાણુવો, માર્ગશીર્ષ જે માસ,
દિવસ દ્વિતીયા શુક્લ કેરી કરયું ગાન અભ્યાસ. ૨૯
રવિવારને દિન સબળ શુભ કહ્યા ગુણ–ગોવિંદ.
કાહાનજી કેહે: હરિકૃપાથી સદા શુભ આનંદ. ૩૦
અહીં થકી હવે દ્વારકાંપુરી ભીમ શ્રીહરિદ્વારચ
તેડવા જાશે નાથને જે લીલાનો નહિ પાર. ૩૧
પ્રભુ ત્યાહારે દાસ કરશે, ભીમ ચડશે રીમ,
ભોજન કરશે એકઠા સનમુખ થઈ જુગદીશ.[1] ૩૨

૧. ઇતિ શ્રીઅશ્વમેધપારવણિ જૈમિનાશ્વમેધપાર્શ્વાન સમાપ્ત ચીવના-
ધનું આસાંન પ્રબંધ.

## ૨. ભીમ—આમંત્રણની કથા[1]

### અલંકાર ૧ લો—રાગ કેદારો

શ્રીકૃષ્ણને ધ્યાઇયે, સદા દેવકિ-સુતના ગુણ ગાઇયે.
શ્રીકૃષ્ણ નંદજીને આનંદ કીધું,
શ્રીકૃષ્ણ યશોદાજીનું પય પીધું. ૧
શ્રીકૃષ્ણ ગોપીજનનું મન હરયું,
શ્રીકૃષ્ણમુખ નિરખી નેહ ભર્યું.
શ્રીકૃષ્ણ વિરંચિયે વછ ગોપ હરિયાં;
શ્રીકૃષ્ણ આપણે અર્થે નવાં કરિયાં. ૨
શ્રીકૃષ્ણે યમુનાં દ્રોહો નિર્વિખ કીધો;
શ્રીકૃષ્ણ ગોવર્ધન ગિરિ કર લીધો.
શ્રીકૃષ્ણલીલાનો નહિ પાર,
શ્રીકૃષ્ણે ધરિયા દશ અવતાર. ૩
શ્રીકૃષ્ણ રાસ રમાડી સુંદરી;
શ્રીકૃષ્ણ આનંદે અંતરિ ભરી.
શ્રીકૃષ્ણે અક્રૂરને કૃપા કીધી;
શ્રીકૃષ્ણ કુબ્જા રૂપ કર લીધી. ૪

---

૧. હવે ભિમ આમંત્રનિ કથા કહિશે શ્રીભગવાંનને ભિમ તેડવા જાશે તે કેહેવાશે.

શ્રીકૃષ્ણે મામાને વૈકુંઠ આપી, શ્રીકૃષ્ણ માત બાંધવના બંધ કાપી.
શ્રીકૃષ્ણ દષ્ટે જે રહ્યો જયજયકાર તેહનો થયો. ૫
સુર બ્રહ્મા જેહેને ધાય, નારદ ગુણ જેહેના ગાય,
ચૌદ લોકના જે છે સ્વામ્ય, પૂરણ ભક્તિથી આવે કામ્ય. ૬
સનક સનંદન શિવ શ્રી ભાસ્કર સેવે પરિબ્રહ્મ,
શેષનાગ જેહને આરાધે, જેહને અનેક મુનિવર તપ સાધે, ૭
જેહની લક્ષ્મી કિંકરી, તેહેના જશ બોલે રસના ભરી.
કેહે હરજીસુત: હરિ ભજિયે, જેણે અનેક ભવબંધન ત્યજિયે. ૮
તેહ તણું કુલ પાવંન, માતતાત તેહેનાં ધન્ય,
હરિ સાથે જેહેને નેહ, જીવનમુક્તા ધન્ય તેહ. ૯
ઢાળ—જીવનમુક્તા તેહેને કહિયે, તેહ તણો ધન્ય વર્ણ,
ઉભય વંશ તેહેના છે પાવન, ભક્તિ અશરણશરણ. ૧૦
હવે પાંડવના ઘરમાં સર્વે મળી બેઠા અતિ ઉલ્લાસ;
આપણું કુટુંબ સર્વ મળી બેઠું રાય યુધિષ્ઠિર પાસ. ૧૧
માતાજીને મધ્ય બેસારી કેહે યુધિષ્ઠિર વાણી:
"વેગે કરી તહાં ભીમ મોકલો, તેડાવો સારંગપાણી. ૧૨
"અશ્વમેધનો આરંભ કીજે, જો હરિ મંદિર આવે.
"યજ્ઞવિદ્યા કેરા કુશળી તે દ્વિજને તેડાવે. ૧૩
"નગર સર્વંય જાદવનું દળ, જે હરિનો પરિવાર,
"લક્ષ્મી જાંબુવતી સત્યભામા સઘળી નારી કુમાર, ૧૪
"શ્રીમંકર્પણ ને કૃતવર્મ અક્રૂર ઓદ્ધવ તેડી,
"ભીમસેનજીને શીઘ્ર મોકલો, જેમ આવે હય બેડી. ૧૫
"આપણ પ્રભુ મંદિર માંહાં આવે, થયો એટલે યાગ
"કલંક ઉતારચાં સર્વ આપણાં, પામ્યા સુર-મહાભાગ." ૧૬
ભીમસેન્ય તેડીને પ્રેરયાં પંચ રથી સંધાત્ય:
"શીઘ્ર થઈને જાઓ દ્વારકાં, જેમ આવે દીનાનાથ." ૧૭

પંચ રથી સંઘાતે વીર વૃકોદર પોહાતા તે તતખેવ;
અશ્વ હકારી વેગે જઈ પોહોતા જાંહાં હૂતા વસુદેવ. ૧૮
કનક મણિ માણિક બહુ જડિઆં, ઝળકે સઘળ અવાસ.
તેજવંત મંદિર છે સઘળાં; સકળ દેવનો છે વાસ. ૧૯
વૈકુંઠપુરની જે લીલા, તે ભૂતળમાંહાં આણી.
સનકાદિક ત્યાંહાં દર્શને આવે બળભદ્ર સારિંગપાણી. ૨૦
છપન કોડ તાંહાં જાદવસંગિ નિજ સેવક અક્રૂર,
ભારે ટાળવા અવની કેરો દેવ પ્રગટ્યા શૂર. ૨૧
નગર તણી સઘળી છે રચના જ્યોજયન ફરતું બાર.
હાસ્યહાસ્ય કીર્ત્તન હરિ-સેવા, ઘંટાનાદ ઝણકાર. ૨૨
અગ્નિહોત્રના ધૂમ વિરાજિત, પરિમલ હવ્ય અનેક.
નિગમ-ગર્જના વાડવ ભણતા અગણિત; નાવે છેક. ૨૩
મધુર સ્વરે સાથે માન્યનિઓ સઘળ કરંતી ગાન.
દૂર થકી તે સુણે ગર્જના શોભિત પરમ નિધાન. ૨૪
ધવલહર સઘળાં ગગન સમાને; બહુ મણિ કેરી જ્યોત.
ઘણી ભૂમિ ઊપરેથી ઝળકે દશે દિશામાંહાં ઉદ્યોત. ૨૫
મૃદંગ ભેરી નાદ શંખના અને ઝલ્લરી વાજે.
સુણતાં વીર વૃકોદર રીઝ્યો; શોભા પરમ વિરાજે. ૨૬
કરી હલોહલ અશ્વ હકારી આવ્યા હરિને દ્વારય.
હીસ્યું ભીમ તણું મન સઘળું, ચાલ્યા મંદિર મોઝારય. ૨૭
બીજા જોદ્ધા સંગે આવ્યા તે તાંહાં બાહારે ઊતરિઆ.
ભીમ એકલા હરિને મળવા મંદિરમાંહાં પરવરિઆ. ૨૮
હવે જૈમુન્ય કે છે જન્મેજયને લીલા-સારિંગપાણી:
ભોજન કરતા નરહરિ બેઠા ભીમ આવતો જાણી. ૨૯
સઘળી નારી નારાયણ કેરી આઠે ત્યાંહાં પટરાણી.
માતાજી મુખ આગળે બેઠાં અંતર સ્નેહ બહુ આણી. ૩૦

પરમ વિરાજિત સકળ પ્રેમદા માન્યનિઓ મુખ નિરખે.
પ્રભુ તણા ત્યાંહાં પ્રેમ જોઇને સર્વ નેત્રમાંહાં હરખે. ૩૧
મહાવિરાજત આસન ઊપરે બેઠા વૈકુંઠરાય;
કનકથાળ બહુ કનકવાટિકા; શોભા કહી નવ્ય જાય. ૩૨
પ્રભુ કેહે છે: "શીઘ્ર થઈને લાવો પેરે પેરે અન્ન."
ભીમસેન્ય છાના બેઠા છે; પ્રભુ કરે ભોજંન. ૩૩
અનેક સૂખડાં અમૃત ભરિયાં, સ્વાદ મધુરા હોય.
કામ્યની કોઈ પ્રભુજીને પીરસે; મુખ નિરખી હરિ જોય. ૩૪

વલણ

મુખ નિરખતી તે નારી નેહે; સુખમાંહે સુખ અતિ હરિખે.
અલંકાર પેહેલે ભીમ પોહોતા; મન બહુ પ્રેમે ભરિખે. ૩૫

## અલંકાર ૨ જો–રાગ કલ્યાણ

શ્રીહરિ માગે: 'લાવો અન્નજી'. પ્રીત્યે ત્યાંહાં પ્રભુ કરે ભોજંનજી.
પાકસ્થિતિ બનાવે સાર જી; અન્ન સૂખડાં નહિ પાર જી. ૧
ઢાળ—હવે વદુઅર સાથે વધા વાણી: "થાઓ સર્વ સાવધાન."
પ્રેમદા સઘળી મળીને સંતોષ્યા ભગવાન. ૨
નેહે ભરતી હાસ કરતી નિરખિજે તે ત્યાંહાં.
મનમાંહાં વિચારી દેવકી–સુત પછે ગયા મંદિરમાંહાં. ૩
ફરતી પાખલ પ્રેમદા કોણે વિધિ રચી છે તેહ!
ચંદ્રવદની કેરિ ગનયની; કનક ઝળકે દેહ. ૪
નખશિખ લગી શણગાર જોતાં તેહેનો નાવે પાર.
કામકળારસ સકળ જાણે, નૃત્યના ચેષ્ટાર. ૫
જે રૂપ નિર્મ્યાં વિધાતા, કોણ વર્ણવે તે અંગ?
પ્રભુ ફેરે તેજ એહેમાં, કળા કામ તરંગ. ૬
અલભ્ય ભ્રૂ ઝળકે યૌવન, નિજ ભરચાં જેહેનાં આપ;
પ્રભુને પાવન્ય બંધાણી, ટળ્યા સર્વ સંતાપ. ૭

જેહની ઇછાયે નીપજે આ સૃષ્ટિ સર્વમંડાણ,
તે નાથની નારી તણું કચમ કરે કવિ વિખાણ? ૮
નાગણી દેવાંગના અપછરા તે કોણ માત્ર?
કામની કંદર્પ-દળવટા હરિ તણા ઘરમાંહાં પાત્ર. ૯
કેટલી પ્રીસે કૃષ્ણને; કેટલી ઢોળે વાય;
કેટલીને કરચ પાત્ર જળનાં; ઊલટ અંગ્ય ન માય. ૧૦
કેટલી કર જોડી રહી, હરિ તણું નિરખે મુખ:
કેટલી પાલવ્ય વાયુ વંજે; સબળ પામી સુખ. ૧૧
એક પાગ કેરી પાવડીને ગ્રહી રહી છે હાથ્ય;
એક વંશતંતી મધુરા આલાપ સ્વર સધાત્ય. ૧૨
એક ગાન કરતી પ્રેમશું, એક કરે શમશા નારી;
એક કરચ ચટુકી વજાડે તે નયન આપ સમારી; ૧૩
એક અગરના ધોપ કરતી; એક કુસુમ અનેક;
એક નાગવલ્લી સમારે બીડિયો કરી વિવેક. ૧૪
એક લાવી સૂખડાં શર્કરા ભરિયાં અત્ય;
સતભામા લક્ષ્મીનાં નિપાયાં, સફળ જેહેની મસ. ૧૫
એક તીવ્ર તીક્ષણ તમતમાં સ્વાદિષ્ટ બહુ હોય.
ખટરસ અનોપમ શાક નાના પ્રીસતી તે જોય. ૧૬
પકવાન કચેરી પેરચ ઘણી, મહા અનોપમ છે સ્વાદ;
બહુ અથાણાં બહુ મીઠાં, જેણે ઊપજે ઉહલાસ, ૧૭
ચશી લાવે સુંદરી; પ્રીસવા પ્રભુને કોડ.
એણી પેરે મંદિરે સ્વસ્ત થઇને આરોગે રણછોડ. ૧૮
ભીમ બેઠા બારણે, જેહેને ભૂખનો નહિ પાર.
ભામ્યની કો નથી જાણતી, તે એક જાણે વિશ્વાધાર. ૧૯
અબળા અનોપમ ઉલ્લસી એણી પેરે મેહેલે ચરણ.
ઘૂઘરી નેપુર ઝમક ગત્ય તે ઝંકાર હોયે ધરણ્ય. ૨૦

નૃત્યકી જ્યમ નૃત્ય હોયે, એણી પેરે ચાલે તાન;
એહેવી શોભા, નારી સાથે આરોગે ભગવાન. ૨૧
ભીમ ત્યાંહાં ક્રોધે ભરાણો: "ઘણી થઈ છે વાર;
"મંદિરથી કો બાહારે નાવે. કરૂં કવણ પ્રકાર? ૨૨
"હવે જઈને મંદિરમાંહે કરૂં રૂડી પેર;
"વડી વારનો હું આવિઓ, સૂધાં ન દેખે ઘેર." ૨૩
ભીમસેન્ય કેહે છે: "બહુ આહાર મેં નિરખ્યો તુજ આજ.
"ખાતાં મનમાં ઊપજે અત્ય ઘણેરી લાજ. ૨૪
"તેહ આહારમાંહે પૂતનાને આરોગ્યા, ભગવાન.
"આહાર જોતાં અન્ન ન મળ્યું, કર્યું પાવક પાન. ૨૫
"મેઘ દ્વાદશ તણું શોષિશ ઉદર ભરિયૂં નીર;
"આજ સુધી રહ્યા ભૂખ્યા તમ્યો જાદવ વીર. ૨૬
"વડી વારનો આવી રહ્યો છું નિહાળૂં છું ચક્ષ;
"ગળૂં તાહરૂં સાંકડું, મારગ નહિ શું મુખ? ૨૭
"ગદા ફેરવી મોકલું, તુજ વદન કરૂં વિશાળ."
વાકય સુણીને ભીમ સાહામા વદ્યા શ્રીગોપાળ: ૨૮
"અરે ભૂખ થોડી ભીમ, તમને સર્વ જાણે જંન.
"વૈરાટના કોઠાર ઠાલા કરયા ખાઈ અન્ન: ૨૯
"કુક્ષિ કુબેરા હાથ હેડંબે તોહે ન ભરયૂં પેટ.
"ઘોટ–ભૂખી હેડંબા તો નારી આણી નેટ. ૩૦
"એહ કંથ તેહેવી કામ્યની; એ યુગ્મને કાંઇ ભૂખ!"
વાકય એહેવાં સાંભળી ભીમને પ્રગટયૂં દુ:ખ: ૩૧
"રીંછડીના કંથ, રેહેને બોલતો તૂં મર્મ.
"મીન કૂર્મ થયો વરાહ; કોણ તાહારો ધર્મ? ૩૨
"ચરિત્ર તાહારાં આગળે સ્વામી, અહ્મે તે કોણ માત્ર?
"ત્રૈલોકય કેરા લોક જાણે તહ્મો છો એક પાત્ર." ૩૩

હસીને તાંહાં કૃષ્ણ કેહે છેઃ "ભૂખમાંહે, ભ્રાત,
"વિખ તણા મોદક ભક્ષ કીધા, અસંભવ્ય નહિ વાત." ૩૪
"કહ્યા પાખી નહિ રેહે. ધરી ગોવર્ધનનૂં રૂપ,
"અન્ન ગોકુળ આરોગ્યા તે તમે આપ-સ્વરૂપ. ૩૫
"માહારા આહારનૂં માન આવે, તાહારૂં કહ્યૂં ન જાય.
"સર્વને સ્વામી, આમો, ત્રૈલોકય ઉદરમાંહ." ૩૬
ભીમ કયેરાં વચનથી પછે હસ્યા ત્રિભોવનતાત;
પછે અધવચ પ્રભુ ઊઠી શીઘ્ર સાહ્યા હાથ. ૩૭
ભીડીને સ્વામી મળ્યા; મર્દન કરયૂં બહુ રીત્ય;
એક થાળે એકઠા પ્રભુ આરોગ્યા બહુ પ્રીત્ય. ૩૮
આરોગી મુખ શુદ્ધ કરી મુખવાસ બીડીપાન;
ભીમ કયેરા સાથને પછે સબળ દીધાં માન. ૩૯

વલણ

સબળ દીધાં માન રે; ભક્ષ્ય ભોજન અતિ ઘણાં.
અલંકાર બીજે સબળ સ્વાગત્ય કીધાં કુંતીસુત તણાં. ૪૦

### અલંકાર ૩ જો-રાગ ભૈરવ, ચોપાઇ

ભીમસેન્ય રાખ્યા પંચરાત્ર, સેવા કીધી નાના ભાત્ર.
પડો વજડાવી નગર મોઝાર્ય સજ કીધાં સહુકો નરનાર્ય. ૧
"તોરંગમ મેઘ પાંડવ-ઘેર્ય હોય, સજ થઇને ચાલો સર્વ કોય."
હરખ પામિઆ ત્રિભોવનધણી, સામગ્રી કીધી અતિઘણી. ૨
જાદવ સહુકો ત્યાંહાં સજ કરયા,
ધનભંડાર સકળ ત્યાંહાં ભરયા.
હસ્તિનાપુરે જાવા શ્રીહરિ સોળ સહસ્ર તેડી સુંદરી. ૩
એકશત સાથે કામ્યની, આવી ભાવ ધરી ભામ્યની.
એક એકને દશદશ તંન; સુતા અકચેરી જુગજીવન. ૪
સંઘાતે વહુઅર જામાત્ર, જાદવનું દળ, બળિઆં ગાત્ર.
વિપ્ર તેડિઆ વિદ્યા બહુ, નગરનિવાસી તેડ્યૂં સહૂ. ૫

સંઘાતે સર્વ વર્ણાવર્ણ: એણી પેરે ચાલ્યા અશરણશરણ.
મણિ મુક્તાફળનો નહિ પાર, ખચ્ચર ભરી લીધા ભંડાર. ૬
અનેક રૂપ હસ્તી તોરંગ શિબિકા કરભ વૃષભ બહુ સંગ,
મૃગ મીંઢા વેસર ચીતરા, મૃગયા-રમણના કૂતરા, ૭
શુક સારિકા ને સાચાણ; ચહિદિશે જાદવદળ હીંસાણ.
સાથે પંચાયણ શાર્દૂલ, અનેક સંનાહ સબળ પટકૂલ. ૮
વાજિત્ર વાગાં બહુ હરિ તણાં, આયુધ શકટ ભરાવ્યાં ઘણાં.
અનેક શોભારસના કહી ન જાય, જોતાં ચિત્ત સહુને સુખ થાય. ૯
કેટલા જોદ્ધ રાખવા સાંહ પ્રભુએ મેલ્યા છે પુરમાંહ.
સૈન્ય હકારી ચાલ્યા હરિ, અતિ આદર સહુ સાથે કરી. ૧૦
યોધ સકળ સંભાળી લીધા; હસ્તિનાપુરે પરિયાણ જ કીધાં.
પ્રભુને રથ જે ઘોડા ચ્યાર, ડગ ભરતાં શોભે તોખાર ૧૧
રથની શોભા સબળી હોય, નિરખતાં નરનારી મોહિ.
સઘળું સૈન્ય હકારી નાથ પાંડવઘેરથ પોતે સંઘાત્ય. ૧૨
મારગમાં હરિયે એમ કહ્યું: "મારું મન ગોકુળમાં ગયું.
"તે માટે સહુકો ત્યાંહાં જઈ, વ્રજવાસી જન મળિયે સહી." ૧૩
પ્રભુયે પ્રેરયા સહુકો જંન; ગોકુળે આવ્યા જુગજીવંન
પ્રભુને પ્રેમ થયો અદ્‌ભુત; આગળ્ય થકી ચલાવ્યા દૂત. ૧૪
સકળ સૈન્યસાથે મહારાજ આવ્યા મહાતમ મહાતમ કાજ.
સુણી વાત સુખ પામ્યાં સહુ; ધાયું પ્રભુને મળવા બહુ. ૧૫
ગોપીજન સુણિઉં સહુ કાન્ય જે મળવા આવ્યા ભગવાન.
પ્રભુ તણે વિરહે આકુળી હરિ ભેટવા ટોળે મળી. ૧૬
જૈમુન્ય કેહે છે: જનમેજય, સુણો પ્રેમ ઘણો છે ગોપી તણો.
ચાલી મળવા એણી રીત્ય; પ્રભુચરણ ઊપરે પ્રીત્ય. ૧૭
વિપરીત અંગ્યે ધરી શણગાર; ચરણ-ચૂંચરી કીધા હાર.
નેપુર ઝાલ્ય કરયાં છે કર્ણ, ત્રોટી બાંધી ચાલી ચરણ. ૧૮

ઘૂમતાં મસ્તકનાં કરે બાંધી, કાજળરેખા ગાલે સાધી.
વિપરીત વેશ ધરીને જાય; એક ઊભ્નાં પટ પેહેર્યાં પાય. ૧૯
એક ધાવતાં મેહેલ્યાં બાળ, દર્શને ચાલી શ્રીગોપાળ.
દધિ ઘૂમતાં મેહેલ્યાં મહી, એક પીરસતી અંચવચ્ય ગઈ. ૨૦
ગૌ દોહતી એક કામ્યની, પાત્ર સહિત ચાલી ભામ્યની.
વછ વાળતાં નારી હાથ્ય જોડી સાહામી ગઈ સંઘાત્ય. ૨૧
જે જયમ હતી તે ત્યમ ધશી, હરિ મળવા નારી ઉલ્હસી.
સાહામાં શિબિર રચાવી રહ્યા, પ્રભુ ભેટવા સત્વર થયા. ૨૨
સેન્યા સકળ પ્રભુની જેહ યમુનાતટે ઊતારી તેહ.
શોભા આઠ કામ્યની તણી; સત્યભામા યમુના રુક્ષમણી, ૨૩
જાંબુવતી મિત્રવિંદા સતી નાગ્નજિતી ભદ્રા ગુણવતી.
ફરતી તે રહી સુંદરી, મધ્ય ઊભા નિરખે શ્રીહરિ. ૨૪
વ્રજવાસણીઓ દૃષ્ટે જોય, દીઠી આવતાં આશ્ચર્ય હોય.
પટરાણીને કેહે એમ નાથ: "જુઓ પ્રેમ ધરી વ્રજ સાથ." ૨૫
એમ કરતાં તે શિબિર મોઝારય આવી સર્વ્ય ગોકુળની નારય.
કેટલી હરિ દેખી મોહી પડી, કેટલી ચકિત નેત્રમાંહાં જડી. ૨૬
કેટલી નેત્ર ભરીને ગઈ, કેટલી ચક્ષુ વિકાસી રહી.
કેટલી કેરાં હીસ્યાં મંન, કરુણાજળ સિંચ્યાં સહૂ તંન. ૨૭
કરી પ્રશંસા પ્રેમે સ્વામ, જે છે નાથ તણો સર્વનામ્ય.
વાસુદેવનાં વચન રસાળ, સુખ પામ્યા નર નારી બાળ. ૨૮
હેતે માત તાતને મળ્યા, તાપ અંતરના સઘળા ટળ્યા.
યશોદાને પટરાણી સહૂ ચરણ નમી આવી સર્વ વહુ. ૨૯
સુવર્ણ મણિ મુગતા શૃંગાર, અંબર રત્ન, ન લાભે પાર;
અન્યેક ધેનુ અનોપમગાત્ર, વાહન હય રથ આપ્યાં પાત્ર. ૩૦
વસ્ત્ર અનોપમ જાણિ જેહ, વ્રજવાસીને આપિ તેહ.
સૈન્ય સકળ દેખાડ્યૂં ફરી; સંતોખી સઘળી સુંદરી. ૩૧

તેડી કૃષ્ણ યશોદામાય. ગોકુળનો સઘળો સંવાય.
નંદમોહોત્સ્ય નરહરિ આવિઆ, નારીસંઘે સર્વ લાવિયા. ૩૨
વાજિંત્ર વાજે સોહામણાં; યશોદાજી લે ત્યાંહાં ભામણાં.
ગોપી ગોપ વધાવ્યા હરિ, નિરખે નાથ નેત્ર મુહ ભરી. ૩૩
મેહેલા પ્રેમે કરે સહુ ગાન; સર્વ ઊપરે હરિદષ્ટિ સમાન્ય.
નંદપુણ્યનો નાવે પાર; પુત્રપણે શ્રીવિશ્વાધાર. ૩૪
માતપિતા સ્વાગત્યબહુ કીધ, અનેક વિધિ ભક્ષ ભોજન દીધ.
પછે તેડી ગોપી સર્વ ગોવાળ વનમાંહે ચાલ્યા ગોપાળ. ૩૫

વલણ

ગોપાળજી ગોપને તેડી પૂર્વ રમત્ય સંભાળી;
અલંકાર ત્રીજે જ્યાંહાં રમ્યા તે ભૂમિ દષ્ટે નિહાળી. ૩૬/૧૧૧

## અલંકાર ૪ થો—રાગ સારિંગ

જૈમુન્ય એમ વદ્યા: સુણો રાય, વાણીજી,
ગોપી સાથે સારિંગપાણી જી
પૂર્વે રાસ લીલા નિરખેજી, સમીપ રહી ભૂમિ પરખે જી. ૧
ઢાળ—સારિંગપાણી નિહાળે ત્યાંહાં દેખાડે સર્વ નારિ:
"શકટ ભાગ્યું, તૃણાવર્ત મારિઓ તે આ ઠારિ. ૨
"આંહાં બકીનું પયપાન કીધું; આંહાં બકાસુર મારિઓ.
"આણે ઠામ્યથી વછ હરિયાં. અઘાસુર સંઘારિઓ. ૩
"ભાઈજી, આંહાં ધેનુક મારયો, પાવકપ્રાશન આંહાં કરયો.
"આંહાં યમુના માંહાં ઝંપાવિઆ, આંહાં કાળી કચેરો ગદ હરયો. ૪
"આંહાં ગોપી કેરાં વસ્ત્ર હરિઆં, ગોવર્ધન નિરખ્યો જઈ.
"ઇંદ્ર કોપ્યા, મેઘ આગળે ગોકુળ સર્વ રાખ્યું સહી." ૫
વળી અનેક લીલા જે કરી તે આને કરવાં જે પ્રારંભ,
વંશીવન ને ભાંડીરવટ વન નિહાળ્યું પરબ્રહ્મ. ૬
જેણે સ્થાનિક રાસ રમિઆ, નિરખીઓ જઈ નાથ.
પ્રેમ આણી કૃપાનાથે સંતોષ્યો સર્વ સાથ. ૭

ધેનુ ચારી કરી ક્રીડા ગોપ ગોપીશું મળી.
કુંજ વૃંદાવન શોભા દેખાડ્યું સહુકો વળી. ૮
જોઇને સ્થાનિક આવિયા. એમ બોલિયા ભગવાન:
"આંહાં થકી જાવું પાંડવને ઘેરચ; થાઓ સર્વ સાવધાન." ૯

ગોકુળ સંગ્યે સર્વ તેડ્યું, નંદ યશોદા માય;
આપ્યાં વાહન, ગોપ ગોપી ઊલટ અંગ્ય ન માય. ૧૦
હસ્તિનાપુરે હરિ આવિઆ, જાંહાં પાંડવ છે કૈયાઇ;
યજ્ઞનો જશ આપવા ત્યાંહાં નાય આવ્યા ધાઇ. ૧૧

ભીમ આગળ થકી આવ્યા યુધિષ્ઠિર જાંહાં હોય:
"દ્વારકાનો નાથ આવ્યા; સંગ્યે છે સર્વ કોય." ૧૨
તે સાંભળીને રાયજી સબળ થયા રળિઆત્ય;
સાહામા જાવા યોદ્ધ સજ કરચા બહુ ભાત્ય. ૧૩
અનેક રથ, હસ્તી ઘણા, હય તણો નાવે પાર;
ચતુરંગ્યણી સેન્યા સંઘાતે જોદ્ધ સબળ અપાર. ૧૪

વાજિંત્ર વાજે સોહામણાં; અપછરા લેતી તાન;
નગરમાંહાં રચના રચાવી: પધારચા ભગવાન. ૧૫
શોભીતા સંઘાત સાથે ભેટિઆ પરિગ્રહ.
અંતરમાંહે હરખ સબળો; ચરણ નમિઆ ધર્મ. ૧૬
અર્જુનને ભીડી મળ્યા; લઘુભ્રાત બાંહ પસાઓ;
નાથ મંદિર આવતે પાંડવ થયો ઊછાહો. ૧૭
હવે પ્રભુ પુરમાંહાં આવતે તે લીલા શોભી જેહ,
કવિને મુખે એક રસના, કહી સકે કયમ તેહ? ૧૮
કૈજીને આવી નમ્યા શ્રીકૃષ્ણ બળભદ્ર દેવ.
દ્રૂપદી આવી નાથને નેહે ... તતખેવ. ૧૯
સુભદ્રાજી રહ્યાં સનમુખ, પ્રભુને નામ્યું શીશ.
અન્યથા સહુને દષ્ટિમાંહાં ભાવે મળ્યા જગદીશ. ૨૦

પરિવાર સહુકો પાંડવનો દંડવત હરિને કીધ.
કામ્યકામ્યથી સહુકો વદે: 'આજ મનોરથ સર્વ સિદ્ધ.' ૨૧
મંદિર સમરાવ્યાં હતાં ત્યાંહાં ઉતાર્યા ભગવાન.
પછે કુંતીજીને સહુ મળ્યું; જોઇ કૃષ્ણનું રાજધાન. ૨૨
શ્રીદેવકીજી યશોદાજી ગોકુળનો પરિવાર
ગોપાંગના આશ્રજ થઇ: 'ધન્ય નાથ વિશ્વાધાર'. ૨૩
રુક્મણીજી સત્યભામા કાલિંદી દિવ્યરૂપ.
લક્ષ્મી ભદ્રા જાંબુવંતી મિત્રવિંદા શોભિત-સ્વરૂપ. ૨૪
પટરાણી હરિ તણી આઠે એ અષ્ટઅંગ પ્રમાણ.
એ રૂપ હરિના થકી આઠે રૂપ હરિનાં જાણ. ૨૫
સોળ સહસ્ર ને એકસો નારી જે પ્રભુના ઘરમાંહ,
કુંતીજીના શીઘ્ર આવી પ્રેમે પૂજ્યા પાય. ૨૬
બળદેવ કેરી કામ્યની તે નમી બહુ આનંદ.
વદન એહેવું ઝળહળે જાણ્યે પૂર્ણિમાનો ચંદ. ૨૭
વધૂ સઘળી, પુત્ર ને સુતા સઘળી નાથ,
જાદવની ઘરુણી સકળ મળ્યો પરસ્પેરે સંધાન. ૨૮
માન દેઈ સર્વને આપે છે આમંન.
દ્રૂપદી કેહે: "કૃષ્ણ કરીને થયાં અતિ પાવંન." ૨૯
પોતા કયેરા મંદિરમાંહાં મોહોલ મહાશુભ ઠામ.
પરિવાર સઘળો ઉતાર્યો: 'અમ દાસ કીજે કામ.' ૩૦
પ્રભુ જે લાવ્યા હતા ધન વાહન રથ તોરંગ,
અનેક હસ્તી પાંડવને અર્પિયા મહાશુભ જે અંગ. ૩૧
સુખાસન બહુ દાસ દાસી, અનેક આપી ગાય.
જોધ સાથે સભા આવી પુરે જાદવરાય. ૩૨
પાંડવને ઘેરય થઇ રહ્યો અતિ નવો આનંદ.
નેત્રમાંહે સુધા ભરીને બેઠા પરમાનંદ. ૩૩

યુધિષ્ઠિરે મનમાંહાં ધરયૂં સર્વ નિહાળીને એહ.
જે જુવે તે ભદ્રા પામે, તેહેમાં નહિ સંદેહ. ૩૪
સુખ-અંતે દુઃખ ઘણૂં, દુઃખ-અંતે સુખ હોય;
એ પ્રભુની લીલા સકળ જીવને લખિઉં સોય. ૩૫
પ્રભુ આવી એણી રીત્યે રહ્યા પાંડવને વાસ.
હવે વાડીમાંહાં ઘોડાની રક્ષયા કરે યૌવનાશ્વ. ૩૬
દશ ક્ષોહોણીનો તેહ અધિપતિ; સબળ બાળયા વીર.
વળી દ્રારચકાંનૂં સૈન્ય સઘળૂં પ્રાક્રમી રણધીર. ૩૭
અર્જુનનૂં મન માનિઉં જે 'હાવે થાશે જાગ.
'હવે ઘોડો બાંધી જીતવા જરા કો ન પામે આગ.' ૩૮
**હરજીસુત કાહાનડ** કેહે: એમ પાડવ આનંદ પામિઆ.
જન કયેરો શોક છાંડયો; દુઃખના દિન વામિયા. ૩૯

**વલણ**

દુઃખના દિન હવે વામિયા; નાથ મંદિર આવિયા;
જૈમુન્ય કેહે છે : રાયજી, હવે પાંડવ ઉત્તમ ભાવિયા. ૪૦
પ્રભુ મંદિર આવિઆ; આખ્યાન એહ પૂરણ થયૂં.
**હરજીસુત** કેહે: દામોદરની કૃપાયેથી એહ કહ્યૂં. ૪૧
પ્રભુનો પરિવાર આવિ; ગર્જના પાંડવ ઘણી.
અલંકાર ચોથે કીર્તિ બહુ હવે ચાલી તે પાંડવ તણી.[1] ૪૨/૧૫૮

---

૧. અલંકાર ॥૪॥ આંક્ષાંન સંપૂર્ણ ॥ ૨ ॥
॥ ૫૬ રાત ઊંદ ॥ ભિમ આમંત્રનિ કથા સંપૂર્ણ ॥

## ૩. અનુશાલ્વનું આખ્યાન

### અલંકાર ૧ લો—રાગ ગોડી, પૂર્વછાયો

પ્રથમે શ્રીહરિ પ્રણમૂં રે ગુણસાગર ગોવિંદ;
પ્રભુ તણા જશ બોલતાં અંતરિ અતિ આનંદ. ૧
તે સુખ પામે અભિનવાં જે હરિના ગુણ ગાય.
તેહમાં પ્રભુ વાસે વસે. જ્યમ દ્રવ્ય અગ્નિ સમાય; ૨
'કૃષ્ણ કૃષ્ણ વાણી વદે' એમ કૃષ્ણજી તણું વચંન :
જે મુજને ધ્યાયે સદા તે તે જન પાવંન. ૩
જ્યમ જળમાંહે અંબુજ વસે તેહને જળનો સ્પર્શ ન હોય;
સંસાર તેથી વેગળો કૃષ્ણ ભજે જે કોય. ૪

#### ચોપાઈ

હવે જન્મેજય પ્રત્યે ઋષિ વદે; રાજા આનંદ પામ્યા હૃદે.
યજ્ઞોતરંગમ ભણિયે જેહ, વાડીમાંહે રાખ્યો તેહ. ૫
તે શોભાનો નાવે પાર; જન્મેજય રાજા. અવધારય.
સભા પૂરી બેઠે શ્રીહરિ, પંડવ જોધસ કળાઈ ત્યાંહાં ફરી.
સભા દીપતી દીસે ઘણું, ઝગઝે તેજ ત્રિભોવન તણું.
કેવળ કૃષ્ણ રહ્યા ઝગઝગી, બળભદ્ર ભ્રાત પ્રેમઘટ મળી. ૭

---

૧. હવે અનુશાલ્વે ઘોડો હરશે તે કથા કહેવાશે.

પાંડવના હિતકારી નાથ, યાદવદળ પોતાનો સાથ;
અનેક વાહન ગજ તોરંગ, વર્ણ જૂજુવા હયના રંગ. ૮
પરમ કુતૂહલ હોયે બહુ; જોવા મળે નગરજન સહૂ.
'જય જય' પાંડવ ઘેરય હોય, અંતરિ સહૂ આવીને જોય. ૯
કૃષ્ણઅંગના પટરાણી સોળ સહસ્ર શોભા તેહ તણી.
સબળ દ્રૌપદી દેતાં માન્ય; સાંભળ, જન્મેજય રાજાન. ૧૦
કરશે જગ પાંડુના બાળ, રક્ષા કરશે શ્રીગોપાળ.
યાદવઘરુણી સર્વ સમાન્ય, રંગ રાતડી ભીને વાન. ૧૧
હાસ્યહાસ્યથી તેડ્યા બ્રાંભ' 'હવે કીજે યજ્ઞ આરંભ.'
મંડપ-યૂપ રચાવ્યો તાંહ, ગંગાત્રટ શોભાવંત જાંહ. ૧૨
અતિઆદર પાંડવને મંન્ય; સાંભળ્ય, જન્મેજય રાજંન.
હવે જગનો પ્રારંભ થશે, અઘઓઘ તે સહૂ ત્રાસશે. ૧૩
લક્ષ્મી સત્યભામા સુંદરી સોળ સહસ્ર સઘળી ગુણભરી.
પટરાણીને ઇચ્છા થઈ: 'યજ્ઞતોરંગમ જોઇયે જઈ.' ૧૪
મળી એકઠી સઘળી નારય; મન ઇચ્છા જોવા તોખાર.
મન્ય વિમાસે સઘળી તેહ 'કયમ જોવાશે ઘોડો એહ?' ૧૫
દેવકીને કહ્યો સંકેત. "અશ્વ નિરખવા સહૂને હેત.
"પૂજીને જ્યહારે મેહેલશે, સંવત્સર એક પૂરે આવશે. ૧૬
"ત્યાહારે મળશે સહૂ રાજાન, દૃષ્ટિ આગળે શ્રીભગવાન.
"બ્રાહ્મણ કેડેશે કરશે ત્યંમ, આપણે હય જોવાશે કયમ? ૧૭
"જ્યાંહાં સુર સુભટ કેરો નહિ માગ,

તાંહાં કુળવંતી મહિ કયમ પાગ?
"બાઈજી, મનમાંહાં જો ખરો, તો ઊઠી આંહાંથી પરવરો. ૧૮
"જોઇયે' ગગાજળનું રૂપ, દેવાંશી તોરંગ સ્વરૂપ.
"જે પુણ્ય ઇચ્છા શ્રીહરિ કરે, નરક થકી નરને ઉદ્ધરે. ૧૯

---

' ૧૯. 'ગંગાજળ – ગંગાજળિયો ઘોડો.

"'તે નિરખતા હોયે પુણ્ય' એહેવા વાક્ય પુરાતન મન્ય
"બાઈજી, ધરી ચિત્તમાં ધરી તે ગગાજળ જોઇયે તુરી" ૨૦
"સુકન્યા વધૂ ઈઠી તમ તણી, તે ચરણરેણુ તણી અધિકારણી"
જાણુવની સત્યભામા સતી લક્ષ્મી ચરણે નામી ગુણવતી ૨૧
દેવકીદુહિતા એમ ધરિણી રુદે, પ્રેમે પ્રેમદા વાણી વદે
"હયવરને જોઇયે એકાય, સહુકોને મન્ય મનગી ખાત્ય." ૨૨
પછે તેડિઓ મર્વ સવાય, રેવતને મહૂ જોવા જાય
જૈમુન્ય કેહે જનમેજય, સુણો. પ્રેમ ઘણો છે નારી તણો ૨૩

વલણ

નારી કેરો પ્રેમ મગજો જોવાને મહુ ત્યાહા મળી.
અનેક નારી અન્યથા હાસ્યાસ્યથી આવી મળી ૨૪

[ દેશી ફેર ]–રાગ કેદારો, પહતાલો

સર્વ કાન્યની કામ–તરંગી, અબળા અતિ કોમળ–અંગી
મહુ ભૂષણ નાના સંગી, નવયૌવન ગતિ–માતંગી. ૧
હીંડતા અતિ અવવે ચળકે, પાન વથી તો પામા ઝળકે,
વેણી અહિવત પેરે મળકે, કીકિકણી કંકણ ખળકે ૨
પાયે ઘૂઘરી નેપુર વાજે, તેહેની શોભા પગ્મ વિરાજે
હીંડણી આગળે હંસ લાજે પાયે પુષ્પના પાન આજે ૩
જે ભૂષણ અંગે ધરિઆ, કામની કળા તે ભરિઆ
અષ્ટ અંગ તણા ચિહ્ન હરિઆ, દીપતા મર્વ આભરણ કરિઆ ૪
અન્યનિ પડઅંતરિ દીસે, સર્વ અનંગ–વાગ ળ હીંસે.
કો ધનહર હરિ–ગાય દીસે, રુદે લક્ષ્મી વૈકુંઠપુર વીસે ૫
સંગીત પરે માંડે પાય, અંગ તારુણીનો સવાય
મવેથાં લક્ષ્મીજી જાય, જ્યમ ઇંદુને વાદળ છાહ. ૬
નાણ્યે ઇંદુ લાગ ય મોળા, મુખે દીસે બહુ રંગની રોળ.
બહુ–નયની ગતિ ઝાકમઝોળ, પ્રેમના પ્રેમ પૂરે મનોન ૭

---

૧ ૧ લી કડી પહેલા 'ઝમક' લખ્યું છે અની થી નવો 'અલંકાર' શરૂ થાય છે પણ પૂરો થાય છે ત્યાં નીચે 'પહેલો' હોઈ જુઓ પાઠ્યો નથી.

એક આનંદે વનમાં આવિ, ચતુર એક એકથી કાહાવિ.
નાના ગત્ય વાજ્યાં વજડાવિ; રાગરૂપ અનેરાં લાવિ. ૮
સોળ સહસ્ર એકસો નારી, જેહેને કંથ શ્રીદેવમોરારી.
આઠ પટરાણી ગુણકારી શ્રીકૃષ્ણના સ્નેહમાંહાં હારી. ૯
નારી જોવા રહી સર્વ ફરતી, મહા મુનિનાં મન હરતી.
શોભ્યૂં વન વૃક્ષ ને ધરતી; બીજી નારી સ્તવન બહુ કરતી. ૧૦
નારીનાં યૂથ સંગ્ય અનેક બુદ્ધવંતી જાણિ વિવેક.
રૂપ લાવણ્યનો નહિ છેક; નહિ કૃષ્ણગાન વિતરેક. ૧૧
કેટલી રહી વાયુને વ્યંજે; કેટલી આપિ તાં બોલ રંજે.
કેટલા રહી દર્પણ મંજે; કેટલી અંભુત્રિખાને ભંજે. ૧૨
કેટલી રહી વાદ્ય વજાડે; કેટલી પદ્દભાવ દેખાડે.
મનમોહની ભોગ પોહોંચાડે; કેટલી નૃત્યભેદ અખાડે. ૧૩
પાયે નેપૂરના ઝમકાર; થેઇ થેઈ થાયે થેયંકાર.
જાણે મનમથ કચેરા માર; ઝળકે કુચમંડળ હાર. ૧૪
કૃષ્ણ અંગનાને રીઝાવિ; બોલે મધુરી વાણી સહૃ ભાવિ;
અતિ ઉગ્ર કળાને દેખાવિ હરિમોહોલની માલ્યણી કાહાવિ. ૧૫
બોહાં દેવકીજી મધ્ય માતા; હરિમાયામાં ઝૂલે વિધાતા.
પ્રભુ જોવા ત્યાંહાં તત્પર થાતા, નારી પોતા તણે રંગરાતા, ૧૬
પ્રભુ અળગા રહીને જોય; તાંહાં પરમ કુતુહલ હોય.
વેહે રંગતણૂં એક તોય; શંકર અજ સરખા મોહિ. ૧૭
સઘળી રંગરૂપ રંગાળી, ભરી યૌવન મદમછરાળી.
ભ્રમિ નેત્ર વંક અણિઆળી, શુદ્ધ વાણી વિચિત્ર રસાળો.: ૧૮
"હવે લાવો રે શીઘ્ર તોરંગ, ગંગાજળ કેહેવૂં છે અંગ!
"સર્વ પાપ તણો કરે ભંગ, દેવરૂપ યજ્ઞગતિ-સંગ." ૧૯
હવે હય જોવાને આણ્યો, મહાનુભાવે એ અથળ વિખાણ્યો.
જે જજ્ઞને કાજે પરમાણ્યો, જૌનાશ્વ તણો તે જાણ્યો. ૨૦

---

૧૧. વિતરેક=વ્યતિરેક, વિના ૧૨. ત્રિખા-તરસ. ૨૦ જૌનાશ્વ=યૌવનાશ્વ.

### વલણ

યૌવનાશ્વ તણો તે જાણ્યો તોરંગમ, યુધ કરી વેરથ આણિઓ,
અલંકાર પેહેલે પ્રેમદાયે તોરંગમ ક્યમ વિખાણિઓ. ૪૫

### અલંકાર ૨ જો—રાગ મેવાડો

જૈમુન્ય બોલ્યા રે રાયજી, સાંભળો આણિઓ ત્યાંહારે તોખાર.
નારી જોવાને જાંહાં આવી ઘણી, કૃષ્ણનો પરિવાર. ૧

ઢાળ—હવે હયવર હિંસાર કરે, દર્શનથી રે દુઃખ સકળ હરે.
મેહેલા જોઈને અતિ હરી, આંખે નિરખીને સબળ સ્નેહેભરી. ૨

સર્વ નારી નિહાળી જોય રે; માનુની તણાં મન મોહિ રે.
એહવો રેવંત મધ્યે આણી રે મેહેલાયથ રંગે ભરાણી રે. ૩

વદન અતિ ઝળહળે રે; હયવર ત્યાંહાં લક્ષણ કોણ કળે રે.
તેહેની ગ્રીવા સબળ વંકેવાળ રે, અતિ મોહોવતી મહ્મછરાળ રે. ૪

કેશવાળી છે ચાંપાને વર્ણ રે; ઘનશ્યામ છે ડાબો કર્ણ રે.
દર્શનથી મહા દુઃખહરણ રે, તેહને કહે કાંહાં વર્ણવ રે. ૫

એક નીલ ને પીત સિંદૂર રે; અતિ શોભિત મહણું અંગ રે.
કામરૂપ સબળ ગળપૂર રે, તેહેને દર્શને દરિદ્ર ચૂર રે. ૬

તેહેનું પૂછડું પીતમ હોય રે. અંગ જાહ્નવીનું જ્યમ તોય રે.
મનૂ કયેરો તોરંગ રે, દીસે તોરંગ સુચંગ રે. ૭

દીંચણથી હરા પગ ચ્યાર રે, તેહેનો રંગ કુંકુમનો આકાર રે.
તે તો કરતો સબળ હેવકાર રે, હય કામદેવ-અવતાર રે.
રૂપે છે અતિ રંગાળો રે, દીસતો મહ્મછરાળો રે. ૮

[દેશી ફેર]

ચોહો ચરણે નેપુર રણઝણે, અતિ કંઠે હાર વિરાજે રે.
બીજાં અંગ લક્ષણ વિધિ શી કહું?
એહેવો નિર્મ્યો શ્રીમહારાજે રે. ૯

ઢાળ—એહેવો નિર્મ્યો છે અતિ સુંદર, જોવા મળ્યાં સર્વ નારી.
તે ઘોડાને આવી જુએ છે સ્વામી દેવ મોરારી. ૧૦

---

૧૦. આ કડી પહેલાં "દેશી વલણ" લખ્યું છે; પણ ખરેખર "દેશી ફેર" જોઈએ છે; અને આ કડીથી તો ઢાળની શરૂ થઈ ગઈ છે.

કામ્યકામ્યથી નારી વિખાણે ઘોડાની ગતિ જોઈ;
તે ઘોડાની ચાલ ચપળ ગતિ મોહ ઊપરે મોહિ. ૧૧
એમ પરમ રંગ બહુ થઈ રહ્યો છે, તેણે સમે શું થાય!
એહેવે શાલ્વનો અનુશાલ્વ ભ્રાતા આવ્યો અંતરમાંહ. ૧૨
તેહ તણો ભ્રાતા ' માર્યો છે, શાલ્વ જેહેનું નામ.
તે માટે મન ઇછા કરે છે હરિ સાથે સંગ્રામ. ૧૩
સૈન્ય સાથે દ્વારિકાં જે આવ્યો, ત્યાંહાં ન મળ્યા ભગવાન.
હસ્તિનાપુરે હરિ જાણી આવ્યો યુદ્ધ કરવા સાવધાન. ૧૪
મેહેલાયુથમાંહે હય નિરખ્યો, આવી કીધો હરણ;
યૌવનમદમાંહે માતો યુદ્ધને જાણે તરણ. ૧૫
જોતાં અશ્વ હરીને ચાલ્યો અને પડ્યો છે ત્રાસ.
હાહાકાર થયો બહુ તાહારે મેહેલા મૂકે નિઃશ્વાસ. ૧૬
એક એકને કહે: 'શું કરવું? આ મોહોટો થયો અન્યાય.
'વાહણા માંહાં કયમ આરંભ કરશે' કેહે: 'યુધિષ્ઠિર રાય? ૧૭
'સદને મુખ્ય કયાંહાથી એ આવી હય જોવાને કાજ?'
અનુશાલ્વ ઘોડો લેઈ જાતે થયા કામ્યનીને દાઝ. ૧૮
ગુંજારવ બહુ સોર હવો છે; કરે કલાહલ નારી.
અનુશાલ્વ ઘોડો લેઈ વળિઓ તે છે આકાશ-વિચ્યારી. ૧૯
યૌવનાશ્વ રાજાના દળમાંહાં જાણ હવું તેણી વાર:
શાલ્વનો અનુશાલ્વ ભ્રાતા હરી ગયો તોખાર: ૨૦
ઘોર શબ્દ નિશાણ વાગિયાં, ચઢિયો ત્યાંહાં રાજાન:
"ભાઈઓ, ઘણા દિવસ શાલ્વ સંઘાતે યુદ્ધ કીધું ભગવાન. ૨૧
"તેહ તણો એ ભ્રાતા કહિયેં, અનુશાલ્વ છે બળિઓ.
"મહાવીર મલ્લ સઘળી જાણે, અકળિત ન જાયે કળિઓ." ૨૨
એમ કહી યૌવનાશ્વ ચઢ્યો છે, સૈન્યા સબળ સંગે શૂર.
અનુશાલ્વની ત્યાંહાં પૂઠે ચાલ્યો ઊગાશિરિ; ૨૩

હવે પાંડવ કચેરી સભા મધ્યે ભુંભ ઊપરે ભુંભ આવી :
'આનુશાલ્વે હય હરચો આપણો સબળ, વજ્યો તે ફાવી.' ૨૪
શ્રીકૃષ્ણ તણી ભાગ્યની સબળી બહુ કામ્યની સાથે જોની,
અશ્વમેધનો હય હરતે સર્વ મળી તે રોતી ૨૫
થયો કલાહલ શબ્દ સાંભળી જોદ્ધ સર્વ આકળિયા;
ક્રોધભરાણા આયુધ બીડી યુદ્ધ કરવાને મળિયા. ૨૬
શ્રીભગવાને પંચજન્ય (? પાંચજન્ય)નો નાદ કરચો તતખેવ:
"ભાઈઓ, પાંડવનો હય હરવાને કો ઈચ્છા ધરે નહિ દેવ. ૨૭
"કો અજ્ઞાની હરી ગયો તે નથી જાણતો મર્મ.
"શ્રીકૃષ્ણ ભીમ અર્જુનને જાણે તો તે ન કરે કર્મ. ૨૮
"અજાણે કો હરિ ગયો; હવે એહેનો ખૂટચો કાળ.
"વળશે ચક્ર સુદર્શન-ધારે; અગ્નિ તણી તે ઝાળ." ૨૯
એમ કહી દળ સર્વ સંચરચું છે; વાગાં બહુ વાજિંત્ર.
યાદવ એક એકથી શૂરા, બખ્તરે ભરચાં છે ગાત્ર. ૩૦

વલણ

બખ્તરે ભરચાં છે ગાત્ર સઘળાં; યોધ ચઢિયા ત્યાંહાં બહુ.
અલંકાર બીજે હસ્તિનાપુરે જન જોવા મળિયા સહુ. ૩૦/૩૧

અલંકાર ૨ રાગ કેદાર ગોડી

દળ નગર મધ્યેથી નીસરે રે, ત્યાંહાં સબળ થાયે હિસાર રે.
ગોખ જાળી ને અટારિકા બહુ જોવા ચઢચાં નર નારચ રે. ૧
સહુકો મુખે એમ ઉચરે: 'ભાઈઓ, પાંડવ મોટા શૂર રે.
'આ સબળ શૂર હય નિરખિયે. ચોહો પાસાંથી ચાલે પૂર રે. ૨
'આ કનક-અંબાડિઓ ઝગહગે; ઘંટાઓત્ય-નાદ અનેક રે.
'કરહરે માંહિં ધ્વજા ઘણી; દંતીદળ નાવે છેક રે. ૩
'હય રથમાંહિં સોહામણા, પણ શોભે સર્વ અસવાર રે.
'આ વાજિંત્રની સંખ્યા નહિ; ધન્ય કુંતી તણા કુમાર રે. ૪

'જેહેને ઊપરે અખિલેશ્વર તણું' એમ બોલે સહુકો વાણ્ય રે.
'કર્મ પાંડવથી વેગળાં, જેહને પાસે સારિંગપાણ્ય રે.' ૫
એહેવી લોકની વાણી સાંભળી જાં પરિ પાંડવને સુખ થાય રે.
પછે પરસ્પર એમ ઊચરચાઃ 'નિશ્ચે આપણાં કર્મ ટંકાય રે.' ૬
'જ્યો જયો.' જદુનાથજી ચાલી આવ્યા તેણે ઠામ્ય રે:
"આંહાંથી અશ્વ આવી હરંચો; એણે દુષ્ટે કીધૂં કોણ કર્મ રે ?" ૭
હવે કવચ ધરે શ્રીકૃષ્ણ રે, સાંહાં આયુધ સઘળાં સંગ્ય રે.
અનુશાલવનૂં નામ સાંભળ્યૂં ત્યાહારે ક્રોધ ભરાણા અંગ્ય રે. ૮

[દેશી ફેર] રાગ માલવ

સબળી શોભા રથ કચેરી; મણિ જડિયા ભાલ અનેરી.
તેહેની શોભાનો નહિ પાર; સેન્ય સુગ્રીવ જે તોખારચ, ૯
મેઘપુષ્પ બલાકચ રેવંત, જેહેના મહિમાનો નહિ અંત.
વૈકુંઠ થકો રથ આવ્યો, અશ્વ ફેરીને દારુક લાવ્યો. ૧૦
તાંહાં બેઠા શ્રીમહારાજ કરવા પાંડવનાં કાજ.
સકળ સેન્ય મધે નાથ પ્રભુ કેહે: "સુણો સર્વ સંઘાત. ૧૧
"અનુશાલવશૂં કામ, જે જીતે જઇ સંગ્રામ,
"તે બીડી ગ્રહીને જાઓ, જે એહેને જીવતો સાહાઓ. ૧૨
"અશ્વ સંઘાતે ધંન લાવે સેન્ય જીતી રાજંન.
"એહૂ પક્ષે હોયે જુદ્ધ, રણુ પેહેલૂં આપે તે શુદ્ધ." ૧૩
તે વચન સુણી પ્રદ્યુમંન આવી નમિઓ જુગજીવંન:
"આપો આગ્ના, સત્વર થાઊં, અશ્વ સહિત જૈ દાનવ સાહાઊં." ૧૪
એમ કહીને ધાયો નામી શીશ, ચિત્ત નાવ્યૂં શ્રીજુગદીશ.
કેડે જૈ રથ્ય દૈત્યને મળિઓ, અનુ-શાલવ દેખીને વળિઓ. ૧૫
મુખે દાનવ કેહે એમ વાણી: "શૂં રે આવે ધસ્યો મન જાણી?
"એ તો નોહે કામ્યની-કામ; નવ્ય સુણિઊં તેં માહારૂં-નામ. ૧૬

૮. આ કડી પછી "ઢાલ ॥ રાગ માલવ ॥ છે—જે દેશીફેર છે.

"તાહારૂં કુસુમ-બાણ નવ્ય લાગે, અંગહીન કરયો હર આગે.
"જાંહાં નારીનાં બહુ હોયે વન,
બણ તાહારૂં ત્યાં ત્યાંહાં, પ્રદ્યુમંન. ૧૭
"મુજ આગલ્ય તૂં પામિશ હારય; તોહે યુદ્ધ મનોહર નારય,
"જા, મૂક્ય તાહરો નાદ, તોહે કામકળાની વાત." ૧૮
તે વાત સુણી વડ્વીર બોલ્યો કૃષ્ણકુંઅર રણધીરઃ
"જે કામકળાગલ્ય પૂર, રણમાંહે જાણો તે શૂર, ૧૯
"કામ્યનીહદ જીતે જેહ, મહાધર ધોરંધર તેહ.
"તેહેમાં સકળ કળા બહુ મુખ્ય, તે પરપંચે જીતે યુદ્ધ. ૨૦
"હવે ધનુષ ગ્રહીને હાથ્ય, કીજે યુદ્ધ મુજ સંઘાત્ય.
"રણમુહિ સર્વે રે જાય, એણ્યે બોલે કાંઇ નવ્ય થાય. ૨૧
"જેહેમાં કંદપનો નહિ વાસ તેહ દામણો થાએ ઉદાસ
"તેહેની સંગત્ય સહૂ કો છાંડે; કોણ થમ સાથે સ્નેહ માંડે! ૨૨
"તે તો ધિક્ધિક્ વૃદ્ધરૂપ, નહિ નારી નહિ પુરુષ સ્વરૂપ.
"સંસાર તણા સર્વભાગ પામે કંદપને સંજોગ. ૨૩
"હોયે કંદર્પનૂં જો તેજ તો ઊપજે અંતરિ હેજ.
"મોહોટો કંદર્પરૂપી મેહ, પામે જગત વિશ્વ શુભ દેહ. ૨૪
"સર્વે કંદપને આધારય, ત્રૈલોક્ય જીવે નર ને નારય."
એમ કહીને મેહેલ્યૂં બાણ, વળી બીજૂં કરયૂં સંધાણ. ૨૫
અનુશાલવ કોપે ચહિઓ, ગ્રહ ધનુખ ગ્રહી બહુ ભડિઓ.
મેહનાદ કરે બહૂ મુખ્ય, તાંહા મૂકે બાણ અચૂક્ય; ૨૬
જેમ વૃષ્ટિ મેઘની હોયે, રણમાંહે ન દીસે કોયે.
પછે અનુશાલવ રીસાણો, બહુ માયાવી સપરાણો. ૨૭
એક બાણ પવનનૂં જે હાથ્ય,. તે મેહેલ્યૂં મંત્ર સંધાત્ય.
પ્રદ્યુમન કેરો રથ જેહ, હયસહિત ઊડાડ્યો તેહ. ૨૮
ભમતો ચાલ્યો [તેહ] આકાશ, પડિઓ શ્રીકૃષ્ણ કેરે પાસ,
જાંહાં સૈન્ય સકળ બહુ જોધા જોઇ નાથ ભરાણા ક્રોધ. ૨૯

### વલણ

જોઈ નાથ ભરાણા ક્રોધ રે; પછે ચરણ–પ્રહાર કીધો જોઈ;
અલંકાર ત્રીજે રણાંગણથી પ્રદ્યુમન હારચો સહી. ૩૦/૧૦૧

### અલંકાર ૪. થો–રાગ રામગ્રી

શ્રીહરિએ કીધો ચરણ–પ્રહાર જી, સુભટે દીઠો તેણીવાર જી.
અંતરજામી ક્રોધ ભરાણા જી; જોદ્ધા ધાયા થઈ સપરાણા જી. ૧૪
ઢાળ—સપરાણા થઈ જોદ્ધ ધાયા, હરિને નામ્યૂં શીશ :
"અનુશાલ્વને અહીં લાવશું, જો, સોરંગધં, જુગદીશ !" ૨
એમ કહી દળ સર્વ ધાણાં; સુભટનો મહિ પાર:
યૌવનાશ્વ જૈ પેંડેલો મળ્યો રણ કરતો મારામારય. ૩
અનેક વિધિનાં બાણ મેંડેલે; દુંદુભિ ક્યેરા ઘોર:
યોદ્ધા મહા ભડ ધાયા સર્વે, સિંહનાદ કરંતા સોર. ૪
માયાવી છે દૈત્યરાય, લઘુલાઘવી બહુ ભેદ,
શસ્ત્ર સઘળાં બાણ મેંડેલો, વળી કરે તે ઉછેદ. ૫
એમ અનેક વિધિ સંગ્રામમાંહાં યૌવનાશ્વ પામ્યો ભંગ.
કૃતવ્રહ્મા આવી રણ્ય રહ્યો વજ્રમે જેહેનૂં અંગ. ૬
બળી બહુવિધ સગ્રામ કરી રણ થકી નાઠો તેહ;
સાત્યિક યાદવ ભગ પામ્યો, બાણે વેધી દેહ. ૭
પછે અર્જુન રણાંગણમાંહાં આવિઆ છે શૂર.
પ્રથમ બાણે દાનવ કેરો રથ કરચો છે ચૂર. ૮
હસ્યો દાનવ બળભરચો : "હવે જોજે, અર્જુન વીર:
"ઘણાં સાથે તેં યુદ્ધ કરચૂં; આજ રાખજે તાહારૂં નીર." ૯
એમ કહીને બાણ મેંડેલ્યાં; માયાવી–મત્ય અજાણ.
કુંતીકુંઅરે અસંખ્ય મેંડેલ્યાં સાહામાં રહીને બાણ. ૧૦
સેન્યામાંહેં સુભટ બંન્યો તે વઢે એણી રીત્ય.
બાણ કેરૂં થયૂં વાદળ; દીસે નહિ આદિત્ય. ૧૧

---

૬. કૃતબ્રહ્મા=કૃતવર્મા યાદવ ૭. સાત્યિક=સાત્યકિ યાદવ

વળી અસ્ત્ર કેરાં બાણ બહુ મૂકિયાં, બાથે બાલ્ય અનેક.
અર્જુન ને અનુશાલ્વના યુદ્ધનો નાવે છેક. ૧૨
અસ્ત્ર ક્ષેરા ઘાત અર્જુન-અંગ લાગ્યા પ્રહાર.
મૂર્છા થઇ અર્જુનને; રથ વાળ્યો તેણી વાર. ૧૩
સુભટ બહુ રણમાં પડ્યા; કોય યોદ્ધ નહિ સાવધાન.
ભીમ ભડ રણમાં ધસ્યો નામી ચરણ ભગવાન. ૧૪
ભીમ સાથે સુભટ-દળ તે આવિયું દળમાંહ.
બહુ સૈન્ય નાઠું દૈત્યનું તે વીરને પડઘાય. ૧૫
સિંહનાદ કરીને વૃકોદર ગાજિઓ રણમાં જ્યંમ,
ગગનમાંહિં મેઘ ચઢિઆ મહા ગર્જના હોયે ત્યમ. ૧૬
સિંહનાદ તેહેનો સાંભળી કેટલા થયા દિઙ્મૂઢ.
એક ફેરવ્યા અશ્વે ગ્રહીને, ગદા કરમાંહાં પ્રૌઢ. ૧૭
દાનવ સાહામો આવિઓ ભીમ કેહે · "આપ્ય તું રેવંત;
"નહિ તો રણું સહુ દેખતા આણિશ તાહારો અંત. ૧૮
"હજી પાંડવ તેં નથી સાંભળ્યા, જેહને પાસે કેવળ બ્રહ્મ.
"તે આગળ દાનવ સર્વકો શું કરે પ્રાક્રમ? ૧૯
"અશ્વ આપો અમારડો, ઊપજ્ય તમારું ધંન;
"નહિ તો સહુકો દેખતા પામિશ તૂ પતંન." ૨૦
એહેવું કેહેતાં દૈત્ય કોપ્યો; બાણ મેહેલ્યાં ત્રંણ્ય,
શુકપંખાં શોભિત અતિ, પૂંખે ઝળહળે સોવર્ણ. ૨૧
આવતાં ભીમે ગ્રહી કરમાંહાં કરયા કટકા સાત;
વળી પાંચ, બીજાં મેહેલિઆં : "જોય, ભીમ, માહારી ઘાત" ૨૨
આવતાં કટકા તે કરયાં; ભીમસેન્યે મેહેલ્યાં તેર;
ચાર ઘોડા સારથિ રથ કીધો દાનવ ફેર. ૨૩
રણ થકી રથ ફેરવીને ચલાવ્યો છે દૂર:
"હસ્યા આપ્ય રે રેવંત માહારો; શું યુદ્ધ કરું તું, ભૂર?". ૨૪

વળી દાનવ આવિયો ગાજતો રણમાં તેહ.
ભીમે ત્રોહો બાણે રથ ભાંગો, દાનવ બેઠો જેહ. ૨૫
હવે અનુશાલવે સાત બાણ મેહેલી ભાગ્યો ભીમનો રથ.
તાંહાં ગદા ગ્રહી ઊભો રહ્યા કુંતીસુત સમરથ. ૨૬
એહેવું દેખીને ગદા લીધી ભોમ્ય પરઠીને પાય.
એક એકને તાંહાં પડકારે, મેહેલે ઉરસ્થળ ઘાય. ૨૭
ગદા કચેરા પ્રહાર ઠૂમકે; પર્વત સુણ્યિઆ ઘોખ;
તેહેને નાદે કાયર જીવ્યાના પામી રહ્યા સંતોખ. ૨૮
ભીમ ગદાયુદ્ધ દારુણ કરે, બેહૂ પડ્યા અચ્યનીમધ્ય.
વીતી મૂર્છા, થયા બેઠા, બેહૂએ માંડ્યું યુદ્ધ. ૨૯

વલણ

બેહૂએ માંડ્યૂં યુદ્ધ રે; બળવંત બેહૂએ સબળા ભડ્યા.
જેયોવા સહૂકો આવિયો: મલ્લવિદ્યા અખાડે ચડ્યા. ૩૦/૧૩૧

## અલંકાર ૫ મો–રાગ કેદારો

બેહૂ યુદ્ધે મળિયા, બેહૂ ળળિયા, જ્યમ વેલા વૃક્ષ પાખલ વળ્યા.
એણી પેરે બેહૂ વીર અખાડે આવિયા રે. ૧
ઢાળ—એણી પેરે વીર અખાડે આવ્યા, બાથે બાથ બેહૂ મળિઆ;
મસ્તક સાથે મસ્તક ભીડ્યાં, પાએ પાઓશું કળિઆ. ૨
વૃક્ષ ઊભેળ્યાંની પેરે બેહૂ બળિઆ એકએકનૂં અંગ મરડે.
અનેક પ્રહાર કરીને બળવંત ગ્રીવાયે ગ્રીવા કરડે. ૩
ચરણ ઊભેળી લઘુલાઘવથું પાડે જે અચ્યની સાથ,
પાગ તણા ત્યાંહાં પ્રહાર કરે, ફરી ફરી આવે એમ બાથ્ય. ૪
એકએકને મસ્તક મેહેલે રુદ્રેકમળમાંહાં એહેવૂં,
દિનકર સવસ્ર ગગનમાંહાં દેખે, અને મૃત્યુ પામ્યા જેહેવૂં. ૫
વળી ફરે ભમરી બેહૂ એહેવા લઘુલાઘવી ગત્ય લેઇ;
એકએકને ધરા પછાડે, દે પ્રહાર ત્યાંહાં દેઇ. ૬

પાટૂ ચૂરણ કોકોણી ફરશા સબળા પ્રકારે પ્રહાર.
શીશમાંહે ઘાવ ઘણા, ઢીંક તણા બહુ માર. ૭
તેહ તણા મચ્છંદા વાજે દશે દિશામાંહાં એહેવા,
પ્રહા. પ્રલેના મેઘમધ્યે રે હોય કાટકા જેહેવા. ૮
વળી દૂરે જે મસ્તક મૂકે છે, મેંઢાની પેરે ઓતળિઆ.
ગજશૃંગ જેણી રીતે વઢે છે એમ યુધ્યે બેહુ મળિઆ. ૯
તેણે પડધાયે રણ હય ગજ નાશ, ત્રાહાશ દોહો દિશ જાય.
કાયરે જાણ્યું: ગગન પડ્યો શું માંહિંમાંહિં અફળાય! ૧૦
એમ દારુણ ત્યાંહાં યુદ્ધ હવું- મહી ધનુખ આવ્યા વળી બાણે
ભીમસેન્યને શર પૂરાં એમ રોમ રોમ સંધાણે. ૧૧
તેહેવાં ભીમ તણાં શર વાર્યાં દ અંગ;
મહામંત્ર માયાવી બળિઓ રણ ના પામે ભંગ. ૧૨
અનેક વરખા થઇ શર કેરી; ભીમ તે પામ્યો ત્રાસ.
બાણ તણો વેધ્યો નાહાઠો કરતો શ્વાસોશ્વાસ. ૧૩
મારચૂં સેન્ય પડ્યું રણમાહિં પાંડવ કેરૂં જેહ.
બળવંત જોદ્ધા સર્વ ત્યાંહાં ડગિઆ, બાણે વેધી દેહ. ૧૪
સાત્વિક આદે જોદ્ધ હતા તે સર્વ મનાવ્યા હારય.
ધર્મરાય ચિંતા બહુ પામ્યા; તોરંગ નાવ્યો હારય. ૧૫
ચિંતાતુર થયા યુધિષ્ઠિર. કોપ્યા શ્રીમહારાજ,
દારુકને કહે: "અશ્વ હકારો; કરવું પાંડવ-કાજ. ૧૬

વલણ

"કરવું પાંડવ-કાજ રે." પછે રથ ચાલ્યા શ્રીહરિ.
રથ મનોહર પ્રભુએ એહ દુહવીને હાંકયા તુરી. ૧૭/૧૫૩

૧૫. સાત્વિક=સાત્યકિ યાદવ

## અલંકાર ૬ ઠ્ઠો—રાગ સામેરી

શ્રીજદુવર ચાલ્યા ખેવજી સૈન્ય સંઘાતે અશ્વમેધ જી.
રણમાંહાં પોહોતા દીનદયાળ જી, રણ દેખીને પ્રગટે કાળજી. ૧
ઢાળ—દેખી રણ ભગવાનજીને પ્રગટ્યો તન કાળ.
પછે પંચાયણનો નાદ પૂર્યો રણમાંહાં રહી ગોપાળ. ૨
તે શંખ કેરા નાદથી રણ્ય સુભટ પડિયા જેહ
પાંડવ કેરા જોધ ઊઠ્યા; નિઘટ થઈ તેહેની દેહ. ૩
શ્રીકૃષ્ણ કહે: "અનુશાલ્વજી, આવો, શાલ્વ કેરા ભ્રાત.
"કુશળ વાંછો તમારું તો અશ્વ આપો અમ હાથ. ૪
"પ્રથમ ત્યેં તુજ ભ્રાત માર્યો, કર્યો એહ અન્યાય.
"એટલા માટે અશ્વ આપિયે તમ્યો મુજ કરમાંહાં." ૫
તે વચન સુણીને અનુશાલ્વ બોલ્યો: સાંભળોને, સ્વામ્ય;
"મુજને પ્રેમ હતો, નાથજી, કહીં મળે સગ્રામ. ૬
"આજ દર્શન પામિયો; મુજ ભાગ્યનો નહિ પાર.
"આ બાણ કેરાં કુસુમ સુંદર પૂજું વિવિધ પ્રકાર. ૭
"અનેક પેરની કરું પૂજા તમારી, હે દેવ.
"મેં સાંભળી છે પુરાતન સ્વામી, તમારી ટેવ. ૮
"પૂર્ણ પૂજા નહિ કરાવો. મુજને છે વિશ્વાસ.
"ક્ષણમાત્ર, સ્વામી, સ્વસ્થ થઈને પૂરજો મુજ આશ ૯
"પરપંચ બહુ જાણો તહ્યો, વળી છળ કરવાના મર્મ;
"પલાયન બહુવાર કીધું તહ્યો, શ્રીપરિબ્રહ્મ. ૧૦
"ગરલ પાવક પવન તુજને ન ભેદે, ભગવાન.
"ઉદક અજગર ગ્રેહેશે નહિ એક સર્પ, સામળવાન. ૧૧
"ઇંછિ નહિ શાર્દૂલ તુજને; કો કરે નહિ ઘાત.
"પયોધરમાંહાં વિખ ભરી પૂતના થઈ'તી માત. ૧૨
"પવન કેરા પૂજ્ય, ત્રણાવ્રત પમાડ્યો ભંગ.
"અગ્ન કેરો આહાર કીધો; નિઘટ એહેવું અંગ. ૧૩

---

૨. પંચાયણ=પાંચજન્ય શંખ

૧૩. ત્રણાવ્રત=તૃણાવર્ત

"ઇંદ્ર કોપ્યો, મેઘ-દ્વાદશ તણો શોષ્યું નીર;
"કાળીમર્દન, અઘાસુર હણી હણ્યો, શ્યામશરીર. ૧૪
"નરકેસરીનું રૂપ પોતે, રીંછડી પરણ્ય નારી;
"ઉદકની શેજ્યા રચો; ચરિત્ર દેવ મોરારી. ૧૫
"મર્મ કાંઇ દીઠો નહિ તો ધર્યું વામન-રૂપ;
"આસન બેઠી દાન લીધું, છળ્યો બળિરાય ભૂપ. ૧૬
"કાળજવન કચેરો અંત આણ્યો જગાડી મુચકુંદ.
"માગધરાજા આગળ નાઠા તણો, પરમાનંદ. ૧૭
"મેહેલી મથુરાં નિશામાંહે ગયા સાગર શરણ. ૧૮
"પરપંચ પૂરણ ભરચા, સ્વામી, તણો અશરણશરણ.
"નાસવાની બુધ્ય ઘણી. ક્યાંહાં નાસી જાશો, દેવ?
"હામ જાણું તમારો ત્યાંહાં કચેડે આવું ખેવ. ૧૯
"વિપ્ર વૈષ્ણવ વેદ વહ્નિ વાસ તુળસીમાંહ.
"વૈકુંઠ, પાંડવ-મંદિરમાંહાં હવે નાહાઠા કયમ જવાય? ૨૦
"આજ વધાવું તુજ્હ બાણ મેહેલી સબળ જોતો વાટ.
"પેરંચ પેરચ તણી પૂજા કરૂં; માહરા ભાંગા ભવ-ઉચાટ. ૨૧
"તાહારા રણમાંહાં જે આવે, બળે નહિ તે જંન.
"આજ અમ સાધન થયું જે મળ્યા જુગજીવંન." ૨૨
વાક્ય સુણીને નાથજીને ઊપનો બહુ નેહ:
"કોણ ભક્તિ કચેરાં વાક્ય બોલ્યો! એ અપરમ માહારો દેહ. ૨૩
"એહેને કેઇ પેરે મારિયે?" એમ વિમાસે જગદીશ;
"ભક્તવછલ બરદ મોટું સદા માહારે શીશ." ૨૪
એહેવું વિમાસી લોકદૃષ્ટિ માંડિઓ સંગ્રામ.
અનુશાલ્વ ઉપરે નાથજી મેહેલિઆં મિથ્યા બાણ; ૨૫
અનુશાલ્વ સાહીમો બાણ કેરી સબળ કરે છે વૃષ્ટ;
પુષ્પઘાત લાગે પ્રભુને; લોકમાં દીસે અરિષ્ટ. ૨૬

ભક્તને જશ આપવા રથ્ય, પોઢોઢ્યા દીનદયાળ.
દળ-ભંગ પામ્યું સર્વકો; રથ વાળ્યો શ્રીગોપાળ. ૨૭
દારુક રથને ફેરવીને લાવિઓ છે ત્યાંહ,
પાંડવ કર્યેરં સૈન્ય, રાજા યુધિષ્ઠિર છે જાંહ. ૨૮
વીતી મૂર્છા; પ્રભુ કેહે : "આંહાં કોણ લાવ્યો રથ?
"જોઈ સઘળા જીતિઆ એ થયો મહા અનરથ. ૨૯
"હવે આપણા દળમાંહિં કો સુભટ પ્રગટ થાય;
"અશ્વ લાવે આપણો; જીવતો એહને સાહાય. ૩૦
"ગજયૂથ બહુ મદપટા ઝરતે થરહરાવે ગાત્ર.
"શાર્દૂલ આગે સર્વ ભાગે ત્યમ દાનવ માત્ર. ૩૧
"દીર્ઘ દેહ યૌવને પૂરા સર્વ પામ્યા ભંગ.
"રથ માહરો વાળિયો તો કોણ આવે સંગ?" ૩૨
એહેવાં વાક્ય કેહેતાં કર્ણસુત બોલિઓ જોડી હાથ;
પ્રભુચરણે જઇ નમ્યો : "આજ્ઞા આપો, નાથ." ૩૩
"યશ સબળ આપી દાનવને શું પધારચા ભગવાન?
"કો અન્ય છે ત્રૈલોક્યમાંહાં જે જીતે તમ સંગ્રામ? ૩૪
"કો નાથજી ઇછા તમારી; નહિ તો એમ ન થાય.
"ત્રણ્ય લોકનું જો દળ મળે તો પ્રભુ કેયમ જીતાય? ૩૫
"કો દીન જાણી દયા આણી વળ્યા સુન્દરશ્યામ.
"કોણ કરશે ઊપરચ અમ તણું જો પ્રથમ માંડ્યૂ આમ? ૩૬

વલણ

"પ્રથમ પાંડવ બાંહે સાહ્યા તો નાથ, કરુણા કીજિયે.
"અશ્વમેધને યજાવીને એહ શોભા લીજિયે." ૩૭/૧૯૦

## અંલંકાર ૮ મો—રાગ કેદારો

સચ્ચિદાનંદ હસિયા ત્યાંહ, વૃખકેતુને માહ્યો જાંહ :
"જાઓ, કુંઅર, ગ્રહી દાનવ હયને લાવો આંહ રે." ૧

---

૩૦. સાહાય–સાહે–પકડે.

ઢાળ–પ્રભુ તણી આજ્ઞા માગીને ચાલ્યો છે વૃષકેત.
યોદ્ધા સર્વ સંઘાતે રણમાંહાં પોતાનો સૈન્ય સમેત. ૨
કર્ણકુંઅર રથમાંથી ઝળકે, જાણે પ્રગટ્યો સૂર!
પૂંઠેથ દળ એહેવું શોભે જ્યમ ઘન વારિ–પૂર: ૩
"વ્યૂહ રચીસમરાંગણિ આવ્યો, અનુશાલ્વ સુણિ, બળિઆ;
"રખે જાણે જે 'મેં રણ જીત્યું!'
એમ રમત્ય કરી સર્વ બળિઆ. ૪
"પાંડવના રે પ્રતાપ સાંભળી પરદળ કોય ન માડે.
"શક્રનો અધિપતિ હામ ન ધાને; શંકરજી રણ છાડે. ૫
"અર્જુન ભીમ નિકુળ ને સેહેદેવ ક્રોધે ધનુખ જો મરડે,
"શેષ નાગ તો ભાર ન ઝાલે, અવ્યની દોહોદશ તરડે. ૬
"પાંડવ કેરાં પ્રાક્રમ મોટાં તૂં નવ્ય જાણે, ભાઈ;
"અપરાધી તુજને જાણી રણ્ય વળિયા વૈકુંહેરાઈ. ૭
"જે જોદ્ધાને મહૂકો જાણે તેહેશું કરવૂં યુદ્ધ;
"દીન ઉપરે કૃપાનાથજી કયમ મેહેલે આયુદ્ધ? ૮
"હવે યુદ્ધ કરવાને હૂં મોકલિઓ ગંગાજળિયાને લેવા.
"વીર-હોય તો મહા યુદ્ધ કરજો; આવ્યો તુજને શેહેવા. ૯
"આજે અહિ પૂરણ વિખ ભરિઓ ચાયે છંછેડે કાળ."
વૃષકેતનાં વાયક સાંભળી મસ્તકે ઊઠી ઝાળ: ૧૦
"યૌવનાશ્વ જીની હય લીધો; રખે ગર્વ મન્ય આવે!
"તે રાજા મુહુને દંડ સમર્પે; અહીંથી કોણ છોડાવે! ૧૧
"પાંડવે પ્રાક્રમ મોટાં કીધાં, પણ નોહોતો મળ્યો કો દૈત્ય.
"જોજે સુભટ, તુહુને રમત્ય દેખાડૂ દૈત્ય તણી કોણ રીત્ય. ૧૨
"મેહેલ્ય બાણ, બહુ બોલ્યો આવી; તુહુને પમાડૂ મરણ.
"લોકમાંહે ત્યાં એમ કેહેવાશે: 'એક હતો સુત–કર્ણ.' ૧૩

---

૧૦ અહિ (સં.)=સર્પ

"બહુ બોલ્યે બળિઆ નવ્ય થૈયે. હવડાં જાણ્યૂં જાશે.
"માહારા કરના બાણ-ઘાતથી તાહારૂં અંગ વેધાશે." ૧૪
સાહામસાહમા હવે વ્યૂહ રચીને એણી પેરે યુદ્ધ મંડાય.
જૈમુન્ય કહે: હવે કહેવા વઢે છે, સુણ, જન્મેજય રાય. ૧૫
વાજે શંખ ને ગોમુખ પર્ણવ દુંદુભિ ને રણતૂર.

સાહામસાહામા હય ખેડીને મળતા; રજે ઢંકાયા સૂર. ૧૬
હામ્યદામ્યથી બાણ વછૂટયાં, ગદા ધનુખ ને ભાલા.
સૈંહનાદની રીડ કરીને કો તવ્ય દીસે હાલા. ૧૭

અનેક યોદ્ધા પડે યુધ કરતાં; સબળ ઝુંબારવ હોય.
વૃખકેત અનુશાલ્વ ભડિઆ એહેવા વઢયા નવ્ય કોય, ૧૮
તે સંગ્રામ જોવા જન સહૂકો રણમાંહાં ચાલીને આવ્યા,
પાંચ પાંચ પ્રથમ બાણ મેહેલી વીરે વીર વધાવ્યા, ૧૯
અનુશાલ્વે નાગાસ્ત્ર મેહેલિયાં, ગરુડાસ્ત્ર તે કર્ણતંન,
દાનવે તે પર્વતાસ્ત્ર મેહેલિઆ કરવા તે વીર પતંત, ૨૦
વજ્રાસ્ત્ર તે વૃખકેતે મેહેલી બાણ ઊડાડી દીધૂં.
તે બાણ ભાજતે પાવકનૂં અનુશાલ્વે કર લીધૂં. ૨૧

દશ દિશામાંહાં અગ્નિ પ્રગટયો તેહેની લાગી ઝાળ.
વૃખકેતે મેઘાસ્ત્ર મેહેલિઉં, જાણે હવો પ્રલય કાળ. ૨૨
અન્યોઅન્ય અસ્ત્ર તણાં એમ મેહેલ્યાં બાણ અનેક.

વૃખકેત અનુશાલ્વને રણ્ય બાણ તણો નહિ છેક. ૨૩
પાંચ પાંચ રથ સાહમસાહમા રણ ભાંગા તેણી વાર.
રણમાંહેં યોધ જે પડિઆ તેહેનો નાવે પાર ૨૪
પછે વૃખકેતનો રથ ઊડાડ્યો અર્ધ જોજન લગે જાય.
ફેરી રથ આવ્યો રણમાંહિં; સબળો ક્રોધ ભરાય. ૨૫
નાગપાશેં વૃખકેતે બાંધ્યો દાનવ કેરો ભૂપ.
પોતાને રથ ઘાની વળિઓ લેઈ તોરંગમ રૂપ. ૨૬

સૈન્ય સકળ સંઘાતે લીધું જયદુંદુભિ વજડાવી;
કૃપાનાથ આગળે છોડચો પ્રભુને ચરણે નમાવી. ૨૭
કૃષ્ણઅંગના આવી વધાવે; 'જયો જયો' સર્વ બોલે.
"ધન્ય ધન્ય સુત કર્ણ તણા રે; નહિ કો તાહારે તોલે'. ૨૮

વલણ

"નહિ કો તાહારે તોલે રે'; સહુ કો જય-વાણી વદે.
આઠમે અલંકાર સર્વ કો ઉત્તમ સુખ પામ્યું હૃદે. ૨૯/૨૧૯

## અલંકાર ૯ મો–રાગ ધનાશ્રી, ચોપાઈ

પાંડવને સુખ દીધું નાથ, રળિઆત ચયા રાય બહુ ભ્રાત.
તોરંગ આણી આપિઓ; દાનવ સાથે ગાજિયો. ૧
સર્વ કો અશ્વ જએ ત્યાંહાં ફરી, જેહને દૈત્ય ગયો'તો હરી.
દાનવે ચરણ નામ્યું શીશ; આલિંગન દીધું જગદીશ. ૨
રાય યુધિષ્ઠિર બળિયા ભીમ અર્જુન લઘુ બાંધવ ત્યાંહાં ધર્મ.
આણી સમર્પ્યા સર્વ ભંડાર, ગજ રથ બહુ આપ્યા તોખાર. ૩
પ્રભુ કેહે: "અનુશાલ્વ, સુણો; પાંડવ ભ્રાત તમારા ગણો.
"આ યજ્ઞ તણી શોભા લીજિયે, આગળ થઈને શુભ કીજિયે." ૪
"હું સેવક તમ ત્યેગે સહી; પ્રથમે યુદ્ધ આપ્યું રણ જઈ.
"ચરણ છબૂં તમ કેરે, સ્વામ્ય; સૈન્ય સકળ હું પાંડવ કામ્ય." ૫
પ્રથમે મુહૂર્ત લીધું જેહ વૃથા થયું હય કરતે તેહ,
હસ્તિનાપુરે રહ્યું સર્વ કોય, એક સંવત્સર પૂરણ હોય. ૬
અવની શુદ્ધ કરાવી ત્યાંહ, ગંગાતટ શોભે વન જ્યાંહ.
સૂત્રધાર તેડ્યા, રાજન; અયુત હસ્તનું કીધું માન. ૭
ચોહોપાસાં સરવો ત્યાંહાં ભરી, વેદી રૂપમધ્યે શુભ કરી.
સ્થંભ પાંચ પરવાળી તણા, મણિના મર્મ રચ્યા ત્યાંહાં ઘણા. ૮

---

૨૯. અહીં કવિ આઠમો અલંકાર પૂરો થયો કહે છે. ખરું તાં અહીં સાત અલંકાર થાય છે. વચ્ચે તથી કાંઇ ગરબડ થઇ જણાય છે.

ભૂમ્ય પાથરી બાંધી દિવ્ય, માણુક રત્ન પિરોજા ભવ્ય.
રતનજડિત પૂતળિઓ સહૂ, હિમ-ચંદૂવા લટકે બહુ. ૯
મકૂબલ સુગકલાદ જર્જરી (?) તેહ પથરણાં ભોમિ ધરી.
છજાં ગોખ જડિત્ર જાળિયાં પટશાળા વંકે વાળિયાં ૧૦
જાળીભેદ ભૂલવણી ઘણી, જોઈવી છે મયદાનવ તણી.
તે મંડપ શોભા એમ જડી, સ્થાનિક મર્મ સબળગતિ ઘડી. ૧૧
ખંડ જૂજૂવા ફરતા કરયા, પાટ્ય પાટલા આકળ ભરયા.
અનેક આસન રતન-જડાવ; રચિયા માંહે અનોપમ ભાવ. ૧૨
ત્રણ્ય ભોમ્ય બાંધી ચિત્રશાળ, જાંહાં જોઈએ ત્યાંહાં ચિત્ર રસાળ.
ધ્વજા ચમર ચોહોપાસાં કરે, મયૂર શબ્દ ત્યાંહાં મધુરા કરે. ૧૩
હંસ સારિકા શુકના સાદ સાંભળતાં મન થાયે ઉહ્લાસ.
રત્નપૂતળી ફરતી રહી, ચંદન ચમર અંબુ કર ગ્રહી. ૧૪
જળનાં સ્થાન્યક સુંદર હોય, જોતાં પરમ મોહ ઊપજે સોય.
પાછ્ળ્ય ફરતી વાડી વંન, નિરખંતાં હીસે સહૂનું મંન. ૧૫
નૃત્યકળા કરતી સુંદરી; વાય મનોહર રગે ભરી.
હવે શુભ મુહૂર્ત જોઈ આરંભ, હામ્યધામ્યથી તેડયા બંભ. ૧૬
આચાર્ય દ્વિપાયન ત્યાંહાં કરયા; બ્રાહ્મણ યોગી પરમ તાંહાં વરયા.
મુનિ મહેંદ્ર ગાલવ પિપ્પલાદ,
વરુણ મહોછવા કૂંડિન્ય આદ્ય. ૧૭
ધ્રુવ ઔતથ્ય અત્રિ હારીત ગૌતમ રૈભ્ય આંગિરસ ભીત્ય.
બાહસ્પત્ય સોમ મહાતેજ, જમદગ્નિ મિત્રી મહાહેજ. ૧૮
ભારદ્વાજ કૌડિન્ય મુનેશ, જાણે જ્ઞાન ધર્મ ઉપદેશ.
લોમશ માંર્કંડેને કહોડ, મિત્રાવરુણ તપે નહિ જોડય. ૧૯
વસિષ્ઠ અષ્ટાવક્ર અગસ્ત વામદેવ મરીચ્ય પુલસ્ત.
ભૃગુ દાલ્ભ્ય પુલહો ને ગર્ગ દ્રોણ ભાર્ગવનો સર્વવર્ગ. ૨૦
બિરંચી માંડુકાયન દુર્વાસ ચૌનક્ષ વિશ્વામિત્રિ રુખિ વ્યાસ.
દધીચિ પરાશર ને વર્ણબંધુ ધર્મહંસ મહાતેજ સિંધુ. ૨૧

---

૧૦. 'મખમલ' વગેરે સમજાય છે.

કણ્વ કાંડાયન જાતવેદ શૌનક શમતરિ બહુ તપભેદ.
હંનિગ્રમ ઊદ્દાલિક મુનિ અથર્વણ તપવિદ્યાધ્વનિ. ૨૨
ઉશાવસુ માતંગ મુનિ ધર્મ જ્યાજ્ઞવલ્કયનાં તપ શુભ કર્મ.
શુક્રાચાર્ય દત્તાત્રેય દેવ જર્ત્કાર દેવાનુગ સેવ. ૨૩
બૃહસ્પતિ બ્રહ્મરુખિ જાતકર્મ, ધર્મશ્રવા દર્શનવત ધર્મ.
સોમશ્રમા દિત્યનંદ રુખિ બહુ આવ્યા દ્વિજ વિદ્યાસુખી. ૨૪
કેટેનાં નામ કથા બહુ હોય, આવ્યા રુખિ મંડપ સર્વ કોય.
દેખી પ્રસન્ન થયા રાજાન; બહુ બ્રાહ્મણને દીધાં માન. ૨૫
સભા રચી સહૂ બેહૂં ફરી, સુભટ માત્ર મધ્યે શ્રીહરિ.
વર્ણાવર્ણ નગરના જેહ મંડપ જોવા મળિઆં તેહ. ૨૬
શ્રીભગવાને આજ્ઞા દીધ, આરંભ યજ્ઞ તણો હવે કીધ.
રત્ન કંબલ ભૂષણ મણિહાર કનક કમંડલ દંડ અપાર, ૨૭
માળા મુદ્રા ને ઉપવીત, વરુણભેદ દક્ષણાની રીત્ય.
ચંદન કુસુમ અણાવ્યાં ઘણાં, કૃષ્ણાગર કેરાં ધૂપણાં. ૨૮
પ્રાશ્ચિત [કેરાં] દાન અનેક પ્રથમે આપ્યાં કરી વિવેક.
રાય દ્રૂપદી સત્વર થયાં, આવી રંગમંડપમાં રહ્યાં. ૨૯
હયરથ ધેન્ય ધોરંધર દિવ્ય, બહુ પટકુલ અનોપમ ભવ્ય.
દધિ દૂર્વા લાજા ફળ બહુ, સ્યામ પ્રત્યક્ષ કરાવ્યૂં સહૂ. ૩૦
કુંકુમ હાર ચંદનનાં પાત્ર હરખે રાય પૂજે દ્વિજ ગાત્ર.
વર્દ્ધઆદ્ય ધર્મે આદરી, મંડપ સંગ્યે આવ્યાં સુંદરી. ૩૧
દિવ્ય દ્રૂપદી ધરી શૃંગાર, કનકકુંભ ગંગાજળ સાર.
પાંચ બ્રાત નારી સંગ્યે રહ્યા. સ્વસ્તિવાચને દ્વિજ સત્વર થયા. ૩૨
પ્રેમે ઋચા વિપ્ર વેદ ભણે; બંદીજન ગેહેકે આંગણે.
ચતુર ચિંતનિયો કરતી ગાન, વાધે મનોહર વાજે તાન. ૩૩

વલણ

વાજે 'મનોહર વાજાં' ગાજે, મંડપમાંહેં રંગ ઘણો.'
ઊર્ધ્વ રોમ રાજાને થયાં; હવે શોક ભંડ્યો આપણો. ૩૪/૨૫૬

## અલંકાર ૧૦ મો—રાગ દેશાખ

હવે એણી પેરે યજ્ઞ આરંભિયો એ;
સાથ હરખે જોવા સહુ આવિઓ એ.
જે જે જાણ્યાં તે તે પાંડવે તેડાવિયાં રે,
જન નગરનાં સહુ મળી આવિયાં રે. ૧
જોઈ વરુણ બ્રાહ્મણ તણાં ત્યાંહાં કરર્યાં એ.
એકવીસ સહસ્ર દ્વિજ તાંહાં વરયા એ.
તેહેને રત્ન ભૂષણ વસ્ત્ર આપિયાં એ;
પૂજી અરચી આસન દ્વિજ થાપિયા એ. ૨
કનકકુંડળ કમંડળ આપી માળા એ,
વાહન અશ્વ રથ ધેન્ય ધન પટ વિશાળા એ.
ભલી ગર્જના નિગમ થૈ રહી એ.
દ્વિજ-આગન્યાયે ભૂપત્ય દીક્ષા ગ્રહી એ. ૩
મૃગચર્મ પરિધાન મૃગશૃંગ હાથ્ય એ.
મુખે મૂન્ય, આસન દર્ભ સ્ત્રી સાથ્ય એ.
બ્રહ્મચારય ભૂમ્ય સેન, હવિષ્યાન્ન આહાર;
માળા ગ્રહી હરિ કીધા સ્મરણ વિસ્રાધાર એ. ૪
એણી પેરે રાયજી તાંહાં આસન ધરે એ.
પરમ સાધવી ભક્તિ પાસે કરે એ.
જવ તિલ મધુ શર્કરા ઘૃત ઘણાં એ.
હવ્ય અનેક ફળ બહુ પેરના તણાં એ. ૫
સમિધ હવ્ય જે વૃક્ષવાસી રહ્યુ એ,
હોમકાળે આણ્યૂં જે જે રુખિએ લહ્યૂં એ.
શમી શ્વેત પુષ્પ દુર્વા ને બહુ દધિ એ,
અપામાર્ગ તે નાનાવિધ્ય ઓષધિ એ. ૬
નાળિકેર બહુ ફળ હવ્ય બહુ ભાત્ય આણી એ,
આણ્યૂં જે રહ્યા મંત્ર વેદ વિખાણી એ.

ભલાં કુસુમ-ચંદન પૂજા સહૂ કરી એ.
'ઈછાદાન આપી સંતોખી સુંદરી એ. ૭
ભીમ નિકુળ સેહેદેવ સેવા કરે એ,
જે જે વ્યાસ માગે તે આગળ ધરે એ.
અર્જુને હેત કરી અશ્વ અણાવિઓ એ,
દિવ્ય તોરંગ અતી ભીમ ભડ લાવિઓ એ. ૮

વલણ

આણ્યો તોરંગમ પૂજા કરવા, પાંડવ જોઈને અતિ હરિયા.
નાથજીને નિરખતાં નેત્ર અતિ નેહે ભરિયાં. ૨૯૨

## અલંકાર ૧૧ મો—રાગ દેશાખ

હવે ધર્મરાયે હય પૂજિઓ તે તો અંગોઅંગ્ય.
મંત્ર ભણી પૂજાવિઓ રુષિએ રહી સંગ્ય. ૧
કુસુમ ચંદન પૂજા કરી રાણા રાજાયે સાથે.
અભિષેક વદે બ્રાહ્મણ ઘણા વેદમંત્ર સંધાતે. ૨
શૃંગાર ધરિયા છે શોભિતા, મણિ મુક્તાફળ હાર.
ચોકો ચરણ તાંબાં વાજણાં, નેપૂરનો ઝમકાર. ૩
ઝાલ્ય મણિમે કનક-જડી ઘૂઘરીના નાદ.
હીરા મણિ માણ્યક જડ્યા, એકએકથું વાદ. ૪
કનક-કમળ મણિ મોહ્રાવટે જડ્યાં રત્ન અમૂલ્ય.
જન જોઈને સર્વ રીઝિયા: 'નહિ આ સમતુલ્ય'. ૫
સુંદર પત્ર અણાવિકાં, કર મધ્ય યદુરાય.
ધર્મ કહે નાથજી પ્રત્યે: "કોણ કહે જાય ? ૬
"નિકુળ સેહેદેવને મોકલો, મોકલો વૃષકેત,
"મેઘવર્ણને મોકલો યૌવનાશ્વ સમેત." ૭
શ્રીનારાયણ એમ વદા: "સાંભળો તમે, ધર્મ.
"હય પૂંઠે અર્જુન પળે; જાણે યુદ્ધના મર્મ. ૮

"હયને ભૂપત્ય બાંધશે, તેહેનાં બળિઆં ગાત્ર.
"કુરુક્ષેત્રને માંહેં જે જુદ્ધ હવૂં તે તો કોણ જ માત્ર? ૯
"દ્રોણ તણી વિદ્યા ઘણી છે અર્જુન પાસ.
"વળી માહારે જાવૂં થાશે." બોલ્યા અવિનાશ. ૧૦
"નિકુળ સેહેદેવ બે ભ્રાતનૂં કામ મંડપમાંહાં.
"ભીમ રેહેશે મુખ આગળે, અર્જુન હળે જાય." ૧૧
પ્રદ્યુમન કુઅર પ્રેરિઆ; કેહે ત્રિભોવન તાત:
"અશ્વની રક્ષા કીજિયે; તે તો વિશ્વવિખ્યાત. ૧૨
"અનિરુદ્ધ સાથે તેડિયે; છે બળિઓ વીર.
"એ ત્યાંહાં કાર્ય આપણું." કેહે શ્યામશરીર. ૧૩
કુંતી યુધિષ્ઠિર એમ વદ્યાં "માહારો અર્જુન જોહ,
"તાહારા કરમાંહાં આપિયે; ધરજ્યો બહુ સ્નેહ. ૧૪
"લક્ષ્મી માતા તમ તણી, તાત ત્રિભોવન-ધીશ.
"તમને રે બીજા જાણિયે એ ન્યમ શ્રીજગદીશ." ૧૫
વાક્ય સુણી પ્રદ્યમન કેહે · "સાભળો, રાજાન.
"કલંક લાગે કુળ અમ તણે, લાજે શ્રીભગવાન. ૧૬
"માહારી માતા સાભળે, પામે મહા ઉહ્લાસ.
"એહેવી પેરે હૂં રણમાહા રહૂં અર્જુનને પાસ" ૧૭
એમ કહી હરિચરણે નમ્યો તેડી અનિરુદ્ધ બાળ.
કૃતપ્રભા બોલાવિઓ, સાત્વિક ગોપાળ. ૧૮
યૌવનાશ્વ તાંહાં તેડિઓ, તેહેનો સુવેગ તન;
અનુશાલવ બોલાવિઓ સ્વામી જુગજીવંન. ૧૯
નૃપકેત મેઘવર્ણ બે તેડ્યા આગળ્ય તાંહ:
"સુભટો, નામ લખાવિએ હયના પટમાંહ. ૨૦
"જે ઘોડાને બાંધશે, વાંચશે તેહેના નામ;
"તે માટે આહામા રહી કરજ્યો સગ્રામ." ૨૧
એમ કહી પત્ર લખાવિઓ; સહૂ નમિયા ચરણ
હયને નિલવટે શોભિતૂં [તિલક] કીધૂંઅશરણશરણ. ૨૨

નાનાવિધિ તે હરખનાં વાગિયાં વાજિંત્ર.
હયને મસ્તકે શોભિતું ત્યાંહાં ધરિયું છત્ર. ૨૩
યોધા સર્વે બોલાવિયા સૈન્ય તણા સર્વ કોય.
સંભાળીને આપિયાં જે જે આયુધ હોય. ૨૪
સંભારીને - સર્વ કોણે લીધાં તાંહાં આયુદ્ધ.
ધારક વિધાયે ફેરવ્યાં. હય લીધા શુદ્ધ. ૨૫
તેડેવા ગજ આગન્ય કરયા જેહ રણનાં રૂપ.
ગુડાકેશ સત્વર થયા દળ માથે ભૂપ. ૨૬
ધાર અણી મૂકો ભલાં ખડગ ભાલા બાણ,
બીજાં આયુધ સર્વકો જઇ લીધાં સુજાણ. ૨૭
મહાશક્તિ નાખ્યો સદા જેહેના દારણ માર.
પૂજી હય આગન્ય કરી આપિ તેહેને આહાર. ૨૮
સન્નાહ સર્વ સભારિઆ, તેહ લીધાં સંગ્ય,
આત્રાન જાંહાં લાગે નહિ અને શુદ્ધ ગણે અંગ. ૨૯
એણી પેરે દળ સજ થયું. સુણ્ય, જન્મેજય રાજંન.
અનુશાલવની એહ કથા પૂરણ થઇ, કેહે વચંન. ૩૦
અર્જુન સાથે હરિ વદા: "હવે થાઓ અસવાર.
"શુભ યોગે હવે મેહેલિએ ઘેરથ થકી તોખાર." ૩૧
સહૂકો આવીને નમ્યા શ્રીહરિને પાય.
હરજીસુત કાહાનડ કેહે, હરિભક્તિનો મહિમાય. ૩૨
બમે અડોતર પદ ભવ્યાં, અલંકાર અગિયાર.
હરજીસુત વાણી વદે: કૃપા વિશ્વાધાર. ૩૩

વલણ

કૃપા વિશ્વાધાર રે. હરજીસુત કાહાનડ કેહે.
અશ્વમેધ આરંભ સુણતાં પંચ મહાપાતક દહે.[1] ૩૪/૨૯૬

૧ અલંકાર ૧૧ પદ બસોને અડોતર આખ્યાન અનુશાલવનું સંપૂર્ણ ॥૧૩॥

# ૪. નીલધ્વજનું આખ્યાન[1]

## કડવું ૧ લું—રાગ કેદારો

શ્રીદામોદર ગુરુ ધ્યાઇએ, નિર્મળ હરિગુણ ગાઇએ,
આરાધિએ ગુરુજી પ્રથમે પ્રેમશું રે.
જેહ તણી કૃપા થકી ગાયે ગુણ સુત દેવકી,
સદા શિરોમણિ શુચિ ધ્યેય આપિયે રે. ૧

ઢાળ—સદા શુચિ મન માહારૂં રાખો, ધ્યેય શિરોમણિ આપો.
સ્મરણ કરૂં શ્રીહરિ ગુરુનૂં, અઘ અંતરપટ કાપો. ૨
જેહ તણી મત્ય બૂધ થકી હરિયશગાન વિખ્યાત,
ચિંતન કરી ચતુર્ભુજનૂં પ્રીતિ નમૂં પાયે તાત. ૩
વૈષ્ણવ જન જગદીશ તણા રે પામે સાધુ જે અંગ,
સ્મરણ કરંતાં સર્વ દુખિનૂં પાતક પામે ભંગ. ૪
ત્યાંહાં ગંગા જમુના ને ત્રવેણી સરસ્વતીનૂં તોય,
ગોદાવરી ને સિંધુ નદી, સ્વદેહે રેના હોય. ૫
સકળ તીર્થ જાહાં કૃષ્ણકથા ત્યાંહાં એહેવૂં નામ પાવંન.
ઊભા ભવમાંહાં નામ જપે તો ભૂતળ નાવે જંન. ૬
સદા બ્રાહ્મણ વેદપાત્ર મહામુનિ જે નારાયણના અંશ,
આશિરવચન મુજને કરો જે નિર્મળ થાયે વંશ. ૭
દામોદરજી અને તાતજી દ્વિજ હરિ ગંગાનૂં વાર,
કૃપા કરો મુજ ઊપરે પ્રીતિ, જેમ વિરલા મત્ય ઉચ્ચાર. ૮
અશ્વમેધની કથા મનોહર, નિર્મળ હરિનૂં ધ્યાન.
પાંડવ પાંચે નારાયણ ભજતા આણીને મન જ્ઞાન. ૯
જૈમુનિ ઋખિ કેહે છે: જન્મેજય, યજ્ઞ-તોરંગમ જેહ,
પૂજી અર્ચીને પત્ર બાંધીઊં મહા મનોહર એહ. ૧૦

---

૧. હવે આશાંન નિલધ્વજનૂં કેહેવારો

પ્રેમ કરીને હય મેહેલિઓ રે, સંઘાતે અર્જુન.
કૃતવર્મા સત્ય સાત્વિક યાદવ, કર્ણ તણો તાં તંન. ૧૧
પ્રદ્યુમન ને અનિરુદ્ધ સંઘાતે. યૌવનાશ્વ ભડ વીર,
સુવેગ ને અનુશાલ્વ સંઘાતે ધનુર્વિદ્યાના ધીર. ૧૨
અનેક ગજ રથ અશ્વ સંઘાતે, શિબિકાનો નહિ પાર.
પાલ તણી સંખ્યા નવ્ય લાભે; સૈન્ય તણો બહુ ભાર. ૧૩
અર્ધચંદ્ર ને અગ્નિ-અસ્ત્ર ભલાં, ખડ્ગ ગદા બહુ સાથ;
કવચ ટોપ ને ભાથા બીડી ધનુષ્ય સાહીને હાથ. ૧૪
ભેરી મૃદંગ ને નિશાણ વાજે, શંખ તણા બહુ નાદ.
તોરંગ પૂંઠે સૈન્ય નીસર્યું, કરે હરિખના સાદ. ૧૫
અક્રૂર ઉદ્ધવ સર્વ વૃષ્ણિ સંઘાતે વોળાવ્યા ભગવાન.
શ્રીકૃષ્ણ સંઘાતે સહુકો આવ્યું; યુધિષ્ઠિર રાજધાન. ૧૬
શ્રીકૃષ્ણ કહે : "હાંકો રથ જોઈ તોરંગમનું મુખ,
"કેઈ દેશે કોણ રાય આવશે અંતર પામવા સુખ?" ૧૭
દીઠો રથ, હય હરિ કેરો, મન પામ્યો આનંદ.
તોરંગ તત્ક્ષણ પ્રેમે પ્રેર્યો પૂરણ પ્રેમાનંદ. ૧૮
દક્ષિણ દેશ ભણી મુખ ફેરવ્યું જાંહ છે વૈષ્ણવજંન.
મહાનિર્મળ અહીં રાજા આવશે; શીશ હલાવ્યું ધન્ય. ૧૯
અર્જુન કહે: "શા માટે સ્વામી, શીશ હલાવો આમ?"
"બળિયા રાય માગે છે એણે વૈષ્ણવજન" કહે સ્વામ્ય. ૨૦

વલણ

"બળિઆ નિર્મળ રાજા રહે છે સુભટ શિરોમણિ એહેવા.
"અર્જુન, આયુશ પૂરણ થયો જાણો, પણ બિરદ હરિયેરવ કહેવાં. ૨૫

કડવું ૨ જું—રાગ એ જ

કૃષ્ણ કહે : 'પાર્થિવ, સુણો; તે રાજાનો મહિમા ઘણો.
"અતિ શ્રમ કરે તે સુજતણો રે, ભક્તિ અંગે પ્રેમ છે ઘણો રે ૧

"તે માટે દુહવિએ કયંમ? જ્યમ તહ્મો માહારે ત્યંમ."
"યુદ્ધ કરવૂં રે વાહાલા, અહીં સબળૂં થાશે રે." ૨

ઢાળ—"યુદ્ધ કરવૂં સબળૂં અહીં થાશે." એમ મનમાંહે ધરિઊ.
"વિષમ ઠામ્ય માહારૂં ચિંતન કરજ્યો" કૃષ્ણે એમ ઊચરિઊ. ૩
નમી ચરણ અર્જુન એમ કેહે છે: "યશશોભા છે તમને.
"મસ્તક માહારે કરો ગર્જના, તે જાણ્યે સહૂ અહ્મને." ૪
એમ કહીને તુરી હકારયો; નગર વળ્યા જગદીશ.
જેજેકાર વર્ણ સર્વ બોલે. રુખિ ઊચરે આશીશ. ૫
જૈમુનિ રુખિ કેહે છે: જન્મેજય, તોરંગ તાંથી પળાય.
જ્યોજન માત્ર રહીને કચેડે અર્જુન સેન્યા થાય. ૬
તોરંગ પૂંઠે સેવક પળાયે, હયને બાંધે જેહ.
જોઈ તે નિર્ધાર કરીને કુંતીસુત કને આવે તેહ. ૭
એહેવૂં સુણી અર્જુન-સેન્યા ચાલી યુદ્ધ કરીને મૂકાવે.
ધનભંડાર સામગ્રી તેહેની હસ્તિનાપુર ચલાવે. ૮

જેણે ઠામ્ય હય ઊભો રેહે ત્યાહા બ્રહ્મપુરીને વાસે;
અગ્નિહોત્ર આવસથ ને નિગમ જેહ અભ્યાસે. ૯

જેણે ઠામ્ય જળપાન કરે ત્યાંહાં કૂપ સરોવર વાપી.
એમ કરતો અર્જુન ચાલે ભૂમિ વિપ્રને આપી. ૧૦

જેણે ઠામ્ય હય આહાર કરે ત્યાંહાં અવેરિ દાન અપાય.
જેણે ઠામ્ય રહી દાણ ચહાવે ત્યાંહાં નગર વાસતા જાય. ૧૧
જેણે સ્થાનિક હય પૂરિત કરે ત્યાંહાં દેવળ રૂડૂં વિશાળ.
અર્જુન સ્થાનિક તેણે ગજના આપે માળ. ૧૨
જેણ્યે સ્થાનક મળમૂત્ર કરે તાંહાં સુગંધ વાડી કરાવે;
સુંદર મઠ કરીને શિરોમણિ બ્રાહ્મણને પધરાવે. ૧૩

---

૧૧. અવેરિ=વ્રત જ

નિગમ શાસ્ત્ર હરિગુણ સાંભળતો કુંતીનંદન ચાલે.
અષ્ટોત્તર શત હય દિવ્ય કરીને દ્વિજને નિત્યે આલે. ૧૪
નિશાયે તોરંગ રેહે જાંહાં એમે ત્યાંહાં એટલું કરે દાન:
ગજ રથ ભાર સુવર્ણ એક ને ધેનુ સવચ્છ ભગવાન. ૧૫
એમ કરંતાં, જૈમુનિ કેહે છે :સુણો, યુધિષ્ઠિર–પ્રાન.
નરહરિ નામ જપતો ચાલે તેડી સર્વ સંઘાત. ૧૬
એમ કરતાં, સાંભળને રાજા, પ્રથમ મહિપાલની જાંહ.
નીલધ્વજ રાજા એક કેહે, હય પોહોતો જૈ ત્યાંહ: ૧૭
જોજન માત્ર નગરથી વાડી રેવાતટ પરમ સાર.
અનેક વૃક્ષ મનોહર શોભે, પુષ્પ તણો નહિ પાર. ૧૮
વસંત વાસ પૂરી તે વાડી રેહે ત્યાંહાં બારે માસ.
વાનપ્રસ્થ સંન્યાસી બહુ ત્યાંહાં કરતા નિગમ અભ્યાસ. ૧૯
અનેક પક્ષી સ્વર શોભિત તે વાડી જોવા સરખી;
જે કો જન જૂએ ત્યાંહાં આવી, દૃષ્ટિ રેહે તે હરખી. ૨૦
એહેવી વાડી રેવાને કાંઠે; સાંભળ્યને, રાજંન
રાય તણો સુત રમવાને આવ્યો સુભટ તે સાવધાન. ૨૧
તેહ તણી એક કામ્યની કેહે, મદનમંજરી નામ,
પ્રવીર ને સખિઓ સંઘાતે ઘડિક કરશો વિશ્રામ. ૨૨

વલણ

વિશ્રામ વાડીમહિં કીધો; પ્રવીર રમતો એમ,
રતિ સંઘાતે મકરકેતની આનંદ કરતો તેમ. ૨૩/૪૪

કડવું ૩ જું–રાગ આંદોલ

આવિઓ વાડી માહાં પ્રવીર એ; શરીર તેહેનું સોહામણું.
અવતરિઓ કંદર્પ અવતાર એ; પાર કાંઇ રૂપનો આવે નહિ એ. ૧
આવે સંગે કામ્યની અનેક એ,
છેક કાંઇ યુવતિનો આવે નહિ એ.
આવે પાસે પુષ્પ વીણી લાવીએ, ભાવી એ સુભટને અતિ ઘણું એ. ૨

### ત્રોટકો

'મુહને ઘણું ભાવી નારિ'; ત્યાંહાં બોલાવી તેણી વાર.
આણિયાં પુષ્પ અનેક, આસન કીધૂં ત્યાં એક. ૩
પુષ્પનાં આભરણ કીધાં, શરીર મુગટ કુંડળ દીધાં.
છત્ર ને વસ્ત્ર વિશાળ, બાજૂબંધ ને કંઠે માળ. ૪
તે વીર શોભે એમ, વનપુષ્પ કેશ્યૂ જેમ.
સ્ત્રીઓ ચમર કરતી દિવ્ય, તેહેની કાંતિ દીસે ભવ્ય. ૫
સખા સંગ્યે બેઠો વીર, કંદર્પ નારિ શરીર.
આનંદ કરતો તાંહ, અતિ દિવ્ય વાડી જાંહ. ૬
હવે મદનમંજરી જેહ, તજી કંથ ચાલી તેહ.
આસમ જોતી જાય, આશ્ચર્ય મનમાં થાય. ૭
જૈમુન્ય કેહે: રાજંન, સાંભળો, કહૂં વચંન.
હવે પાંડવનો તોખાર આવિઓ તેણી વાર. ૮
અમળ જેહેનૂં અંગ. સર્વ પાપનો કરે ભંગ.
મેહેલ્યો યજ્ઞ કેરે કાજ્ય, કાન્યતીએ તે દીઠો વાજ્ય. ૯
ગંગાજળ સરખો સોય, પય ધેનુ સરીખો હોય.
તેહેને ચ્યારે કુંકમ–ચરણ, ઢીંચણથી હેઠા અરુણ. ૧૦
ઇંદ્રધનુખને આકારિ કરેનો રંગ અપાર.
તિલક તેહેને વિશાળ, જ્યમ વિરચિંનો મત્સરાળ. ૧૧
મેઘવર્ણ ડાબો કાન, ઘનશ્યામ સરીખો વાન.
પૂંછડું પીતમ રંગ, અન્યથા ઉજ્જવળ અંગ. ૧૨
સુવર્ણ મુક્તાહાર, પાયે નેપુરના ઝમકાર.
તેહેને પત્ર નિલવટે એક, ઘૂઘરી શબ્દ અનેક. ૧૩
ઝલ્યૂ માણિમે જ્યોત્ય, બહુ રત્ન મણિમે ઉદ્યોત
મોહોરડે ચિત્રામ. તોરંગ જેહેવો કામ. ૧૪
ત્યાંહાં મદનમંજરી નારિ રે, પામિઆં રંગ અપારિ રે.
તોરંગ ગ્રહીને હાથ્ય રે, આવી ઊતાવળી જાંહાં નાથ રે: ૧૫

વાળિઆ પાછા દૂત રે; એમ બળ કરે અદ્‌ભુત રે:
"અર્જુનને તેડી આવો રે; ધન દળ તમારૂં લાવો રે." ૨૯
નારિનાં સુણી વચન રે વળ્યા દૂત તે તતક્ષણ રે:
"તુજ કંથ પોહોતો કાળ રે, મુખે લવે શું રહી આળ રે?" ૩૦

### વલણ

સેવક આવ્યા તાંહ રે, અર્જુન દળમાંહાં હતો;
કહ્યાં વચન સંભળાવિઆં; પાર્થ આગળ તે ક્રોધો છતો: ૩૧
"તોરંગ પ્રવીરે બાંધ્યો, સ્વામી" અનુચર એહેવું કહી રહ્યા.
નિશાણુના નિર્ઘોખ વાજે; યોધ સઘળા સજ થયા. ૩૨/૭૬

### કડવું ૪ થું—રાગ રામગ્રી

જૈમુન્ય બોલ્યા: સુણિયે, રાજન જી, પ્રેમે ચઢિઓ કુંતીતંન જી.
યોદ્ધ સંઘાતે બળિઆ રાય જી; નિશાણુ વાગાં ત્યાંહાં દળમાંહ જી. ૧
ઢાળ—હવે નિશાણુના નિર્ઘોખ વાગા; સૈન્ય અર્જુન એમ,
પ્રલેકાળ ગર્જના કરી ચઢે મેઘ તાંહાં જ્યેમ. ૨
હય હિંસારવ ને સાદ હસ્તી, ધ્વજા ઘંટાનાદ.
શંખની ધ્વનિ એમ ચાલતી, કાયર ઊપજે બાધ. ૩
કવચ ટોપ સન્નાહ ભાથા ખડગ ખેડાં પાણ્ય,
તોમર બાણુ ત્રિશૂળ અંકુશ, દેખતાં જાયે પ્રાણુ. ૪
ભાલા મુદ્દગર ગદા ફરશી ચર્મરજ્જુધિ જેહ,
અર્ધચંદ્ર ને નાળ્ય ભિંભિકા, નહિ સખ્યા તેહ. ૫
નહિ અજંપે શેષ, કંપે ધરા, દશ દિગપાળ,
અંધકાર રજે રવિ ન સૂઝે, એમ સૈન્ય ચઢ્યૂં વિકરાળ ૬
કામ્યની કેહેઃ "કંથ માહારા, હવે કરો જ સંગ્રામ.
"મોકળા ચાલે દોડતા, જ્યમ જોદ્ધ નાવે આમ. ૭
"ચિત્ત તમારામાંહિં, સ્વામી, રખે ચિંતા થાય!
"ધનુર્વિદ્યા ભણો પૂરી, જાણુજો મનમાંહ." ૮

કામ્યની કેહે : " રે કંથ માહારા, વીનતી અવિધારય.
"યુદ્ધ કરી અર્જુન સાથે મનાવો દળ હારય." ૯
પ્રવીર કેહે: " સુણ ભામ્યની, કામ્યની હે ચતુર સુજાણ;
"અર્જુન સાથે યુદ્ધ શૂં રહી કરે મુખ વિખાણ?" ૧૦
મદનમંજરી ઉચ્ચરે: "નીલધ્વજ રાજાન
"તાત તાહારો, માતા જ્વાળા, આણોને મન્ય જ્ઞાન. ૧૧
"ક્ષત્રી હોય જે સુભટ બળિઓ, ગાત્ર તેહેનાં ગાજે.
"જ્યમ ભાનુ પ્રગટે, તિમર ને અંધકાર આગળ ભાજે. ૧૨
"દાવાનળમાંહાં. નાથજી, સાંભળો, સર્વ સમાય.
"છે કો છેલી રાત્યનો જે યુદ્ધ તમથં થાય? ૧૩
"ગહાવનમાંહાં પચાયણ, નાથજી, પ્રગટે એક,
"તે આગળ્ય કોય માંડે નહિ, ગજયૂથ હણે અનેક. ૧૪
"તે માટે, સુણો નાથજી, આપણા કુળનો ધર્મ,
"તે જાતો નવ્ય મેહેલિયે, ક્ષત્રી તણું જે કર્મ. ૧૫
"આપણા કુળને કલંક બેસે, લોકમાંહાં ઉપહાસ્ય.
"જે પ્રગટ્યું તે પતન પામે. સાંભળો, અવિનાશ. ૧૬
"ધનુર્વિદ્યા તમારી તે કોણ જાણે, વીર?
"નાથ માહારા, હું સમપૂં પૂંઠે તમ શરીર. ૧૭
"મહાનુભાવ કયેરા મુખથી સાંભળ્યાં એમ વચન:
"'રણાંગણમાંહાં યુદ્ધ કરવા જાએ સાહામો જંન ૧૮
"'અશ્વમેધ તે યજ્ઞ કેહે અકચેકે તે ચરણ.
"'દેવાંગના તેહેને વરે આવી, જેહે પામે મરણ. ૧૯
"'દશ અર્બુદ વરસ તે સ્વર્ગવાસે, અચુત દશ બ્રહ્મલોક,
"'ભજન કરે ભૂદર તણું તેહેને ટળે જન્મનો શોક.' ૨૦
"તે માટે જુધ્ધ યુદ્ધ કરો. સાધવી છું હું નારય.
"કંથ પૂંઠે કામ્યની જે બળે, સુણો ભરથાર, ૨૧

૧૪. પંચાયણ-પંચાનન, સિંહ

"ક્ષત્રી કચેરે વંશ લખિઓ, વિપ્રને વેદ જ્યંમ,
"અન્યથા કાર્યવત બીજાં એમ સ્વામી ત્યંમ. ૨૨
"તેહ સ્વામી, સાંભળો; તેજમાં તેજ સમાય.
"કંથને તે કામ્યની લેઇને સ્વર્ગે જાય. ૨૩
"વળી રુદ્ર કચેરો મહા સેવક તમારો છે તાત,
"ભકત હરના હોયે બળિયા શાસ્ત્રમાંહાં વિખ્યાત" ૨૪
વચન એહેવૂં સાંભળી બોલિઓ ચતુર સુજાણ:
"ઉત્તમ કુળની તૂં સ્વરમા મુખ્ય બોલી વાકય પ્રમાણ. ૨૫
"ભૂતમાંહે જ્યમ ગર્જના પામે માહારો બાપ,
"એહેવી પેરચનૂં યુદ્ધ કરૂં; આટવૂં જાઇને આપ. ૨૬
"પણ અર્જુન કચેરૂં સેન્ય સુણી, સુંદરી તેહ વિકરાળ,
"તે આગળ શૂં યુદ્ધ કરિએ? કાળ કચેરો કાળ. ૨૭
"માતા કચેરો માઉલો જ્યમ જાણે ભોળો ભાણેજ,
"એહેવી પેરે યુદ્ધ કરૂં રણમાંહે આણી હેજ. ૨૮
"બહૂનેવી ને બેહેન્ય જ્યમ સાંભળે વારૂ કામ,
"એહેવી પેરચનૂં, કામ્યની, હૂં રણ કરૂં સંગ્રામ. ૨૯
"વળી સગા સમંધી સેન્ય પાંડવ જ્યમ જાણે વીર,
"એહેવી પેરચનૂં, કામ્યની, રણમાંહે રાખૂં ધીર." ૩૦
વચન સુણી ચરણે નમી. ઊઠિઓ એકલો મલ્લ;
સ્નાન કરીને સ્મરણ કીધૂં રુદ્રજીનૂં ભલ્લ. ૩૧
તજી મુગટ કુંડળ હાર જે પુષ્પ નાનાવિધિ સોય,
વિકરાળ વદન ત્યાહારે થયૂં; અંગે રોમ ઊભાં હોય. ૩૨
ઉપ્રસ્યૂં મન ત્યાહારે ઘણૂં; થરથર ધ્રજે ગાત્ર.
યુદ્દે કો માંડે નહિ એમ ધનુર્વિદ્યા પાત્ર. ૩૩
સજ થઇને સારથિને વીર ત્યાહાં બોલાવે;
રથ હાંકી આયુધ સંઘળાં રાયજી કને આવે. ૩૪
છત્રીસે આયુધ સંઘાતે ભાથા બીડયા એવ;
ક્રોધ કરીને આવી બેઠો, હાંકિઓ રથ ખેવ. ૩૫

ઊથલો

હાંકિઓ રથ ક્રોધે કરી; એહેવો વીર વ્યાપ્યો કાળ.
નારિઓ આશિષ્યું ઉચરે: "જયો જયો નીલધ્વજના બાળ." ૨૬/૧૧૨

## કડવું ૫ મું—વેરાડી

પ્રવીર ચાલ્યો જેણી વાર, મદનમંજરી બોલી નારય:
"સંભારજો રણમાંહિં તમ્યો, કેડેથી આવિયે છિયે અમ્યો. ૧
"જશ-તિલક લેજ્યો તમે, નાથ; ભવોભવ્ય હૂં તમારે સાથ.
"એક વાર મુજ સાહામૂં જુઓ. રખે કુળધર્મ આપણો ખુઓ." ૨
"સાંભળ, ચતુરા માહારી સ્ત્રી; અર્જુન સરખા માથે અરિ.
"કેહેજ્યો, સોંપે સર્વ રાજાન ઘેરય હોયે જે ધન ધાન્ય. ૩
"જ્યમ સંતોખાયે કૃષ્ણ અર્જુન, જય નીલધ્વજ ઘેરય રાજંન."
કામ્યની કેહે "કાં ચિંતા થાય? યજ્ઞપુરુષ વશિઆ ઘરમાંય. ૪
"તમ પૂછે તે આવે અહીં; સુણી જળપાન કરે ઘેરય નહિ.
"અંગારિકા રાય અસ્તુખ સાર સુણી દળ-પાંડુ કરે સંહાર. ૫
"ચિંતા, નાથ, ન કરશો મંન્ય, બહેનેવી ઘરમાંહિ વન્ય."
એહેવૂં સૂણીને રથ ખેડિઓ; ચાલી ભૂમ્ય રણાંગણ ગયો. ૬
સિંહનાદ કરતો તે વીર, જાણે હંસ સરોવર, તીર.
બોલે જશ શિવના ગુણગ્રામ; અર્જુન સેન્ય સકળ પ્રણામ. ૭
"કો યુદ્ધ કરવા આવ્યો મુજ ભણી,"
બોલ્યો રીસ કરી અત્ય ઘણી.
સુણિઆં વચન યુધિષ્ઠિર-ભ્રાત, મુખ ફેરી જુએ સર્વસાથ: ૮
"નીલધ્વજ-તન સાથે યુદ્ધ, પ્રથમ કોણ મેહેલે આયુદ્ધ?"
વૃખકેત કર્ણ કેરો તંન આવી નમિઓ તે અર્જુન: ૯
"આપો આજ્ઞા મુજને હેત, જીતું જઇને નીલસુત-કેત."
દીઠો અર્જુને જેહેવો બાણ, યુદ્ધ કરી જીતે પ્રમાણ. ૧૦

પ્રીત્યે નામી વળિઓ શીશ, ભજન કરતો શ્રીજુગદીશ.
જ્યમ સિંગલે હસ્તી ખળભળ્યા સાહામસાહામા રથ ખેડી મળ્યા. ૧૧
સંહનાદ કરંતા ઘોર, મેઘઘટા દેખી જ્યમ મોર;
"કોણ માત, કોણ તહ્મારો તાત?" બોલ્યો પ્રવીર; "કેહેને વાત. ૧૨
"તે કુંતીનંદન સુણીઓ કર્ણ: દાતા વિષ્ણુભક્ત આચરણ.
"સવાભાર સુવર્ણ જેહ, નિત્ય પોહોર કર્યો પણ એહ. ૧૩
"કવચ યુદ્ધ કુરુક્ષેત્ર મોઝારય આપ્યૂં, તાંહાં ન લાગી વાર.
"તાત પધારચા વૈકુંઠધામ, વૃખકેત તેહેનો સુતનામ. ૧૪
"વૃક્ષની પેરે રણ્ય ઊભો રહૂ; સાંભળ વીર, વિને તાં કહૂં.
"ધનુર્વિદ્યા તહ્મ્યો કેહેની ભણો? મૂકો બાણ; પ્રેમ આપણો." ૧૫
વચન સુણીને પામ્યો રંગ, કાઢ્ય બાણ કરેવા ભંગ.
ચાપ-સંધાણ જેટલે કરે, કર્ણપુત્ર એક મૂકે પરે. ૧૬
બાણે બાણ નિવારણ હોય. સેન્યા સુભટ રહ્યા સર્વ કોય.
શર અન્યોઅન્ય મેહેલે એમ, ઝાતકાર વિદ્યુતના ત્યેમ. ૧૭
શંખ નિશાણ, વાજે રણતૂર; કાયર યુદ્ધ કરે થઇ શૂર.
હય હિંસારવ, હસ્તી ચીસ. કેહે: 'શું યુદ્ધ કરે?' કરી રીસ. ૧૮
વૃખકેતનો રથ ભાગિઓ. ભોમ્ય પડ્યો, બીજો માગિઓ.
યુદ્ધ જોવા સરખૂ તે થાય. આશ્ચર્ય પામ્યા સઘળા રાય. ૧૯
કર્ણપુત્રે બે મેહેલ્યાં બાણ, હરિઆ પ્રવીર-તોરંગમ પ્રાણ.
છાંડી રથ રહ્યો તે ભોમ્ય; ગાજે જ્યમ ધડૂકે વ્યોમ. ૨૦
વૃખકેત દેખીને એવ છાંડી રથ ચાલ્યો તતખેવ.
એક એકથી બળિઆ વીર, ગાજે જયમ સાગર ગંભીર. ૨૧
જૈમુનિ રુખિયે એમ વાણી કહી. બોલ્યા વીર સમોવડ્ય રહી:
"હવે યુદ્ધનો આરંભ કરો; મન થકી માયા પરહરો." ૨૨

વલણ

સાહામસાહામા વીર બોલ્યા, યુદ્ધ કરવા ગડગડ્યા:
"બાહુયુદ્ધને કીજિયે." હવે સુભટ બે કુડે થયા. ૨૩/૫૩૫

૧૧. સિંગલે=સિંહલદ્વીપમાં

## કડવું ૬ ઠ્ઠું–રાગ આમેરી, દેશી ચાલતી

હવે વૃખકેત: "સાંભળ, બળિઆ, બહુ યુદ્ધ તે કીજે.
"સેન્યા સુભટ જુએ આપણને, ગમત્ય કરી બલ લીજે." ૧
નાખી આયુધ ને વીર ધસ્યા, જ્યમ મહિષે મહિષ વછૂટે.
બાહુયુદ્ધ કરતા તે બળિઆ સનાહ સંધાણ ત્રૂટે. ૨
હોહોકાર કરીને એહેવા વીર બન્યે તાંહાં ભડતા.
મુષ્ટિપ્રહાર ચરણ ત્યાંહાં મેહેલી અવની સાથે પડતા. ૩
એક એકને કોટે સાહીને ફેરવતા તે યોધ;
વળી દંતિ દાંતશું કરડે આણીને મન્ય ક્રોધ. ૪
રણમાંહેંથી પાછી પાહાની કો ન કરે ત્યાંહાં બળિઓ.
મલ્લવિદ્યા એહેવી પેરે સાધી. જે વીરે વીરશું મળિઓ. ૫
વળી પડે ને થાએ બેઠા એમ યુદ્ધ ત્યાંહાં કરતા;
ચરણ સાહી શિર પાછળ ફેરવી અવની સાથે ધરતા. ૬
એટલે કર્ણકુંઅરે બુદ્ધિ કીધી; પ્રવીરને તેણી વાર
ઊડાડી આકાશ નાખિઓ, પડિઓ ભોમ્ય મોઝાર. ૭
પછે પ્રવીરને કાળ ચડ્યો, જ્યમ છંછેડે નાગ;
વૃખકેતને એહેવો માર્યો, કરયં અંગ બે ભાગ. ૮
ચરણ સાહી શિર પાખલ ફેરવ્યો કર્ણ તણો તાંહાં તંન,
ઊડાડયો આકાશ નાખ્યો; સાંનિધ્ય જુએ અર્જુન. ૯
વૃખકેત તાહાંથી પડ્યો અવની, જાણે છાંડયા પ્રાણ.
તારો ગળી પડે જ્યમ ભોમિ પૂરણ આયુ-પ્રમાણ. ૧૦
પામ્યો મૂર્છા, તે નવ ઊઠ્યા, સુણ, જન્મેજય રાય.
અર્જુન રથ હાંકીને આવ્યો ક્રોધ કરી મનમાંય: ૧૧
"ભલો ભલો રે વીરશિરોમણિ, તૂં માહારે મન ભાવ્યો."
પાંચ બાણ ત્યાંહાં પ્રવીરે મેહેલી અર્જુન શર વધાવ્યો: ૧૨
"આવ્ય આવ્ય, કુંતીના નંદન, યુદ્ધ તુજને દેખાડું.
"ગોત્રનિકંદન કીધું રણમાંહાં, પૂરણ રાદ મેળિઆડું. ૧૩

"માણિશ માં અભિમાન, બળિઆ, જે યુદ્ધ કુરુક્ષેત્રે કીધું.
"આયુરદા શ્રીકૃષ્ણે હરીને જશ લેઇ તમને દીધું. ૧૪
"અર્જુન અજ્ઞાની, સાંભળ રે; હરિનામે નિર્મળ થયે.
"શું તોરંગમ ઉદ્ધરશે તમને? ભૂદર-ભક્તિ ન લેહે." ૧૫
એમ કહીને બાણ મેહેલિઉ અર્જુન ભણી તે એક.
અર્જુન-રથે પતાકા શોભિત છેદી પાડી છેક. ૧૬
દેખી કુંતીનંદન હશિઓ: "એ શું કીધું કર્મ?
"ક્ષણ એક બોગ્ય શર્ણાગણ રહીને રાખે ક્ષત્રીનો ધર્મ." ૧૭
એમ કહીને બાણ કાઢિયું, લીધું [નિજ] કરમાંહ;
દ્રોણાચાર્ય તણી વિદ્યાથી મંત્રે તાંહાં દશ થાય. ૧૮
ચાપથીબાણ કરીને મેહેલે મેઘવૃષ્ટિ જયમ હોય;
રોમે રોમ તે જઈને વાગાં, સેન્યા સહૂ તે જોય. ૧૯
વળી પ્રવીરે બાણ મેહેલિઉ. ઘણી રીસ તાંહાં આવી.
અહી થકી સવ્યસાચી મેહેલે પ્રવીરને બોલાવી. ૨૦
બાણે બાણ જ મેહેલે તડોવડિ, જન્મેજય રાજંન,
બાણે બાણ ગ્રહીને લાવે પાસે તાંહાં અર્જુન. ૨૧
વળી જુગમ બાણ પ્રવીરે મેહેલ્યાં કરવા અર્જુન-નાશ;
લીનાએ કરી મધ્યેથી છેદ્યાં, કુંતીસુત-મુખે હાસ્ય. ૨૨
"નીલધ્વજના બાળક, સાભળે; અલ્પ મૃત્યુ કાં આણે?
"કાળ શત્રુ સર્વ સુભટ તણો શે ન પાડુપુત્રને જાણે? ૨૩
"પાડવને શિર કરે ગર્જના શ્રીકૃષ્ણ, બિરદ એ મોટૂં.
"દુઃખ પડચે તે પાસે આવે, કરે યુદ્ધ તે ખોટૂં." ૨૪
એહેવું કહીને વીર બોલિઓ: "મ્યેં સાંભળિઉ કાન્ય.
"શસ્ત્રબાણ કેરી વિદ્યામાં કુંતીસુત સાવધાન. ૨૫
"તે તાંહાં આજ અમ્યો રણ દીઠું, પામ્યો હરખ અનંત.
"કૌરવ-સાધારણ યુદ્ધ માંડો, કેહેવા વિદ્યાવંત! ૨૬

"તેમાંનું કાંય નથી દીસતું. અભિમાન રણ છાંડો.
"પ્રવીરનાથી યુદ્ધ કેહેવું; હવે સંગ્રામ દારુણ માંડો." ૨૭
એહેવું કહીને બાણ મોકલ્યું તે અર્જુન ભણી સાર.
એક કાનનું કુંડળ છેદ્યું, પડિયું ભોમ્ય મોઝારય. ૨૮
અર્જુન કેહે ક્રોધ કરી: "મારું; વડી વાર અહીં થાય."
ભાથેથી એક બાણ કાઢિયું, મંત્રિ લીધું કરમાંય. ૨૯
"દારુણ કર્મ અમે કરિયે છિયે, પ્રવીર, તું મન્ય જાણે.
"ઇષ્ટ દેવ જે હોયે તાહારે તેહેને ચિત્તમાં આણે." ૩૦
એહેવું કહીને બાણ મેહેલ્યું, સૂર્ય કોટિ શું દીસે!
દેખી પ્રવીર સાહામો ધશિઓ, એમ મરવા મન હીસે. ૩૧
હુદેકમળમાંહિં જૈને ભેદ્યું; પડિઓ અવનીમાંહ.
'શ્રી કેશવ—શ્રી લક્ષ્મીનારાયણ' એમ બોલે મુખમાંહ. ૩૨

વલણ

બોલેં એમ મુખમાંહ રે, સુંદરી તાંહાં આવી સહી.
ભર્તારનું મુખ નિરખિશું; સંગ જાવાને સત્વર થઈ. ૩૩/૧૯૮

કડવું ૭ મું—રાગ અસાવરી

કામ્યની બોલાવે: "સુણો, માહારા સ્વામી જી,
"ભલું યુદ્ધ કીધું હું સુખ પામી જી." ૧
"પ્રેમદા, તું માહારી સાથે આવે જી".
એમ કહી તારુણી કંથને બોલાવે જી.
વચને પળવું સત્ય જી, ઉત્તમ કુળની રાખે પત્ય જી. ૨
ઢાળ—આવી બોલાવે રે કામ્યની કંથને તેણી વાર:
"વારૂ યુદ્ધ રહી કર્યું, માહારા પ્રાણ તણા આધાર. ૩
સુકડ કેસર કૃષ્ણાગરની ચિતા કીધી એક.
ભર્તાર સાથે કામ્યની તે અગ્ન કરતી વિવેક. ૪

"પાવકમાં તન હોમિયે, બોલાવી વૈકુંઠનાથ;
"ભવોભવ્ય ભગવાનજી, હૂં પ્રવીર કેરે સાથ." ૫
આસન વાળ્યૂં કામ્યની મનમાંહિં રાખી ધીર;
'ભલો ભલો' મુખે બોલતી શિર ખોળે લીધૂં વીર. ૬
પ્રશંસ્યા તાંહાં કંથ કેરી કરી તેણી વાર.
કામ્યની ભર્થાર સાથે પૂઠે કાષ્ટ મોઝારય. ૭
હવે સારથિ પ્રવીર ક્યેરો [ અને ] કામ્યની બહુ જેહ,
જઈને ઊતાવળાં રાય કને આવ્યાં તેહ. ૮
નીલધ્વજને જૈ કહ્યૂં : 'પ્રવીર મારિઓ અર્જુન.'
ઘડી ચ્યાર બોલ્યો નહિ જાહારે મરણ સાંભળ્યૂં તંન. ૯
પછે સૈન્ય હકારિઊં; વાજિંત્ર વાગાં પ્રૌઢ.
પાંડવનૂં દળ સાંભળ્યૂં જેહેને ઘેરય ગરુડારૂઢ. ૧૦
ક્ષોહોણી એક સેન્ય સાથે લેઇ, સંચ્ય પાચે ભાઇ.
દુંદુભિનાદ વજાડતા રણભોમ્ય આવ્યા ધાઇ. ૧૧

શ્લોક

अयुतं च नागाः प्रयुतं रथानां
लक्षस्य योधा दशलक्ष वाजिनाम् ।
पदातयस्ते षट्त्रिंशलक्षाः
क्षोहोणींसंख्यां मुनयो वदन्ति ॥१२॥

એક અયુત હાથી મહામનોહર, બે અયુત માહેં રથ,
ચ્યાર ચ્યાર ઘોડા જોડિયા મનવેગ તે સમરથ. ૧૩
એક લક્ષ યોદ્ધા સન્નાહ સાથે સબળ તે ઝૂઝાર;
એકલો મહસ્રને માગે, રણ ન પામે હારય. ૧૪
દશ લાખ અશ્વ ઊપરે ચઢીને હાંકતા કેકેકાણ;
છત્રીસ લાખ આગળ પાળા; ક્ષોહોણી એક પ્રમાણ. ૧૫

---

૧૨. શ્લોક તદ્દન અશુદ્ધ છે : 'અયૂત' 'નાગા' 'યોદ્ધા' 'પદાતે' "નૂસ્વાપટ ત્રિંશલક્ષ્યા' 'ક્ષોહોણિસંક્ષા' આ સુધારી ઉપર મૂક્યાં છે.

એહેની ક્ષોહિણી એક સાથે સૈન્ય લેઈને આવ્યો.
રણભોમ્ય રહીને નીલકેતે સવ્યસાચી બોલાવ્યો. ૧૬
સારથિપે રથ હંકાવી ધનંજે એમ ગાજે.
રથને ભિડવાએ આગળ્ય મહા યોદ્ધા ભાજે. ૧૭
જૈમુન્ય કેહે: સુણો, રાયજી; અર્જુન આગળ્ય કોય
રણાંગણે રહી એક ઘટિકા યુદ્ધ કોણે ન હોય. ૧૮
કર્ણ દ્રોણાચાર્ય સરખા, શલ્ય ને જેયદ્રથ,
દુર્યોધન ને ભ્રાત કૌરવ તે હણ્યા પારથે. ૧૯
ગાંગેવ ને ભગદત્ત સરખા વળી બીજા યોદ્ધા અનેક,
આદ્યપર્વે યજ્ઞપુરુષને કાજ્ય યુદ્ધ વિવેક. ૨૦
એહેવા અર્જુન મહા બળિઓ, નીલધ્વજ કોણ માત્ર?
ધનુર્વિદ્યા જાણે પૂરી, જેહેનાં બળિયાં ગાત્ર. ૨૧
રણભોમે રહીને નીલકેતે આવતાં મેહેલ્યાં બાણ.
અર્જુન કેહે: "તહમ્યો યુદ્ધ ન જાણો; રાય, તમ્યો અજાણ." ૨૨
એહેવું કહીને બાણ કાઢ્યું કુંતીનંદન મન્ય રંગ,
લક્ષધા અર્બુદ તેહ વાધ્યાં, કરેવો દળનો ભંગ. ૨૩
તે બાણ દેખી સર્વ નાઠા; સૈન્ય દોડ્યા દશે જાય.
અંધકાર ત્યાંહા સઘળો થયો ને નવ્ય સૂઝે દિવરાય. ૨૪
નીલધ્વજ ભિનાવિઓ આવ્યો સત્વર નગરને દ્વારથ,
અર્જુન આગળ્ય સૈન્ય સઘળું મનાવીને હારથ. ૨૫
જ્વાળા ત્યાહારે ઉચરી: "શું, દુષ્ટ, આવે આમ,
"અર્જુન આગળ સૈન્ય સઘળું, નિગમીને નામ? ૨૬
"દુષ્ટ, તું જો નગરય આવું તો શ્રાપ દેઈને બાળું.
"નમેરદાર દેવરાવિઆં જા, મેરથ, પાછો વાળું." ૨૭
કામની નાં વચન સુણી પાછો વળ્યો છે રાજન.
અંધ ગજ રથ સૈન્ય લેઈને જૈ મળ્યો અર્જુન. ૨૮

જ્વાળાએ તાંહાં રૂહી નિરખિઉં જે જૈ મળ્યો નાથ.
પછે મંદિર ગઈ ઊતાવળી, જામાત્રને કહી વાત : ૨૯
"સ્વામી, સૈન્ય પાંડવ આવિઉં; અશ્વમેધનો સોખાર,
"પ્રવીરે તે બાંધિઓ; અર્જુને કરચો સંહાર. ૩૦
"પુત્રવધૂ બેહુએ સ્વર્ગ પોહોતાં; નીલધ્વજ રાય જેહ,
"સૈન્ય સઘળૂં લેઈને જઈ મળિયો તેહ. ૩૧

વલણ

"અર્જુનને તે જઈ મળિયો. ઊઠો, સ્વામી, યુદ્ધ કરો.
"તમ સરખા જ્યામાત્ર માહારે; હવે રણમાંહે પરવરો." ૩૨/૨૦૦

## કડવું ૮ મું—રાગ મારુ

યજ્ઞપુરુષ તે સુણી વચંન ક્રોધ ચઢિઓ, ટળિઓ આનંદ.
સારથિયે રથ અણાવ્યો સહીઃ "લાગે વાર, જૈએ રણ વહી. ૧
"પ્રવીર હતો વીર મહામતિ, મદનમંજરી સાથે સતી,
"વીર રહ્યો રણયબોમ્ય મોઝારય,નીલધ્વજ રાય પામ્યો હાર." ૨
ઘણી રીસ કરતો તે શ્રંમ સુણી, ગર્જના સારી જ્યંમ.
મન મસાણી રથ લાવિઓ, પવન સારથિ બોલાવિઓ ૩
ચ્યારે તોરંગમ વજ્ર સમાન, જે કેહેં ન કરે જળપાન.
મંત્રી સાથે જે ગત્ય ઘણી, હાંકચો રથ રણાંગણ ભણી. ૪
જ્વાળા પૂંઠે જોવા જાય. જામાત્ર પોહોતો રણમાંહ.
રાખ્યો રથ તે વેગળે વહંન, મંત્રીને કેહે : 'જાઓ શે ન ?' ૫
અર્જુનના દળમાંહે એવ વોમ પ્રગટચો ત્યાંહાં તતખેવ.
યજ્ઞપુરુષને જિહ્વા સાત, રણમાંહિં રહી કરે નિઘાંત. ૬
મુખમાંહાંથી જ્યમ ચાલે અગ્નિ,જાણ્યે મરુત રાજા કેરો જગ્ન.
જ્વાળે જ્વાળા પવન મધ્ય હોય,સોમ્ય આગળ્ય રેહે નહિ કોય.
અંબાડી ધ્વજા ને ધરણ્ય બળની પાવક ન રેહે ચરણ્ય.
હાંહાંકાર સેન્યમાંહાં થયો; કુંતીસુત ઝાંખો થઈ રહ્યો.

ત્યમ પવન ત્યમ પાવકજ્વાળ, અર્જુન દળ જ્યમ પોડેતો કાળ.
ધોમ તણો રે થયો અંધકાર, સવ્યસાચી પામી રહ્યો હારય. ૯
ઝુંબારવ હસ્તીની ચીસ, પાવક એમ કરી રહ્યો રીસ.
અતિરથી મહારથી જે બહુ, રણમાંહાં હારય પામી રહ્યા સહૂ. ૧૦
"સાંભળ, નીલકેતરાજંન, આ શું પ્રગટ્યું?" કેહે અર્જુન.
રુદ્ર તણી જાંહાં આજ્ઞા કરી, નીલકેતે વાણી ઉચરી : ૧૧
"નથી જાણતો સાચૂં, સ્વામ્ય, જે આવે માહારે કોઇ કામ્ય.
"પુત્ર હતો તે રણમાંહાં રહ્યો; નીલકેત તમ સેવક થયો. ૧૨
"પણ એક સંદેહ છે માહારે મંન્ય : જ્યામાત્ર ઘરમાંહિં વહંન.
"હરિ વહંન એ એક સ્વરૂપ આમ, ન કરે, હસ્તિનાપુર-ભૂપ. ૧૩
'ઘેરય તમારે વૈકુંઠ ધણી. ચિંતા આણો તો શા ભણી?
"સ્મરણ કરીને તેડો આંહ, કૃષ્ણ હશે સેન્યા તમ માંહ. ૧૪
અર્જુન કેહે : "લજ્યા મનમાંહ; હરિ વિના અમ્યો કાંઇ ન થાય.
"વિને એક વારો કરૂં, યજ્ઞપુરુષ સાહામો પરવરૂં. ૧૫
"સ્તુતિ કરતાં માને જો સહી, નહિ તો કૃષ્ણ તેડિયે અહીં."
એમ કહી અર્જુન રથ હાંકય સ્તુતિ મુખે ઉચરતો વાક્ય. ૧૬
અર્જુન મુખે ઉચરતો ભેદ : 'જય જય યજ્ઞપુરુષ તું વેદ.'
ઘણી સ્તુતિ અર્જુન એમ કરે, દિન વચન મુખમાંહાં ઉચરે : ૧૭
"વિષ્ણુ વહ્નિ માહારે બેહૂ સમાન્ય; અમ ઘેરય કૃપા કરે ભગવાન.
"તમને કલંક બેસશે, નાથ, જો દુઃખ્યો હરિ કેરો સાથ. ૧૮
"અમને યજ્ઞ કરાવે હરિ, તે માટે મેહેલ્યો છે તુરી.
"નહિ તો પાંડવ તે કોણ માત્ર? યજ્ઞ કરવાના નોહે પાત્ર. ૧૯
"રાજ્ય પાંડવાં ભાગ્ય ન હોય; લખિઉં, વન સેવો ફળ સોય.
"ઘણા દિવસ વનમાંહિં રહ્યા; જ્યહારે કૃષ્ણને ઉપની દયા, ૨૦
"ત્યાહારે આવી પુણ્ય આચર્યું, ગોવર્ધનકંદન સ્વામી કર્યું.
"અપરાધી જાણીને દેવ, માંડી અશ્વ કરાવો સેવ. ૨૧

---

૧૨. વહંન-વહ્નિ, અગ્નિ ૧૬. હાંકય-હાંકી, હાંકીને

"પોતાના જાણી અવિનાશ કૃષ્ણ રહ્યા પાંડવને પાસ."<br>
અનેક વચન બોલ્યા વિખ્યાત, અર્જુન નમિઆ જોડી હાથઃ ૨૨<br>
"કૃપા કરો તમે, દેવ કૃપાળ; પાંડવની કીજે સંભાળ.<br>
"કૃષ્ણ વડે ગાજું છું અમ્યો, વાહારે કયમ નથી ધાતા તમ્યો? ૨૩

**વલણ**

"સંભાળ કીજે પાંડવ કેરી, સંતોકાશે શ્રીહરિ."<br>
એણી પેરે અર્જુને બહુ પાવક કયરી સ્તુત્ય કરી. ૨૪/૨૨૪

## કડવું ૯ મું—રાગ ગોડી, દેશી બીજી

"વળી ધનુસ ગાંડીવ તમે આપિઊં, રથ આપ્યો મોય.<br>
"ભાથા અક્ષે પૂરણી; કેકે કેકેને નવિ હોય. ૧<br>
"તો રાજાને જીતિયે, કરિયે જઈને યુદ્ધ.<br>
"કૃપા કરી મુજને આપિઆ, સ્વામી, એ આયુદ્ધ. ૨<br>
"પ્રથમ પાંડવ યુદ્ધ કરી જીતિઓ સુરગાય,<br>
"નહિ તો વાસવ આગળે યુદ્ધ કયાહાથી થાય?" ૩<br>
એહેવૂં સુણી ચિત્ત આવિઊં ત્યાહારે પાવક દેવ:<br>
"અર્જુને હૂં જીવાડિઓ; ગત કર્મની રેખ. (?)" ૪<br>
યજ્ઞપુરુષ હેઠા ઊતરયા રથથી તતકાળ;<br>
અર્જુન સાહામા ચાલિયા કેહેતા [મન્ય] ગોપાળ. ૫<br>
"પ્રાણ આપ્યા તે ન સાભરયં, નાવ્યં તે [મુજ] મંન્ય.<br>
"આવો આલિંઘન દીજિયે, બળિઆ ત્યાંહાં અર્જુન ૬<br>
"અર્જુન, તે કયમ વીસરે, આપ્યૂ મુજને અન્ન?<br>
"ખાંડવદાહ અહ્મે કરયો મન્ય પામીને રંગ. ૭<br>
"અર્જુન વાંકી, વેળાયે ગુણ કરે તે કોએ નવ્ય હોય.<br>
"સ્વજન મિત્ર બધુ જાણિએ સ્વાર્થી સર્વે હોય. ૮<br>
"અર્જુન, ભાગ્ય જ્યારે ફરે, થાયે અવળો સવળૂં.<br>
"સદા નિરંતર જીવને નોહે કાંઈ નગળૂં. ૯

"અર્જુન, રાજ્ય દિવસની પેરે સહી આવે ને જાય,
"વૃક્ષ તણી છાયા પેરે, ચપળા ધનમાંહાં થાય. ૧૦
"દુઃખ ઘણું નવ આણિએ, રહિયે હરિ [નેં] નામ્ય,
"તો સમૃદ્ધિ સર્વ પામિએ, કુંતીસુત, આમ. ૧૧

"અર્જુન, વિપત્ય પડ્યે જે ગુણ કરે અને વીસારે તેહ,
"રૌરવ નરકયમાંહે પચે સત્ય તેહેની દેહ. ૧૨
"પૃથુ બાપ, કહૂં તે સાંભળો; આ શું કરો શ્રમ?
"કૃષ્ણ મૂકીને અન્યથા આરાહિયે ધર્મ? ૧૩

"શ્રીકૃષ્ણ વસ્ય ઘરમાંહાં સહી તમ કેરે, બાપ.
"પાંડવ-મસ્તકય કયાંહાં થકી, અર્જુન, રેહે પાપ? ૧૪
"નામ લેતાં નારાયણનૂં અઘ જાએ મોટાં;
"દાન પુણ્ય તીર્થ કરે શાહાને તે ખોટાં?" ૧૫
એહેવૂં કહી પાવક રહ્યા આજ્ઞા કરી અર્જુન;
ધૂમજ્વાળા દળમાંહિથી કીધી તે વિસર્જન. ૧૬

પાવકે માયા સંવરી, થયો જયજયકાર
અર્જુન જઈ ચરણે નમ્યા; પૂછ્યૂં પ્રશ્ન અપાર. ૧૭
કરસંપુટ બંન્યો કરી મુખે બોલ્યા એમ વાણી:
"નીલધ્વજ, ઘેરય કયાંહાં થકી? કોહોને એ કાહાણી." ૧૮

"ભલો ભલો અર્જુન, ઉત્તમ કરયૂં." પાવક એમ કેહે છે:
"સત્ય આપણું રાખવા નાગ પૃથ્વી રેહે છે. ૧૯
"વચન આપણું પાળવા ઉગ્ર બંધાણો.
"ક્ષમામાત્ર થઈને ઘેરય રહ્યો, અર્જુન, મનમાં જાણો. ૨૦

વલણ

"જાણ્ય, અર્જુન, મન્ત્ર સાચૂં, તે વિધિ માંડીને કહૂં;
"કોણ વચનથી, નાથ માહારા, નીલધ્વજને ઘેરય રહૂં." ૨૨

## કડવું ૧૦ મું—રાગ દેશાખ

" હવે કર્મ અમારૂં સાંભળો; પછે હળ લેઈ આંહાંથી વળો.
" હવે સત્ય સાંભળો, અર્જુન, સ્વાહા સુતા એક રાજંન, ૧
" સ્વધા સખી પાસે તેહને; કલંક નહિ બેહૂની દેહને.
" કન્યા જોગ્ય કામ્યની થઈ; તેહેને માત તાત પૂછે સહી : ૨
" 'ઈછાવર કોહો તો કીજિએ, નહિ તો રાયબોલાવીને દીજિયે.'
" સ્વાહા સુતા બોલી વ્રાણ્ય જોડીને બેહ [નિજ] પાણ્ય : ૩
" 'માહારા તાતજી, કોહો તે નવ્ય કરૂં, અગ્નિ ભોગવી જાહારે મરૂં,
" 'જાહારે કાયા અગન્યને દીજિયે,
તાત, સાધવીપણું કચમ કીજિયે? ૪
" 'તો તાતજી, બે થાયે ભર્થાર; લાગે પાપ, ન પામૂં પાર.
" 'તે માટે હૂં વચન જ કહૂં; યજ્ઞપુરુષને શરણ્યે રહૂં: ૫
" 'જો વરૂં તો, તાતજી, તેહને, જેમ કલંક ન બેસે મુજ દેહને.'
" તાહારે તાત કેહે : 'પુત્રી, સુણો, યજ્ઞપુરુષનો મહિમા ઘણો.' ૬
" સ્વાહા કેહે : 'જો તાતજી હશે ખપ,
તો ભીડઠ એહનૂં કરશૂં તપ.'
" સ્વાહા વાડીમાંહે જે રહી; કુંડ ખણીને હવનગતિ ગ્રહી. ૭
" જે જોઇયે તે પૂરે રાય; એકાંતે હવન સ્મરણ બહુ થાય.
" એમ કરતા બહુ થયા દિન, પછે અહ્મ્યો જાણ્ય, અર્જુન, ૮
" કુંડમાંહાંથી પ્રગટ આવિઓ, રૂપ ધરી આહાવૂં લાવિઓ :
" 'માગ્ય માગ્ય રે; માગે જેહ, સકળ પદારથ આપૂં તેહ.' ૯
" પૂછે કામ્યની : 'કોણ છો તહ્મ્યો?'
'જે હવન કરો તે પુરુષજ અહ્મ્યો.'
" 'સત્ય વચન આપો માહારે હાથ્ય; જે માગૂં તે પૂરો નાથ.' ૧૦
"વચન આપિઉં પામી રંગ :
'અંગીકાર, સ્વામી, કરો મુજ અંગ.'
" એહેવૂં માગ્યૂં. અર્જુન, સુણો. બોલ પાળયો સાંહાં આપણો. ૧૧

"મેં "ભલું" કહ્યું પણ મન ભયભીત્ય,
કામ્યની બોલી સાધ્વી રીસ :
"'નીલધ્વજ રાજા કહ્નને જઇ, સ્વામી, સુજને માગો સહી.' ૧૨
"કામ્યની ત્યારે એમ ઊચરી, હું ચાલ્યો વાક્ય તે શિર ધરી.
"ગયો ત્યાં વાડવ કેરૂં રૂપ ધરી. આસન માંડી રાયે પૂજા કરી. ૧૩
"'માગોને કાંઈ મુજ કહ્ને, સ્વામ્ય;
અમ્યો રહિએ છિયે તમારે નામ્ય.'
"વાડવ કેહે : 'હું તો પાવક દેવ, માગૂં કન્યા અવસ્યમેવ. ૧૪
"'પુત્રી તાહારી આરાધે મૂજ હૂં, આવ્યો જાચવા; આપને સુઝ.'
"રાય કેહે 'રે પરીક્ષા કરો. છો વાડવ તહ્મો, હવ્ય ઊચરો. ૧૫
"'જ્વાળા–બેહેન્ય ચતુરા છે જેહ અંગારિકા સર્વ જાણે તેહ.
"ઓળખાવા જાઓ તેહને આગણે'
તાંહાં ભૂપત્ય મુખ એહેવૂ ભણે. ૧૬
"પછે અંગારિકાને મંદિર ગયો, વૃદ્ધ થઇને ઊભો રહ્યો.
"અંગારિકાયે ઓળખ્યો નહિ મુજને:
સાંભળ્ય, અર્જુન. કહૂં તુજને. ૧૭
"પછે વસ્ત્ર બાળિયાં તેહનાં સહી. પ્રગટી જ્વાળા રેહે તે નહિ;
"નગ્ન થઇને નાઠી જાય. પોહોતી જાંહાં નીલધ્વજ રાય : ૧૮
"'સ્વામી યજ્ઞપુરુષ એ, નહિ ભેદ.' ઊચરની માચૂં મુખે વેદ.
"પછે નીલધ્વજ નમિઓ પાય 'ભલે પધારચા, પાવકરાય; ૧૯
"'તહ્મ્યો ઘેરચ વસો અમ તણે, આપૂં પુત્રી.' રાય મુખે ભણે.
"'ભલૂ' કહ્યુ પછે માન્યૂં મન. પ્રીતે આવ્યા, થયો પ્રસન્ન. ૨૦
"'સનાથ, સ્વામી, એ કીજિયે; મુજ ઘરમાં રોહો, પુત્રી દીજિયે.'
"પછે વચન મે આપ્યૂ રાજન;
મુહને પ્રીત્યે આપ્યૂં કન્યાદાન. ૨૧
વલણ
"પ્રીતે કન્યાદાન આપ્યું, તે દિવસનો ઘેરચ રહ્યો.
"અર્જુન, વાણી સાંભળો, તે કારણે ઘરજમાઈ થયો." ૨૨ ૨૬૭.

### કડવું ૧૧મું-રાગ વૈશાખ

એહેવું કહીને પાવક તાંહાં વળ્યા, પળિઆ પોતાને આશ્રંમ.
કાંઈ મર્મ ને તે જ્વાળાએ જાણિઓ રે. ૧
કાંઈ પાવક સરખો ચાલ્યો હારી જ્યામાત્ર,
પાત્ર ને પુત્ર તે રણમાંહાં રચ્યો રે. ૨
નીલધ્વજ રાય રે પ્રાક્રમ કાંઈ નવ્ય થાય રે,
પાય ને અર્જુન કેરે જ રહ્યો રે. ૩
જ્વાળાને ઊપનો શોક અનંત રે,
અંત ને રે અર્જુનના ક્યમ આવશે રે. ૪
રથ અણાવ્યો સારથિયે તેણી વાર રે,
સાર ને અલ્મુખ કરશે માહારી રે. ૫
નગરી આવી જ્વાળા જાહા છે ભાઈ રે,
ધાઇ ને દ્વારે આવી તે રહી રે. ૬
અલ્મુખરાય આવી નમિઓ બેહેન્યને ચરણ;
"શરણ ને, ભાઈ, તમારે આવીઆ રે. ૭
"હસ્તિનાપુર તટ ગંગા કાંઠે જેહ રે,
"તેહ ને, ભાઈ, તહ્મ્યો કાંઈ સાંભળ્યું રે? ૮
"પાંચે પાંડવે મેહેલ્યો યજ્ઞતોરંગ રે,
સંગે ને અર્જુન પાપી આવિઓ રે. ૯
"તેણે પ્રવીર મારચો સાંભળ્યો માહારા ભ્રાત રે,
"સાથેને વહુ ગ્રી સ્વર્ગ સધાવિઆં રે. ૧૦
"નીલધ્વજરાય હારચો આપિ રાજ્ય રે,
"કાજ્ય ને યજ્ઞપુરુષ આવ્યો નહિ રે. ૧૧
"તે માટે સૈન્ય લેઈ સઘળું સંગ્ય રે,
"ભંગ રે અર્જુનદળને જ કરો રે. ૧૨
બેહૂ કર જોડી બોલો અલ્મુખ રાય રે:
"થાય રે અર્જુનથું યુદ્ધ મ્યેં નહિ રે. ૧૩

"આઈ કાળી રાત્ર અર્જુન તે ભૂતળમાંય રે,
"સાલ્વ ને ચેકુંદનો ધણી જેહને રે." ૧૪
એહેવું સુણીને પાછી વળી તતકાળ રે,
કાળ ને ભાઈ-વચને બહુ વ્યાપિઓ રે. ૧૫
મનમાંહે વિચાર્યું : 'અર્જુનને કેહે વેર રે,
'વેર ને જને તાંહાં સબળી કરું રે. ૧૬
'ગંગાનો સુત માર્યો એણે ગાંગેવ રે.'
એહવું ને વિચારી ત્યાંહાં પરવરી રે, ૧૭/૨૮૪

### કડવું ૨૨ મું—રાગ આંદોલ દેશી

'હવે જાઊં ગંગા ભણી, મુખ્ય પ્રીછી માહારા બાંધવ તણી;
'કાંઈ ઘણી' ને અગન્ય અંતરમાંહે પ્રગટી એ. ૧
'કેહે થકી કાર્ય નવ સીધું, અર્જુનપણું કોણે નવ લીધું,
'હવે ગેહમ ગંગાયે જને કીજિયે રે.' ૨
ઢાળ—આવિયાં ગંગાને તીર રે જાંહાં પવિત્ર માતુ જ શરીર રે.
બહુ મુનિવર ધરતા ધ્યાન રે, આરાધન શ્રીભગવાન રે, ૩
દર્શને પાતક જાય રે, ગુરુહનનતે મૂકાય રે,
મજ્જને ભવસંસાર રે જન ઊતરે પેલે પાર રે. ૪
સેવંતાં પુણ્ય વિશેક રે, તેહનો તે નાવે છેક રે,
ગલ્લૂખ મુખ કરે તોય રે, અશ્વમેધ યન પુણ્યે હોય રે. ૫
ઊપનાં વામ ચરણ રે, રાખવા પતિત શરણ રે.
જળ બ્રહ્મ દીઠું જ્યંમ રે, એક ચરિત્ર કીધું ત્યંમ રે. ૬
હસી કરે મુખ્ય ઉચ્ચાર રે: આ કોણ તીર્થ-વારય રે!
એટલે જન અનેક રે બોલિઆ ખ્યાત વિશેક રે. ૭
એ અંબુ ગંગા હોય રે, મન દઈ માંડી જોય રે.
તારુણી ગંગાનીર રે, એ અન્યથા નોહે નીર રે. ૮

---

૧૭ ગાંગેવ=ગાંગેય, ભીષ્મ    ૫. ગલ્લૂખ=ગંડૂષ, કોગળો

જે ભુવન ત્રણ્યે જંન રે, પાવન કીધાં ધન્ય રે.
કો ભાગ્ય – અનુસાર થાય રે, જે જીવ જાહ્નવી નાહિ રે. ૯
પછે જ્વાળાએ નિઃશ્વાસ રે મૂકિઓ ગંગા પાસ રે:
'કયંમે ઊતરૂં જળ એહુ રે! રખે સ્પર્શ થાયે દેહ રે! ૧૦
'ત્યાંહાં નવ્ય માગૂં જંગ્યાય રે. રખે ઉદક અડે મુજ કાય રે!
'ક્યાંહાં થકી આવી આમ રે, જાંહાં દુષ્ટ ગંગાનૂં નામ રે?' ૧૧
નાવમાહિં બેઠી તેહ રે, મુખે વસ્ત્ર ઢાંકી દેહ રે.
વેગવંત હાંકી નાવ રે, નથી જાહ્નવી ઉપર ભાવ રે: ૧૨
'શૂં કરે પાવન ગંગા રે! કોણ કરે એહનો સંગ રે!'
સાંભળી એહેવૂં વચંન રે જાણિઉં ગંગા મંન્ય રે. ૧૩
ત્યાહારે નાવ આગળ્ય આવ્યાં રે ધરી રૂપ સુંદર લાવ્યાં રે:
"કોણ શક્તિ તાહારી દેહ રે? નથી ગંગા ઊપરચ સ્નેહ રે!" ૧૪
"કસ્યો ભાવિ હોએ રે, બાઈ, ઓળખે વૈકુંઠરાઈ!
"દેખતાં તાહારો તંન રે મારિઓ તે અર્જુંન રે. ૧૫
"ગાંગેવ સરખા શૂર રે મારચે કયમ ચાલે પૂર રે?
"કુરુક્ષેત્રનો જશ લીધો રે, એણ્યે ભ્રાત રાજા કીધો રે. ૧૬
"પેરચ યજ્ઞ માંડચો સાર રે; અશ્વમેધનો તોખાર રે,
"ચારવા પૂઠે તે આવ્યો રે; માતંગ પોતે કાહાવ્યો રે. ૧૭
"કરચો નીલકેત[–સુત]નો ઘાત રે; દૂખણી હૂં તેહેની માત રે.
"સુત વહૂ રહ્યાં રણમાહ રે, તેહને દુઃખે રહ્યું નવ્ય જાય રે. ૧૮
"મારચો સુણીને ગાંગેવ રે આવી તુજ ભણી હૂં એવ રે.
"એ આપણા કુલનો કાળ રે." ગંગાને પ્રગટી અંતર જ્વાળ રે. ૧૯
"ત્રણ્ય લોકમાંહે એક વીર રે, રણમાં પડ્યા ગાંગેવ ધીર રે."
વિસ્તારીને કહી કાહાણી રે, પ્રજળ્યા મનમાંહિં જાણી રે. ૨૦

[વલણ]

પડી ઉદરે ઝાળ સાંભળી, પછે ગંગા મુખ્ય બોલ્યાં નહિ.
શાપવંત થઈને એક મુહૂર્ત જાહ્નવી ગહનમાં . ગઈ. ૨૦૧/૩૦૫

## કડવું ૧૩ મું—રાગ ધન્યાશ્રી

શોક થયો ગંગાને ઘણો: 'જુઓ, સુત માર્યો એણે મુજ તણો.
"એ તો શત્રુ જીવે છે આપણો.શું કરવું ઘટે? જ્વાળા, ભણો." ૧
નેત્ર થયાં રે તાંહાં વિકરાળ; ગંગાજીને વ્યાપ્યો કાળ.
મુખમાંહેંથી ચાલે જ્વાળ, એમ અગ્નિની લાગી ઝાળ.
વિકરાળ મુખ કરી જળ કર ધર્યું રે. ૨
"પાંડુપુત્ર જે અર્જુન, ખટ માસ પૂર્ણ થાયે દિન,
"બાઈ,કેહેજો માંહે-કર્ણનો તન;મુજ દામણીને સુખ થાયે મંન્ય;
ગંગા કેહે: "અર્જુન સુત હાથે મરે રે." ૩
એમ શ્રાપ દીધો રે સુના—હરિ ત્યાહારે જ્વાળાયે માર્જન કરી,
છેદ્યૂં મસ્તક લોહનૂં તન ધરી,એમ કહીને ગંગાને ત્રટે જ બળી રે. ૪
બભ્રુવાહનને ભાથે ગઈ, ત્યાંહાં બાણે અગ્રણી થઈ રહી,
સેવક ચાલ્યા તાંહાંથી વહી, જઈ નીલધ્વજને વિષ્ય કહી:
"જ્વાળાજી ગંગાને તટે જૈ બળ્યાં રે." ૫
ઢાળ—સુણી વચન સેવકનાં રાજા મૂક્યો મુખ નિઃશ્વાસ,
રથ હાંકી નીલધ્વજ આવ્યો કુંતીસુતને પાસ: ૬
"શું કરવું મંદિર, જૂઓ, માહરે? પૂત્રવધૂ ગઈ નારય.
"યજ્ઞપુરુષ અહીં થકી પધારયા; ચાલ્યો સર્વ પરિવાર" ૭
એમ કહીને અર્જુન રથ ઊપરે નીલધ્વજ પડિઓ.
કુંતીનંદન કરે પ્રશંસ્યા, પણ રથ સાથે જડિઓ. ૮
અર્જુન કેહે "સાંભળને, રાજા, શોક ન ધરવો કાંઈ.
"અવતરિઆ જાહારે અવનીમાંહાં શોકસાગરની છાંઈ." ૯
એમ કહી રુદયાથું બીડી બોલ્યો અર્જુન વીર;
વસ્ત્ર ઓઢવાને નીલધ્વજનાં દેતે લોહ્યાં નીર. ૧૦
દળ સુંદર હોરેણી એક આપી શોક નિવાર્યો રાય.
જૈમુનિ રૂખિ કેહે છે:જન્મેજય, પંચ રાત્રિ તાંહાં થાય. ૧૧

પંચ રાત્રિ રહી શોક નિવારી, કહે હરજીનો તંન;
ગંગાજળ ધોડો તાંહાં મેહેલ્યો પ્રેમ કરી રાજંન. ૧૨

પૂજી અચીંને પત્ર બાંધિઉં, ધરિયા બહુ શણગાર.
નીલધ્વજ સંઘાતે તેડયો સમરી વિશ્વાધાર. ૧૩

નીલધ્વજ મુખ આગળ કીધો, હાર પમાડયો જેહ;
બહુ પેરચ કયરાં વાજિંત્ર વાગાં; સૈન્ય ન લાભે છેહ. ૧૪

જૈમુનિ કહે છે: સુણ, જનમેજય, અશ્વ ગયો કોણ દેશ ?
ત્યાંહાં થકી જે કયમ છોડાવ્યો અર્જુન સુભટ નરેશ ? ૧૫

વિંધ્યાચળ ગિરિ તણી તળેટી શલ્યા એક છે પ્રાઢ,
તે માંહે જઈને હય ખૂતો; અર્જુન થયા દિગમૂઢ. ૧૬

નીલધ્વજની કથા મનોહર સુણતાં પાતક જાય.
એહ કર જોડી કહે **હરજીસુત** નમી પ્રભુને પાય. ૧૭

**વલણ**

નમી પ્રભુને પાય રે: પાવન તાંહાં **ભારથની** કથા.
**હરજી-સુત** કહે: પ્રભુ-ચરણે મન રેહેજો સર્વથા.[1] ૧૮/૩૩૩

૧. કડવાં ૧૩. પદ ૩૦૦ ઇતિ નિલધ્વજ કથા સંપૂર્ણ.
:આંક્ષાંન ૪.

## ૫. ચંડીનું આખ્યાન[1]

### કડવું ૧ લું—રાગ કેદારો

કૃપનાથને શિર નામૂં, વાંછિત ફળ જેણ્યે પામૂં;
વામૂં મેં મોહસાગર એણ્યે કરી, સત્ય પ્રતાપે શુદ્ધ આચરી. ૧
ઢાળ—અંભારસાગર એણ્યે વામિએ, તે નારાયણ ભજિએ.
પ્રભુ મધાસે પ્રેમ રાખિએ દુર્મત્ય સઘળી તજિએ. ૨
નામ તણો છે મહિમા મોટો; પાતક ન રેહે લેશ.
મહાનુભાવ તો ગુરુને પામે વૈષ્ણવજન ઉપદેશ, ૩
નિર્મળ વંશ વિષે હોય ઉત્પન્ન મદાચાર પાત્રંન,
જે વિષ્ણુ ભક્તના મારગ જાણે, હરિશૂં જડિઉં મન. ૪
શ્રીનારાયણના ચરણ થકી જેહેનૂં મન રેહે અળગૂં,
તે ગુરુથી ઉપદેશ પામિયે, રેહે ચિત્ત ચતુર્ભૂજશૂ વળગૂ. ૫
શ્રીહરિ કહેરા વાક્ય મનોહર જે 'દ્વિજ માહારા અંગ',
તેહ તણા વાક્યોદક જાણો નિર્મળ જ્ઞાન તરંગ. ૬
શ્રીઆદ્ય પુરુષના મુખથી પ્રગટ્યા વિપ્ર વેદનાં પાત્ર,
વળી શ્રીહરિ રૂપ ધરી ગુરુ કીધા, એહેવાં દ્વિજના ગાત્ર. ૭
ઉચ્ચ પદવી બ્રાહ્મણ કહેરી જે જગત તણા ગુરુદેવ,
શ્રીનારાયણરૂપ નિરંતર સદાકાળ કીજિએ સેવ. ૮

---

૧. હવે અક્ષાંન ચ ડિનુ કહેવાશે.

અજ્ઞાની કો અન્ય વર્ણમાંહાં ગુરુ કરવાને જાય,
તે કુંભીપાક તણા અધિકારી; મુક્તિ મિથ્યા થાય. ૯
એ તાં વેદ તણી સત્ય વાણી હરિયે કીધૂં જેહ.
બ્રહ્મા વિષ્ણુ સદાશિવ કેરા ગુરુ તે બ્રાહ્મણ દેહ. ૧૦
તે માટે નિર્મળ કુળ ઉત્પન્ન નિર્મળ વંશ વિશાળ,
તે બ્રાહ્મણને ગુરુ કીજે, જેહેને વાહાલા શ્રીગોપાળ. ૧૧
જે ગુરુ કેરા મારગ ગ્રહેતાં નિર્મળ થાયે આપ.
શ્રીહરિ કેરી કીર્તિ બોલતાં જાયે સમૂળાં પાપ. ૧૨
શ્રીગુરુને ચરણે શિર નામી કૃષ્ણ તણા ગુણ ગાઇએ.
અંતરમાંહે નારાયણ રાખી નામ તણે જળે નાહિએ. ૧૩
રાય જન્મેજય એહ્ કર જોડી રુખિને નામ્યું શીશ :
હવે મહિષાવતીથી ઘોડો મેહેલ્યો મુજને કોહો, રુખિધીશ. ૧૪
કોણ નગર હય જને પોહોતો, કયમ બાંધ્યો તોખાર,
તે રુખિજી મુજને સંભળાવો કથા તણો વિસ્તાર. ૧૫
જન્મેજયનાં વાક્ય સાંભળી બોલ્યા રુખિ જમુંન્ય :
પાંડવ કયરાં લાડ પાળિઆં શ્રીજદુનંદન ધન્ય. ૧૬
નિત્ય કરંતો યજ્ઞ તોરંગમ પોહોતો તે સ્થળ લહે,
હિમાલય કેરો એક કુંઅર વિંધ્યાચળ ગિર કેહે. ૧૭
તેહેની તળેટી એક શલા છે, ફરતી તે ચોશાળ.
ચોડો ચરણે જેને હય ખૂતો; સાંભળો, નિજ ભૂપાળ. ૧૮

વલણ

સાંભળ, નિજ ભૂપાળ, ત્યાંહાંથી હય ખૂતો છૂટે નહિ.
વીર અર્જુને સૈન્ય સાથે ઉપાય ત્યાંહાં કીધો રહી. ૧૯

કડવું ૨જું—રાગ રામગ્રી

સૈન્ય સંઘાતે અર્જુન વીર જી ચિંતા ઊપની તે રણધીર જી.
'કૃષ્ણ' કહી મેહેલ્યો નિઃશ્વાસ જી :
"સાર કરોને, હૂં તમ દાસ જી." ૧

ઢાળ—રણધીર. અર્જુન સુભટને ચિંતા ઘણી મન માંહ.
છેદવાને સલાટ તેડ્યા; માંડિઓ રે ઉપાય. ૨
લોહ ભાંજે ટાંકતાં, પણ ગરે નહિ રજ માત્ર.
પછે સુભટ તેડી વળગાડ્યા, જેહ તણાં બળિઆં ગાત્ર ૩
"શસ્ત્ર અણીથી ફેરવી લીજે રૂપને સંઘાત્ય."
સબળ આક્રમ બળ કરયું, કો અહી સકે નહિ હાથ્ય. ૪
ધનુસ ધરીને અર્જુને મહા તીખ મેહેલ્યાં બાણ.
તે મધે ભેદે નહિ, વજ્રમે છે પાખાણ. ૫
અનેક સુભટે શસ્ત્ર સાથે કીધાં ભેદાનભેદ.
ઉપાય કેપેરા ઘાતથી રજ માત્ર નહિ ત્યાંહાં છેદ. ૬
પછે ચિંતા મન વિષે અર્જુન ધરે અતિ ક્રોધ:
"તોરંગ આંહાંથી મેહેલાવે પ્રભુ ગરુડારૂઢ." ૭
સૈન્ય તાંહાં ફરતૂં રહ્યૂં ઊતરયં તેણે અરણ્ય.
સહુકો કેહે: "ભગવાનને તેડો ફરી, અર્જુન, સ્મરણ ૮
"પ્રભુ પાખે અહીં થકી કેપમ છૂટશે તોખાર?
"તે માટે ચિંતન કરી તેડિયે વિશ્વાધાર." ૯
અર્જુન કેહે છે: "ફરી વનમાંહાં પૂછિયે કોહોને એહ;
"પછે કૃપાનાથને તેડિએ, જેમ ઊપજે મન નેહ." ૧૦
પાર્થ કેહે છે: "અરે સુભટો, સ્વસ્થ થાઓ આ વંન.
"ચિંતા મ કરો મન વિષે; અમ થંભ જગજીવંન. ૧૧
"હેત આણી યજ્ઞનૂં પ્રભુજી કરાવે કામ.
"તે માટે આપણ પામે જોણો સુંદર શ્યામ." ૧૨
એમ કહી રથ હકવિ, જોતા અર્જુન જાય;
ત્યાંહાં સ્થકી એક ચૈતન્ય પેઠોના જોના તે વનમાંય. ૧૩
દારુણ વનની વનસ્પતિ, કંટાળ ભેજિઆં વૃક્ષ.
એહેવે દ્રુમમાંહાં દિવ્ય શાખા નિરખિઆ તત્ર અક્ષ. ૧૪

નવપલ્લવ તરુવર શોભે, પક્ષીનો નહિ પાર.
મૃગ રોઝ સાબર અતિ ઘણાં પરસ્પેરે શોભે સાર. ૧૫
અનેક પેરચનાં કુસુમ પરિમલ, તુળશી ક્યેરાં ધંન.
કુસુમ મનોહર ધરા શોભે. રીઝ્યા જોઈ અર્જુન. ૧૬
અનેક તરુવર વિવિધ પેરચનાં, છાયા શોભિત પાન.
આડી અવળી વાટ શોભે; અનેક જળનાં સ્થાન. ૧૭
ધેનુ ક્યેરાં ગાત્ર સુંદર, સબળ સુખિયા બાળ.
વૃક્ષશાખા સબળ; પક્ષી બોલે શબ્દ રસાળ. ૧૮
નવપલ્લવ સોમ્ય સોહામણી નિરખતાં ઊપજે નેહ.
અવિલોકતાં રીઝી રહે વન વિષે તેહ; ૧૯
અર્જુન જોઇ આનંદ પામ્યા: "આ વન મનોહર હોય.
"આટલા પાખી સોમ્ય આહાવી મેં નવ દીઠી કોય." ૨૦
એહવે વનમાંહાં મુનેશ્વરમ્ આસન દીઠું વીર.
કે કાળના રુખિ તપ કરે છે, અરિચવંત શરીર. ૨૧
રથ તજીને અર્જુને દંડવત કીધા ત્યાર;
અનેક પેરચની કીધી પૂજા; અગરના ધોંકાર. ૨૨
નાનાવિધ્યના હાર કંઠે આરોપ્યા રુખિરાય;
પ્રદક્ષિણા પાખલે કરી અર્જુન નમિયા પાય. ૨૩
સબળ સ્તુત્ય રુખિ દેવની ત્યાંહાં કરી અર્જુન ભૂપ.
પછી નેત્ર ઉઘાડિયાં, નિરખિઉં નરરૂપ. ૨૪

## વલણ

નિરખિઉં નર-રૂપ ત્યાંહાં રે, મુનિવર રીઝી રહ્યા.
અર્જુન ચરણ શીશ ધરિઉં: "કૃતારથ, સ્વામી, થયા." $\frac{૨૫}{૪૪}$

## કડવું ૩ જું—રાગ અસાવરી

તે આશ્રમનાં મધાળા મુંન્ય સહૂકો પૂજ્યા તે અર્જુન.
ધન્ય ધન્ય રે મહાનુભાવ-દર્શને સંડી રે. ૧

ઢાળ—મહાનુભાવનું દર્શન દુર્લભ; ધન્ય એ તપધારી પાવન,
દુઃખ દાળિદ્ર સકળ ભય મનનાં, દૃષ્ટિ થકી અઘ–દહન. ૨
અર્જુનને ઋષિ બીજા કહે છે : "સૌભરિ સુણિજી નામ !
"જન્મ થકી શ્રીકૃષ્ણ–ઉપાસક, વાહાલા સુંદર શ્યામ. ૩
"સૌભરિ ઋષિ મુનિ મોટા તાપસ, દર્શન શ્રીભગવાન."
કુંતીસુત કહે: "અહ્મ્યો પામિઆં નિર્મળ રૂપનિધાન." ૪
સૌભરચ કહે : "કોણ દેશાધીશ, કયમ આવ્યા આ વનમાંહ ?
"સ્વસ્થ થૈને સુજને કેહો; નિજ આસને બેસો, રાય." ૫
પાંડુ તણો કુંઅર એમ બોલ્યો : "ગંગા કચેરી તીર,
"હસ્તિનાપુર નામે એક નગરી; સુણિયે, મહાતપધીર. ૬
"છપન કોટિ કુળ યાદવસ્વામી બળભદ્ર કૃષ્ણ કૃપાળ,
"તેહ તણી જે ફેઇ કુંતા, તેહ તણો અહ્મ્યો બાળ. ૭
"પાંચ બાંધવમાંહાં જ્યેષ્ઠ યુધિષ્ઠિર, ભીમસેન્ય અર્જુન,
"નિકુળ ને સેહેદેવ પ્રાક્રમી; સાંભળિએ, મહાસુંન્ય. ૮
"યુધિષ્ઠિરને ઈછા ઊપની : "અશ્વમેધ તે કીજે,
"શ્રીનારાયણ યાગ કરાવે, પુણ્ય હરિ–કરચ દીજે.' ૯
"ભદ્રાવતીના યૌવનાશ્વ, તે જીતીને હય આણ્યો,
"ગંગાજળ ઘોડો છે ઉત્તમ, સ્મૃતિ જેહેવો વિખાણ્યો. ૧૦
"અનુશાલ્વ તેહેને હરિ ગયોંતો, યુદ્ધ કરાવી મૂકાવ્યો.
"આરંભ કરીને અશ્વ મેહેલિઓ, તે પૂંઠે દું આવ્યો. ૧૧
"નીલધ્વજને નગરચ બાંધિઓ, તાંહાંથી છોડાવ્યો, સ્વામી.
"આ વનમાંહિં દળ સંઘાતે આવ્યા આનંદ પામી. ૧૨
"શલ્યા એક વિંધ્યાચળ સંગ્યે, ત્યાંહાં ખૂતો તોખાર.
"અગ્રીચો ઉપાય ઘણો ત્યાંહાં કીધો, કરવો કવણ પ્રકાર ! ૧૩
"કેહી પેરે હવે તોરંગ છૂટશે; સ્વામી, અમને કેહે.
"કૃપાનાથ, તમ દર્શન પામ્યા, સકળ પદારથ લેહે." ૧૪

મહાનુભાવ રુખિજી એમ કેહે છે: "ગુડાકેશ, અવિધારો.
"તોરંગ અહીંથી સુખે છૂટશે. શા માટે મન્ય હારો ? ૧૫
"એહેની કથા કહૂં હૂં તુજને; સાંભળ, અર્જુન ભાઈ.
"તાહારે દર્શને દર્શન કીધૂં કેવળ વૈકુંઠરાઈ. ૧૬
"એહ શટ્યા પૂર્વે રુખિ-પત્ની, ચંડી એહેનૂં નામ.
"જે કાર્ય એહેને રુખિવર દેતા, અવળાં કરતી કામ. ૧૭
"ઉદ્દાલક નામે એક તાપસ મહાનુભાવ તે હોય.
"તપધારી મોટો ભૂતળમાંહાં, ક્ષમાવંત નહિ કોય. ૧૮
"તેહ તણે ઘેરય નારી હૂતી, અવળે સવળૂં કરતી.
"કોયક જન્મનો યોગ એહેવો, રુદે રંગ નવ્ય ધરતી. ૧૯

વલણ

રુદે રંગ નવ્ય ધરતી રે, કો નક્ષત્ર-ચાગે પ્રગટી
મહાનુભાવ તેહેના દોષ જોઈને અંતર રેહેતા આવટી. ૨૦/૬૪

## કડવું ૪ થું-રાગ ગોડી

જૈમુન્ય રુખિ કેહે: સાંભળ, રાય; અર્જુને સભા રચી વનમાંય.
સૌભર કેહે: "સુણ, કુંતીપુત્ર, તાહારૂં યુદ્ધ મેં સુણ્યૂં પવિત્ર. ૧
"દ્રોણાચાર્ય શિષ્ય શંકર તણા, અસ્ત્રવિદ્યા જેહેને નહિ મણા,
"તે ભણિઆ તમે રૂડી રીત્ય; અંતર હૂતી દ્રોણને પ્રીત્ય. ૨
"બીજૂં તેજ પ્રભુનૂં ઘણૂં, હરિયે બળ આપ્યૂં આપણૂં.
"પ્રભુને પ્રેમ ઘણો છે મંન્ય; સગજો તૂં વલ્લભ, અર્જુન. ૩
"પ્રભુ-પ્રેમ શૂં કહિયે કથી? તમ જોડે કો વલ્લભ નથી.
"પાંડવને ઘેરય સ્વામી રહ્યા; દિન રક્ષા કરતાં સર્વ ગયા. ૪
"પાંડવ પ્રાણ પ્રભુને સહી; ભક્તરાજ કો એહેવો નહિ.
"બેહેન્ય સુભદ્રા પોતા તણી આપી અર્જુન, કરુણા ઘણી. ૫
"એહ લીલાનો નાવે પાર; કૃપા કરે એમ વિશ્વાધાર.
"બેટા રાજ્ય સકળ હારવી, હારી દ્રૂપદી, ગત્ય અભિનવી. ૬

"પંચાળીનાં પૂરચાં ચીર; કીર્તિ વધારી શ્યામશરીર.
"રથ જોડિ તમ ત્રિભોવનનાથ; એહ કૃપા શ્રીવૈકુંઠનાથ. ૭
"જાણો જીવ જગતના સહુ, તો ચિંતા શી આણો બહુ?
"પાંડવ કૃષ્ણ તણા નિજ અંગ; સદા નિરંતર છે તમ સંગ. ૮
"પ્રભુ–અંગ થઈને પરવરો, હય–મેધાદિક પૂરણ કરો.
"સુખદુઃખ નાથ તણે છે શીસ્ય; કૃપા કરે તમ શ્રીજગદીશ. ૯

"જેહેનૂં અંગ નાથજી કરે, અગ્નિઝાળથી તે ઊગરે.
"જો કૃપાનાથ સંધાને પ્રીત્ય, પ્રહ્લાદજી રાખ્યા કોણ રીત્ય. ૧૦
"જેહેને અંતરમાંહા ગોવિંદ, સદાકાળ તેહેને આનંદ.
"અર્જુન, સાંભળ, કહૂં વીનતી હવે ઉદ્દાલકને ઘેરય સતી, ૧૧
"ચંડી નામ તેહેનૂં હોય, કામી નર દર્શનથી મોહિ.
"તિમિકણિંદુ રુખિ એક નામ, વાનપ્રસ્થ તપ કેરૂં ધામ. ૧૨
"શ્રુતિધોળા નારી તેહ તણી, ભક્તિ દયા તેહ ગત્ય કથને ઘણી.
"એક અંગી ન, બેમે કર્મ, પતિવ્રતાના પાળે ધર્મ. ૧૩
"કંથભક્તિ કરતી દિન રાત્ય, નિગમ ધર્મ પાળે બહુ ભાત્ય.
"નદી માલણીનો તટ જાંહ, આશ્રમ પવિત્ર વસે રુખિ તાંહ: ૧૪
"બહુ રુખિ કેરી સેવા કરે, કંદ મૂળ ફળ આગળ્ય ધરે.
"એમ કરતાં દિન વામ્યા બહુ, તેહેને તાપસ જાણે સહૂ. ૧૫

"ચંડી નામે તનયા એક પ્રગટી પુત્રી, કહૂં વિવેક.
"મહા મનોહર તેહેનૂં અંગ, દર્શન દેખી ઊપજે રંગ. ૧૬
"માતપિતાથૂં કહ્યૂં ન જાય. એમ કરતાં તે મોટી થાય.
"જન્મયોગ કોઇ એહેવો સહી, નાહાનપણે મત્ય તીખી થઈ. ૧૭

"વચન કહ્યાં સર્વ અવળાં કરે, અવળે સવળૂ આણી ધરે,
"માતપિતાયે જાણ્યો મર્મ, જે તનયાના અવળા ધર્મ. ૧૮

"માત તાત અંતર આવટે: 'કન્યા થઈ, કરવૂં શૂં ઘટે!
"સવળે અવળૂં કરતી એહ, અવળે સવળા ઊપર નેહ.' ૧૯

"એમ કરતાં તે કન્યા થઇ, માતતાત દુઃખ પામ્યાં સહી.
"'પુત્રી કયરી અવળી મત્ય કોણ જાણશે એની ગત્ય? ૨૦

### વલણ

"'કોણ જાણશે મત્ય રે? કન્યાદાન કેહેને દીજિએ?
"'ક્ષમાવંત કોણ હશે મહંત?'બુધ્ય અહીં શી કીજિએ?" ૨૧/૮૫

### કડવું ૫ મું–રાગ સોમેરી

"મન્યવિચ્યારે તે મુનિજંન રે, 'મુનિવર જોઇએ કો પાવંન રે.
"'ગુણઅવગુણ ના નજુએ દોષ રે, ક્રોધ કરે નહિ અંતર રોષ રે. ૧
ઢાળ–"'અંતરમાંહાં ક્રોધ કરે નહિ, એહેવો ક્ષમાવંત હોયે જેહ,
"'નનયાને દૂહવે નહિ, ગુણ અવગુણ પાળે તેહ. ૨
"'આપણી પુત્રી આપણને વલ્લભ છે અત્ય ' ણી પ્રાણ.
"'કન્યાદાન તેહેને આપિએ બુધ્ય ઉઅતા મત્ય જાણ. ૩
"'સુધા જેહેનાં નેત્રમાંહાં, ક્ષમાવંત દયાળ,
"'સુતા તેહેને આપિએ, અતિ કોમળ રુદે કૃપાળ. ૪
"'દોષ મનમાંહાં ન"ય ધરે, પરસ્પેરે ઊપજે પ્રેમ.
"'જ્યમ આપણ દુઃખ ન પામિએ, ઉભેના હોયે ક્ષેમ.' ૫
"'કામ્યની કેહે. 'માહારા નાથજી, જ્યમ પુત્રી દુખણી થાય,
''નિશ્વાસ તેહેના એકથી માતતાત નરક પચાય. ૬
"'અગળાના અવતારમાંહે દોષનો નહિ પાર.
"'તે ધરે નહિ જે રુદે માંહે તેહેને આપિયે ભરથાર.' ૭
"એહેવું વિચારી રહ્યા, અંતરચ ધરે દુઃખ અનંત.
"પઠે વહુએ રુષિને પૂછિઉં: 'કો તાપસ કરુણાવંત?' ૮
"જેહેને પૂછે તે કેહે: 'અતિ ઉદ્દાલક તપવાન;
"'ક્ષમા દયા અતિ જ્ઞાનસાગર ભક્તિ નિજ ભગવાન.' ૯

---

૫. ઉભેના–ઉભયના–બેઉ બાજૂથી

"બહુ વિને કરીને તેડિઆ જે સકળ વિદ્યા-પારગ.
"'પુત્રી અમારી આપિયે, આવે તમારે દાય.' ૧૦
"તે વચન સુણીને ઉદ્દાલક રુખિ પામિઆ આનંદ.
"મન્ય વિચારે: 'આજ મુજને કૃપા જુગજીવંન.' ૧૧
"શુભ લગ્ન જોઇને સમર્પી ચંડી ઉદ્દાલક-હાથ.
"અગ્નિહોત્ર કયેરા મારગ ચાલે વિધોગતિ સંઘાત્ય. ૧૨
"અંતરમાંહાં રુખિજી હરખ્યા નિરખી ચંડીનું મુખ.
"કામ્યની કંદ્રપ કળાપૂર્ણ જોતાં ઊપજે સુખ. ૧૩
"સોળ કળા જ્યમ ચંદ્ર ઝળકે, વદનનયન રસાળ.
"અંતરમાંહાં રુખિજી ધરે: 'મુઝને કૃપા કરી કૃપાળ.' ૧૪
"પંચ રાત્રિ મંદિર રાખિઆ, સેવા કરી બહુ રીત્ય.
"માનતાત કેહે: 'માહારી સુતા ઊપરે આણજો બહુ પ્રીત્ય. ૧૫
"'અપરાધ હોય તે ક્ષમા કરજો, રોષ ન ધરવો રેખ.
"'ભાગ્યમાંહાં હોય તે પામિએ, જે પ્રભુ કયેરા લેખ. ૧૬
"'અમારે લાડ-ઘેહેલડી, કાંઇ ન જાણે મર્મ.
"'તમારે ઘેરચ ચાનવૂ સર્વ તાપસ કયેરા ધર્મ. ૧૭
"'તમ્યો દયાવંત જાણી આપૂં કંકુ કન્યા-દાન.
"'દોષ મનમાંહા નાણિએ, સ્વામી, અબળા હોય અજ્ઞાન. ૧૮
"'તમ્યો વારગો તે કાર્ય કરશે, એહ તણી એહ રીત્ય
"'કદાસ કેહેનાં નવ્ય કરે તો રખે છાંડો પ્રીત! ૧૯
"'એટલૂં તમ કહને માગિએ, કીજિયે કરુણા એહ.
"'સદાકાળે રાખજો, સ્વામી, આજ સરખો નેહ.' ૨૦
"પુત્રીને ત્યાંહાં સિખામણ દીધી પછે વિવિધ્ય પ્રકાર:
"'બાઇ, કેહેતાં પેહેલૂં કાર્ય કરજે, નવ્ય દૂભાય ભર્થાર. ૨૧
"'કહ્યું ન કરે કંથનૂં તે મહા નરક પચાય.
"'વ્રતદાન તિથિ પુણ્ય સઘળૂં સર્વ મિથ્યા થાય. ૨૨

"'કામ્યનીને સકળ તીરથ કંથ ક્યેરું અંગ.
"'પુષ્કર યમુના સરસ્વતી જ્યમ બ્રહ્મ વારિ તરંગ. ૨૩
"'ભર્त्तार ક્યેરી ભક્તિથી ભગવાનજી વશ હોય.
"'ભર્ત્તાર ક્યરી ભક્તિથી સુખ સર્વ પામે સોય. ૨૪
"'ભર્ત્તાર ક્યરી ભક્તિથી અઘ છૂટે કર્મ અગાધ.
"'ભર્ત્તાર ક્યેરી ભક્તિથી મહા રોગ ત્રાસે વ્યાધ્ય.' ૨૫
"એમ કહી માતતાત તનયા રુદે ભીડી બેવ:
"'સાધવીને સકળ સાધન કંથ દેવાધિદેવ. ૨૬
"'એ સાધવીનો કહ્યો મારગ, પરમ ભક્તિ વિચિત્ર.'
"કાનમાંહાં કેહે: 'તાહારે કંપ શો? નિરખ્યે રેહે પવિત્ર.' ૨૭
"એહેવૂં કેહેતાં ઊછળી: 'સાંભળોને, માતતાત.
"'પુત્રી તમારી ભક્તિ ન કરે, અસંભવ્ય નહિ વાત. ૨૮
"'માહારા નાથની સેવા કરું, હું જાણું તે હામ્ય.
"'રસોઈ નાનાભાત્યની, કીજે અગ્નિશાળા કામ. ૨૯

વલણ

"'કીજે અગ્નિ શાળા કામ રે, ભર્ત્તાર-ભક્તિ કરું સહી.
"'જન્મથી માહારી માતાજીની ભક્તિ સઘળી મે ગ્રહી.' ૩૦/૧૧૫

કડવું ૬ ઠું—રાગ સામેરી

માગી આજ્ઞા ચાલ્યા રે મુન્ય: 'એ કો માહારું રે પ્રગટ્યૂં પુણ્ય.
'કોણ બોલી મધુરી વાણી? રહી મુજ ઊપરે સ્નેહ આણી. ૧
'માહારા ભાગ્યનો નાવે પાર, પરમ સાધવી પામ્યો નાર્ય.
'તિમિકબિંદુ ઋખિશ્વર કેહે, [જેહેના] તપનો પાર ન લેહે. ૨
'તેહેની પુત્રી થઇ નારી, એ તો કરુણા દેવ મોરારી?'
મહાનુભાવ ન જાણે ભેદ, બહુ હરખથી ચાલે સ્વેદ. ૩
આગળ્ય મુનિ ચાલે પંથ, નારી ક્યેડે પગલે કંથ.
આગળ્ય મારગ શુભ સેગ, દેવ વનસ્પતિ ચોહો ફેર. ૪

કામ્યની કંથ મારગે પળિયાં; માતતાત વળાવી વળિયાં;
કેડે ચાલી એણી પેરે મલપતી, જેમ વાદળ વિદ્યુત ભળતી. ૫
જોઈ યુધિષ્ઠિર આનંદ થયા, શીઘ્ર ચાલ્યા મારગ વહ્યા.
એક-જોજન એમ સધાવ્યાં, એક નિગ્રોધ હેઠે આવ્યાં. ૬
છાયા સૌમ્ય સુંદર દીસે, જોઈ યુધિષ્ઠિરનું મન હીસે:
'માહરી પ્રેમદા, આવો આમ. આંહાં કીજે રહી વિશ્રામ.' ૭
'આંહાં બેશી કંથ, કેમ રેહે? સ્વામી, શીઘ્ર ચાલીને જૈયે.
'મધ્યાહ્ન સમે જ્યારે થાશે, સ્વામી, કાળ સંધ્યાનો જાશે. ૮
'આ જળ વિના સ્થાનક હોય,
સ્વામી, આપણે કામ્ય રેહે નહિ કોય.'
મહાનુભાવ સુણી સુખ પામ્યા, સર્વ તાપ અંતરના વામ્યા. ૯
જેહેને પિહેરે સુંદર રીત્ય, તે કામ્યની જાણે નિત્ય.
અતિ આનંદ પામી મુંન્ય, ચાલ્યા શીઘ્ર થઈ મુનિજંન. ૧૦
પોતાના આશ્રમ [છે] જેહ, દૂરે રહીને દેખાડે તેહ:
'અર્ધ જોજન ઊપરે, નારી, ઘર આપણું' સુણી સુન્ય વિચારી: ૧૧
'આજે મારગે નહિ વિસમાઈ; તે માટે જૈયે ઊતાઈ.'
'જેમ સંધ્યા-થાયે મધ્યાહ્ન. સુણિ, પ્રેમદા રૂપનિધાન.' ૧૨
સુણી મારગે બેઠાં તાંહાં 'આવ્યો આતપ વાહાણાંમાંહાં.
'રૂપવંત થઈ કરિયે, નાથ! વન વેઠવું' તમ સંઘાત.' ૧૩
તોહે લગાર દુખિ ન જાણે; પ્રેમ મહંત અધિકો આણે.
દુઃખ પામી કહ્યું આ વાટ, મહંતે માંડ્યા ઉચાટ: ૧૪
'આજની રજની આંહાં રહિયે, ઉદે પામતે દિનકર જૈયે.'
'એહેવું' કેહેતાં ઊઠી એવ: 'પાપ જેમે અશ્વમેધ. ૧૫
'સ્વામી સંધ્યા તણો કાળ જાયે, સર્વ મુનિ મિથ્યા થાયે.'
ઊઠી મારગે શીઘ્ર સધાવી, કંથ અગ્નિ મંદિરમાંહાં આવી. ૧૬

વલણ

કંથ સાથે આવી મંદિરમાંહિં; આનંદ મન્ય પામી ઘણું.
મધ્યાહ્ન કાળ એહેવે થયો. હવે આંહાં નિત્ય કીજે આપણું.' ૧૭/૬૩૨

## કડવું ૭ મું—રાગ મારુ

રુખિ ઉદ્દાલકના આશ્રમ, મહા મનોહર છે તે રમ્ય.
નવપલ્લવ છે તે વંન, કુસુમવાસનાથી હીસે મંન. ૧

ઢાળ—કુસુમવાસનાથી મન બહુ હીસે; વનસ્પતિનો નહિ પાર.
પક્ષી શબ્દ બોલે અતિ સુંદર, સહુને પ્રેમ અપાર. ૨
મૃગ વાનર બહુ ધેન્ય. સાભરાં રોઝ રંગશું રમતાં.
વ્યાઘ્ર સેંહ તે રમે એકઠાં; વર તેહેનાં શમતાં. ૩
જાંહાં જોઈએ તાંહાં જળનાં સ્થાનક નદી માલણી-તીર.
સૂકું પત્ર એક નવ્ય દીસે; વનસ્પતિ ગંભીર. ૪

તુળશી દર્ભ કુસુમ બહુ પેસથના, વાઘંબર મટકુળ,
મૃગાંબર પટકુળ અતિ સુંદર, આહાર મત્ર ફળ મુળ. ૫
બહુ બ્રાહ્મણ ઉદ્દાલક-આશ્રમે નિગમ ભણે અહોરાત્ર.
અગ્નિહોત્રના ધૂમ વિરાજે; ધુન્ય થઈ રેહે પ્રભાત્ય. ૬
કેટલા દ્વિજ ભણવાને આવે, કેટલા ભણીને જાય.
દર્શનને અર્થે બહુ આવે દેશદેશના રાય. ૭.
. નિધિ જોઈ તે પૂરણ દીસે; ભૂપત આવીને આલે.
દેવ રુખિ કો સમે પધારે, નિગમ-ગર્જના ચાલે. ૮
શી લીલા આશ્રમની કેહે! કેહેતાં નાવે છેહ.
એહેવો મહાનુભાવ ઉદાલક પવિત્ર તાપસ દેહ. ૯
રુખિપત્ની લેઈ ઘરમાં આવ્યાં, ચંડી જેહેનું નામ.
કંથ કેહે: 'મંદિર રોકો બેશી;' સદા કરે તે કામ. ૧૦

---

૩. સાભરાં=સાબર

'વિદ્યાથી આપણે ઘેરજ છે ઋતુ, તે કરશે સર્વે કાજ્ય.'
'સ્વામી, કામ કરે જો બ્રાહ્મણ, પિતા તણી જાય લાજ.' ૧૧
જો કે'હે : 'કાર્ય કરો, કામ્યની,' તો તે ન કરે નારી.
જો કે'હે : 'કામ ન થાયે, પ્રેમદા,' તેહ કરે ગુણ ધારી. ૧૨
એહ રીત્યે દિન ગયા કેટલા, રુખિયે જાણ્યો મર્મ :
'અવળે સવળું એહ કરે છે; ચંડીના એ ધર્મ. ૧૩
'એહેને તાતે કહ્યું આવતાં તે માહારે ચિત્ત આવ્યું,
"વારંતા કામ સઘળું કરશે, સુજને ભલું મનાવ્યું. ૧૪
"અવળી એ ચંડિકા દીસે, સવળે અવળું કરતી,
'અવળું' કે'હેતાં સવળું ચાલે, રુદે વચન ન ધરતી. ૧૫
"ક્ષમાવંત તાં સુજને જાણી અવળી ચંડિકા આપી.
તે માટે એ અવળે સવળું વચન મેહેલિએ થાપી. ૧૬
'એહનાં માતતાત છે નિર્મળ, તેહેનાં જોઇએ મુખ.
"જેહ કાળમાં જેહેવું લખ્યું હોયે, તેહેવું પામિયે સુખ. ૧૭
'એ તાં ભાગ્ય લખી માહારામાં; મિથ્યા કરવો શોક;
"તે માટે હવે અવળું કરિયું, જ્યમ હસે નહિ લોક. ૧૮
'એહ સ્વભાવ એહેનો નવ્ય મૂકે, એહેનું એહ આચરણ;
'ફેરી વાક્ય કહિએ જો મુખથી તો નિત્યે એહ મરણ." ૧૯
ક્ષમાવંત તે માહંત કે'હે, દયા ઊફરે નહિ દાન.
મધુરી વાણી મુખ ઊચરે, એ તીર્થ મહા સ્નાન. ૨૦
એમ કરતાં નારી સંઘાતે રુખિજી દિન બહુ વાહે;
પણ ચંડી સઘળાં શાસ્ત્ર સાંભળે, લેશ જ્ઞાન નવ્ય પામે. ૨૧
જૈમુન્ય કે'હે છે : સુણ, જન્મેજય, મહંત કેરે સંગે
જ્ઞાન તણો લવલેશ નાવિઓ ચંડી કેરે અંગે. ૨૨
જન્મેજય કે'હે: આશ્ચર્ય મુજને, સંગત્ય સફળ નવ્ય હોય!
એહેવું દુષ્ટ રુદે એનું, સ્વામી, અવર સુણ્યું નહિ કોય. ૨૩

જમુન્ય કેહે છે : જેહેવી કર્મગતિ તેહેની બુધ્ય તેહેની થાય;
'તે ગુણને તે દેહ ન છાંડે, પ્રાણ જાંહાં લગે જાય.' ૨૪
સહસ્ર વરસ પાખાણ મેહેલિએ અગાધ્ય હોય જાંહાં પાણી,
તાંહાં થકી કાઢી જોઈએ પરીક્ષા, લોહ ટાંકિએ આણી, ૨૫
તેહ મધ્યેથી પાવક પ્રગટે, એહેનો એક ગુણ કેહે.
તેહેનું રુદે ન ભીંજે કોર, લક્ષ વરસ જળ્ય રેહે. ૨૬
કૌઅચ્ય કેળી ને લિંબ શેલડી આંબો દ્રાખ ખજૂર.
એક ક્યારા માંહિં વાવિએ અને એકઠાં મૂળ, ૨૭
સિંચે ધેનુ તણું પય ઊપરે, સાકર સંગ્યે મેળી,
એણી પેરે તે મોટાં કરિએ, મૂળ ડાળ સર્વ ભેળી, ૨૮
ગુણ કોહેનો કોયે નવ્ય મૂકે, રંગ જેહેને જેહવો;
દૂધે સિંચ્યાં રહ્યાં એકઠાં, ભાવ દેહનો તેહેવો. ૨૯
તે માટે સાંભળ ને, રાજા, જેહેને જેહ ગુણ હોય,
મહાનુભાવ જ્ઞાનીને મળતાં તેહ ન મૂકે કોય. ૩૦

વલણ

ગુણ ન મૂકે કોય રે, રાજા. ઉદ્દાલક બુદ્ધિ શી કરે?
ઘર થકી જે છે જ અવળી, વચન કાંઈ નવ્ય ચિત્ત ધરે. ૩૧/૧૬૩

## કડવું ૭ મું—રાગ મારુ, ચૌપૈ

ઉદ્દાલક તાપસ મહા સુખિ અવળાં વાક્ય કેહે તે રુખિ.
કેહેતાં પેહેલું કાર્ય થાય, એણી પેરે દિન ચાલ્યા જાય. ૧
વિરાંસતાં જો સવળું કેહે તે કાર્ય તેટલેથી રેહે.
'ઊઠી વેહેલાં પ્રાતઃકાળ કીજે મંદિર ઝાકઝમાળ.' ૨
જો કેહેતાં સૂધું કેહે વચંન, સૂઇ રેહે તે આખો દિંન.
'કાં વેહેલી ઊઠી સુંદરી? શાહાને દુઃખ પામે ગુણ ભરી? ૩
'તમ સુખ પામ્યે સુખિઆ અહો; રખે નારી, દુઃખ પામો તમે!'
કેહેતાં કામ કરે તે સહી, નયણે નીંદર આણે નહિ; ૪

તો ત્રાકત્રમાણ મેરૂસે ધેરય; અથવા ચંદ્રીની એ પેરય.
એમ કરતાં દિન વામ્યા બહુ, તેહના ગુણને જાણે સહુ. ૫
સાંભળ્ય, રાય યુધિષ્ઠિર-ભ્રાત, સંવછરી રૂખિને ધેરય તાત.
રૂખિશ્રને દીજે ભોજંન, નાના શાક પાક બહુ અન્ન. ૬
સ્વાગત્ય બ્રાહ્મણને કીજિયેં; ભલી પેરે ભોજન દીજિયેં.
પ્રેમદા પાકશાળા-અતિ ઘણી જાણે સઘળ રસોઇ તણી. ૭
શ્રાદ્ધકાળે રૂખિ તેડ્યૂં તેહ, નિગમ-પાઠ-આચરણી જેહ,
જે જાણે માર્ગ સેવા ભક્તિ, પરમ સાધુ જાણે તપ યુક્તિ, ૮
કામ ક્રોધ જેહને ના ભડે, બ્રહ્મક્રિયા જેહને આવડે.
અર્જુન પૂછે નામી શીશ ' કોહો સુજ્ઞને, રૂખિશ્રના ધીશ. ૯
શ્રાદ્ધકાળે દ્વિજ કેહવા વરે ? કોહો, રૂખિશ્ર, અભ્યંતર ધરે.
સાંભળ, અર્જુન, સાચૂં, ભૂપ જે દ્વિજનાં એહવાં હોયે રૂપ, ૧૦
શ્રાદ્ધકાળે કો નવ્ય તેડાય, પૃષ્ઠથી કો મધ્ય બેસાય.
કુચૈલ ભ્રષ્ટ ક્રોધાતુર જેહ, શ્રાદ્ધકાળે નવ્ય વરિયે તેહ. ૧૧
લોભ કામ તૃષ્ણા અહંકાર, બહુ મચ્છર મદ ભરિયા સાર,
પરદારા રંગે રાતા જેહ, શ્રાદ્ધકાળે નવ્ય વરિયે તેહ. ૧૨
છળ હિંસા દ્રોહી બહુ દ્વેષ, ક્ષમા દયા નવ્ય આવે રેખ,
મિથ્યા કરે પિઆંરી તાત્ય, અભિમાને ખીના દિન રાત્ય, ૧૩
માતાપિતા ઊપરે નહિ નેહ શ્રાદ્ધકાળે નવ્ય વરિયે તેહ.
નેત્ર ભરચા હોયે દોષ અગાધ્ય, અને ઊભ જેહની નોહે સાધ્ય, ૧૪
મહા મૂરખ, શુદ્ધ નહિ લવલેશ, નહિ સંધ્યા, નહિ ગુરુઉપદેશ,
પશુ તણી ગત્ય આણે જેહ, શ્રાદ્ધકાળે નવ્ય વરિયે તેહ. ૧૫
પિત્ત વાયુ ગુલ્માદિક રોગ, કોઢ ભગંદર કર્મ-વિજોગ,
વ્યાધિ પીડન કાયા દીન, વૃદ્ધ, સદા સેવક-આધીન. ૧૬
હાથે ખોડ્ય ને નોડેબે ન્યાસ્ય, એક દંત કાળો હોયે સુખ્ય,
અને પાંગળો ડોબો જેહ, શ્રાદ્ધકાળે નવ્ય વરિયે તેહ. ૧૭

શુચિ સુવેશી જાણે બ્રહ્મ, વિપ્ર તણાં પાળે સર્વ કર્મ,
રાગ દ્વેષ ન રાખે જેહ, શ્રાદ્ધકાળમાંહાં વરિએ તેહ. ૧૮
હવે ઉદ્દાલક કહે 'સુણ્ય, સતી, તુજને કહું એક વીનતી:
'આજ સંવછરી પિતાનૂં સહી! કયમ બ્રાહ્મણ તેડીશે અહીં? ૧૯
'અન્ન ગ્સોઈ કયમ કીજિયે? કેઈ પેરે તુજને દુઃખ દીજિએ?
'કો સમે દ્વિજ તેડિશે ખારય, હવડાં તૂં દુઃખ પામે, નારય.' ૨૦

વલણ

'દુઃખ શાહાનૂં, નાથ મુજને? ગ્સોઈ નાનાવિધિ કરૂં.
'વિપ્ર કયેરી ભક્તિ કરતા અંતરમાંહાં, સ્વામી, ઠરૂં.' ૨૧/૧૮૪

કડવું ૯ મું-રાગ દેશાખ

'સાંભળ્ય, માહારી પ્રેમદા, તૂ પામે ઘણું દુઃખ.
'કુસુમ તણી પેરે કામ્યની, તુજ કરમાએ મુખ. ૧
'તાહારાં માત પિતા દુ:ખ સાંભળે, દાઝે બહુ દેહ;
'મુજ ઊપરથી કામ્યની જાયે તેહેનો સ્નેહ.' ૨
વાક્ય સુણી વળતી વદી 'સાંભળોને, સ્વામી,
'રુખિની સેવા કરૂં, જ્યમ રેહે સુખ પામી. ૩
'સદા કાળ જે બ્રાહ્મણ તણા, સ્વામી, એ ધર્મ;
'અનેક સ્વાગત્ય કીજિએ. એહ તો શુભ કર્મ. ૪
'નાનાવિધિ શાક પાક શુભ, ભોજન બહુ દીજે.
'વાક્યોદક તેહેના થકી કાયા શુદ્ધ કીજે. ૫
'બ્રાહ્મણ કયરી ભક્તિથી બહુ કીર્તિ વાધે.
'પુણ્ય હોયે તેહેને એટલું, જે મહા તપ સાધે. ૬
'બ્રાહ્મણ કયેરી ભક્તિથી સંતોખાયે કૃષ્ણ.
'બ્રાહ્મણ કયેરી ભક્તિથી પૂજ્યા નિજ વિષ્ણુ. ૭

૫. વાક્યોદક=વાણી ને ચરણજળ

'તે માટે સ્વામી, તેડિએ, જ્યમ સ્વાગત્ય થાય.
'પિહરે માહરે સાંભળે, સંતોખાએ માય.
'રસોઈ સામગ્રી તહ્મે માહારી દૃષ્ટે ધરશો,
'પાકસ્થિતિ એહેવી કરું, જ્યમ અંતરે હરશો. ૯
'સ્વાગત્યથી સુખિ સર્વકો પામે આનંદ.
'ભક્તિ વિપ્ર એહેવી કરું, સંતોખાએ ગોવિંદ.' ૧૦
ઉદ્દાલક રીઝયા ઘણું. તેડ્યા મુનિજંન.
ગ્રામ્યગ્રામ્યથી આવિઆ તપરૂપ પાવન. ૧૧
ચોકા આસન વિપ્ય બલી, મંદિરે ઝાનકાર.
શાક અન્ન બહુ ભાત્યનાં તવ કીધાં નારય. ૧૨
માર્જન કરીને આવિઆ શ્રાદ્ધી દ્વિજ જેહ,
આસન કરતા તિષ્ઠિઆ જેહેની પાવન દેહ. ૧૩
શ્રાદ્ધવિધિ જે લેહે તેહ બોલ્યા બંભ.
ઉદ્દાલકે અતિ પ્રેમશું માંડ્યો આરંભ. ૧૪
કુસુમ ચંદન બહુ ભાત્યનાં, તિલ પુષ્પ નાનાવર્ણ,
દર્ભ આર્દ્રા અણુવિઆ, સુંદર ગોકર્ણ. ૧૫
ભૃંગરાજ શતપત્રિકા નૂતનદળ તુળશી,
અગરિથ પત્ર તિલ તર્પણે પૂર્વજ રહે વિલસી. ૧૬
જવ લાજ ફળ જે ઘટે તે શ્યામ પ્રત્યે કીધું,
શ્રાદ્ધકાજે આરંભિઉં કાર્ય સઘળું સીધું. ૧૭
'સ્નાન તર્પણ મંખ્યા બલી, હરિસેવા કીધી.
દ્વિજ સહુના મુખ થકી વેદ આશિખ લીધી. ૧૮
વિશ્વેદેવા વિષ્ણુના દ્વિજ તે તો અર્ક કરિઆ.
પિત્રિને આસન ધરી બેહુ પાર્વણ કરિઆ. ૧૯
'શ્રાદ્ધ વિધિગત્યશું કરયું, પિંડપ સમે ભોજન;
વેદગર્જના થઇ રહી, ધનિ બહુ મુનિ-જન. ૨૦

પિંડયદાન પ્રેમે કરી વેદમન્ત્રે વધાવે.
બ્રાહ્મણ ભોજન પામિઆ અતિ ઉત્તમ ભાવે. ૨૧
પ્રેમદા તેડી પ્રેમશું: 'પિંડયદાન અપાર
'ધેનુને જેને આપિએ, સાંભળે, સુજ નારય. ૨૨
'પિંડદાન પ્રાશન કરે અત્ય પ્રેમશું ગાય,
'પિત્રિ દેવ તે પુણ્યથી સ્વર્ગે સુખ થાય. ૨૩
'ધેનુ આગળે મેહેલિએ. પિંડય ને બ્રાહ્મણ.
'રાજરસોઇ ફળ પામિએ, વદે વેદ પુરાણ. ૨૪
'પૂર્વી કર્મવિજોગથી સંજ્યમનિયે વાસી,
'મહાનરકને પામિઆ જે થયા ઉદાસી, ૨૫
'ધેનુપિંડયના આહારથી પામે થર દેહ,
'પૂર્વજ અંતરિ જઈ વસે સ્વર્ગી થાયે તેહ. ૨૬
'શ્રાદ્ધ તણું અન્ન ધેનુને શ્રાદ્ધકાળમાંહાં દીજે,
'તીર્થ તપ વ્રત દાનનું ફળ સઘળું લીજે. ૭૨
'સ્વર્ગથી પિત્રિ દેવતા વદે 'જય' શુભકાર.
'રુદ્ર તણાં સુખ ભોગવે; કૃપા વિશ્વાધાર. ૨૮
'તે માટે જે દીજિયે ધેનુને પિંડયદાન.
'સાંભળિ, માહારી પ્રેમદા, તું પરમનિધાન.' ૨૯
વાકય સાંભળી સાંચરી જેહેનું ચંડી નામ;
અંતરમાંહે પરજળી: 'મુહને દીધું કામ. ૩૦
'કહ્યા વિના સર્વ કીજિએ; હું સર્વે જાણું.
'મુજને કેહેવું નવ્ય પડે. હું આપ વિખાણું? ૩૧
'રુખિવર સહુકો દેખતાં મુહને કામ દેવાય?'
મનમાંહે એવું ધરી: 'ક્યાંહાં મોધૂં ગાય?' ૩૨
વેમરી ત્યાંહાં દૃષ્ટે પડી: 'એહને ખવરાવું;
'બ્રાહ્મણ બેઠા બારણે, જ્યમ વેહેલી આવું. ૩૩

વલણ

'અંતરમાંહે વિમાશીને ભક્ષ કરાવું તેહને.'
જૈમુન્ય કેહે છે; રાય, સુણિએ, નથી સંસ્કાર જેહને. ૩૪/૨૧૮

કડવું ૧૦ મું–રાગ ધન્યાશ્રી

જૈમુન્ય કેહે એમ વાણીજી:
પ્રેમદા આવ્યાં સ્નેહ બહુ આણી જી.
રુખિ ઉદાલકે સાહામું જોયું જી:
'આજ ચંડિકાયે સર્વ ખોયું જી.' ૧
ઢાળ—'આજ પુણ્ય સર્વ હાંરિગિ પિંડપ્રદાન માટે નારય.
'ધેનુને દીધું નહિ મુખ, તે જ નહિ અવિધારય.' ૨
એમ કહીને નિહાળ્યું રુખિયે શીઘ્ર જઈને ત્યાંહ;
વેસરી નયણે નિરખતાં થયા ક્રોધાતુર તનમાંહ: ૩
'અરે દુષ્ટકર્મી, આભ્યંતર તુજ નહિ જ્ઞાન લવલેશ.
'અહોરાત્રિ અતિના ઘોષ સુણતી, શાસ્ત્ર બહુ ઉપદેશ. ૪
'પાષાણ થાઓ, પાપણી; તાહારું રુદે શૈલ સમાન.
'વિંધ્યાચળની તળેટી જૈ પડજ્યે થૈ પાષાણ.' ૫
તે વાક્ય સુણીને ભય મળ્યું થયું તાહારે ગાત્ર:
'નાથ માહારા, સર્વ રુખિમાંહા તમ્યો તપનિધિપાત્ર. ૬
'જ્ઞાનસાગર ક્ષમાવતાને ક્રોધ કશો વિકાર?
'નાથ માહારા, સદાકાળ દોષભરી હોયે નારય. ૭
'અજ્ઞાન હું તો સદાકાળે. મેં ન જાણ્યો મર્મ.
'માહત કાહાવો; ક્રોધ આણી કાં તજો તમે ધર્મ? ૮
'અબળા અમારાં નામ, સ્વામી, સદાકાળે કેહેવાય.
'બળહીન ઊપરે, નાથજી, કીજિયે સદા ક્ષમાય. ૯
'તમ ચરણ કેરી દાસ નારી, તમારી કેહેવાણી:
'સ્વામી, ત્રાસ પામું પર થકી, સાહારે તમ ભણી હું જાણી. ૧૦

'હવે સમથ કોણ છે ઊગારવા તમ આપ?'
'આંસૂ કચેરી ધાર ચાલે અને કંપે ઘણું આપ. ૧૧
'નારી ઊપરે, નાથ માહારા, ક્રોધ ન ધરે આમ.
'કોય કુકર્મભોગ માહારે, જે કરૂં અવળાં કામ. ૧૨
'તમને ઘટે નહિ, નાથ માહારા; હું તમારી દાસ.'
એમ કહી અવની પડી, મુખે મુકિઓ નિશ્વાસ. ૧૩
પછે કૃપા ઊપની ઉદ્દાલકને; વરદાન આપ્યૂ પ્રૌઢ:
'વસુદેવને ઘેરય—અવતરશે એક સમે ગરુડારૂઢ, ૧૪
'બળભદ્ર ને કૃષ્ણદેવ નામે પ્રાક્રમિ પરચંડ,
'દીર્ઘ અઘ આવરે અવની કરવા તે શતખંડ. ૧૫
'ગોકુળ મથુરાં દ્વારિકાં વૈકુંઠ—અધિપતિ હોય.
'સ્વર્ગવાસી અમર સઘળા અવતરવા સર્વ કોય. ૧૬
'શ્રીકૃષ્ણ દેવની ફૈઈ મનોહર કુંતી કેરા તન,
'પાંચ કુંઅર પ્રગટે તેમાંહ અંશ-હરિ અર્જુન. ૧૭
'નર નારાયણ રૂપ સુંદર, મહા પાવન વીર,
'હસ્તિનાપુરના તેહ રાજા જાહ્નવીની તીર. ૧૮
'યુધિષ્ઠિર ભીમ ને અર્જુન સેહદેવ નિકુળ અપાર,
'અશ્વમેધ આરંભ કરીને મેહેલશે તોખાર. ૧૯
'તે ઘોડા કચેરી રક્ષાને અર્જુન આવે શૂર,
'તેહેના કરના સ્પર્શથી તુજ કર્મ થાયે ચૂર.' ૨૦
એ શ્રાપનો અનુગ્રહ સહી; સાંભળો, અર્જુન, વાક્ય,
તે દિવસની કામ્યની શૈ પડી છે પાખાણ. ૨૧
રુક્મિણીએ કહ્યું: 'તું ચંપકના ગ્રહી રેહેજે ચરણ,
'અર્જુન આવી સ્પર્શ કરશે, કૃપા અશરણશરણ.' ૨૨
તે માટે એ શલ્યાને તેને સ્પર્શ કરો, નરદેવ,
અઘ તાહારો છૂટશે, કામ્યની માગે તતખેવ. ૨૩

સૌભરિ એકેવું કહી રહ્યા અર્જુન પામ્યા સુખ :
"તમ વચનથી હવે, સ્વામી, ગયું સઘળું દુઃખ." ૨૪
બહુ પેરય તણી પૂજા કરી, વરતિઓ જયજયકાર.
શીખ માગી વળ્યા અર્જુન જાંહાં અલ્લો તોખાર. ૨૫
શીઘ્ર જે અર્જુને તાંહાં સ્પર્શ કીધો ભૂપ :
અશ્વ છૂટચો, રુખિનારી પામી સુંદર રૂપ. ૨૬
નાનાવિધિ પૂજા કરી અર્જુન નમિયા પાય :
"માતાજી, અપરાધ હોય તે કરજો સર્વ ક્ષમાય." ૨૭
સર્વ યોધ આનંદ પામિયા, બહુ દુંદુભિ કેરા ઘોર;
ચંડી વોળાવા તાંહાં રથકી 'જય'શબ્દરૂપી સોર. ૨૮
પૂજા કરી સર્વ સેન્યા સાથે હકારચો છે વાજ્ય;
પાર્થ પૂઠે ચાલિઆ અશ્વની રક્ષા કાજ્ય. ૨૯
ચતુરંગણી દળ મનોહર, માંહિં યોધ છે બળવંત.
અશ્વ ચંપાવતિયે પોહોતો જાંહાં હંસધ્વજ મહંત. ૩૦
તેહ તણા કુંઅર સબળા છે ધનુર્વિદ્યાના જાણ.
ત્યાં બ્રહ્મા વિષ્ણુ શંકરજી થાશે રણાંગણિ બાણ. ૩૧
યુદ્ધ દારુણ ત્યાહાં હશે. તાંહાં બાંધિઓ તોખાર.
જૈમુન્ય વાણી ઉચરચા: રાય જન્મેજય, અવિધારચ. ૩૨
જુગ્મ ભારથ વિખે જોઇ પદબંધ કીધો એહ,
વૈશંપાયન વ્યાસ જૈમુનિ બોલિઆ રુખિ એહ. ૩૩
હરજી–સુત કાહાનડ કેહે શ્રીકૃષ્ણચરણપ્રતાપ :
શ્રીકૃષ્ણ કેહેતા કળિમળ અઘ–ઓઘ ત્રાસે તાપ. ૩૪

વલણ

અઘ ઓઘ–ત્રાસે તાપ રે; નામ 'હરિ' રસનાએ કેહે.
હરજી–સુત કેહે: વિષ્ણુભક્તિ પદાર્થ ફળ સર્વ લેહે. ૩૫/૯૫૩

૩૩. જુગ્મ ભારથ=વ્યાસનું અને જૈમિનિનું એમ બેઉનાં મહાભારત.
૩૫. ઇતિ ચંડીનું આખ્યાન સંપૂર્ણ. પદ અઢીસેં આખ્યાન ૫.

## ૬. સુધન્વાનું અખ્યાન[1]

### છંદ ૧ લો—રાગ કેદારો

શ્રીપુરુષોત્તમ શિર નામૂ, સકળ પદાર્થ જ્યમ પામૂં,
વામૂં ને સંસાર દુષ્ટ જેણે કરી રે. ૧
સંસાર દુષ્ટને વામિએ, જેણે ચ્યાર પદારથ પામિએ;
નામિએ રે શીશ ગ્રંથઆદે હરિ રે. ૨
ઢાળ—નામી શીશ આદે હરિને, પછી હરિગુણ ગાઇએ;
પૂજા સ્મરણ ધ્યાન હરિકીર્તન, એણી પેરે આરાધિએ. ૩
શ્રીનારાયણના ગુણ ગાતા સકળ કળિમળ વામે,
ધન દારા વાહન સુખ મંદિર જે ઇછે તે પામે. ૪
આપ સમાન્ય કરી હરિ મેહેલે જે 'વાસુદેવ' મુખે બોલે;
વૈષ્ણવ નામ ધરાવી હીંડે, નહિ કો તેહેની તોલે. ૫
સદા નિરંતર હરિગુણ ગાતાં થાએ વિષ્ણુમે રૂપ;
પાત્રક હવ્ય મધ્ય જ્યમ ભેદે ત્યમ હરિ આપ સ્વરૂપ. ૬
આદ્ય પુરુષને જે આરાધે તેહેના થઇએ દાસ.
એ તાં ધર્મ સદા વષ્ણવનો; તે માંહાં હરિનો વાસ. ૭

---

૧. હવે સુધંનવાનૂં આક્ષાન કેહેવારો.

હવે જૈમુન્ય રુખિ કહે ભૂપત્યને : સાંભળ હું સંકેત આખ્યાન;
મોટા વૈષ્ણવ ભક્તિરાજ, ચિત્ત ચરણે શ્રીભગવાન. ૮
કથા તેહેની કહું મનોહર, સાંભળતાં સુખ થાય.
હયવર શસ્યા થકી મૂકાણો આનંદ કરતો જાય. ૯
ચોહો ચરણે તેહેને નેપુર વાજે, કંઠે મનોહર હાર;
નિલવટ ઊપરે તિલક બાંધ્યું પત્ર કરી ઝાતકાર. ૧૦
નૃત્ય કરતો હયવર ચાલે; દીઠે ઊપજે રંગ.
કાંતિ તેહેની એમ ઝળમળે, નિર્મળ ગંગ-તરંગ. ૧૧
તે ઘોડા જોતાં મન હીસે, એહેવું તેહેનું ગાત્ર.
તેહેની જોડી કંદ્રપ નાવે; તેજ અપરિમિત પાત્ર. ૧૨
ચતુરંગણી કેડે સેન્યા, યોધ સબળ છે બળિઆ.
ધનુર્વિદ્યાના મારગ જાણે; અકળિત નં જાએ કળિઆ. ૧૩
સુંદર રથ, ઘોડા અતિ સુંદર, સુંદર આગળ્ય હાથી;
ભલાં આયુધ ને વાગા શોભે, સુંદર સર્વ સંઘાતી. ૧૪
હલુએ હલુવે દળ ચાલે છે; જોવા મળ્યા સર્વ જન.
જાણે કોટ કળા કંદ્રપની, એમ શોભે અર્જુન. ૧૫
હયને ચમર ઢોળે ચોહો પાસાં; મસ્તક ધરિઓ છત્ર;
જાણે જાન સંઘાતે વર જાયમ, વાજે બહુ વાજિંત્ર. ૧૬
જોતાં માન મૂકાએ સુરપત્ય, એહેવી લીલા દીસે.
સેન્યા સુભટ ઘોડાને જોતાં મહામુનિનાં મન હીસે. ૧૭
એહેવી લીલા સંગાતે રમતો તોરંગ પોહોતો ત્યાંહાં,
ચંપાવતી નામે એક નગરી, મહા મનોહર જ્યાંહાં. ૧૮
ઝળકે ઘર મોહોલાસાં તોરણ ધ્વજ રત્ન રંઆવળી.
મંદિર ગોખ જાળિઆં સુંદર ચિત્રશાળા અગ્રઆળી. ૧૯
મૃદંગ શંખ ઝલ્લરી ઘંટા, સેવા પરમાનંદ.
નિગમ ગર્જના કીર્તન વૈષ્ણવ ગુણ ગાયે ગોવિંદ. ૨૦

તે નગરમાંહાં જે વસે તે વૈષ્ણવ સઘળા વરણ,
મારગ અન્ય કોએ નવ્ય જાણે, સેવા અશરણશરણ. ૩૧
નિત્ય પડો રાય કેરો વાજે: 'જે' ન કરે હરિસેવા,
'તેહેનું દર્શન કોય માં કરશો; તે યમકિંકર જેહેવા. ૨૨
'વૈષ્ણવ ભક્ત રેહેજો "મુજ પાસે, નહિ તો છાંડો દેશ."'
ચક્ર–અંકિત ચરણામૃત–ભીનો પૂર્ણભક્તિ નરેશ. ૨૩
તેહેને નગર તારંગમ આવ્યો. રાયના સેવક જેહ,
અશ્વમેધ–હય દેખી હરખ્યા; ગ્રહી ચાલ્યા છે તેહ. ૨૪

વલણ

ગ્રહી ચાલ્યા છે તેહ રે; લેઈ રાયની દ્દષ્ટે ધરે,
છંદ પેહેલે હંસધ્વજનૂં તારંગ જોતાં મન હરે. ૨૫

## છંદ ૨ જો—રાગ ગોડી

રાજાએ તારંગ નિરખિઓ, તેહેની શોભા જોઇ મન્ય હરખિઓ.
"અશ્વમેધનો ઘોડો ક્યાંહાથી આવિઓ રે? ૧
ઢાળ—"કોણ દેશથી ઘોડો આવ્યો? વાંચી જૂઓને પત્ર.
"અશ્વમેધ કોણે જગ્ન આરંભ્યો? શોભા પરમ વિચિત્ર. ૨
"આણે દેશ ઘોડો આવ્યો, અશ્વમેધ કયમ થાશે?
"વૈષ્ણવ બળિઆ રાજા આગળ બાંધ્યો કયમ છોડાશે? ૩
"અજ્ઞાની કોણ જગ્ન કરે છે? હય છોડાવા હામ?
"વાંચી પત્ર, જુઓ, કોણ રાજા, કોણ દેશ પુર ઠામ? ૪
"આજ આપણા સૈન્ય આગળ કરે યુદ્ધ કોણ આવી?
"આંહાં થકા તે પાછા વળશે ગંગાજળ બંધાવી. ૫
"શ્રીકૃષ્ણચરણે જેહેનાં મન બાંધ્યાં, વૈષ્ણવ જેહેનાં અંગ,
"તે સાહામૂં જે ફળ આવે, રણમાંહાં પામે ભંગ. ૬

૫. ગંગાજળ–ગંગાજળિયો ઠોરો

"આપણે પામે શ્રીનારાયણ; સહુ કો છો હરિદાસ.
"શંકર સરખા જોવા આવે તો યુદ્ધ જીતવા આશ. ૭
"આપણે બરદ સદા છે મોટું. રણમાંહાં પરઠ્યો પાય.
"વૈષ્ણવ નામ ધરાવે ક્ષત્રી, પાછો કેમ થાય? ૮
"ધનુર્વિદ્યા ઈશ્વરના ઘરની, શસ્ત્ર ધરી સહુ જાણે.
"ઘોડો લેઈ વળે કોણ આહાંથી, જો નગરચ આવિઓ આણે? ૯
યોધ સર્વને યૌવન પૂરણ, રહ્યા થરહરી વઢવા.
આંહાં થકી સર્વ સૈન્ય હકારયૂં તે સાથે આથડવા. ૧૦
ચંડસેન મંત્રી બોલાવ્યો: "જુઓ, પત્ર કોણ રાય?
"ભલી કરી, યેગ્ય આવ્યા પરોણા. સહુને હરખ ન માય." ૧૧
લલાટપટથી પત્ર છોડિઓ, મંત્રી પ્રેમ અપાર;
સભામધ્ય રાય આગળે વાંચે, સુભટ તણો નહિ પાર. ૧૨
એકાગ્ર મન સંઘાતે સહુકો સાંભળવાને હેત.
હંસધ્વજ આનંદ ઘણો મન્ય સઘળી સભા સમેત. ૧૩
મંત્રી કેહે: "રાય, અવિધારો, એહેમાં લખિઊ જેહ;
"શ્રવણે સુણતા, ભૂપતિ તમને અતિ ઊપજે સ્નેહ. ૧૪
"'મહાનગર શ્રીહસ્તિનાપુર જે ગંગાતટ પાવન.
"'પાંડુરાયના કુઅર બળિઆ પાંચ સુભટ છે તન. ૧૫
"'રાય યુધિષ્ઠિર ભીમ મહાભટ સવ્યસાચી સેહેદેવ,
"'નિકુળ છત્રી નારી દ્રૂપદી કરે પ્રભુની સેવ. ૧૬
"'કુંતીજી તેહેની છે માતા, પણ તણા કૈઆર્ડ.
"'યાદવ દળ પરિવાર સંઘાતે ઘરમાંહાં વૈકુંઠરાઇ. ૧૭
"'રાય યુધિષ્ઠિર ઈછા ઊપની: અશ્વમેધ યેરય કીજે.
"'પાતક ગોત્રનિકંદનનૂં એહૂં, પુણ્ય હરિકરય લીજે. ૧૮
"'અશ્વમેધનો આરંભ કરીને મેહેલ્યો છે તોરંગ,
"'રક્ષા કરવાને દશ ક્ષોહોણી દળ સપરાણૂં સંગ. ૧૯

"'કૃતબ્રહ્મા યાદવ સંઘાતે સાત્વિક ને પ્રદ્યુમન,
"'યૌવનાશ્વ રાય કિંનર ખંડનો, સુવેગ તેહેનો તંન. ૨૦
"'અનુશાલ્વનો દાનવ અધિપતિ મહામાયાવી બળિઓ,
"'રણમાં રૂપ ધરિ એહેવૂં જે અકળ, ન જાએ કળિઓ. ૨૧
"'કર્ણ તણો કુંઅર સંઘાતે વૃખકેત જેહેનૂં નામ;
"'પગ પરઠ્યો રણાંગણિ તેણે; જાણે બહુ સંગ્રામ. ૨૨
"'બાણવિદ્યા કેરો જે કુશળી ત્રણ્ય લોક એક વીર.
"'મહાપ્રાક્રમી સાથે અર્જુન, ધનુર્વિદ્યાનો ધીર. ૨૩
"'દ્રોણાચાર્ય તણી જે વિદ્યા તેહ સમૂળી જાણે;
"'એક બાણમાં મંત્ર ભણીને લક્ષ કોટિધા આણે; ૨૪
"'ત્યાંહાં રણમાં [દળ] અષ્ટાદશ ક્ષોહેણી પ્રાજે કીધૂં,
"'ઇંદ્ર તણો જેણે મદ ઊતારી ખાંડવ બાળી લીધૂં. ૨૫
"'તે અર્જુન સંઘાતે આવ્યો અતુલ પ્રાક્રમી પ્રૌઢ;
"'ધ્વજા ઊપરય પવનપુત્ર, સારથિ ગરુડારૂઢ. ૨૬
"'બળિઓ હોય તે તોરંગ બાંધે, નહિતો સેન્ય ધન લેઈ
"'આવી ચરણે નમે અર્જુનને, હોય તે સર્વસ્વ દેઈ ૨૭
"'સેવક થઈને કચેડે હીંડે, જાંહાં ઘોડો બંધાય,
"'પેહેલૂં યુદ્ધ જય ત્યાંહાં આપી છૂટે તે રાય. ૨૮
"'બાંધ્યો અશ્વ ન છૂટે અર્જુન તો, આવે ગોવિંદ,
"'આવી અશ્વ છોડાવે તતક્ષણ; પાંડવને આનંદ." ૨૯
"પત્રમાંહે તાં એમ લખ્યૂં છે; કોડો કરવી કોણ રીત્ય?"
હંસકેત રાજાને સુણતાં પરમ ઊપની પ્રીત્ય: ૩૦
"આપણે આજ કૃતારથ કીધા. એ ઘોડો ભલે આવ્યો.
"કૃષ્ણાર્જુન જોડી સદા છે; નર નારાયણ લાવ્યો. ૩૧
'હય પૂજી હયશાળા બાંધો; હરિનૂં દર્શન થાશે.
"વૈકુંઠનાયક ઘરમાં આવ્યે એ ઘોડો છોડાશે." ૩૨

એમ કહીને અશ્વ બાંધિયો પૂરી શંખનો નાદ.
નારાયણનું નામ સાંભળી પામ્યા અતિ ઉલ્લાસ. ૩૨

વલણ

પામ્યા અતિ ઉલ્લાસ રે, રાય અંતરમાંહાં સબળ હરખ્યા.
છંદ બીજા માંડ્યે સુણીને વૈષ્ણવ સહુ રંગે ભરખ્યા. ૩૩

છંદ ૩ જો—રાગ રામગ્રી

રાય જન્મેજય કહે: સુણો સ્વામીજી,
હું રહ્યો અંતરે આનંદ પામી જી.
એ રાજાનું ધન્ય આચરણ જી;
વલ્લભ એહેને અશરણશરણ જી. ૧

ઢાળ—અશરણશરણ વાહાલા ઘણું; એ પરમ વૈષ્ણવ હોય.
એ રાજા કચેરી રીત્ય કહો, એહેવો સુણ્યો નહિ કોય. ૨
આચરણ એહેનું સાંભળી એ હરખ પામ્યો અંન્ય.
એહેને નગરે વર્ણ સઘળા વસે વૈષ્ણવ જંન. ૩
એહેને સુભટ કેહેવા, સૈન્ય કેહેવું, કહો સઘળી યુક્તિ.
મોહોટું બળ એ તાંહાં ખરું, જે પૂરણ હરિની ભક્તિ. ૪
એહેવું સાંભળી જૈમુન્ય બોલ્યાઃ સુણો, પાંડુકુમાર.
હંસકેતનું કારણ ઘણું, તું રાયજી, અવિધારય. ૫
ઘેરઘેર સેવા કૃષ્ણની, નર નારી કરતાં ગાન.
શ્રીકૃષ્ણના ગુણ રસના ચંકી એ ન મૂકે ભગવાન. ૬
ચંદ્રસેન્ય ને ચંદ્રકેત કેહે, વિદુરથ ચંદ્રદેવ,
પ્રધાન એ તાં ચ્યાર રાયને કરે આગળે સેવ. ૭
ચંદ્રસેન્ય અદષ્ટિ રેહે તેહેને કાર્ય એટલું નિત્ય,
સભામાંહે આવી રહે તે તો જેગતે આદિત્ય. ૮

યોધ સર્વની સિદ્ધિ કેહે, વળી કો રાયે આવે જેહ,
કો દેશની ખિજમત આવે, કેહે રાયને તેહ. ૯
વળી દેશનું સુખ દુઃખ સુણાવે, સંતોખે ભૂપાળ.
મંત્રી તેહેનું દુઃખ શમાવી કરે સહૂ સંભાળ. ૧૦
જેહેને અધિકાર જેટલા, જેહેને જો છે કામ,
પ્રધાન નિત્ય તેહેને રાખે આપઆપણે ઠામ. ૧૧
ચંદ્રકેત મંત્રી જે કેહે તેહેને હાથ્ય કણ-કોઠાર;
રક્ષા કરે અહોરાત્રિ તેહેની અને ધન ભંડાર. ૧૨
અશ્વ ને આયુધ સઘળાં વિદૂરથને હાથ્ય;
ચંદ્રદેવ ગજ સંભાળે જે સન્નાહો નાનાભાત્ય. ૧૩
સેનાપતિ રાયને જળમાંહાં ચ્યાર ચતુર સુજાણ;
પરીક્ષા સર્વ યોધની દષ્ટે કરિ પરમાણ. ૧૪
એકનું તે નામ સુમતિ એક સુગતિ હોય.
દુષ્ટ અદ્ભુત ચારે એ, નહિ ગુણવંત કોય. ૧૫
યુદ્ધ વિષે રાયને રણમાંહાં તેહેના એક બુદ્ધ.
વ્યૂહ રચે તે જોઇ સરખા, અસ્ત્રવિદ્યા શુદ્ધ. ૧૬
સર્વ આયુધ રાખતા તેહેવા તે અસવાર,
વ્યૂહ રચી મોકલે યુદ્ધને; તેહેને તે અધિકાર. ૧૭
સિત્તેર નાયક સૈન્યના બળી ધનુર્વિદ્યાપૂર.
સન્નાહ ભાથા ધનુખ આયુધ યુદ્ધ વિષે અતિશૂર. ૧૮
પરહરો પાગ ન્યવ કરે પાછો, રણ્ય ન પામે ભંગ.
લઘુલાઘવી વિદ્યા ભલી વજ્રમે તેહેનાં અંગ. ૧૯
મહામંત્રના આવાહનથી સબળ યોદ્ધા જાય.
અતુલ પ્રીત્યે યુદ્ધ કરે; પાછો ભરે નહિ પાય. ૨૦
સિત્યેર એહેવા સુભટ. તેહેના સૈન્યનું કહૂં માન.
સહસ્ર ઈકોતર ભલા ગજ, સબળ કામ સમાન્ય. ૨૧

સહસ્ર ઈકોતર કનકમે રથે જોડયા સબળ વાજ્ય.
સહસ્ર એકાશી આગજ્ય અસવાર અત્ય રક્ષા કાજ્ય. ૨૨
લક્ષ પાળા એકનું દળ, એટલું સુણિ, ભૂપ.
સિતેર એહેવા નાયક શોભે સૈન્ય સાથે રૂપ. ૨૩
સુધન્વા ને સુરથ કેહે સુબળ બળ મહાવીર,
સુદર્શન પાંચમો ભ્રાતા ધનુર્વિદ્યાના ધીર. ૨૪
પાંચ તેહેને પુત્ર છે એકએકથી બળવંત.
સબળ યુક્તિ તે યુદ્ધ કરી અરિ તણો આણે અંત. ૨૫
એ પાંચનાં આયુધ આગળે રણમાંહાં રેહે નહિ ઈશ.
વસુદેવકુંઅર ઉપાસ્યા, વશવર્તી શ્રીજુગદીશ. ૨૬
પુરોહિત હંસકેતને ઘેરય શંખ લિખિત બે ભ્રાત;
રાય કચેરી સભામાંહે તે રેહે દિન ને રાત્ય. ૨૭
ભક્તિ સાથે દેહ તેહેને, નાવરે હરિ—નામ.
હંસધ્વજ તેહેને વશ છે; કરે દીધું કામ. ૨૮
નિગમ—ચર્ચા રાય આગળ, શાસ્ત્ર કચેરી યુક્તિ;
એણી પેરે રાયને ઘેરય પરમ હરિની ભક્તિ. ૨૯

વલણ

પરમ હરિની ભક્તિ રે, શ્રીકૃષ્ણ વાહાલા ઘણું.
છંદ ત્રીજામાહ રે એ અચરજ હંસધ્વજ તણું. ૩૦/૮૯

## છંદ ૪ થો—રાગ ગોડી-રામગ્રી

હવે અભિમનનો સુત બોલિઓ: સુણો જૈમુન્ય મુખ્ય,
વ્યાસછના રે વિદ્યાથી, શુભ બોલ્યા મુખ્ય. ૧
સૈન્યશોભા મે સાંભળી, મંત્રી તેહેના ચ્યાર.
સેનાપતિ મેં સાંભળ્યા, સુણ્યા પાંચ કુમાર. ૨
પુરોહિતનું કારણ કહ્યું, રાયનું આચરણ.
નારીની શોભા સાંભળી, વૈષ્ણવ સર્વે વર્ણ. ૩

હવે અર્જુનનો હય બાંધિઓ તે કોહો, સ્વામિંન.
જેહેને રથે સારથિ સદા. છે જગજીવંન. ૪
જેહેની પતાકા ઊપરે બેસે છે હનુમાન.
અખે ભાથા જેહેને, યુદ્ધે મહા સાવધાન. ૫
કોણ રીત્યે છોડવશે, કોહો મુજને પ્રેમ.
જન્મેજય રાય, સાંભળો, અર્જુનને એમ. ૬
જૈમુન્ય કેહે: રાયજી, સુણો હય પૂંઠે જેહ
સેવક પાછા વળિઆ અર્જુનના તેહ: ૭
"પાર્થને જૈને કોહો, જે બાંધ્યો રેવંત;
"યુદ્ધ કરવાને આવજ્યો લેઈ સૈન્ય અનંત." ૮
હય સોંપી પાછા વળ્યા અર્જુન છે જાંહ:
"સ્વામી તોરંગમ બાંધિઓ ચંપકપુરમાંહ. ૯
નગર તણી શોભા ઘણી, દળ યોધ અનેક.
વિષ્ણુભક્તને પુણ્ય સહી; જાણ્યે ધર્મ વિવેક. ૧૦
"આપણો રેવંત બાંધિઓ; કરશે મહા યુદ્ધ.
"સુભટ શિરોમણિ શોભતા સબળ છે આયુદ્ધ." ૧૧
એહેવું સુણી સહૂકો કેહે: "સાંભળો, નરદેવ;
"ભક્તશિરોમણિ એ સહી, કરે કૃષ્ણની સેવ. ૨૨
"બાણાવળિ યોદ્ધા ઘણા, છે પાંચ કુમાર.
"કારણ જાણે યુદ્ધનાં બળ ભંડાર. ૧૩
"હંસકેત રાજા તણૂં મોહોટૂં પ્રાક્રંમ."
"શ્રીનારાયણ રાખશે, અર્જુન, તમ ધર્મ. ૧૪
"હંસધ્વજને આપિએ દંડ સહૂ રાજાન."
"દુર્યોધનતે સૈન્ય હતૂં નહિ એહ સમાન." ૧૫
અર્જુને એહેવૂં સાંભળ્યૂં, ચિંતા મનમાંહે.
"કૃપાનાથ-કરુણા થકી ઘોડો છોડાય."

"કૃષ્ણાર્જુન સદા છે સરખી જોડય.
"તમ સાંધાતો લીડવા કૃપાનાથને કેડ. ૩૦
"એ ક્ષણ અળગા નહિ સમથી ભગવાન,
"ત્રણ્ય લોકમાં ધન્ય એ, સ્વામી તમ રાજધાન. ૩૧
"હયવરને જે બાંધશે તેહ આપણો થાય,
"સરવસ્ત આવી સોંપશે, નમશે તમ પાય. ૩૨
"હંસકેત આદે સહુ વૈષ્ણવ હરિદાસ,
"તે રાજાને જીતતાં તેમાં શો આયાસ? ૩૩
"રથ ઊપરે બેસે હરિ, સહુ નામે શીશ,
"તે રાજા આપણા સદા, જેહેને ધેરય જગદીશ." ૩૪
અર્જુન આનંદે પામિઆ: "તું ધન્ય, કુમાર,
"મુખ આગળે તું જાંહાં લગે ત્યાંહાં જયજયકાર. ૩૫

## વલણ

"જયજયકાર ત્યાંહાં થાય રે." ગુડાકેશ એમ ઊચરે;
છંદ ચોથે સેન્ય સાથે અર્જુન રણમાંહાં પરવરે. ૩૬/૨૨૫

## છંદ ૫ મો–રાગ મારુ

ચંદ્રવંશ–ઉદ્યોત મુગટમણિ સવ્યસાચી નરદેવ રે;
અશ્વ પધારી સેન્ય હકારય યુદ્ધ કરવાને ખેવ રે. ૧
દુંદુભિનાદ અનાહત વાગાં, શંખ તણી ધ્વનિ હોય રે;
અર્જુન–દળ યોધ સર્વ સુક્તિ સાંપ્રત થઈ સર્વ કોય રે. ૨
ગજ રથ અશ્વ અનોપમ ઝળકે, આયુધ ભરી અસવાર રે;
કનક મણિ માણિક્ય મુક્તાફળ સન્નાહ જડિત અપાર રે. ૩
સુંદર રથ શોભા અતિ દીસે, સ્વર્ગ તણાં સુખ તુલ્ય રે;
દૃષ્ટિ ધરી જોતાં મન હીંસે, એહેવા છે બહુ મૂલ્ય રે. ૪
ગજ અંકુશ અંબાડી અદ્દભુત, મણિ કચેરી બહુ જ્યોત રે;
એહવું અર્જુન સેન્ય ઘટાદળ દીસે બહુ ઉદ્યોત રે. ૫

ફરહરે માંહિં ધ્વજાપતાકા, અસંખ્ય આગળ્ય પાળા રે.
સુખાસન શોભે બહુ પેરચનાં; વાગા રત્ન રંગાળા રે. ૬
અગ્નિઅસ્ત્ર અર્ધચંદ્ર અસંખ્યા, ગદા શકટ બહુ ભરિયાં રે;
અનેક આયુધ ભરયાં અસંખ્યાત,
ભરી મુખ આગળ્ય કરિયાં રે. ૭
અનેક વેસર કરભ ચિત્તરાં પંચાયણ શાર્દૂલ રે;
વાણિજ વસ્તુ સંઘાતે સઘળી, નગરી સર્વસ મૂલ રે. ૮
મલ્લ મહાબળ સાથે, નૃત્યકી, શોભા સૈન્ય વિરાજે રે;
જૈમુન્ય કહે : શી શોભા કહું, જો સુરપતિનું દળ લાજે રે. ૯
હાસ્યહાસ્યથી વર્ણાવર્ણ બહુ સરવ મુનિવર આવે રે;
સવ્યસાચીના દળને જોતાં અપાર ઉત્તમ નાવે રે. ૧૦
આગળ્ય શુદ્ધ કરાવી અવની અને છટારી પંથ રે,
જેણે કરીને રજ નવ્ય લાગે, પ્રગટે અંજનિનો કંથ રે. ૧૧
ચૂઆ ચંદન અગર કસ્તૂરી ધૂપ તણા મેહેકાર રે;
એણી પેરે રણમાં રે આવ્યો કુંતી તણો કુમાર રે. ૧૨
બંદીજન અર્જુનમુખ આગળે ચંદ્રવંશ-યશ બોલે રે;
ત્રણ્ય લોકમાંહાં સુભટશિરોમણિ નહિ કો અર્જુન તોલે રે. ૧૩
માગધ જન મુખ આગળે ઊભા રણે રઢિયાળા ગાય રે;
શોભા સૈન્ય સબળ તાંહાં દીસે, પરદળ નાઠાં જાય રે. ૧૪
મહારથી રથ પાંચે સંઘાતે અશ્વ ફેરી રણ ન્યાદાળે રે;
આડા અવળા મારગ સઘળા જળનાં સ્થાનિક ભાળે રે. ૧૫
નદિ ઝાંખર સોળ અને વિસમાઈ; રણ સઘળું છે થાળે રે;
માસ અકપેકે રાજા આવી તે રણને સંભાળે રે. ૧૬
રણમાંહાં સ્થંભ રચ્યો તે નિરખી પછે સૈન્ય પોતાનું જોયું રે;
પારથ કહે અંગ ઉદ્ગમ્યું; યુદ્ધ કરવા મન ગોઠ્યું રે. ૧૭
સાહામું નગર ચંપકપુર જાણે, દીસે દૂરે અવાસ રે;
ગોખ જાળિએ ચંદ્ર અનુસ્યમણિ અમરપુરી-આભાસ રે. ૧૮

ઘંટાનાદ મૃદંગ ઝલ્લરી ભેર ગર્જના ગેહેકે રે;
ચૂઆ ચંદન અગર ધૂપ હરિ-પૂજા પુષ્પ બહુ મેહેકે રે. ૧૯

વલણ

પૂજા પુષ્પ બહુ મેહેકે રે, ધન્ય વિષ્ણુભક્ત નગરી સહુ;
હવે રાય ક્યમ દ્વારે આવશે,
જહ આનંદ દળમાંહાં પામ્યૂ બહુ. $\frac{૨૦}{૧૪૫}$

છંદ ૬ ઠ્ઠો-રાગ રામગ્રી

રાય જન્મેજય કેહે : કૃપાળ જી,
કોણ રીત્યે આવ્યો હંસ ભૂપાળ જી;
તે મુહને કોહો, આનંદ મન્ય જી,
ધન્ય કુંતીનો સુત અર્જુન જી. ૧

ઢાળ-ધન્ય ધન્ય અર્જુન એ કહિયે મહાપ્રાક્રમી બળવાન,
સારથિ વૈકુંઠનાથ જેહેને, પતાકાયે હનુમાન. ૨
હવે કોણ રીત્યે આવિઓ હંસકેસરી રણવીર;
અર્જુનને રથે કયેહી રીત્યે આવ્યા શ્યામશરીર; ૩
કયહી રીત્યે ઉભયતા બેય સૈન્ય મળિઆં શૂર;
કયેહી રીત્યે અસ્ત્ર કેગ બાણ કીધાં ચૂર; ૪
વિસ્તારી એ કોહો કથા, જૈમુન્ય પાવન દેવ.
હંસધ્વજ રાયને મંદિર અખળ હરિની સેવ. ૫
જૈમુન્ય કેહે : સુણ્ય ચતુરગુણ અતિ ઉગ્રતા મન જાણે.
હંસધ્વજને પ્રભુ વાહાલા, ભક્તિ મનમાંહાં આણે. ૬
પરમચતુરા માધવી એહ પટ્ટે નિર્મળ નારી,
વિષ્ણુભક્તે સ્નેહ સઘળો, હેત મન મોરારી. ૭
નિરંતર શ્રીકૃષ્ણની સેવા કરે બહુ ભાત્ય,
ત્રિવિક્રમની ટેહેલ્ય કરતા જાએ .દિન ને રાત્ય. ૮

હવે શંખ લિખિત બે પુરોહિત આવી કહે : "સુણ્ય, ભૂપ;
"આપણા દળમાંહાં યોધ સહુ દેખાડવાનાં રૂપ. ૯
"નગરમાંહે પડો ફેરવી સજ્જ કરાવો સૈન્ય,
"મળી એકઠા નિત્યે હીંડે, ઘણું મ્યજ્યું જ્યમ ધેન્ય. ૧૦
"ઘણા દિન તો બેઠી રહ્યા, રાતાં કરવાં છે ગાત્ર;
"આજ જોઇએ રણ વિષે તે કેહવા યુદ્ધ-પાત્ર. ૧૧
"આયુધ કેરા ભાર વેહે છે ગર્વ આણી મંન્ય;
"હશે તે તાં દેખશું; હવે રણાંગણ્ય અર્જુન. ૧૨
"રાયજી, તહ્મ્યો પરમ વૈષ્ણવ અને હૃદે કૃપાળ,
"આજ નગરે યોધ સહુની લીજિએ સંભાળ. ૧૩
"આપણા દળમાંહાં કો ન જાણે કિરીટીનું પ્રાક્રમ;
"જેહેને રથે છે સારથિ એ સદા શ્રીપરબ્રહ્મ. ૧૪
"તેહેના રણમાંહાં જય કરી જાંગીર જાડે (?) કોય,
"મહાદેવ રણ્ય માંડે નહિ, ત્રણ્ય લોક ઈશ જોય. ૧૫
"ગોરવને નોહોતરે આવે જ્યમ લેવા સ્વાદ,
"આહાર ભોજન પામતા એક એક થંલે વાદ. ૧૬
"પરોણા પરઘર તણા તે જમી જાએ હામ્ય.
"તે-માંહાંથ્યું, રાયજી, નાવે કોય કોહોને કામ્ય. ૧૭
"મળે પક્ષી એકઠાં બહુ ઉદક હવેરે સ્થાન્ય,
"કાર્જ્ય કેહેને કામ્ય નાવે; સાંભળો, રાજાન; ૧૮
"ત્યમ સૈન્ય સઘળું આપણું નાવે જાણી રણની રીત્ય;
"યૌવન પામ્યે કામકળારસ કામ્યનીશું પ્રીત્ય. ૧૯
"ભરી પગલૂં રણ વિષે રાય, મન જેહેનું ધીર,
"આજ સહૂનું જણાશે. આપણા દળના વીર, ૨૦
"આયુધ જેહેનાં આવડે તેહેને હકારો રણ, રાય.
"આઠ વરસનો બાળ હોય તે મેહેલિયે ઘરમાંય; ૨૧
"બીજા સહુકો રણ વઢે. એક દિવ્ય કરો, મહારાજ;
"પુત્ર તણી પોતા તણો રાખવી નહિ તેહેની લાજ. ૨૨

"કઢાઅ એક ચઢાવિએ, રાયનગર કેરે દ્વાર.
"સો મણ તેલ ઊકાળિએ, થાય તપ્ત તેણે ઠારચ. ૨૩
"ત્રીજે દુંદુભ્યે જેહ નાવે યુદ્ધ કરવાની યુક્તિ,
"તેહને નાખો કઢામાંહિં; ન જોઈએ તેહેની ભક્તિ. ૨૪
"દિવ્ય એહેવૂં, રાય, રચતાં સદ્ય થાશે કામ.
"નહિતો સુખિઆ મેહેલશે નહિ આપઆપણાં ઠામ." ૨૫
રાયે આપી આજ્ઞા: "એ શીઘ્ર રચિએ મર્મ."
પુરોહિત કેહે છે: "રાયજી, રેહેશે તમારો ધર્મ." ૨૬
જમુન્ય કેહે છે:રાયજી, પુરોહિત તણે મન્ય દ્વેખ.
સુધન્વા રાયને કુંઅર પરમ વૈષ્ણવ એક. ૨૭
મહાપ્રરાક્રમી શસ્ત્ર–અસ્ત્રવિદ્યા રણાંગણનો વીર.
બળબુદ્ધચ પાંચમાંહાં તેહેની, હરિચરણે ચિત્ત જેહેનૂં ધીર. ૨૮
સબળ મન્દિર રાજસેવા અતુલ્ય દાતા હોય;
વૈષ્ણવમાંહિં શિરોમણિ નહિ ભક્ત એહેવો કોય. ૨૯
અહોરાત્ર ઓછવ હરિકીર્તને ગર્જના ગેહેગાટ.
વૈષ્ણવ મારગમાંહાં છે પૂરો; મનમાંહાં નહિ ઉચાટ. ૩૦
ડાહ્યાં આચરણ તેહેનાં ગમે નહિ શંખ લિખિત જેહનૂં નામ;
મનમાંહિં જાણે:'કો સમે ફેડિએ એહેનો ઠામ.' ૩૧
તે માટે આદર કરીને પ્રેરિઓ રાજાન.
કઢાયમાંહિં નંખાવશે, રાખશે શ્રીભગવાન. ૩૨
'ભક્તવત્સલ' નામ જેહેનૂં ભક્તપાળક દેવ,
કષ્ટ હોતે કૃપાનિધિ આવી રેહે તતખેવ. ૩૩
ભક્તનો ભય ભાંજવા નરકેસરી થઈ નાથ
હિરણ્યકસ્યપ વિડારી દીવો પુત્રને શિર હાથ. ૩૪
દુર્વાસાના ભય થકી અંબરિખ રાખ્યો ભૂપ.
સુદર્શન રાજ્યમાંહાં ફરતૂં તેણે બાન્ધ્યૂં કૃપા–રૂપ. ૩૫

એણી પેરે નાયજી ભક્તને રાખે શરણ.
ગર્ભ રાખ્યો પરિક્ષિતનો બ્રહ્માસ્ત્ર મિથ્યા મરણ. ૩૬
જેહેને પ્રભુ કરુણા કરે તેહેને કોણ પમાડે દુ:ખ?
વિઘન કોટિ થકી ઉગારી આપે બહુવિધિ સુખ. ૩૭
સુધન્વા શ્રીકૃષ્ણનો, વિષ્ણુમે તેહેનૂં અંસ.
પુરુષોત્તમ જેહેને પ્રાણજીવન તેહેને કોણ પમાડે ભંગ? ૩૮

વલણ

કોણ પમાડે ભંગ તેહેને? નાથ તાંહાં આવી રેહે
છંદ છઠે અહીં થકી પૂરણ પુરોહિત રાયને કેહે ૨૯/૧૮૯

છંદ ૭ મો—રાગ રામગ્રી

રાય જન્મેજય કેહે : ધન્ય મુંન્ય જી,
અદ્ભુત એ કથા પરમ પાવંન જી.
ધન્ય સુધન્વા વૈષ્ણવ એહ જી, પ્રભુને ચરણે પૂરણ નેહ જી. ૧

ત્રોટક બંધ—તાલ ત્રિગરો

ધન્ય ધન્ય સુધન્વા ભક્ત, હરિચરણે મન આસક્ત.
ધન્ય ધન્ય એહેનો તાત, ધન્ય જનેતા ને ભ્રાત. ૨
ધન્ય નગર મધ્યજો વાસ, શ્રીધરચરણાંબુજ આસ.
જોઈ ભક્તિ થયો સંતુષ્ટ. બે પુરોહિત માંહેં દુષ્ટ. ૩
કોહ્યો હંસધ્વજની પ્રીત્ય. ઘેરથી ચઢ્યો કોણ્ય રીત્ય.
સર્વ ભારત કેરો સાર અશ્વમેધ પર્વ અપાર. ૪
જૈમુન્ય વદે : રાજેંદ્ર,' જેહેને ગર્વનો નહિ લેશ.
જેહેનૂં ગલિત હોયે મંન, તે સદા જન પાવંન. ૫
તેહેને રુદે બસે કૃપાળ, કરે રક્ષા દીનદયાળ.
હંસકેત એહેનો ભૂપ, ભક્તરાજ વિષ્ણુનૂં રૂપ. ૬
તેડિઆ વર્ણાવરણ શુભ સર્વનાં આચરણ.
સહૂને કેહે રાજાન: "રહો આવિઆ ભગવાન. ૭

"જે કો વૈષ્ણવ જન પુર માંહ, દર્શને ચાલજ્યો ત્યાંહ.
"અર્જુન આવ્યો વીર, તેહને રથે શ્યામશરીર. ૮
"ઝળહળે કેવળ બ્રહ્મ, અઘ-ઓઘ ત્રાસે કર્મ.
"આજ સરચાં સહૂનાં કાજ; દર્શન કરો મહારાજ." ૯
સુણી પ્રજા સુખણી થાય, સર્વને હરખ ન માય.
દર્શનને દેવાધિદેવ પુર હકારિયું સર્વ એવ. ૧૦
વજડાવ્યાં રાય નિશાણ, બંદીજન કીર્તિ વખાણ.
પછે પંચગવ્ય માર્જન કીધ, આજ મનોરથ સર્વ સિદ્ધ. ૧૧
બહુ સેવા કીધી નાથ, સ્વામી, તમ્યો છો અમ આથ્ય.
ધરચા નાનાવિધિ શણગાર; નહિ કુસુમ ચંદન પાર. ૧૨
આર્તિવેળા હોય, જાણ્યે અપર વકુંઠ હોય.
ઝલ્લરી ઘંટાનો બહુ ઘોર, શંખનાદ મૃદંગ સોર. ૧૩
નિરખિઉં રૂપ રાજંન, તે તો ધરી રાખ્યૂં મંન.
શંખચક્ર-અંકિત ગાત્ર, ચરણામૃત પામ્યા માત્ર. ૧૪
મણિ કનક અવની ગાય, રથ અશ્વ દ્વિજ-કરમાંય,
આપિઆં દાન અનેક, તેહ તણો નાવે છેક. ૧૫
સન્નાહ પેહેરયો અંગ, આયુધ સઘળાં સંગ્ય.
રથે ચ્યાર જોડચા વાજ્ય, ચાલિઆ યુદ્ધને કાજ્ય. ૧૬
રથે બેઠો રાય હંસકેત, પ્રભુચરણે જેહેને હેત.
રાયે પૂરિઓ શંખનાદ, જેણ્યે ધડૂકે ઊપજે ઉહ્લાદ. ૧૭
વાગ્યો પંઠા દેઈ જાણ, રથ હકારચો કેકેકાણ.
વાજે ગોમુખ પણ્વ ભેર [તુરી] ઢોલ ચોહો ફેર. ૧૮
વાજે અનેકવિધિ વાજિંત્ર, ઝળકે રાયને શિર છત્ર.
બેહૂ પાસાં ચમર ઢળાય, બેઠેલી દુંદુભિ ચાલ્યો રાય. ૧૯
રણઝોમ્યનૂં જે દ્વાર, જ્યાંહાં શોભિતો નગરપ્રાકાર,
રથ્ય આણિઓ તાંહાં ભૂપ, આગળ્ય બે પુરોહિત રૂપ. ૨૦

દેશી ]

પુરોહિત બે રૂપ આગળ્ય શંખ લિખિત જેહેનૂં નામ,
અશ્વ હકારી રાયને કેહે : "રાખિએ રથ આમ. ૨૧
"નગર માંહાંથી સેન્ય આવે, લીજે સર્વ સંભાળ.
"ત્રીજે દુંદુભિ રણાંગણમાંહાં નાવે જે ભૂપાળ, ૨૨
"તેહને કઢામાંહિં નંખાવિએ; કોણ કામનો તે શૂર?
"આજ કામ્ય આવે નહિ તેહેને હાથે કીજે ચૂર." ૨૩
કઢા એક વિશાળ તે તેલ પૂરાવિઉં તે મધ્ય,
સબળ ઊકાળે ચઢાવિઉં. રચી વિપ્રે બુદ્ધ્ય. ૨૪
સોર સબળો નગરમાંહિં; સજ્યા વીરે વીર.
વાર થાયે જેહેને પચે તેલ તેહ શરીર. ૨૫
સિતેર નાયક આવિઆ દળ સહિત રણમાંહાં તેહ;
ધરા સર્વ કંપિત હવી, જાણ્યે ગગને ચઢિઓ મેહ. ૨૬
હાથી આગળ્ય શોભના, શોભિતા રથ અસવાર.
સન્નાહ ભાથા ધનુસ ખડ્ગ આયુધનો નહિ પાર. ૨૭
પાળા આગળ્ય શોભતા રૂપવંત ચ્યારે રંગ!
ધરા સર્વ શોભી રહી; દીસે અમરવત અંગ. ૨૮
જૈમુન્ય કેહે છે : રાયજી, તે સેન્ય શોભે એમ,
અમર સધળા ઈશ સાથે ઇંદ્ર શોભે નેમ. ૨૯

વલણ

ઈંદ્ર શોભે જ્યેમ રે એમ એ સૈન્ય રણમાંહાં આવિઉં.
હંસધ્વજ સર્વ સેન્ય સાથે અપાર ઉત્તમ ભાવિઉં. ૩૧/૨૫૪

છંદ ૮ મો–રાગ ધન્યાશ્રી, ચોપૈ બંધ

સિતેર નાયક રણે આવિઆ, સેન્ય સર્વ સાથે લાવિઆ.
એક નણા એ દળનૂં માન, સાંભળ, જન્મેજય રાજાન. ૧

સહસ્ર ઈકોત્તર ગજ મહા પ્રૌઢ દેખી રૂપ ધરાએ દિગ્મૂઢ,
સહસ્ર કોતલ રથના રંગ, ચંચલગતિ જોડ્યા તોરંગ. ૨
અસવાર સહસ્ર એકાશી સહી, લક્ષ પાળા મર્યાદા કહી.
એક તણું દળ છે એટલું, શિતેર નાયકને તેટલું. ૩
મંત્રી ચ્યાર, સેન્યાપતિ ચ્યાર આવ્યા રણે, દળનો બહુ ભાર,
ચ્યાર પુત્ર આવ્યા મહામતિ, શોભે રથ ઘોડા સારથિ. ૪

નવ સહસ્ર ક્ષત્રીસુત જેહ, રણ રણાંગણ આવી તેહ.
દળ તણો નવ્ય લાભે પાર, અતુલ્ય રથ ઘોડા અસવાર. ૫
ધ્વજા પતાકા ફરકે ઘણી, સઘળી શોભા તે દળ તણી,
જૈમુન્ય કેહે: જન્મેજય, સુણો; કુંઅર પાંચમો હંસરાય તણો, ૬
નામ સુધન્વા વૈષ્ણવ પરમ, હરિસેવા દાતા મતિ ધર્મ.
તેહેની નિસ કહું, સુણ, રાય; કોણ રીત્ય સમરાંગણ જાય. ૭
એ તાંહાં દળ સબળ આવિઓ, હંસધ્વજને મન્ય ભાવિઓ.
હવે ભક્તરાયની સુણિયે કીર્ત, જેહને પ્રભુ ચરણે બહુ પ્રીત્ય. ૮
બીજું દુંદુભિ જાહારે થયૂ, સઘળું સેન્ય ચઢી રણ્ય ગયૂં,
નગરે સોર થયો છે બહુ, દળ જોવાને મળિઓ સહૂ. ૯
સુધન્વાનૂં કહૂં આચરણ, વશ કીધા જેણે અશરણશરણ,
પ્રથમે પ્રાયશ્ચિત્તનૂં દાન, પછે મંદિરે આવ્યા ભગવાન. ૧૦
પ્રેમે પૂજ્યા દીનદયાળ; શણગારચા લક્ષ્મી ગોપાળ,
ચંદન ભાલ્ય પુષ્પ અતિ ઘણાં, મેહેકે કૃષ્ણાગર ધૂપણાં. ૧૧
અનેક ભક્તિ ભોગ નહિ પાર, શંખનાદ ઘંટા ઝમકાર,
ઝળહળ હોએ નાથ આરતી, પૂરણ વિરાજ્યા કમળાપતિ. ૧૨
ચરણ થકી શિર સુધી દ્રષ્ટિ નિરખ્યા નાથને નેત્ર ત્યાંહાં ભરી,
શત પ્રણામ કરચા ગોવિંદ; સુધન્વા પામ્યો આનંદ. ૧૩
તેડી દ્વિજ પૂજ્યા બહુ ગાત્ર, અતુલ જ્ઞાન દત કેરાં પાત્ર."
ગજ રથ અશ્વ ધેનુ બહુ ધંન આપ્યૂં દ્વિજવર હીરચૂં મંન. ૧૪

કવચ શંખ ચક્રનું કીધ, ભુજશીલાર ઉરસ્થળ લીધ;
શિલા શુદ્ધ ધરી કરે શ્યામ, જિહ્વા થકી ન મૂકે નામ. ૧૫
પછે સન્નાહ મોહારી અંગ, ભાથા બીડ્યા પામી રંગ.
ધનુષધારી ગણ નિરખ્યો સહી, આયુધ સર્વ ધરિયાં સજ થઈ. ૧૬
બંદીજન બોલે જયકાર. આણ્યો રથ, હય જોડ્યા ચ્યાર.
ધ્વજા ફરહરે; શોભા ઘણી. કાંતિ વિરાજિત છે હય તણી. ૧૭
રથ ઊપરે બેઠો બળવંત: 'દર્શન કીજે કમળાકંથ,
'વૈકુંઠનાથ સારથિ થાય; પતાકાયે સુત બેસે વાય. ૧૮
'ભાગ્ય જુઓ અર્જુનનું ઘણું,
રથમાંહાં તેજ ત્રિલોચન તણું,
'તે શોભાને નિરખું જઈ; ભલે પરોણા આવ્યા સહી' ૧૯
હાંક્યો રથ માતા છે જાંહ. ચરણે નમ્યો જઈ મંદિર માંહ,
માતાને પરદક્ષણા કરી: "યુદ્ધે જાવું; આવ્યા શ્રીહરિ. ૨૦
"રણે અર્જુન આવ્યો શાર્દૂલ, જે જાણે વિદ્યા શાસ્ત્ર મૂળ;
"સચ્ચિદાનંદ થાયે સારથિ, જેહેની પતાકાયે હનુમાન જતિ, ૨૧
"જેહેને અખે ભાથા હોય, બાણ ન ખૂટે કોય,
"માહરા મનમાં મોટી હામ: તેહેનો રણે જીતું સંગ્રામ. ૨૨
"અખિલેશ્વરની દૃષ્ટ રહી; જે દારુણ યુદ્ધ કરે રણે સહી,
"માતાજી, આજ્ઞા દીજિયે, ત્યમ યશ યુદ્ધ વિખે લીજિયે." ૨૩
કહે જનેતા: "સાંભળ, તંન, મેં બળવંત સુણિઓ અર્જુન,
"જેહેને સારથિ શ્રીગોવિંદ, રણમાંહાં અર્જુનને આણંદ. ૨૪

વલણ

"આણંદ અછે અર્જુન વીરને, સારથિ શ્રીહરિ સદા,
"રૂપ એક શ્રીકૃષ્ણાર્જુન પુત્ર, જાણો સર્વદા." ૨૫/૨૩૯

---

૧૮. સુત વાયુ = વાયુસુત હનુમાન

### કડવું ૯ મો—રાગ મેવાડો

બોલી રે સુધાવતી જેહેનું નામ: "અર્જુન એક સુંદર સ્યામ.
"કરે પ્રભુ પાંડવને શેરથ કામ; કૃષ્ણને અર્જુન આત્મારામ. ૧
"તે કેયમ યુદ્ધે જીત્યા જાય? તેહેને શેરથ વૈકુંઠરાય.
"જ્યહાં નાથજી મોડે પાય, તેહેનું તેજ અધિકું થાય. ૨
"સાંભળ્ય, પુત્ર પરમ ઉદાર. પાંડવ પ્રાણ વિશ્વાધાર.
"ભોમ્ય ઊતારવા હરિ ભાર એ નરનારાયણ અવતાર. ૩
"કરજ્યો યુદ્ધની એહેવી રીત્ય, પ્રભુને ઊપજે જ્યમ પ્રીત્ય.
"તમને કહૂં વૈષ્ણવની નિત્ય, અર્જુન ભક્તરાજ આદિત્ય. ૪
"અર્જુન રૂપ દીનદયાળ, વશ એહેને દેવ કૃપાળ.
"પ્રભુ કરે પાંડવની પ્રતિપાળ રણમાંહાં જાણજે ગોપાળ. ૫
"તુજને કહૂં, સુધન્વા, ઘેરથ જાણે તું ધનુર્વિદ્યા પેરથ;
"અર્જુન ગ્રહી સાવજ્યો સેહેર, શસ્ત્રઘાત ખમજે ઘેર. ૬
"કોડે આવે કેવળ બ્રહ્મ, જ્યમ છૂટિએ ભવનાં કર્મ.
"વૈષ્ણવ સર્વમાં રેહે ધર્મ, પ્રભુને ભક્ત વલ્લભ પરમ. ૭
"સાંભળ્ય, પુત્ર પરમ નિધાન. અતિ સુંદર ચતુર સુજાણ.
"અખિલ આદ્ય સારિંગપાણ્ય, આદ્યે અંતે એહ પ્રમાણ. ૮
"કર્તું-અકર્તા એહ જ રૂપ પરમ પરાયણ કૃષ્ણ-સ્વરૂપ.
"એહ થકી બીજો સંસાર કૂપ, સત્યમેવ સત્ય વૈકુંઠ રૂપ. ૯
"જ્યમ મણિસૂત્રે પરોયો હાર, સત્ય સર્વમાંહાં વિશ્વાધાર
"જ્યમ જળબિંબ ચંદ્ર અપાર, એમ હરિ વિના નહિકો હારથ. ૧૦
"નિર્મળ નાથ કેરા પંથ, ત્રૈલોક્ય-તત્ત્વ કમળાકંથ.
"રાખિએ ભક્તિ ભાવ અનંત, ધરે દષ્ટે કમળારંત. ૧૧

### દેશી આલસી

"કરુણાવંત કૃપા કરિ; સુત, રણે રાખજે રંગ.
"ધ્યાનમુદ્રા રુદેમાંહે રાખજ્યો હરિ-અંગ. ૧૨

"સજળ ઘન, તન શ્યામસુંદર, કમળનેત્ર રસાળ,
"નાસિકા નિર્મળ ઈંદુવત મુખ ગલ્લ શોભિત ભાલ. ૧૩
"કિરીટ કુંડળ હાર અંગદ. રત્ન મણિમે જ્યોત્ય.
"પીતાંબર પટકુળ શ્રીવચ્છ કૌસ્તુભમણિ ઉદ્યોત્ય. ૧૪
"ચરણે રણઝણિત નેપુર કિંકણી કટિ નાદ.
"ઉર તુળશીહાર, કુસુમના, ઊપજે ઉલ્લાદ. ૧૫
"વક્ષસ્થળ અતિ ગ્રીવા શોભિત, હરત અદ્ભુત ન્યાર,
"શંખ ચક્ર કૌમોદકી કરે, પદ્મ પાણ્ય અપાર. ૧૬
"સદાકાળ પીત પેંડેરણ્ય, શ્યામ સુંદર દેવ,
"હૃદે રાખી ધ્યાનશું, મન વચન કર સેવ. ૧૭
"દીનબંધુ દયાળજી તમ કૃપા કરશે. તન.
"ધનુર્વિદ્યા અસ્ત્ર બાણે જીતજે અર્જુન. ૧૮
"આપણા કુળમાંહાં પાછી પાહાની કો ભરે નહિ પુત્ર.
"કુશળ તાહારા યુદ્ધમાંહે જીતજે રણ શત્રુ. ૧૯
"બાણ આવે કિરીટનાં, કરજે કટકા તેહ.
"શર પૂરજે જે રણાંગણે, જાણ્યે પ્રસે કચેરો મેહ. ૨૦
"આરાત લાગે પ્રભુ આગળે, રખે પામે ત્રાસ!
"જન્મથી જ્યેને સેવિયે તે કૃષ્ણ તાહારે પાસ. ૨૧
"સદાકાળ તુજ થકી અળગા નહિ દેવેશ.
"જ્યમ અગ્નિ ભેદે હવ્યમાંહાં ત્યમ કૃષ્ણ તુજ પરવેશ. ૨૨
"રણાંગણ્ય શ્રીકૃષ્ણ સન્મુખ ભાગ્ય હોય તો થાય.
"તે ખડ્ગ રણ ઝળહળશે ગુડાકેશના રથમાંહ. ૨૩
"પુત્ર, તુજને જય હજ્યો," આશિશ દીધી માત;
તિલક ધરીને વધાવિયો; ઓવારણાં લે હાથ. ૨૪
પુત્ર ટગેરૂં વદન જોતાં નયણે આવ્યાં નીર.
ચરણ મસ્તક નમાવી પછે વળ્યો તાંહાંથી વીર. ૨૫

ઉતાવળો થઈ આવિઓ નિજ બેહેન્ય કેરે દ્વારય;
કુવલયા માતની જાઈ તેહેને ચરણે કરવા નમસ્કાર:
"માહારી બેહેન્ય, આપો આગન્યા; હૂં જાઊં રણ સંગ્રામ.
"વૈકુંઠનાયક સારથિ, જેહેની પતાકાએ હનુમાન.
"દાદાજિયે અશ્વ બાંધ્યો; આજ કરવૂં યુદ્ધ.
"આશિશ દ્યો, માહારી બેહેન્ય બાઈ, નઘટ થાએ આયુદ્ધ.
"ગોવિંદજી વાહાલા ઘણૂં અને પવિત્ર છે તમ અંગ.
"વાક્ય તમ આશિશથી બહુ સુભટ પામે ભંગ."

વલણ

"બહુ સુભટ પામે ભંગ રે; અર્જુન રણે જીતો જઈ."
છંદ નવ અહીં થકી પૂરણ; બેહેન્યને વાણી કહી.

**છંદ ૧૦ મો–રાગ મલ્લાર, તાલ પડતાલો**

બેહેન્ય કુવલયા કેહે : "સુણો, ભ્રાતા,
એ તો લેખ લખ્યો રે વિધાતા.
"પાંડવનો ગંગાજળ આવ્યો; નર નારાયણ સંગ્ય લાવ્યો.
"વૈકુંઠનાથ કૃષ્ણ કાહાવે ઉગ્ર ભાગ્યથી ઘેર્ય આવે.
"આપણે પુણ્ય પ્રગટ થયૂં આજ, હય પૂંઠે આવ્યા મહારાજ.
"દર્શન કૃષ્ણદેવનૂં કીજે. પ્રભુપ્રેમ ચક્ષુ–અમ્રિત લીજે.
"કોટિ કલ્પ તપ કરતાં જાય તોહે નાથ–દર્શન ન થાય.
"એ કો ભાગ્ય આપણૂં મોટૂં.
કૃષ્ણ-ઉપાસન કયમ થાયે ખોટૂં ?
"ભાઈજી, ભક્તિ ભાવ મન્ય આણી
જીતજો અર્જુન સારિંગપાણી.
"બહુ વિધિભેદ તણાં જે બાણ ધનુર્વિદ્યા સુણી કરજ્યો સંધાણ.
"પાર્થ જીતી લાવજ્યો. ભાઈ, જયમ આવે ઘેરય વૈકુંઠરાઈ.
"અંબુ સલિલ સાગર ભણી જયંમ, અર્જુન પૂંઠે નારાયણ ત્યંમ.
"માત પૂંઠે જયમ ચાલે બાળ, તેમ અર્જુને પૂંઠે ગોપાળ."

કે સુધન્વા : "એહની સુણો જી, અર્જુન કાળનો કાળ ગણો જી.
"દ્રોણાચાર્યની વિદ્યા જેહ, પાર્થ સઘળી જાણે તેહ. ૭
"ઉતારવા અવનીનો ભાર તો સારથિ થાયે વિશ્વાધાર.
"અનેક સુભટ-દળ ચૂરણ કીધું, ગોત્રકંદન નિશ્ચે પૂરું લીધું. ૮
"અખે ભાથા બાણ ન ખૂટે, ગાંડીવ ધનુષનો ગણ નવ ત્રૂટે.
"આગળે હરિ સારથિ સાવધાન, પતાકાયે બેસે હનુમાન. ૯
"તેહને સફળ કાર્ય સર્વ થાય, બાણવિદ્યા કેમ કથમ જીતાય?
"પણ મહા યુદ્ધ કરું રણમાંહાં જઈ,
જેમ અર્જુન નાસે દુખિયો થઈ. ૧૦
"એહના ભાથાને બાણે લીધો નવ જાઉં.
રથ પર દીઠો હરિવદન સમાઉં."
ભગની કહે : "સાંભળ, મુજ બંધુ,
તેં જ્યો ઉપાવ્યા શ્રીકૃષ્ણ સિંધુ. ૧૧
"હું તમને જાણું હરિ-તેજ; વૈકુંઠનાથ સુધન્વા હેજ.
"જ્યોત્ય થકી જ્યોત્ય પ્રગટ જ થાય.
તે જ્યોતે નાથ તેજમાં સમાય. ૧૨
"બાણ-મોકે સર્વ સૈન્ય વધારી,
દેખાડજ્યો મુજને હરિ લાવી.
"આયુધ તાહારાં કુશળ જયકારી;
પ્રસન્ન હજ્યો નમ દેવ મોરારી. ૧૩
"અર્જુનયુદ્ધ શ્રવણે મેં સુણિયાં.
બાણમોકે કૌરવ-દળ હણિયાં.
"જેણે વશ કીધા હોયે વૈકુંઠનાથ,
તે માટે યુદ્ધ અર્જુન સાથ. ૧૪

વલણ

"યુદ્ધ કરે તે પાર્થ સાથે, જેહને વશ્ય પૂરણ હરિ.
"પૂરણ યશ રણ નહું લેજ્યો, સમરાંગણ સુંદર કરી" ૨૮૪

## છંદ ૧૧ મો—રાગ પદ્માવતી

"માહારા બાંધવ જી, અવિધારો. આણે આસન, વીર, પધારો.
"તમ કવચ સોહાવૂં રે, ભાઈ; રક્ષા કરશે વૈકુંઠરાઈ. ૧
"લક્ષ્મો પૂરણ હરિના રે દાસ; તમમાં નારાયણનો વાસ.
"ચરણે રાખે ચતુર્ભુજ પ્રેમ, કાશકિતિલ (?) કુશળ ખેમ. ૨
"આંગળી નખ પીંડીને રાખે, જંઘા પરસોત્તમ પગ આખે.
"કટીબંધ રાખે કરુણાળ; નાભિ રાખે દીનદયાળ. ૩
"પૃષ્ટમાંહે વૈકુંઠ-ધીશ, કેટે બાહુ રાખે જગદીશ.
'તાહારા ઉરને રાખે દેવ, કરે રક્ષા કૃપાનિધિ એવ. ૪
"હૃદે સ્તનને ત્રિભોવન-કર્તા, રાખે સકળ દુઃખનો હરતા.
"ભુજ આંગળી હસ્ત હથેળી રાખે ત્રીકમ તેજને મેળી. ૫
"મુખે મુકુંદ, નાસિકા નાથ, ચક્ષૂ ઊપરે દે હરિ હાથ.
"ગાલે ગુણસાગર ગોવિંદ, કર્ણ રાખે પરમાનંદ. ૬
'મુખ રાખે શ્રીભગવાન, બ્રહ્મરંધ્રમાંહાં સુંદરશ્યામ.
"કપોલ વિષે શ્રીકૃષ્ણ, તાહારે તિલકે વસ્યા શ્રીવિષ્ણુ. ૭
"ચરણ શીશ લગે જદુવીર, રાખે શ્રીપતિ સર્વ શરીર.
"લક્ષ્મીવર જીવનપ્રાણ કરે કરુણા સર્વ સંધાણ." ૮
સર્વાંગે રક્ષા દીધી, એમ કાયા કૃષ્ણમે કીધી.
પછે તિલક ધરીને વધાવે; મુખ જોતાં મોહ ઊપજાવે. ૯
ઝળહળ ઊતારિને જોયૂં; જનુની ભાઈનૂં મન મોહ્યૂં.
તવ આશિશ બોલી મુખ; હરખાશ્રુત ભરિઆં ચક્ષ. ૧૦
ઓવારણાં લીધાં : "રે ભાઈ, સધાવો ધનુખને સાહી."
બેહેન્ય-ચરણે શીસ નમાવી વીર બેઠો પઠે રથે આવી. ૧૧
તોરંણ સંભાળી ચ્યાર હકારચો રથ તેણી વાર.
એહેવે નારી સુધન્વાની જેહ, આવી માર્ગે સાહામી તેહ. ૧૨
છે પ્રભાવતી તેહેનૂં નામ; રૂપે લાજે રંભા કામ.
આવી નમી સુધન્વા-ચરણ્ય : "નાથ, સદા તમારે શરણ્ય. ૧૩

"યુદ્ધને જાઓ છો તહ્મ્યો, સ્વામી,
સાંભળી હું મહા દુઃખ પામી.
"રણે કૃષ્ણાર્જુન કેહે, જેહેનાં પ્રાક્રમ પાર ન લેહે. ૧૪
"હરિને અર્જુન રુક્ષ્માર્ઙ; આણી બેહેન્ય સુભદ્રા સાહી.
"વળી અર્જુન પોતે રૂપ, બેહુને જાણો એક સ્વરૂપ. ૧૫

વલણ

"જાણો બેહુને રૂપ એક જ, તેહેને કોણ પ્રાજે કરે?
"અર્જુન સાથે યુદ્ધ કરતાં, નાથજી, કોણ ઊગરે? ૧૬/૮૦૦

છંદ ૧૨ મો—રાગ નાગબંધણ

કરસંપુટ કરીને રે નારી નમી મુખ્ય એમ કહિ:
"હું તો ચરણ તમારાની દાસ, પાસ જાણો સહી. ૧
"માહારા નાથજી, સત્ય વચન કહું તે ચિત્ત ધરો.
"જો નાવે મનમાંહ તો રણે પરવરો. ૨
"સ્વામી, શાસ્ત્ર નિગમની રે નીત્ય, પ્રભુ નિત્ય નિત્ય નિમ્યૂં જેહ,
"તમો જ્ઞાનરૂપ છો, નાથ; સુણો શ્રવણે તેહ. ૩
"હરિ ભણે જે રણે જાએ, આવે ઘેરથ તે જંન;
"જેણે કર્ણ પોતાનો ભ્રાત મારયા ગુરુ અર્જુન. ૪
"ત્યાંહાં આગળ્ય શ્રીભગવાન ભક્ત પોતા તણા.
"તાંહાં પાર્થને બેહૂં પાપ, ગણ્યાં નહિ આપણા. ૫
"તેમાંહાં અર્જુનથું પ્રીત્ય પ્રભુને ઘણી.
"પ્રભુ આણે બહુ હેત; ભક્તિ કહી આપણી! ૬
"યુદ્ધ જાણું તમારું પ્રચંડ, ન માંડે કોય.
"ત્રૈલોકમાંહિં નહિ થર, જે જુવે આવી જોય. ૭
"શંકર શેષ ને ઇંદ્ર પામે રણાંગણમાંહાં હારય.
"કહું ચરણકમળની રે દાસી તાંહાંરી સાધવી નારય. ૮
"પ્રભુ કહને પ્રપંચ કોહ્ય કરે રણમાંહાં ભેદ,
"અર્જુનને યશ આપશે, એહ મેં કહ્યું વેદ. ૯

"તમ ઊપરે હરિ–હેજ પોતે સુખમાંહાં લેશે.
"અર્જુન ક્રરી માનભંગ રણયશ તમ દેશે. ૧૦
"જેહેને ઘેરચ મંડાવ્યો રે યાગ, રક્ષ્યા કરે રે પાંડવની.
"શ્રીકૃષ્ણ વસે ઘરમાંહ અંગ પાંડવે અવની. ૧૧
"તે શૂં તીવ્ર કરે સંગ્રામ, કીર્તિ તો બહુ વાધે.
"તેહને પદે પદે અશ્વમેધ, આહામો રણે યુદ્ધ સાધે. ૧૨

[ દેશી ફેર ]

"રતુનો સમે, માહારા નાથજી; આપો મુજને રતુદાન.
"વિવેકરૂપી સુત પ્રગટે, ભક્તિ વાધે ભગવાન. ૧૩
"પુત્ર આપીને સ્વામી રણ્ય પળો, તમ મળશે જુગદીશ.
"સ્વર્ગમાંહે સુખ બહુ પામિએ, પિત્રિ વદે આશીસ્ય. ૧૪
"નામ તણી રેહે ગર્જના સુત આવ્યે, સુણો, કંથ;
"તેહેમાં રતુ આપિયે, વેદ શાસ્ત્રના પંથ." ૧૫
વાક્ય સુણી કામ્યની તણાં બોલ્યો સુધન્વા વાણ્ય :
"પ્રાણપ્રિય, મુજ સાંભળો; દુહવાએ સારંગપાણ્ય. ૧૬
"સમે નોહે રે માહારી ભામ્યની, ભાવ રાખો મન માંહ.
"સ્ત્રીસેવાએ કયમ પામિએ નાથજી વૈકુંઠરાય? ૧૭
"સમે રે સાંભળીને બોલિએ; નોહે જી તમારો ધર્મ.
"સ્ત્રીસંગીને કયમ મળે રણમાંહે, પરિબ્રહ્મ? ૧૮
"પરમ ચતુર તૂ તો ગુણભરી; જોને વિમાસી તૂ આપ.
"કૃષ્ણ ભણી હૂં તો પરવરૂં, મધ્ય મોટૂં પાપ. ૧૯
"પ્રભુ વરિઆ મેં તો મન વિષે; જીતીને ફેરૂં કયમ મંન?
"નેત્ર માહારાં જઇ વળગાં છે સુંદર સામળવંન. ૨૦
"તે માટે મારગ તજો; મુજને થાએ અસૂર.
"બાપજી રણ્ય જૈ તર રહ્યા; માહારે ઊગ્યા તાં સૂર. ૨૧

૧૩. આ કડી પહેલાં અહીં 'ઢાલ' લખ્યું છે.

"દિવ્ય રચ્યું તમ્યો સાંભળ્યું; તેવ ત્રિકાળનામાંહ
"ત્રીજે દુંદુભિ જે નવ્ય રેહે, નાખે તે મધ્ય કદાય. ૨૨
"બ્રહ્મચર્ય વ્રત . પાળે, દમન દેહ, હોય તપ-રૂપ,
"લય પામી, કૃપાનાથ જી, પામે તે અકળસ્વરૂપ. ૨૩
"તે માટે સુણો, સુંદરી શ્રીહરિ પામિએ કયેમ?
"આશિરષ 'જય' મુખે ઉચરો, જદુવર પામું જ્યેમ. ૨૪

વલણ

"જદુવરજીને જ્યમ હું પામું, તે આશિશ મુખે બોલો.
"પરમ ચતુરશિરોમણિ નારી, કામકળા અતિ મેહેલો. ૨૫
"શ્રીકૃષ્ણચરણે જેહેનું ચિત્ત બાંધ્યું, ભક્ત વિષે જે ભાવી."
છંદ બારમેં હરજી-સુત કહે: "પ્રેમ રસ પાઓ આવી." ૨૬/૩૨૬

## છંદ ૧૩ મો—રાગ અસાવરી

તરુણી કહે "સ્વામી, સુણિએ, વેદવાક્ય મુખથી ભણિએ.
"પ્રભુ તણી હું સદા કિંકરી, કૃપાનાથ અવિધારો અંતરિ. ૧
ઢાળ—"'મુજ તું પ્રેમદા નિરંતર,' સ્વામીજી, મન્ય આણો.
"તમ અમ વચ્ચે ભેદ નહિ, એક પંડ્ય એહ જાણો. ૨
"સર્વવાસ સર્વમાંહે વ્યાપક, સચરાચર એક બ્રહ્મ.
"હરિ વિણ સૂનો ઠામ જાણતાં ત્યાંહાંથી બેસે કર્મ. ૩
"બ્રહ્મ તે જ ને તે જ બ્રહ્મ એ ઉદક બ્રહ્મ તે હોય.
"ચંદ્ર બ્રહ્મ ને પવન બ્રહ્મ એ; બ્રહ્મ વિના નહિ કોય. ૪
"વનસ્પતિ ને તરણું બ્રહ્મ એ, ધેનુ બ્રહ્મ વનચારી.
"અગ્નિ બ્રહ્મ ને અન્ન બ્રહ્મ એ; અગ્નિહોત્ર સુર-આહારી. ૫
"પય તે બ્રહ્મ, શબ્દ તે બ્રહ્મ, ભક્ત તે બ્રહ્મ જ એક.
"કરુણા બ્રહ્મ, સ્નેહ અતિ શક્તિ; નહિ નાથ બ્રહ્મ વિનરેક. ૬
"બ્રહ્મ સાગ્ય ને બ્રહ્મમે મૈત્રી, બ્રહ્મજ્ઞાન અતિ તેજ.
"કંદર્પ બ્રહ્મ, કામની બ્રહ્મ; અતિ બ્રહ્મ ઊપજે હેજ. ૭

"બ્રહ્મ વિલાસ, ભોગ તે બ્રહ્મ, બ્રહ્મ સદા રસરંગ
"નાદ બ્રહ્મ, બ્રહ્માંડ બ્રહ્મ, નહિ બ્રહ્મ વિના કો અંગ. ૮
"ઉત્પત્તિ બ્રહ્મ, બીજ તે બ્રહ્મ; બ્રહ્મ સર્વ આધાર.
"સૃષ્ટિ કારણ અવનીમાં પ્રગટ્યા, બ્રહ્મરૂપ થાનાર. ૯
"વર્ણ ભેદ તે એક રૂપથી એકે રૂપ સમાય.
"બહુ નારી નર હરિ-વિલાસી તો તે બ્રહ્મ કેહેવાય. ૧૦
"સૃષ્ટિ આદે નિરમ્યું નારાયણ ભોગપાત્રને નારી.
"દ્રવ્ય ભોગના પાત્ર વિષે તે તેહના ભોગી દેવ મોરારી. ૧૧
"સદા નિરંતર નારી તણું તે નામ માન્યની કાહાવે.
"મૂકી માન કરે પ્રાર્થના ત્યાંહાં નારાયણ આવે. ૧૨
"વૈષ્ણવ કેરો ધર્મ પુરાતન વિષ્ણુભક્તિ જેહેને વાહાલી,
"નારાયણને સર્વ સમર્પો ભોગ ભક્તિ તેહેને આલી. ૧૩

"તે માટે, સ્વામી, તમ્યો આવી દીજે મુજ ઋતુદાન;
"બાલહત્યા નહિ તો શિર બેસે; કયમ મળશે ભગવાન? ૧૪
"ઇંદ્રસદનમાંહાં ગયા કિરીટી, ઉર્વશી ક્યેરે પાપે
"પ્રાર્થના તેહેની ભંગ કરતાં, ષંઢલ થયો તે આપે. ૧૫
"પ્રાર્થના ભંગ કરતાં, સ્વામી, પામે નરક અગાધિ.
"તેહેના એક નિઃશ્વાસ થકી, સ્વામી, થાયે નપૂંછક વ્યાધિ." ૧૬
વાક્ય સુણી વળતો એમ બોલ્યો: "સમે વિના એ કેહે.
"પરાન્મુખથી હરિને થાનાં તમ્યો કોડો તે લેહે." ૧૭
"સ્વામી, એક પ્રશ્ન કહું તમને, મુહને કહીને જાઓ.
"કાં ચિંતા આણી અંતરમાંહાં? શાને દુખિયા થાઓ? ૧૮
"પિતૃશ્રાદ્ધ ને દિવસ વૈષ્ણવી, શામાને ઋતુકાળ,
"એક દિવસમાંહે ત્રણ્ય છે, કરવું કવણ, કૃપાળ? ૧૯
"એકાદશીને દિન ભોજન કરતાં સુદિન મિથ્યા થાય;
"પિતૃશ્રાદ્ધ સારીને ન જમે, પૂર્વજ વિમુખ જાય. ૨૦

"જો નાપે ઋતુદાન નારીને તો બાળહત્યાનું પાપ;
"આપે પૂર્વજ અધોગતિ, પામે એ ત્રણ્યે સંતાપ. ૨૧
"સમે નહિ અહીં; નાથ, શું કરવું ? ધર્મ રેહે તે કેહે."
"સ્ત્રી પૂર્વજ સંતોખ થાયે, સ્વામી, ધર્મ તણું ફળ લહે." ૨૨

કેહે સુધન્વા: "સુણિએ, નારી, તુજને કહું વચન.
"સાંભળતાં સુખ બહુ ઊપજે, પ્રસન્ન થાએ બહુ મંન. ૨૩

"સારી શ્રાદ્ધ પિતાનું જુક્ત અને કરે પિંડદાન,
"તેહ તણા આધ્રાણ થકી તે ભોજન કરચા સમાન્ય; ૨૪
"પૂર્વજ સુખ પામી દે આશિસ્ય, વ્રત પરિપૂરણ હોય.
"મધ્ય નિશા ઋતુદાન આપતે તાંહાં કલંક નહિ હોય." ૨૫
"એહવે યોગે એમ રાખતાં, સ્વામી, ધર્માધર્મ,
"નારાયણ સંતોખ ઊપજે; એક ન ઊપજે કર્મ. ૨૬
"તો સ્વામી, મંદિરમાંહાં આવી સંતોખો નિજ નારી.
"આજ નહિ દિન પૂર્વજ કેરો, તહ્મ્યો નહિ વ્રતધારી. ૨૭
"રણમાંહાં જાતે દાન આપિએ, પુત્ર તણું રેહે નામ;
"પછે સુખે કરીને જાઓ રણાંગણે, પામો સુંદરસ્યામ. ૨૮

"કૃપાનાથજી, જુદ્ધ તમારૂં સુર નર જોવા આવે.
"દેવ-અંગના અંતરિ આવી તમને સર્વ વધાવે." ૨૯
વાક્ય સુણીને વળ્યો સુધન્વા, કહ્યું નારીનું કીધું;
ફેરી ભજન કરયું નરહરિનું, કૃષ્ણરૂપ* તન લીધું. ૩૦
શંખ-ચક્ર-અંકિત અંગ્ય તુળશી, આયુધ બીડચાં વીર.
નામી શીશ પ્રભુને ચરણે. રથ્ય ચાલ્યો રણધીર. ૩૧
આશિશ નારી વદે મુખે એહેવી: "કૃપાનાથ, સુખ કરજો.
"કોપી નાથ, કદામાંહિ નાખે, આવી હાથ તાંહાં ધરજ્યો. ૩૨
"આદ્ય પુરુષ નારાયણ, સ્વામી, રક્ષાકારી દેવ.
"અહ્મ્યો માગિએ સદા નિરંતર, પ્રભુ, તમારી સેવ. ૩૩

"સદા નિરંતર ભક્તિ તમારી; તમ વિણ નહિ કો," નાથ.
"જન્મ થકી શ્રીકૃષ્ણ-ઉપાસક દેજો શિર પર હાથ. ૩૪

### વલણ

"શિર ઊપરે," સ્વામી રેહેજો; કરો કરુણા, કૃપાળ.
"તમ સંઘાતે પ્રેમ ધરે તેહેની, નાથ, લીજે સંભાળ." ૩૫ / ૩૬૧

### છંદ ૧૪ મો–રાગ વેરાડી, ચોપાઈ

કેહે જૈમુનિ રૂખિ: સુણિ રાય. નામી નારી કંથ કચેરે પાય.
રથ પાસે આવ્યો મહામતિ, ભક્તશિરોમણિ–કમળાપતિ. ૧
બીડી કવચ ધરી આયુદ્ધ, જાણે ભેદ કરી બહુ યુદ્ધ.
મોટો ભક્તશિરોમણિ સહી, વિષ્ણુ વિષે કો એહેવો નહિ. ૨
આવી વીર ને પાસે રહ્યો, વીર બેસવા તનમર થયો.
દુંદુભિ ત્રણ્યે તણું જે માન રણમાંહાં દિવ્ય રચ્યૂં રાજાન, ૩
તે મર્યાદા પુરણ હોય, સઘળૂં સૈન્ય સંભાળી જોય.
જોતાં જેષ્ઠ ન દીઠો તંન, મકરાલકેત કોપ્યો રાજંન: ૪
'નાવ્યો સુભટ સુધન્વા નામ, જે જાણે રણમાંહાં સંગ્રામ.
'જ્યાણી યુદ્ધ રેહે નહિ એહ, વળી પૂર્ણ કૃષ્ણ–ચરણ છે નેહ. ૫
"નાવ્યો વીર સુધન્વા આજ, હવે દુહવાશે શ્રીમહારાજ."
પૂંછે રાય સુભટને સહી: "કાં રે સુધન્વા આવ્યો નહિ? ૬
એહેવે પુરોહિત કેહે: "સુણ, ભૂપ, પ્રભાવતી નારી ઘેરચ રૂપ;
"તે શું કામકળાગતિ ઘણી; સંગતિ નવ્ય છાંડે તેહ તણી. ૭
"તેહેને ઘેરચ સુધન્વા વીર, કપટભક્તિ એ સ્યામશરીર."
કોપ્યો રાય, ચઢ્યો બહુ કાળ; 'નાંખો કઢામાંહ" કેહે ભૂપાળ. ૮
"તાત–આગન્યા લોપે જેહ, મહાનરકને પામે તેહ.
"આજ જૂઓ, આવ્યા શ્રીહરિ; પુત્ર રહ્યો ઘરમાંહાં સુંદરી." ૯
સેવક પ્રેરયા વધૂને દ્વારય: "જૈ બાંધીને લાવો કુમાર."
વાક્ય સુણીને આવ્યા તાંહ, વીર સુધન્વાનો રથ જાંહ. ૧૦

પીંજરિઉએ બેઠેલે જયમ પાય, કેહે સેવક : "રણ્ય કોપ્યોં રાય.
"પેહેલું દુંદુભિ વાગું ઘોર ત્યાહારે નગર માંહાં થયો સોર. ૧૧
"બીજે દુંદુભિ સહુ દળ ગયું, તમ વિણ કચેરે કો નવ્ય રહ્યું.
"રણ્ય મર્યાદા કીધી ઘણી, નાવે ત્રીજું દુંદુભિ ભણી. ૧૨
"તેલ કડામાંહાં નાંખે તાત સુણી નહિ તે શ્રવણે વાત?
"તે માનીકા પૂરણ થઈ, હંસધ્વજ એમ વાણી કહી. ૧૩
"પછે જોયું સૈન્ય, નવ્ય દીઠા તમ્યો,
ક્રોધ કરી મોકલિઆ અમો.
"અહ્મ્યો ચરણ–રજને અધિકાર;" ત્રીજીભ કરે ઉચ્ચાર. ૧૪
"શંખ લિખિતનો આદર ઘણો : રાખી લ્યો કુંઅર આપણો.
"તે માટે પ્રેરયા અહ્મ્યે, શર. અને થયું તમ. વીર, અસુર. ૧૫
"તાત તણી જે હોય આગ્નાય તે રીતે આવવ્યો દળમાંય."
સેવક મુખથી બોલ્યા નહિ, વીર પળાયો પાળો સહી. ૧૬
નગરીમાંહે કુલાહલ હોય, નર નારી અળગાં રહી જોય.
વર્ણાવર્ણ પામિઆં ત્રાસ : 'રેહેજ્યો કૃષ્ણ સુધન્વા પાસ' ૧૭
જય બોલે નરનારી બાળ. 'રક્ષાકારી શ્રીગોપાળ.
'બહુ કરુણા કરજ્યો શ્રીપતિ.' માતા બેહેન્ય કરે વીનતી ૧૮
'કરુણા કરજ્યો શ્રીદેવેશ, વાક સુધન્વાનો નહિ લેશ.
'રતુનો સસે નારીને, હરિ; આપ્યા વિણ જાએ ક્યમ કરી!' ૧૯
કેહે કુવલયા : "માતા, સુણો; એહ સુધન્વા છે હરિ તણો.
"જો બાધા ઊપજે તેલથી તો જાણ્યે કૃષ્ણ ઉપાસ્યા નથી. ૨૦
"રાખે તેલ–કડાને સ્થાન્ય, આપ્યે અંગ્યે વસ્યા ભગવાન.
"શું કરે ક્રોધ કરી દુર્જના? વિષ્ણુ ભક્તે વાધે ગર્જના." ૨૧
જૈમુનિ કેહે જનમેજય વાત; દૃઢ વિશ્વાસ બેહેન્ય ને માત.
સ્થિર તાં નારી તણું છે મન, રાખે કંથને જગજીવન. ૨૨
એટલે સેવક લાવ્યા તાંહ, હંસધ્વજ રાજા છે જાંહ.
ભૂપતિ ક્રોધ કરી કેહે : "તેલ–કડા અગ્નિ બહુ દહે. ૨૩

"તે તો નવ્ય માંભળિઉં, કુદ્ધ?
                કયેડયે રહી શું કરયું પાપિષ્ઠ?"
"આપજી, માત તણે ઘેરય જઈ બે ઘડીશીખ માગતાં થઈ. ૨૪
"માગી આગન્યા બેહેન તણી;
                બે ઘડી કૃષ્ણકવચ મુખ્ય ભણી.
"વેધૂ મળી તમ મારગમાંહ, ક્ષણએક વાર થઈ તાંહે. ૨૫
"માર્જન કરી ઉપાસ્યા હરિ, ચરણામૃત તુળશી કંઠે ધરી,
"આયુધ કવચ, એ વાર સુણો. એ અપરાધ કહ્યો મુજ તણો." ૨૬
શંખ લિખિતને કેહે ભૂપતિ :
                "કરવી કોણ ઘટે અહીં જુગતિ?"
ક્રોધ કરીને બોલ્યા એહ : "તેલ-કઢા દેખાડો સહુ. ૨૭
"વાક્ય તમારૂં મિથ્યા હોય, સેન્ય ઉભય તાં નયણે જોય.
"વચન રાય કયેરે કયમ ફરે? પછી કોણ કહ્યું—ભૂપતિ કરે? ૨૮
"તમ્યો પાળ્યાં જાણીને તંન; એહ ત્યા વાત નહિ, રાજંન.
"રાજાને મન્ય સર્વ સમાન્ય પ્રજા માત્ર પોતે સંતાન. ૨૯
"રક્ષાપન કીજે નિત્ય બાળ, તો કંપે મહૂ ભૂપાળ.
"રાખો ધર્મ; ગણો કાં પુત્ર? મન્ય જાણો તે માટે સૂત્ર. ૩૦

વલણ

"કોલ પાળો તે, રાયજી, હવે પુત્ર માટે પાળિએ.
"અર્જુનથું કોણ યુદ્ધ કરશે? તોરંગ આપીને વાળિએ." ૩૧
રાય કેહે શંખ લિખિતને : "અપરાધ જોઇને આચરો.
"શ્રીકૃષ્ણ કયેરે ચિત્ત આવે, સુધન્વાને ત્યમ કરો." ૩૨/૩૯૩

### છંદ ૧૫ મો—રાગ રામગ્રી

જોઈને રુદે આવે નહિ, કેહે સુંદરસ્યામ.
જૈમુન્ય કેહે : રાયજી, સુણો; જુઓ તેહેના કામ. ૧

રાતનું મન ફેરવી મોકલિયા વીર.
કડાંમાંહિ રે નંખાવશે જેહ છે શૂર ધીર. ૨
રાજાએ આપી આગન્યા, થયો હાહાકાર.
તેલ-કડા બાળી મોકલ્યા વિષ્ણુભક્ત કુમાર. ૩
અર્જુન-સૈન્યમાંહાં આંભળ્યું, સહુ પામ્યું ત્રાસ.
એક સુધન્વા જાણિયો, હવે તૂટી આશ. ૪
કડા સમીપે આવિયો તે તો સુધન્વા જેહ;
આયુધ કવચ અંગે તજ્યાં જેહની નિર્મળ દેહ. ૫
તુળસી, ચંદન ચક્રની અંગે છે ભાલ:
"હૃદેમાંહિ વહાલો રાખિયા, રૂપ કહ્યું ને માન. ૬
"નાથ, ઇચ્છા માહારે રે મન્ય હતી; યુદ્ધ કરેગે કોડ;
"બાણવિદ્યા દેખાડવા દઈ શ્રીરણછોડ. ૭
"વળી મન માહારે બહુ હતું અર્જુન ગોવિંદ
"રણમાંહિ દર્શન હશે, પામતો આનંદ. ૮
"વળી માહારા મન માહા ધણી છે, સ્વામી આમ.
"'ભક્તવત્સલ' તમ બિરુદ છે; છો ભક્તને પાસ. ૯
"કહ્યા કેહેશે: 'ભય મરણથી એહ પામ્યો મન્ય.'
"તે માટે રે ઉપાસિયા મેં પ્રભુ મામગાવન. ૧૦
"તેલ-કઢામાંહિ નંખાવિયો અપકીર્તિ થાય.
"તે માટે, પ્રભુ, રાખજ્યો, વૈકુંઠનાથ રાય. ૧૧
સેવકને કેહે: "સાંસતા તમ્યો થાઓ લગાર.
"તાતની આગ્યા પાળવી; પડવું તેલ મોઝાર્ય. ૧૨
"અંબ્રે ખટવાંગ રાખિયો એકવાર ગોવિંદ.
"પય પીધું ગુણકા તણું પામીને આનંદ. ૧૩
"વ્યાધને કરી નરમીદ, થયા તમ્યો દીનદયાળ.
"મારકંડે મુનિવર તણી કીધી સંભાળ. ૧૪

"મેહેલી સુદર્શન રાખિઆ અંબરિખ નરેશ,
"રુખિ દુર્વાસા કોપિઆ જેહ રૂપ-મહેશ. ૧૫

"સ્વામી, અજામેલના પાપથી હું કહું શી પેરય?
"વરસ અઠયાસી પૂરણ થયાં ગુણકાને ઘેરય. ૧૬

"કુંઅર દશ ત્યાંહાં પ્રગટયા, લઘુ ઊપરે નેહ.
"'નારાયણ'ના નામથી અઘ બાળ્યાં તેહ. ૧૭

"એકવાર મુખે ઊચરયો સુત કેરું નામ,
"કેહેતાં મુખે 'નારાયણ' તે પામ્યો વિશ્રામ. ૧૮

"પ્રહ્‌લાદજી તમ્યો રાખિઆ ધરી નરસંધ-રૂપ.
"સ્થંભમાંહથી પ્રગટયા થઈ અકળ સ્વરૂપ. ૧૯

"ગ્રાહથી ગજ ઊગારિઆ, સાંદીપન તંન,
"ગુરુજીને આણી આપિઓ તહમ્યો, જુગજીવંન. ૨૦

"દ્રુપદીને કરુણા કરી, નાથ, પૂરી ચીર.
"દાસ્યદાસ્ય વાહારે ચઢયા તમે, જાદવ વીર. ૨૧

"તે માટે જય આપજ્યો, જોશો [ મા ] માહારાં કર્મ.
"'ભક્તવચ્છલ' તમ બિરુદ છે, સ્વામી પરિબ્રહ્મ. ૨૨

"મીન કૂર્મ વારાહજી નરસિંહ વામંન
"પરસુરામ રઘુ-રામજી હળધર હરિ-તંન ૨૩

"બુદ્ધ કલંકી કૃષ્ણજી દશવિધિ મહારાજ,
"વિષ્ણુભક્તિ વૈષ્ણવ તણી; આંહાં રાખજો લાજ. ૨૪

"સનત્કુમાર ને નારદાદિક અશરણશરણ,
"નરનારાયણ પ્રગટયા તપ-રૂપે ધરણ્ય. ૨૫

"હંસ કપિલ તમ્યો પ્રગટયા, દત્તાત્રેય દેવ,
"હયગ્રીવા મધુ કૈટભ હણી તમે એવ. ૨૬

"રુખિ દેવ આરશ્યૂ. ભયે જે કારણમે રૂપ,
"ધન્વંતર સ્વામી ધરયું મોહનીનૂં સ્વરૂપ. ૨૭

"બ્રહ્મ પ્રજાપતિ પ્રગટ્યા, વ્યાસ શાસ્ત્ર પુરાણ.
"સ્વયંભો મનુ, નાથજી, તમ્યો સારિંગપાણ્ય. ૨૮
"અનેક રૂપ, સ્વામી, ધરચાં, લીલા–અવતાર.
"ભક્તને કાજે, ભૂધરા, રાખજ્યે, વિશ્વાધાર. ૨૯
"ત્રિભોવનનાયક, રાખજો, કરુણાનિધિ કહાન.
"માતા પિતાને છોરડાં, સ્વામી, સર્વ સમાન્ય. ૩૦
"જે સ્વામી તમને ભજે, તે વૈષ્ણવ હોય.
"તે–માંહેથી ટાળિયે વેરૌ કરીને કોય. ૩૧
"પાસે છો, પરિબ્રહ્મજી, આપેશનો રામ."
સહસ્રનામ મુખ્ય ઉચરશો : "રાખજ્યો, શ્રીરામ." ૩૨
નગરે કુલાહલ થઈ રહ્યો. કહે અર્જુન વીર :
"આવી સુધન્વાને રાખજ્યો," કહે "શ્યામશરીર." ૩૩
સૈન્ય ઉભે ત્યાંહાં બે મળ્યાં જોવાને ત્યાંહ.
વૈષ્ણવ વિના બોલે નહિ સહૂકો મુખ માંહ. ૩૪
એસૈન્ય માતાના મન વિષે પૂરણ વિશ્વાસ.
વીર સુધન્વાનાં અંગમાંહાં છે વિષ્ણુનો વાસ. ૩૫/૪૨૮

### છંદ ૧૬ મો–રાગ રામગ્રી

જૈમુન્ય બોલ્યા : સુણિએ, રાયજી, ધર્યો સુધન્વા ભણી કડાયજી.
કહીને જઈ વળગ્યો ભડ વીરજી, શ્રીહરિચરણે મન છે ધીરજી. ૧
ઢાળ—ધીર મન છે તેહ તણું, સંકેત કર્યેરા બાળ.
તેલ ઊકાળે ચઢ્યું તે ગગન્યે નાખે ફાળ. ૨
દૂરે રહીને અગ્નિ આપી કરે સેવક હાથ.
સુધન્વાયે ઝંપાવિઓ હરખમેં, માળા હાથ. ૩
હસ્તિનાપુરમાંહે શ્રીહરિ રાય યુધિષ્ઠિરને પાસ,
અંતરમાંહે દાઝ પ્રગટી, વિપ્ર થયા અવિનાશ. ૪
હૃદેમાંહે હાથ મેલ્હેલી અને ધરિઓ ધ્યાન;
સુધન્વા ત્યાંહાં પડ્યો જાણી ઊઠ્યા ભગવાન. ૫

ભયહરણ ભૂધર ચઢી ગરુડે શ્યામ સુંદર દેવ
રક્ષા કરવા નાથજી આવી રહ્યા તાંહાં એવ. ૬
સુરિવર મુનિવર સહુ સૈન્ય મળ્યું 'તેણે ઠારચ.
'શ્રીકૃષ્ણ કૃષ્ણ' કહે સહુ; જુએ નર ને નારચ. ૭
જ્યમ ભમરિયે નટૂવો ફરે, એમ તેલ-કઢાય;
'શ્રીકૃષ્ણ કેશવ મુકુંદ માધવ' વદે એમ મુખમાંય. ૮
'પીતાંબર પરબ્રહ્મજી પ્રભુ પદ્મનાભ પદ્માક્ષ.
'આદ્ય અંતે અનાદિ એક તું, નિગમ વાણી-વાક્ય. ૯
'વાસુદેવ વૈકુંઠવાસી વારાહ વામન વિષ્ણુ,
'કર્મ કળિમળ, કૃપાનિધિ, મહા કષ્ટ હરણ કૃષ્ણ.' ૧૦
હાથમાંહે માળા ફરે, હરિનામશું લીન.
'ચતુર્ભુજ ચિંતાહરણ, હું ચરણનો આધીન. ૧૧
સૈન્ય સુર મુનિ સર્વકો તે જૂએ વર્ણાવર્ણ.
ફરે તેલ સુધન્વા એમ ભજે અશરણશરણ. ૧૨
બ્રહ્મ જલવત ગંગનું જ્યમ શીત કેરે કાળ
તેલ ટાહાઢું ત્યાંહા કરયૂં તે અગ્નિ કેરી ઝાળ. ૧૩
ભગવાનજી રક્ષા કરે, જેહેને નાથ આણે નેહ,
વિઘન-હરતા શ્રીહરિ, કયમ કષ્ટ પામે તેહ? ૧૪
કુસુમની સેજ્યા વિષે સુખ ઊપજે ત્યાંહાં જ્યંમ,
કૃપા કરીને સુધન્વા રાખિઓ શ્રીહરિ ત્યંમ. ૧૫
સહૂકો વદે: "શ્રી કૃપાનિધિ, તમને ઘટે, માહારા નાથ,
"તહ્મો ભક્તપાલણ, ભૂધરા, ભગવાન દીધા હાથ." ૧૬
પ્રીતિં બોલે સરવકો શંખ લિખિત સુણિઉં ભ્રાત:
'તેલ શું ટાઢું થયું રે? અસંભવ્ય એ તાંહાં વાત.' ૧૭
ધશીને તે સમીપે આવી નિહાળે ચક્ષ;
નાળિએર એક આણુવિઉં, ક્રોધ કરી બોલ્યો સુખ્ય. ૧૮

આ તપત જોવા તેલમાંહાં તે નંખાવ્યું, તતકાળ
દ્વિભાગ થઇ એ શ્રાન ‘હેરે વાગૂં’ જઈ કપાળ. ૧૯
શોભિત કચેરી ધારા ચાલી; સાંભળ્યું રાજન:
“પુત્ર માહારો કૃપાનિધિ રાખિઓ શ્રીભગવાન.” ૨૦
સહૂકો જોવા મળ્યું છે. રાવ આવ્યા ત્યાંહ.
પુરોહિત બે વિમાસે તે: ‘એક પડિયે જઈ એ માંહ. ૨૧
‘કડામાંહ પડ્યા વિના આપણો એમે શાસ્ય.
‘એક શ્રાન પડિએ તેલમાંહ તો રાયજી નાવે રીસ.’ ૨૨
‘એહવૂં વિચારીને પરસ્પેરે એક પડિયે જઇને મધ્ય.
‘સુધન્વા તેલમાંહાં પડ્યો તો ગઈ અમારી સિધ્ય.’ ૨૨
એમ કહીને કડામાંહ કરયૂં ઝંપાપાત;
‘શ્રીકૃષ્ણ’ કહી સુધન્વાએ તાણી લીધો હાથ. ૨૪
પોતા ક્યેરા રુદેમાંહિં ભીડિઓ તે બંભ;
એમ કહે હાર થયો જ્યમ ગરલ પીધૂ શંભ. ૨૫
“રઘુનાથ રાઘવ ત્રીકમા, ત્રૈલોક્યતત્ત્વ ગોવિંદ,
“સુખ કરો, સ્યામ સોહામણા, મુજ પુરોહિત આનંદ. ૨૬
“ગૌ–ગોપરક્ષ્યા રૂખા આગન્ય, ધરિઓ ગોવર્ધન,
“જ્યમ પાવક પીધો, કૃપાનિધિ, રાખિઆ વ્રજના તંન. ૨૭
“આ સર્વલોકમાં કીર્તિ વાધે, પરમ ભક્ત કેહેવાશે,
“હવે રાખો વિપ્રને તો પુરાણે પ્રસિદ્ધ લખાશે.’ ૨૮
અંતરે હરિ કરુણા કરી, રાખિઆ બહને ખેવ.
એહેવે પુષ્પ ક્યેરી વૃષ્ટિ અંતર થકા કરતા દેવ. ૨૯
ગયો પાવક, તેલ મધળું થયૂં ટાઢૂં હીમ.
એમ સુધન્વા રાખિઓ કુશળ ક્ષેમ. ૩૦
માત એહેનક બામ્યની, સર્વ નગર ક્યેરી નારિ,
આવી વધાવે સર્વકો; ‘જય’ શબ્દનો નહિ પાર. ૩૧

---

૩૦. હીમ=હિમ, બરફ જેવું.

શંખ ભેર મૃદંગ ગોમુખ ઢોલ બહુ નિશાણ;
સૂત માગધ બંદીજન મુખે કરે બહુ વિખાણ. ૩૨
ભગવાનજિયે રક્ષા કરી એણી પેરે શ્રીજગદીશ.
પછે પુત્રને ભીડી મળ્યો ચંપાવતીનો ધીશ. ૩૩
હરખાશ્રુ સર્વને આવ્યાં: 'ધન્ય સુધન્વા વીર.
'ભક્તમાંહે શિરોમણિ; અતિ સ્નેહ સ્યામશરીર. ૩૪

વલણ

'અતિ સ્નેહ સ્યામશરીર રે;' જયજયકાર થયો ઘણો,
ભગવાનજી સહુ દેખતાં એમ ભક્ત રાખ્યો પોતા તણો. ૩૫/૪૬૩

છંદ ૧૭ મો–રાગ ધવળ [ધનાશ્રી]

મુખ નિરખી સહુકો વળિઉં, હરખિત પંથ ભણી સહુ ચળિઉં;
મળિઉં રે સુધન્વાને સ્વજન સહુ રે. ૧
ઢાળ–સ્વજન સહુકો આનંદ પામી તેહ નગરમાંહાં જાય.
ચિંતન કરે ચતુર્ભુજ કેરું: 'પરમ હરખ માહારે થાય. ૨
'અરે કૃપાનિધિ કળિમળ–હરતા, કોણ ભેદ એ કીધો?
'મહા તેલ એ ઉષ્ણ વિષે કોણ રીત રાખીને લીધો?' ૩
હંસધ્વજ રોમાંચિત થયો: 'ભાઈઓ, મેં કીધૂં કોણ કર્મ?
'ત્રણ્ય લોકમાંહાં કીર્તિ વાધી; જશ આપ્યો પરબ્રહ્મ. ૪
'કુળ–ઉદ્યોત' પરિક્ષિત–કુંઅર તવ રોમાંચિત હોય.
કૃપાનાથજીએ કરુણા કીધી; નયણે આવ્યાં તોય. ૫
શ્રીભગવાન સકળ–ભય–હરના ભક્તને એણી પેરે પાળે.
અંબુ હળાહળ પ્રજાળે કોણ રીતે અગ્નિ અજાળે? ૬
ધન્ય ધન્ય તહ્મ્યો વ્યાસ તણા શિષ્ય,
કોણ બોલ્યા મુખે વાણી!'
કૃપાપણું જુઓ જદુવરનું, કોણ માયા મન્ય આણી. ૭

હવે કોહો, હું સુખ પામ્યો. કોણ રીતે યુદ્ધ કરશે?
એહ સુભટના બાણુ આગળે અર્જુન કયમ ઊગરશે? ૮
તેલ-કઢાએથી કૃપાનિધાને જાણી ભક્ત ઊગારચો.
અર્જુન કેરી બાણુવિદ્યાએ તે કયમ જાશે મારચો? ૯
બહુને ભક્ત પ્રભુના પૂરણ શસ્ત્રવિદ્યાને જાણે'
'ધન્ય જીવિતવ્ય તેહ તણું, જેહેની કીર્તિ સર્વ વિખાણે. ૧૦
વિસ્તાર કોહો મૂહને રુખિજી, એહ મોટા નિજ ભક્ત.
એહેની કિર્તિ અનોપમ, સ્વામી એ તે જીવિત-મુક્ત. ૧૧
વૈશંપાયન કેહે: જન્મેજય ભૂપતિ, રંગ થયો બહુ દળમાંહ;
રથે સુધન્વા એમ શોભ્યો જ્યમ ચંદ્ર પ્રગટ્યો વાદળમાંહ. ૧૨
હરિચંદ્ર કેરી કેડે કરી રહ્યા વિશ્વામિત્ર તપ હારી;
શંખ લિખિત મુખ એહેવાં કરચાં જ્યમ જુવટે હારચો જૂહારી. ૧૩
વૈષ્ણવ યોગ્ય સુધન્વા હરિનો તે હળૂં કયમ બોલે?
"કૃપા દેખાડી શ્રીજદુવીરની: નહિ કો પુરોહિત તોલે." ૧૪
ચરણ પિતાને મસ્તક નામી: "તાત, આજ્ઞા દીજે,
'દૃષ્ટિ તમારિએ હરિને તેડી મહા યુદ્ધ રણે કીજે. ૧૫
"કૃપા કરો મુજને, માહારા તાતજી, જે રણે યુદ્ધ દેખાડં;
"અર્જુન સેન્ય સુભટ બળિઆશું બાણુ-મોહ અવટાડું." ૧૬
હંસધ્વજ હરખે એમ કેહે છે: "હરિએ જશ બહુ દીધું.
"હવે મધાવો અર્જુન સાહામા; કાર્ય સમગ્ર સીધું." ૧૭
બીડી કવચ મનોહર બાથા ધનુખ તણો ગણુ તાણે.
પ્રત્યચાનો નાદ વજાડી શ્રીહરિ-રૂપ વિખાણે: ૧૮
"આદ્ય વિષ્ણુ નારાયણ સ્વામી, સકળ વિશ્વમાંહાં વાસ.
"સ્થાવર જંગમ તમ્યો, ચરાચર તાહારી જ્યોત્ય પ્રકાશ. ૧૯
"તમથી રૂપ અપાર ભાસે, તે માયા વિસ્તાર.
"આદ્ય અંત મધ્ય સૃષ્ટને એક જ વિશ્વાધાર. ૨૦

"સર્વ બીજ તે તમથી ઉત્પન્ન. સર્વ બીજમાંહાં વાશી.
"તેલ-કદા જ્યમ ચંદ્ર ન દાઝે સમ અળગા, અવિનાશી. ૨૧
"જે જે કર્મ કરે પ્રગટીને, કર્મે કર્મ બંધાય;
"તેથી રેહે અળગા વૈકુંઠનાયક; કર્મે કર્મ શમાય. ૨૨
"કર્મકાંડનો પાર ન પામે, જગત વિશ્વ તે કર્મ.
"કર્મ તણા વ્યાપારથી તે અળગા શ્રીપરબ્રહ્મ. ૨૩
"એહેવા કર્મમાંડેથી કૃષ્ણ-ઉપાશી જડે મન હરિ સાથે,
"કર્મ થકી તેહેને નાથ મૂકાવે ગ્રહી ગોવિંદજી હાથે. ૨૪
"ન જૂએ કર્મ નારાયણ ભજતાં નરહર દીનદયાળ.
"મન સોપ્યાં જો ગોપ-અંગના ત્યાંહાં ગૌચારી ગોપાળ. ૨૫
"તે માટે શ્રીત્રિભોવનનાયક, સદા નેહ તહમ્યો ધરજ્યો.
"માહારી માતાયે રૂપ કહ્યૂં, સદા રુદે મુજ રેહેજો." ૨૬
એમ કહી સર્વ સેન્ય સભાળી તાંહાંથી અશ્વ હકાવે.
તેજ દીઠું સર્વ હરિના સરખું, અર્જુનને ગન્ય ભાવે. ૨૭

વલણ

અર્જુનને મન્ય ભાવે રે; પછે શંખ-ધૂન્ય બહુ થઇ રહી.
એણી રીતે સુધન્વા હવે રણાંગણે આવ્યો સહી. ૨૮/૪૯૧

છંદ ૧૮ મો—રાગ કેદારો

સુધન્વા તાંહાં આવિઓ, સારથિયેં રથ હકાવિઓ.
ત્યાવિઓ રે સેન્ય મુખ્ય બળિઓ સહી રે. ૧
ઢાળ—હંસધ્વજે પછે વ્યૂહ રચ્યૂં તે શકટ તણો આકાર.
ધનુખ વ્યૂહ અર્જુનનૂં સાહામૂં; શોભાનો નહિ પાર. ૨
તે વ્યૂહ મધ્યે અર્જુનનો રથ છે, અહીં સુધન્વા અગ્રેશ.
જાણે સુરનૂં સેન્ય મ્યળ્યૂં અહીં વાસુદેવ અપર મહેશ. ૩
જુગમ સેન્ય સપરાણાં શોભે; સુણો, જન્મેજય રાય.
વિદ્યુતને આકારે અંકુશ, દુંદુભિ મેઘ-ઘટાય. ૪

સુવર્ત માધવ એહ પાસાં જાણે; વાદળ ચઢિયા મેઘ;
વાદ્ય અનાહત ઘોર શબ્દ જ્યમ ગરજિત આવ્યો વેગ. ૫
ધ્વજા ફરકે, ચમર ફરહરે, બહુ હય હાંકે, રથ ગાજે.
ઓર્મિ-કંપ જ્યમ હોયે પ્રલેમાંહાં, શેષનાગ શિર દાઝે. ૬

સંહનાદના ઘોર કરી મુખે શંખનાદ બહુ પૂર.
ગોમુખ પણુંવ શૃંગ ઢોલ, બહુ ભેર ને રણતૂર. ૭
વળી રહીને શંખનાદ કરયા બહુ યુદ્ધ કરવાને સપરાણા.
ગાત્ર ત્રેફરયાં સહનાં ત્યાંહાં રે, અંગ્યે ક્રોધ ભરાણા. ૮

જૈમુન્ય કેહે છે: ભૂપતિ, સાંભળો; હંસકેસરી જેહ,
પુત્ર તણી શોભા જોવા રથ હકાવી આવ્યો તેહ. ૯
સુંદર રથ સુધન્વા કેરો કનક કુંદનશું ઘડિઓ;
અનેક મણિ માણિક મુક્તાફળ રત્ન અનોપમ જડિઓ. ૧૦
પૈડાં ચ્યાર મબળ છે ફરતાં, ચાલતાં અતિ ગાજે.
મહા મનોહર ઘોડા જોડ્યા. શોભા પરમ વિરાજે. ૧૧

રૂપ તણી ગાદી રથ ઊપરે, મણિ જડિત આસંન.
નકિએ રત્નજડિત મુક્તાફળ; જોતાં હીમે મન. ૧૨
દોરી કનક તણી રથ બાંધી અને ઘૂઘરી ફરતી.
ઊપરે ધ્વજ મનોહર ઝળકે, નાદ કિંકિણી કરતી. ૧૩

કનક-કમળ ફરતાં બહુ બાંધ્યા; ચમર ઓઢો-ગમાં રંગી.
ચંગ તણી ધૂનિ, ઘૂઘરમાળા બહુ ધમકત નાદ તરંગી. ૧૪
ટોડર પુષ્પ તણાં બહુ વેષ્ટિત; મૃગમદ અમર સુગંધ.
ચોકો ખૂણે રથને મણિ ઝળકે, સવિતા-કિરણ સમંધ. ૧૫

તોરણ ત્રણ્ય રંગનાં લળકે. બેઠો સુધન્વા વીર.
અમૃત વદન, નેત્રમાંહિં અમૃત, અમૃત ભરયું શરીર. ૧૬
સુંદર ભાથા ધનુષ વિરાજે, ખડગ ચમર ને ફરશી.
ત્રિશળ મુદગર અર્ધ-ચંદ્ર ને અગ્નિઅસ્ત્ર શલ કરશી. ૧૭

અનેક આયુધ ધરચાં અસંખ્યાત, જોતાં દૃષ્ટિ ભરાય.
જોદ્ધા સર્વ સમાન્યે દીસે મન હીસ્યું તવ રાય. ૧૮
મદોન્મત્ત માંહે બહુ હસ્તી, કનક-રથ તોખાર.
આગળે પાળા સૈન્ય સુભટ, બહુ ધન્ય એ જોઈ કુમાર. ૧૯

સુધન્વાને પાસે આવી નિરખે મુખ રાજાન:
"અહો પ્રભુ, કોણ કર્મ કરયું મેં, આ રાખ્યો ભગવાન? ૨૦
"ધન્ય સુધન્વા ભક્તરાજ, અપરાધ કરચો મેં જેહ,
"પરમ સાધુ વૈષ્ણવ અતિ નિર્મળ, રખે ધરે મન્ય તેહ! ૨૧

"બાપજી, ધર્મ કહું સુત કેરો, પિતા વચન નવ્ય પાળે,
"કુંભીપાક નરકને પામે, સુકૃત સર્વ પ્રજાળે. ૨૨
"તાત તણું તે વચન પાળવા રુકમાંગદનો તંન
"પોતા કેરૂં મસ્તક આપ્યું; સાંભળો સત્ય, રાજંન. ૨૩

"તાત તણું તે વચન પાળવા વેચાણો રોહિદાસ.
"તાત તણું તે વચન પાળવા રાઘવજી વનવાસ. ૨૪
"પિતા તણું જે વચન ન પાળે, તેહને પુત્ર ન કહે.
"તે પામે કેમ શ્રીનારાયણ? સુકૃત-ફળ નવ્ય લહે." ૨૫

એમ કહી પરદક્ષણા કીધી નામી તાતને શીશ:
"બાપજી, ચિંતવજો સુજને; યશ આપે જગદીશ." ૨૬
હંસધ્વજ પોતાના દળમાંહ્યાં આવી નિહાળે ચક્ષ.
હવે અર્જુન પ્રદ્યુમન સંઘાતે એણી પેરે બોલ્યો મુખ્ય. ૨૭
"અરે અરિસૂદન કુંઅર કૃષ્ણના, શ્રીલક્ષ્મીજી તમ માતા.
"મહા માયાવી પ્રાક્રમ મોટા, હરિસુત અપર વિધાતા. ૨૮

"સૈન્ય જુઓ હંસધ્વજ કેરૂં; હાથી ઘોડા રથ
"પાળા યોદ્ધ પ્રાક્રમી સઘળા, આયુધધર સમરથ. ૨૯
"આપણને જાણી હય બાંધ્યો, વળી યુદ્ધ કરવા આવ્યા.
"જુઓ, સૈન્ય સામગ્રી આયુધ ભલી યુક્તિશું લાવ્યા. ૩૦

"યજ્ઞ આરંભીને હય મેહેલ્યો હસ્તિનાપુરથી જ્યાહારે,
"તમને તેડી ધર્મરાયે શિખામણ દીધી ત્યારે. ૩૧
"રાય યુધિષ્ઠિરે શ્રીહરિ સાંનિધ્ય હું આપ્યો તમારે હાથ્ય;
"કહ્યું : 'અર્જુન રક્ષા કરજ્યો;' વળી કહ્યું એમ નાથ : ૩૨
"'વળી તમને તિલક યજ્ઞનું પ્રદ્યુમન, ગંગાજળ નમ દૃષ્ટે.'
"મન સંધાતે જૂઓ વિચારી, તમ મરખો કો સૃષ્ટે. ૩૩
"તમ સંધાતે અદમ્યો આવિઆ, મધળૂં સેન્ય તમારૂં
"અહીં કૃતબ્રહ્મા અને સાત્વિક અનિરુદ્ધશું અંગ માહારૂં. ૩૪
"વૃષકેત સેવર્ણ લઇ બે હાથ્ય તમારે આલ્યા.
"મહારથી તદ્ભ્યો થયા આગળે તો કેઅરે અદ્ભ્યો ચાલ્યા. ૩૫
"યૌવનાશ્વ ને સુવેગ સાથે અનુશાલ્વ નીલકેત,
"અન્ય શૂર બીજા દળશું બહુ; પરમ તમારૂં હેત." ૩૬
વાક્ય સુણીને પ્રદ્યુમન બોલ્યાઃ "સાંભળિએ, અર્જુન;
"સેન્ય સકળને હારય મનાવૂં તો જાણો હરિતંન. ૩૭
"એકસો બાણ સામટા મેહેલી સેન્ય પમાડું ભંગ
"શોણિત કચેરી નદી ચલાવૂં, તો જાણો મુજ અંગ. ૩૮
એહેવે વૃષકેત આવીને બોલ્યો "કાકાજી, અવિધારો;
"એક મસા તણી પેરચે ચોળી નાખું, તો જાણો પુત્ર તમારો. ૩૯
"એવડું સેન્ય કીહૂં દેખાડો છો ! એ ગોપ કચેરં પાણી;
"તેહને મૂકતા વાર ન લાગે; જૂઓ દૃષ્ટે આણી. ૪૦

વલણ

"જુઓ દૃષ્ટ આણી રે, એ બાણમોહે મારયા જશે.
"નગરમાંહે જાણ દેવા એ–માંહાં કો જીવતો જશે." ૪૧/૫૭૨

## છંદ ૧૯ મો—રાગ સામેરી

વૃષકેત બોલ્યો- "સુણો, કુંતેય જી,
એહના યોધ દેખાડો બળિઆ તેહ જી.
અર્જુન બોલ્યો. "સુણિએ, તંનજી,
એ દળ કેરા યોધ પાવન જી. ૧

ઢાળ—"પાવન ત્રોધ એહ તણા; સાંભળો સત્ય, કુમાર.
"વળી સુધન્વા ને સુરથ એ બે બળ તણા ભંડાર. ૨
"સુબળ બળ ને સુદર્શન એ સબળ છે બળપૂર;
"સુમતિ સુગતિ તુષ્ટિ શ્રદ્ધાળૂ મહારથી એ શૂર. ૩
"ચંદ્રસેન્ય ને ચંદ્રકેત કેડે, વિદૂરથ ચંદ્રદેવ,
"સત્ય સુધન્વા મહારથી વીરસેન્ય અવશ્યમેવ. ૪
"અન્યથા બહુ યોધા ઘણા તે સુધન્વાના દળમાંહ.
"સૈન્ય સઘળું વિરાજિત; બહુ બળે જીત્યા જાય." ૫

વાક્ય સુણી વૃષ્ખકેત બોલ્યો ચરણ નામી શીસ્ય·
"તમ સમાન્યે કો યોધ બળિઓ? કૃપાવંત જગદીશ. ૬
"તમ નેત્ર કચેરી ક્રોધઝાળે બળે દળ સર્વકોય.
"એક શ્વાસ તમ ફેતકારમાંહા ઊભો રેહે તે કોય? ૭
"જયમ સર્પ નાસે ગરુડ આગળ એમ પમાડૂં ત્રાસ.
"ગજયૂથ જ્યમ શાર્દૂલ આગળ કો રેહે નહિ પાસ." ૮
એમ કહી રથ હકાવ્યો તે અનેક યોધ સંઘાતે;
અસ્ત્રવિદ્યા વિખે કુશળી ધનુર્ધારી હાથ્ય. ૯

દુંદુભિ બહુ નિશાણ ધ્રમકે, ગોમુખ પણુંવ શૃંગ,
રણતુર ભેરી પટહનાદ, કાયર પામે ભંગ. ૧૦
નાદ કચેરા, સોખ ગિરિમાંહા, સાગર ત્રૂટે માન.
વૃષ્પકેત એમ આવિયો રણ વિખે સાવધાન. ૧૧

સુધન્વાનૂં વ્યૂહ વિરાજિત કમળને આકારય.
રથ હકાવી આવિઓ દળસહિત તેણે હારથ. ૧૨
રથ દીઠો વિરાજિત, રૂપવંત શોભે વાજય.
ધનુખ ભાથા વિરાજિત, જાણ્યે ધનુર્વિદ્યા સાજય. ૧૩
તેગ જેહેનૂં ઝગહળે અને રૂપે પાખરે લાજ.
દર્શને એહેવો દીપતો, જાણ્યે સફળ કરશે કાજ. ૧૪

પતાકાયે વૃષ જેહેને, કિરણુ દિનકર હોય,
વૃષકેત એહેવો ઝળહળે નહિ યોધ બીજો કોય. ૧૫
જૈમુન્ય કેહે : રાયજી, યુદ્ધ તણી એ રીત્ય.
સિંહનાદ ઘોર ને ઘોષ દુંદુભિ સુણી થઇએ ભયભીત્ય. ૧૬
દળ તણી ભીડે સ્વેદ યોધને દળી અંગ્યથી ધરણુ.
બાવના ચંદન કસ્તૂરી તાંબોલના વળી વર્ણ. ૧૭
બહુ કુસુમ ટોડર કંઠથી ત્રૂટી પડે છે હાર.
કૃષ્ણાગર માંહિં ભેહેકે ઘણુ, બહુ કેમર રંગ અપાર. ૧૮
(અવનીમહિં તાંબોલ સાથે પડી તેહેની ભાત્ય.)
ભૂષણુ રત્ન[ની ભાત્ય] પડતે ધરા બહુ શોભાય.
હાથી ગર્જે, ગહગહે હય, રથ ધડૂકા થાય. ૧૯
અવનીપડ એ ભાત્યનું શોભી રહ્યું, રાજન.
હવે બળિઆ બે મળ્યા, યુદ્ધ વિષે છે સાવધાન ૨૦
હંસકેત કહેરો કુંઅર કેહે : "તું સાંભળે, ચતુર સુજાણ.
"તુહને પરમ વૈષ્ણવ દેખિએ નિજ ભક્ત પુરુષપુરાણુ. ૨૧
"કોણુ વંશમાંહિ તાત તાહારો, ગોત્ર કુળ કોણુ ગામ?
"આચાર સેવા કોણુ રીત્યે ભજો સુંદર સ્વામ? ૨૨
"કુળહીણુ સાથે કર્યું યુદ્ધ? કોણુ કરે તાહાં પ્રાક્રમ?
"એટલા માટે કોહો મુજને કુળ તમારાનો ધર્મ. ૨૩
વૃષકેત કેહે : "રે વીર સાંભળો; કહું તુજને વિવેક.
"પ્રલેના મંડાણુ આદે રૂપ વિષ્ણુનું એક. ૨૪
"તેહ થકી ઉત્પન્ન બ્રહ્મા, મરીચિ તેહેના પુત્ર.
"મરીચિને ત્યાં કશ્યપ કુંઅર, શોભા પરમ વિચિત્ર. ૨૫
"કશ્યપ કેરો કુંઅર દિનકર પરમ જ્યોત્ય અપાર
"તેહે કેરા કર્ણ કેહે સુભટ ઉગ્ર ઉદાર. ૨૬
"બાણાવળિ એહેવો નહિ, દાનેશ્વરી અતિ પ્રૌઢ.
"ત્રૈલોક્યમાંહિં પરમ વૈભવ ભક્ત ગરુડારૂઢ. ૨૭

"કુંતી માતા જેહ તણી, ને ધનંજયનો ભ્રાત.
"વૃષકેત નામે પુત્ર તેહેનો; કર્ણ માહારો તાત. ૨૮
"આચાર જાણું એટલા; એક હરિનું નામ.
"વૃક્ષની પેરે રહું રોપ્યો કરું જાંહાં સંગ્રામ." ૨૯
વાક્ય સુણી વૃષકેતનાં આનંદ પામ્યો વીર;
કશ્યપ-કુળમાંહાં હંસધ્વજ, તેહેનો સુધન્વા રણધીર. ૩૦

વલણ

સુધન્વા રણધીર રે, આનંદ બહુ મન ઊપજે.
યુદ્ધ કેહેવાં કરે રણમાંહાં, બહુને નરહરિને ભજે. ૩૧
હરજી-સુત કાહાનડ કેહે: કૃપાનાથજી, કરજ્યો મયા.
હરિચરણ કેરો દાસ સેવક; નવદશ છંદ પૂરણ થયા. ૩૨/૫૬૮

## છંદ ૨૦ મો-રાગ મારુણી, ચોપાઈ

જૈમુન્ય રુખિ એમ બોલ્યા વાચ્ય:
બહુને ભક્ત શ્રીસારિંગપાણ્ય.
વૃષકેતનું મન ઉલસિ; સુધન્વાના અંતર માંહાં વસિ. ૧
મસ્તક નામ્યું શ્રીજગનાથ; માથા ઊપરે ફેરચો હાથ.
ધનુષ ટંકારવ કરચો સુત-કર્ણ, લીધું બાણ અનાહતવર્ણ. ૨
ધનુખ પૂરીને મેહેલ્યાં તેહ, જાણે વૃષ્ટિ પ્રલેનો મેહ.
અગ્નાળાયા વ્યમ ગગને થાય, લાગા સુભટ તણે અંગ્ય ઘાય. ૩
હાથી રથ પાળા અસવાર કીધા બાણ તણા બહુ માર.
સુધન્વાએ દીઠું પ્રાક્રંમ; અસંખ્ય બાણ મેહેલ્યાં બહુમર્મ. ૪
અર્જુન કેરી સેન્યા જેહ બાણે કરીને ઢાયા તેહ.
સુધન્વાને બાણે કરી બહુ સેન્યા અવનીમાંહાં ધરી. ૫
અંધકાર એમ બાણે કરચો, ગગન સર્વ વાદળ પર ભરચો.
મારચા યોધ પડ્યા રણમધ્ય; પૂરચાં બાણ, નહિ કો સધ્ય. ૬

વીર સુધન્વા રથું પ્રચંડ આવી મેહેલે બાણ ઉદંડ,
અર્જુન-સૈન્ય સંઘારયું ઘણું, કર્ણાતમેજ સુધન્વાં તણું. ૨૦
હય રથ જોદ્ધા મારચા નાગ; જોણી રથ કીધાં બે ભાગ.
રણ કચેરી એમ ગાજે ભોમ્ય,
સુર ત્યાંહાં કંપ્યા જ્યોતા વ્યોમ. ૨૧
ત્રણ્ય બાણ સુધન્વા બેવ વૃખકેત ઊપરે ત્યાંહાં એવ,
તેણે બાણ મૂર્છા થઈ, પડિઓ ભોમ્ય વિખે તે જઈ. ૨૨
અર્જુન-દળ થયો હાહાકાર. આવ્યો પ્રદ્યુમન બળભંડાર:
"અરે વીર, રક્ષ્યા જગદીશ; જોજ્યે માહારૂં, ચંપકપુરધીશ." ૨૩
બાણ મેહેલિયાં ત્યાંહાં અનેક; મારચ સેન્ય, ન આવે છેક.
યોધે યોધ આંફળ્યા એમ, છૂટે પડે ભડે ગજ ત્યેમ. ૨૪
કરચો સંગ્રામ પ્રદ્યુમને ઘણો, જયમ શંકર નરનારાયણ તણો.
રણમાંહાં પડિઆ યોધ અસંખ્ય, માગે પોકારે ઉદકની ઝંખ. ૨૫
મેહેલ્યાં પાંચ બાણ પ્રદ્યુમંન, ચદ્રકળા શોભે અનંગ.
રથ સારથિ હય ચુરણ કીધ ભૂતળ વીર સુધન્વા દીધ. ૨૬
રથ બેસી માહ્યો અતિ ઘણું! "હવે જોજ્યે પ્રાક્રમ મુજ તણું."
ત્રણ્ય બાણ મેહેલ્યાં તતકાળ, મૂર્છા થઈ સુત-શ્રીગોપાળ. ૨૭
'હોહો દૈવ્ય કરે સર્વકોય. મહા અરિષ્ટ. સબળ યુદ્ધ હોય.
કૃષ્ણી સાત્વિક ધાયો નદ્દા, મારચ બાણ અનેરી ગદ્દા. ૨૮
જૈમુન્ય મુખ્ય એમ વાણી વદી: શોણિતની રચ્ય ચાલી નદી.
હાથી-સુંઢ મગર-આકાર, નર-મસ્તક કૂર્મ અપાર. ૨૯
જાણ્યે કમળ ફરે એમ બાણ, શોણિતપુર વેહે નિર્વાણ્ય.
ખડ્‌ગ ચર્મ અર્ધા જે હાથ્ય, વર્ણું તણા જાએ સબ્દાન. ૩૦
કુંડળ મુગટ મેહેરખા હાર જાએ તણાણું, નાવે પાર.
ચોસઠ બાણ સાત્વકી એવ રચ્ય આવી, મેહેલ્યાં તતખેવ. ૩૧
પંચ્યોત્તર બાણેશું અકી ભૂમિ નિપાત્યો ત્યાંહાં સાત્વકી.
અનુશાલ્વ માયાવી જોદ્ધ, બાણ મૂકતો આવ્યો તેહ. ૩૨

દારુણ રણ કીધો સંગ્રામ, ઘણા સુભટ રણ કેડ્યા ઠામ.
એક બાણે અનુશાલ્વ રાય તેહ નિપાત્યો અવનીમાંય. ૩
અનિરુદ્ધ કુંઅર પ્રદ્યુમન તણો આવ્યો ક્રોધ કરી અતિઘણો.
અર્જુન-દળ ચિંતાતુર થયું. માર દેખી ઝાંખું થઈ રહ્યું. ૩
હા હા હેતિ કહે સર્વ વીર, કુશળ રહેશે કોય શરીર!
સુધન્વા હીંડે બહુ બળવંત, અનેક સુભટનો આણ્યો અંત. ૩

વલણ

અંત આણ્યો સુભટ કેરો; પ્રાક્રમી બળિઓ ઘણું.
ધનંજય એહવે આવિઓ, હવે દેખાડે બળ આપણું. ૬૭

## છંદ ૨૧ મો—રાગ ઢાલો મારુ

અર્જુન રથ હંકાવિઓ, સમરાંગણમાંહાં આવિઓ.
આવિઓ રે સુધન્વા રણે અતિ ઘણું રે. ૧
ઢાળ—રણમાંહાં વીર સુધન્વા દીપ્યો શ્રીહરિ કેરો દાસ.
સૈન્ય પાંડવનું થયું આકળું; ઊગરવા નહિ આસ. ૨
દેવદત્ત અર્જુને પૂરિઓ; પારથ રણમાંહા આવ્યો.
એક અયુત નારાયણી યોદ્ધા વ્યૂહ રચી સંગ્રામ લાવ્યો. ૩
સહસ્ર બહ્નતિક દેહેરૂં બળ થાઉ અહંચેકિ હોય.
અર્જુનરૂપ જગદ્ગુરુ એહવું, અપર યોધ નહિ કોય. ૪
સુગમ સહસ્ર યોદ્ધા સંધાને કરે એકલો યુદ્ધ.
અર્ધ માત્રાએ બાણ ન ખૂટે, ગાંડીવ કરમાંહાં શુદ્ધ. ૫
એક શત બાણ સુધન્વા ઊપરે મેહેલ્યાં છે તતકાળ.
મહા તીક્ષણ તીવ્ર ધારા કેરાં અગ્નિ રૂપ કરાળ. ૬
સુધન્વાના સૈન્ય ઊપરે આપ્યાં બાણ અનેક.
દશ દશ મેહેલી વીર સુધન્વા છેદી પાડ્યો છેક. ૭
પછે સુધન્વા પરમ ગદ્ગદ્યો, અર્જુનને બોલાવે :
"વિદ્યા શુદ્ધ રણાંગણે સાધો, જે માહારે ચિત્ત આવે. ૮

"કીધાં યુદ્ધ તહ્મ્યો મેં સુણિઆં, ભીષ્મ દ્રોણ ને કર્ણ,
"તરણ-માંહિં તો જીત્યા જો સારથિ 'અશરણશરણ. ૯
"અનેક જોદ્ધા તો જીત્યા, જો સારથિ શ્રીશ્યામ.
"તે માટે જો જય વાંછો, તેડો પ્રભુને આમ." ૧૦
એહેવૂં કેહેતાં બાણ મેહેલિઊં અગ્નિવર્ણ અમોઘ.
સુધન્વાનૂં દળ મારયં બહૂ, અર્જુન-મન સંતોખ. ૧૧
પછે સુધન્વાયે યુગ્મ બાણ ભણી પાર્થ મેહેલ્યાં ખેવ;
એક પતાકા, ધનુખ તણો ગણ છેદ્યો અશ્વમેવ. ૧૨
અગ્નિ - અસ્ત્ર અર્જુને મેહેલિઊં મહાપાવકની ઝાળ.
દશે દિશે-માંહાં થયો દાવાનળ, જાણ્યે પ્રગટ્યો કાળ. ૧૩
તે દેખી વરુણાસ્ત્ર મેહેલિઊં સુધન્વા તેણી વાર.
દશે દિશામાંહાં મેઘઘટા જયમ વાદળ થયો અંધકાર. ૧૪
હોયે ગર્જના, વીજ ઝબૂકે, બાણ તણી તે ધાર.
જાંહાં જોઈએ તાંહાં મેઘ આવી, દીસે બહુ અંધકાર. ૧૫
માધવ [? મેઘ] દેખી પક્ષી બોલ્યાં, જે જળ કેરાં સંગી.
તે ઊપરિ નારાચ કરે તે દામની ચલિત-તરંગી. ૧૬
અનેક કોકિલ બગ ટીટોડા સારસાં ચાતુક મોર.
કરે કિચંગારવ હામ્યહામ્યથી તે દેખીને મોર. ૧૭
બાણ તણી શોભા એગ વાધી મહા ભયાનક જેહેવૂં.
જાણે પ્રલે તણો એ માધવ (? મેઘ) દીસે દોહો દિશ તેહેવૂં. ૮૧
અર્જુન-બાણે પલાયણ કીધૂં, પછે વૃષ્ટિ બહુ હોય.
આકુળ વ્યાકુળ સૈન્ય કરયૂં. રણમાંહાં ભીનૂં સર્વ કોય. ૧૯
મંદ પવનનૂં બાણ મેહેલિઊં તેણે પ્રગટ્યૂં શીત.
અર્જુન-સૈન્ય સર્વ અંતરમાંહાં ઘણૂં થયૂં છે ભીત્ય. ૨૦
મહા પવનાસ્ત્ર પાર્થે મેહેલ્યૂં, તે બાણ નિવારણ કીધૂં.
અર્ધચંદ્રયં વરુણાસ્ત્ર તે દોહો દિશે છેદી દીધૂં. ૨૧

૧૬. 'માધવ' પાઠ અશુદ્ધ જણાય છે, તેથી 'મેઘ' કર્યો છે.

પછે અર્જુનનો મારચો સારથિ મેહેલી બાણ પ્રચંડ.
ત્રણ બાણ અર્જુનને મેહેલિયાં, ઓહો કરયા તે ખંડ. ૨૨
એણી પેરે દારુણ યુદ્ધ કીધું, જૈમુનિ કહે : સુણ, રાય.
અર્જુન કીધો વિના સારથિ, મહા દુખિઓ રણે થાય. ૨૩
તોરંગ હાથે અશ્વા, છેડા બે; રણે કરવું આક્રંમ.
કહે સુધન્વા : "આજ પુરુષ હવે તેડો શ્રીપરબ્રહ્મ. ૨૪
"વૈકુંઠનાયક થયા સારથિ ત્યમ જશ રહે તમારો.
"રથ હાંકી ક્યમ યુદ્ધ કરશો,
ક્યમ સેહેશો માર અમારો!" ૨૫
પછે અર્જુને એમ વિમાસ્યું : 'એ બળિઓ બળવંત.
'વૈકુંઠનાયક જો આંહાં નાવે તો આણે એ અંત. ૨૬
'સ્મરણ કરું હવે સારિંગપાણી : મહા મયા હવે કીજે;
'કૃપાનાથજી, શીઘ્ર પધારો, સકળ કામ તો સીઝે.' ૨૭
સ્મરણ કરંતાં રથ ઊપરે દીઠા શ્રીભગવાન.
પંચજનનો નાદ પૂરિઓ સુંદર પરમ નિધાન. ૨૮
નાદ સાંભળી મુર્છા વીની રણમાંહે પડિઆ જેહ.
દેવદત્ત અર્જુને પૂરિઓ; આનંદ પામ્યા તેહ. ૨૯
વઇકુંઠનાયક સારથિ, અર્જુન ઊપરે હેજ.
રથ ઊપરે દેવ સકળનું રતૂં ઝળહળી તેજ. ૩૦
પ્રસન્નવદને આવી હરિ બેઠા પામ્યા મન્ય આનંદ.
અર્જુને મુખ નર[હરિ]નું દીઠું, રંગ તણા મન્ય કંદ. ૩૧
પરમ પ્રેમ અંતરમાંહાં પામ્યો સવ્યસાચી તેણી વાર.
પાંડવ કઉરા સેન્ય મધ્ય તવ વર્ત્યો જયજયકાર. ૩૨
પંચજનનો ઘોષ સાંભળી કર્ણકુંઅર સુખ પામ્યો.
રથે બેસીને કૃપાનાથની કરુણા જોવા આવ્યો. ૩૩

૨૮-૩૩. પંચજન=પાંચજન્ય શંખ

પ્રદ્યુમ્ન અનુશાલ્વ દુઃખ પામ્યા સાત્વિક જાદવ જેહ,
અનિરુદ્ધને કૃતબ્રહ્મા બીજા ગય ગાજિયા તેહ. ૩૪
સૈન્યઘટા અર્જુનનું સઘળું હરિ આવ્યે એમ ગાજે.
પ્રભુની દૃષ્ટિ ઉભેય દળ ઊપરે, કરુણા કરી મહારાજે. ૩૫
સુધન્વાના સૈન્ય વિષે સહુકો પામ્યું છે સુખ.
કૃપાનાથનું મુખ નિરખતાં ગયાં સર્વનાં દુઃખ. ૩૬

વલણ

ગયાં સર્વનાં દુખ રે, સહુ પ્રેમ મનમાંહે શમો.
સુધન્વા આનંદ પામ્યો; તાપ અંતરનો ગયો. ૩૭/૬૩૭

## છંદ ૨૨ મો—રાગ ઢાળ

રાય જન્મેજય કહે : કૃપાળ જી. દુઃખહરતા હરિ દેવ દયાળ જી.
પાંડવ કચેરી કરે સંભાળ જી. ધન્ય સુધન્વા લઘુવય બાળ જી. ૧
ઢાળ—ધન્ય સુધન્વા લઘુવે વિષે, ધન્ય એહનો સંગ્રામ.
ધન્ય બાણવિદ્યા એહ તણી, જે આવ્યા સુંદરશ્યામ. ૨
હવે રુખિજી, કહો મુજને; મહા કથા પાવન એહ.
કેહી પેરે રાખિઆ બે ભક્ત ઊપરે સ્નેહ. ૩
કૃપાસાગર બહુને ઊપરે ધરે દૃષ્ટિ સમાન્ય.
કેહી પેરે રણ વિષે યશ આપિઓ ભગવાન? ૪
મહા મુનિ કહે : રાયજી, સુણો મહાભક્તનો મહિમાય.
સ્નેહ માટે શ્યામસુંદર સદા તાણ્યા જાય. ૫
સુધન્વાનાં અંતરમાંહા તે નિરખિઉં રૂપ.
જાજુલ્યમાન રવિ કોટિ સરખું એહવું દિવ્ય સ્વરૂપ. ૬
કોટિ ઇંદુકળા પૂરણ શીતળ શ્રીમહારાજ.
અબોધ કોટિ ગંભીરતા, સુખકોટિ કંદર્પ કાજ. ૭
વદન નિર્મળ, નાસિકા શુકચંચને આકારય.
આડજ ઝળકે અરુણવત્ મધ્ય સુંદર હીરાન્હાસ્ય. ૮

કળા પૂરણ કનક જિહ્વા, ગલ શોભિત રંગ.
તિલરેખા નિરખતાં અધ કોટિ પામે ભંગ. ૯
કપોલરેખા રંગ અદ્ભુત, જોતાં હીસે મંન.
ખીતલિઆળા કેશ સુંદર, મુગટ મણિ પાવંન. ૧૦
ભ્રૂ-વિરાજિત ભ્રમિર વંકી, નેત્ર છે અણિઆળ,
રાજીવ કોરંગ મીન ચપળા સુધા રંગ રસાળ. ૧૧
કર્ણ કુંડળ ઝળહળે ને કપોલશોભા હોય.
વક્ષસ્થળ અતિ વિરાજિત શ્રીવત્સલાંછન જોય. ૧૨
કૌસ્તુભમણિનો હાર મુક્તા, તરુણ તુળશી દિવ્ય.
પીતાંબર પટ ઝળઝળકે સદાકાળિ ભવ્ય. ૧૩
ચતુરભુજ શંખચક્ર શોભિત ગદાધર ગોવિંદ.
પરબ્રહ્મ છે કેશવ પક્ષધારી સદાયે આનંદ. ૧૪
ચરણ નખથી શિખા સુધી રૂપ કરુણાવંત.
ગરુડ વાહન સદાકાળિ, કૃપા કમળાકંથ. ૧૫
સુધન્વા કહે : "શ્યામસુંદર, હું તમારો દાસ.
"રૂડે માહરે સદાકાળિ તમારો પ્રભુ વાસ." ૧૬
એમ કહીને સુધન્વાએ નામ્યું હરિને શીશ.
સુભટ સઘળા સૈન્યના પછે નમ્યા શ્રીજગદીશ ૧૭
શ્રીકૃષ્ણ બેઠા સારથિ. પતાકાયે હનુમાન,
લેહેને પ્રાજે કરે કોણ? સુભટ નહિ સાવધાન. ૧૮
સુધન્વા કહે : "પ્રભુદૃષ્ટિ આગળે કીજિએ યુદ્ધ જેહ.
"બાણ મેહેલો અસ્ત્રવિદ્યા આ મંત્ર સાથે તેહ. ૧૯
"કૃપાનાથની દૃષ્ટિ આગળ દિવ્ય કીજે બાણ.
"માન કરીને મેહેલિએ, આગળે સારિંગપાણ." ૨૦
વાક્ય એહવાં સાંભળી અન્યસાખી કહે ભગવંત:
'ત્રાદો બાણે રણ વિષે આણું સુધન્વા-અંત. ૨૧

" ત્રીજે બાણે માઉં નહિ તો માહારા પૂર્વજ નરકે પળાય."
પાંડુપુત્રે પણ કહ્યું સાંનિધે વૈકુંઠરાય. ૨૨
શ્રીકૃષ્ણ કેહે : "અર્જુન. સુણો; શું રુહે થયા અજ્ઞાન!
" ત્રીજે બાણે એ નવ્ય મરે; એ ભક્ત નિજ ભગવાન. ૨૩
" કુરુક્ષેત્રમાંહેં પણ કહ્યું જયદ્રથને સંગ્રામ,
" તહ્મ્યો તાંહાં બળતા હૂતા તે વીસરયૂં કાં આમ? ૨૪
" સુદર્શન મેં મેહેલિઉ; ઢાંકિઆ દિનકર દેવ.
" જયદ્રથ ત્યાં પ્રગટ થયો, ગજ ચઢો આવ્યો એવ. ૨૫
" વિસારો તહ્મ્યો તેહ અર્જુન, કોણ કરિએ ભેદ?
" કહ્યા પૂછે અંતરમાંહેં પામશો અતિ ખેદ. ૨૬
" એ સુધન્વા મહાપ્રાક્રમી, જીતી શકે નહિ કોય.
" ધનુર્વિદ્યા — ભક્ત પૂરો સુભટ બળિયો હોય." ૨૭
જૈમુન્ય કેહે : હવે મેલિઓ હુંસકેત કચેરો બાણ :
" એ બાણ ત્રણ્યે કરૂ કટકા જોતાં દેવ કૃપાળ. ૨૮
" પામે પૂર્વજ અધોગતિ, જો ન છેદૂં એ બાણ.
" માહારૂં પણ જાણ્યે ખરૂં જો સેવ્યા પુરુષ પુરાણ." ૨૯
સુધન્વા કેહે : " સત્ય બોલું ભક્ત માટે આસ.
" બાણ કટકા કરી નાખૂ જોતાં વિશ્વાવાસ. ૩૦
" સુભટ દળ સહૂ દેખતાં, જૂઓ, કરૂં હૂં પ્રારંભ.
" પણ સારથિ વૈકુંઠનાયક રાખશો પરબ્રહ્મ. ૩૧
એમ કહી જાજુલ્યવત મહા તિગ્મ તીક્ષણ ધાર
બાણ એહેવૂં મેહેલિઉં, મધ્યે મારુતનો નહિ પાર. ૩૨
રથ ત્યાંહાંથી ઊડાડ્યો અર્જુન કેરો જેહ,
સહસ્ર ફેરા ફેરવ્યો આકાશ — મારગ્ય તેહ. ૩૩
ધનુર્વિદ્યા દ્રોણની, એકો અર્જુન બળિઓ વીર,
અંજનીકુંઅર પતાકાએ, સારથિ શ્યામશરીર. ૩૪

એમ અંતરમાંહ્યાં ગર્વ્યો, ધનંજય થયો માન-ભંગ.
પછે લોકાલોકનો હરિ ભાર મેહેલ્યો અંગ. ૩૫
ભોમ્ય વિષે રથ આવિઓ સર્વ યોદ્ધ નિરખે ત્યાંહ.
પછે સવ્યસાચી સબળ ક્રોધે ભરાણા તનમાંહ. ૩૬
પ્રભુને કહે : "નાથજી, હવે આણું એહનો અંત.
"માહારા કરના બાણ આગળ એ કોહો સાધનવંત ! ૩૭

વલણ

"એ કોહો સાધનવંત રે ? એહેને મારું સર્વથા."
જૈમુન્ય કહે : હવે રાયજી, એ સાંભળો પાવન કથા. ૩૮/૧૭૫

### કડવું ૨૩ મો—રાગ રામગ્રી

વિપ્ર-મુગટમણિ બોલિઓ; જૈમુન્ય કહે : રાય.
ધનંજય અતિ કોપિઓ બાણ લેઈ કર માંહ. ૧
શ્રીલક્ષ્મીપતિ જોઈ રહ્યા અર્જુન કેરું મુખ :
વળી કહે નાં : "તમ્યો પામશો અંતરમાંહે દુઃખ. ૨
"એ બાણને મિથ્યા કરે શું લીધું હાસ્ય :
"એહેને અંગ બેદે નહિ દ્રોણ-મંત્ર સધાન્ય. ૩
"બ્રહ્મવિદ્યા જે એ ભણ્યો નવ્ય જાણે ઈશ.
"સંકર્ષણ જાણે નહિ." બોલ્યા એમ જગદીશ. ૪
"સમરાંગણે સાહે નહિ, હું પામું હારય.
"બાણ મુધ-વાના કર તાણ્યાં જાય સાગર પારય. ૫
હરિએ લીધું હાથમાં જોતાંમાં બહુ રાય,
એકવીસ વાર ધરા તણું પુણ્ય મેહેલ્યું માંહ. ૬
"વળી બીજું મુનિ સહસ્યો લીધું હાસે જેહ,"
બાણ મધ્યે મૂકિયું જોતાં કૃપાનાથ તેહ. ૭
અર્જુનને કરે આપિયું મેહેલી મધ્ય તેજ :

---

૩૫. પ્રગોન્મસ્વેદ, પસીને ભીંજાયો.

" કુંતીસુત, મેહેલી જૂઓ બળ કરીને હેજ." ૮
ધનુખ ધારી મુખે બોલિઓ સવ્યસાચી વીર :
"તુજને મારૂં સર્વથા; રેહેજ્યો રણધીર." ૯
પાર્થ સુધન્વા તણા પૂર્વજ જે ત્યાંહાં ખેવ,
અંતરમાંહિં નિરખી રહ્યા સેધાતે દેવ. ૧૦
' પણ બેહૂએં સરખાં કરયાં; શૂં થાશે એહ ?'
પિત્રિ ત્રાસ પામી રહ્યા અંતરમાંહિં તેહ. ૧૧
વીર સુધન્વા બોલિઓ : " ફરૂં મિથ્યા બાણ,
" તો માચૂં સહુ જાણજો, સેવ્યા પુરુષ પુરાણ. ૧૨

[ દેશી ફેર ]

" પુરુષ પુરાણ સેવ્યા હોય, સાચી ભક્તિ તણા જુઓ ભેદ."
એહવે કિરીટિએ બાણ મેહેલિઊં, કરયૂં આવતાં છેદ. ૧૩
બાણ તણા કટકા દેખી અર્જુન-દળ પામ્યૂં ત્રાસ :
" બાપઓ, સુભટ સુધન્વા બળિઓ" કરતા સાસ નીસાસ. ૧૪
વળી બીજૂં બાણ લીધૂં ક્રોધે ત્યાહાં અર્જુન.
કૃષ્ણ કેહે : " અવિધારો, આ તાં કોણ વિધે મારવા મંન ?" ૧૫
વળી કૃપા કરી હરિ કરમાંહાં લીધૂં શ્રીરાઘવ-પાકંમ;
'વસુધા ભાર ઊતારજો બીજૂ; સઘળો મેહેલ્યો ધર્મ. ૧૬
વળી ચોવીસે ધરામાંહિં ધરિઆ લીલાએ અવતાર,
સઘળૂં પુણ્ય સર્વકો મેહેલ્યૂં જોતાં વિશ્વાધાર. ૧૭
ઉભે સેન્ય નયણે અવિલોકે, સુરિનર મુનિવર આવ્યા;
દેવઅંગનાએ અંતરે આવી હંસરાય-કુંઅર વધાવ્યા. ૧૮
ગાંડીવ ધનુખ વિખે લેઈ ધરિઊં બાણ એહ અર્જુન.
'સાંસના થઈને તહ્મગે મેહેલજ્યો ' એમ કેહે જગજીવંન. ૧૯
બેહૂ પાસાં દુંદુભિ બહુ વાજે અને હલોહલ બહુ હોય.
સુરપતિ આદે હંસધ્વજ મુનિવર નર નારી સર્વ જોય. ૨૦

---

૧૩. આ કડીને આરંભે 'ઢાલ' લખ્યું છે, જે 'દેશી ફેર' છે.

'શ્રીકૃષ્ણ કૃષ્ણ' સહુ કો કેહે; એહેવે રણ્ય મેહેલ્યું બાણ.
આવતું કટકા ચ્યાર કરયૂં દષ્ટે શ્રીસારિંગપાણ્ય. ૨૧
'હી હી દૈવ્ય' કેહે દળ સહુકો, 'ભલો સુધન્વા બળિઓ.'
'કડ મંહાર' કરયો અર્જુને પણ. આજ જોધ રણ્ય મળિઓ. ૨૨
અર્જુન ત્રાસ અંતરમાંહાં પામ્યા: 'ચિંતા થઈ મુજ મોટી;
'પૂર્વજ રખે અધોગતિ પામે! વાચા થઈ મુજ ખોટી. ૨૩
'પ્રભુનું તેજ થયું સર્વ મિથ્યા, હવે ભેદ શો કરવો?
'એકચે બાણે સુધન્વા હવે રણ્ય માંહાં ક્યમ મરવો?' ૨૪
અંતરમાંહેં એમ વિમાશી અને મેહેલ્યો નિઃશ્વાસ;
પછે અર્જુનની આસવાસના કીધી વિશ્વાવાસ. ૨૫
પછે કપિધ્વજ મુખે એમ કેહે છે: "જો એકે બાણે ન મારૂં,
"તો પેશી કાષ્ઠ મધ્યે સહુ જોતાં અંગ પ્રજાળું માહારૂં." ૨૬

એમ કહીને બાણ કાઢિઉં, ત્રીજૂં લીધૂં હાથ્ય.
વળી ભગવાને લીધૂં હાથ માંહાં; નિરખે મર્મ સંધાન. ૨૭
અર્જુનના હેતકારી શ્રીહરિ શંકરને બોલાવે,
તે શર કચેરાં પિચ્છમાંહેં પ્રેમ કરી પધરાવે. ૨૮
બ્રહ્મસદનથી બ્રહ્મા તેડ્યા, બેસારયા બાણ–મધ્ય.
અગ્રભાગ તે પોતે થયા. પ્રભુએ મત્ય રચી તાંહાં સદ્ય. ૨૯

ત્રણ્ય સ્વરૂપ બાણમાંહાં ધરિઆં; તેજ તણો નહિ પાર.
બ્રહ્મા શંકર અને અગ્રણી સ્વામી વિશ્વાધાર. ૩૦
અમોઘ તેજ બાણમાંહાં દીસે સૂર્ય કોટિ જ્યમ કિરણ;
જાણ્યે પાવક મહા પ્રલેનો, મુખ એહેવૂં નિજવર્ણ. ૩૧
એહેવું નિધર કરીને આપ્યૂં અર્જુનના કરમાંહ;
જાણ્યે કોટિ રવિ રથ ઉપરે તેજે રહ્યું ન જાય. ૩૨
દેખી અર્જુન આનંદ પામ્યા, કાંતિ કળા બહુ વાધી:
"રેહેજે હવે સુધન્વા, ઊભો, -મારૂં બાણ કરે સાંધી." ૩૩

વીર સુધન્વા વળતો બોલ્યો : 'જો બાણ ન ભાજૂં તાહારૂં,
"પૂર્વજ માહારા અધોગતિ પામે, સુકૃત હારૂં માહારૂં." ૩૪
ત્યાહારે સહુકો ત્રાસ પામિઓ : એ કયમ બાણ ભંજાશે?
સુરનર મુનિવર સહુકો દેખે, પૂર્વજ દુખિયા થાશે. ૩૫
શ્રીભગવાન કહે અર્જુનને : "બાણ સુધન્વા ભાંજે,
'એહેનૂં ચિત્ત સદા હરિ—ચરણે; એહેની ભક્તિ વિરાજે." ૩૬
એહેવે ધનુખ ધરીને મેહેલ્યૂં જ્યમ દાવાનળ કાળ.
હાહાકાર થયો છે ત્યાહારે ગોપાળે ગોપાળ. ૩૭
હંસકેતનો કુંઅર કહે છે : "જોજ્યે, અર્જુન, યુક્તિ,
"એ ત્યાં બાણ કરૂં છૂં કટકા. પછે હજ્યે મુજ મુક્તિ.' ૩૮
એમ કહીને બાણ મેહેલિઓં, કીધૂં કટકા ત્રંણ્ય.
શંકર બ્રહ્મા ભૂમિ પડ્યા, નિજ સાથે અશરણશરણ. ૩૯
અર્જુન વદન થયૂં છે વિલખૂં : "શૂં કીધૂં, જગદીશ?"
પછે ભાગ અગ્રણી ઊડ્યો તતક્ષણ, તેણે છેદ્યૂં શીશ. ૪૦
અંતરમાંહે તેહ વિમાશી શ્રીહરિ—ચરણે આણ્યૂં.
"શ્રીકૃષ્ણ ક્રિયાનિધિ કેશવ" બોલે; કમળાકંથ વિખાણ્યૂં. ૪૧

વલણ

વિખાણ્યૂં કમળાકંથ ત્યાહારે; હાથ મુખ ફેરવ્યો હરિ,
સુધન્વાના પ્રાણ કચેરી જ્યોત્ય મુખમાંહાં સંવરી : ૪૨/૭૧૭

## છંદ ૨૪ મો—રાગ વિરાડી, ચોપાઈ

કબંધ શીશ્ય વિના જે રહ્યૂં, બહુ શ્રાતન તેહેને થયૂં.
અર્જુન કટકે દળ સંહાર અગણિત, ત્યેહ ન લાભે પાર. ૧
બહુ હાથી હય ચૂરણ કરયા, મારી યોધ ધરામાંહાં ધરયા.
એણી પેરે બહુ સૈન્ય હણી, શોણિત નદી ચલાવી ઘણી. ૨
નાઠા યોધ દોહો દશે ગયા, મારયા જે રણ સાહામા રહ્યા.
જમુન્ય કહે : જન્મેજય, સુણો;
એમ સંગ્રામ કરયો રૌદ્ર ઘણો. ૩

હવે સુધન્વા કેરું શીશ ગ્રહીને મુખ નિરખ્યું જગદીશ.
પછે હંસધ્વજનો રથ જ્યાંહાં, જોઈ વદન મોકલિયું ત્યાંહાં. ૪
સુતનું વદન નિહાળે તાત, રસના 'કૃષ્ણ' કેહે 'રઘુનાથ.'
હૃદેકમળમાંહે બીડ્યું શીશઃ "મોટો ભક્ત તણો જગદીશ." ૫
ફરીફરી જોયું રાયે મુખ, પછે ભૂપતિ પામ્યો બહુ દુઃખ.
જોયું રાયે વિમાશી આપ, અંતરમાંહે પ્રગટ્યો તાપઃ ૬
"કોણ કર્મ કીધું, સુત, અહ્મો !

કઢામાંહે નંખાવ્યા તહ્મો.
"મહા અપરાધ થયો મુજ એહ, કેહેનાં પાર ન આવે તેહ. ૭
"હવે રસના શું કહિયે કથી ! ગુણવંત કો સુત જોડે નથી."
મહા શોક રાજાએ કીધ, સઘળા ગુણ સંભારી લીધ. ૮
પછે શીશ મોકલ્યું જ્યાંહાં શ્રીહરિ, કરુણા નાથ સુધન્વા કરી.
પ્રભુએ તે લીધું કરમાંહ, જોઇ વદન હરિને સુખ થાય. ૯
પછે મસ્તક આકાશે ધરયૂં, તેજ પ્રબળ મુખમાંહાં સંચરયૂં.
સઘળા સુભટ નિહાળે ચક્ષ, પ્રભુએ પ્રાણ ધરયા જે સુખ્ય. ૧૦
દળમાંહાં સર્વ જપે હરિનામ, પછે સુરથ આવ્યો સંગ્રામ·
"અર્જુન-સૈન્ય નિપાતૂં, નાથ, માગૂં રણ જે મારયો ભ્રાત." ૧૧
રથ ખેડાવી આવ્યો વેગ, ગાજ્યો એમ પ્રબળ જ્યમ મેઘ.
તેહના બળનો નાવે પાર, જન્મેજય રાજા, અવિધારય. ૧૨
અરિદળ માંહાં, જ્યાંહાં માંડે પાગ, અજાયૂથ જ્યમ પ્રગટ્યો વાઘ,
જ્યમ ગજયૂથ-મધ્યે શાર્દૂલ,

જ્યમ મહા ગરુડ આગળે અહિ-કુળ, ૧૩
જ્યમ સિંચાણ-દર્શન વનમાંહ પક્ષી દોહો દશે નાશે ત્યાંહ,
ત્યમ સુરથ તણું બળ બહુ યોધ ધરામાંહાં જાણે સહુ. ૧૪
રાતી આંખે. ક્રોધ આવરી એમ ગાજ્યો જ્યમ વને કેસરી.
કૃપાનાથ કેહે: "સુણો, અર્જુન,

એ બળિઓ હંસધ્વજનો તંન. ૧૫

"સુધન્વા દળ દીઠું દષ્ટ મારી કીધૂં રણે અરિષ્ટ.
"વૃખકેત સરખા રણ્ય વીર, પ્રદ્યુમન સરખા જીત્યા ધીર. ૧૬
"બીજૂં સેન્ય તમારૂં જેહ, મારી 'દોહો 'દિશે કીધૂં તેહ.
"સુકિત સર્વ સમર્પ્યૂં અહ્મ્યો,
તો એક સુધન્વા મારયો તહ્મ્યો. ૧૭
"એહેવા પાંચ કુંઅર બળરૂપ; તપે અધિક હંસધ્વજ ભૂપ.
"હવે સુકિત નહિ માહારે પાસ,
ધર્યૂં બાણમાંહાં." કેહે અવિનાશ. ૧૮
એમ બોલ્યા કરુણાનિધિ દેવ; એહેવે સુરથ રણે ગાજ્યો એવ.
અનની-પડ કારટ્ તેણે કરી, અર્જુનને દેખાડે શ્રીહરિ. ૧૯
એહેવે સુરથ રણે બોલ્યો વીર:
"સુણિએ, કૃષ્ણ મહારણ-ધીર.
"એ કોણ કર્મ તમારૂં હોય?
સેન્યા સુભટ રહ્યા સર્વ જોય." ૨૦
"બાલ્યક યુદ્ધ્ય કરી કોણ કર્મ?
પુણ્ય બાણે મેહેલ્યૂં, પરબ્રહ્મ,
"મુક્તિ-પદારથદાયક તહ્મ્યો, સર્વજોધશૂં ઈચ્છું અમ્યો. ૨૧
"હૂં માગૂં રણે માહારો ભ્રાત,
હવે ક્યાંહાથી પુણ્ય આપો હાથ્ય?
"અર્જુન કયમ ઊગરશે એહ?
મુજ મન્ય ચિંતા મોટી તેહ. ૨૨
"એમ કીધી કુંતીસુત મયા, બાણ અગ્રણી પોતે થયા.
"તમ્યો નાથ, બ્રહ્મા ને ઈશ તો છેદું મુજ બાંધવ-શીશ. ૨૩
"હવે કોણ અહીં કરસ્યો પેરચ? ભ્રાત તણું હૂં માગૂ વેર.
"તમ્યો સારથિ છો, મહારાજ,
તેણે સિધિ પામે સર્વ કાજ. ૨૪

---

૧૯. એરન્નરસ.

"તહ્મે અર્જુન બે મારયા સહી,
હવે યુદ્ધમાંહાં મેલું નહિ."
ધરી ધનુખ ટંકારવ કરયો
જ્યમ ગાજે મેઘ મહા જળે ભરયો. ૨૫
અર્જુનને કહે ગરુડારૂઢ: "એ તાં યોધ મહા, બળ પ્રૌઢ.
"માહારે પુણ્ય રહ્યું નહિ લેશ,
જે આપું તુજને;" કહે દેવેશ. ૨૬
"માહારા પુણ્યથી જીત્યો જાય; વિષ્ણુભક્ત કેરો મહિમાય,
"પુણ્યહીણનું નોહે કામ; એહેવો સુરથ તણો સંગ્રામ. ૨૭
"વિનતા-સુતને લેતાં વાર જ્યમ કરે મહા ભુયંગમ આહાર,
"ત્યમ બળવંત બળિઓ બહુ; થોડામાંહે ઘણું તુજને કહું." ૨૮
તવ અર્જુનને ચિંતા થઈ: કરુણાનિધિ શું કરવું અહીં?"
પછે રુકમણી કેરો બાળ પ્રદ્યુમન તેડયો શ્રીગોપાળ. ૨૯
યુદ્ધ કરવા મોકલિઓ તાંહ, હંસકેત-કુઅર રણ જાંહ.
રથ હાંકી અરિસૂદન ગયો, યુદ્ધ કરવાને તત્પર થયો. ૩૦
સંહનાદ કરતો તે વીર ગાજે ત્યમ અર્ણવ ગંભીર.
સાહામસાહામા બે બળિઆ મળ્યા,
આંહાંથી અર્જુન-હય હાંકી હરિ પળ્યા. ૩૧
પાંચ જોજન રથ ખેડી ગયા તૈ એક હાર્યે અગોચરે રહ્યા
જૈમુન્ય કહે: સાંભળ, રાજાન, ભક્તને હેત કરે ભગવાન. ૩૨

વલણ

ભક્તને હેત કરે સ્વામી, પનાયણ તેણે થયા.
પાંચ જોજન લગે નાહાશી એકાંતે જઈને રહ્યા ૩૨ / ૭૫૦

છંદ ૨૫ મો-રાગ ભૂપાળ

યુધિષ્ઠિર બોલ્યા: કહું, સુણ્ય, ભૂપ જી.
—રણમાંહાં બે—ઝૂઝ્યા —સુંદરરૂપ જી. ૧

ઢાળ:—રૂપસુંદર રણ વિખે હવે સુરથ કેહે વેચંન:
"વેરી માહારા કયાંહાં ગયા? શું બ્યદેશ તું, પ્રદ્યુમંન? ૨
"ભ્રાત માહારો મારિઓ, નિર્ભે થયા શું એહ?
"યજ્ઞ એહેનો ફગાવૂં અરિ અર્જુન મારૂં તેહ. ૩
"જો નાશી પેસે પાતાળમાંહાં તો મારૂં કરીને ક્યેડી.
"કૃષ્ણાર્જુન સેન્ય સાથે આજ નાંખૂં ફેડી. ૪
"બળહીન, તૂં શું યૂદ્ધ કરે? કોણ માત્ર તુજ સંગ્રામ?
"હવે રેહેજ્યો રણાંગણમાંહા, ફેડૂં સેન્યા ઠામ." ૫
એમ કહીને ધનુખ, મરડે, મેહેલ્યાં બાણ અસખ્ય.
પેહેલે બાણે મારિઆ દળ વિખે બળિઆ મુખ્ય. ૬
કો બાણે ચૂરણ થયા, કેહેના કરયા બે ભાગ.
એમ સેન્ય બહુ ત્યાંહાં મારિયૂં; અન્યથા કીધા યાગ. ૭
અસ્ત્રનાં બહુ બાણ મેહેલ્યાં; સબળ પડિઓ ત્રાસ.
ભંગ પડિઓ, સર્વ નાઠા; ઊગરવા નહિ આસ. ૮
સેન્ય નાઠૂં ત્રણ્ય જ્યોજયન અને થયો હાહાકાર.
મધ્ય જાએ મારતો હંસકેત તણો કુમાર. ૯
નાઠૂં દળ સધળૂં ત્યજીને, રથ હાંકયો ખેવ,
અગોચર જાંહાં પાંડુકુઅર રહ્યા દેવાધિદેવ. ૧૦
સુરથ દેખી બોલિઓ રે "ઘટે નહિ તમ, સ્વામ.
"રણાંગણથી ત્યજી યુદ્ધને, કૃષ્ણ, નાસો આમ." ૧૧
એમ કહી શત બાણ મેહેલ્યાં. 'રેહેજે રણમાંહાં, વીર"
પાર્થનો રથ ઢાકિઓ જયમ નારી પહેરયૂં ચીર. ૧૨
સહસ્ર બાણ મેહેલ્યાં ગુડાકેશે, અચુવ રાય-કુમાર;
પછે સુરથનો રથ ભાંગિઓ, તોરંગ સારથિ ચ્યાર. ૧૩
રથ બીજે સુભટ બેઠો, ગાજિઓ બળવંત:
"ક્ષણ માત્ર રેહેજે, ધનંજય; 'હવે આણું તાહારો અંત." ૧૪

એમ કરી બહુ યોદ્ધ સાથે આવિઓ રણ્યે તેહ.
બાણ એહેવાં મેહેલિઆં જ્યમ પ્રલેકાળનો મેહ. ૧૫
બહુ યોદ્ધા હસ્તી રથ ઘણા, બહુ મરિઆ અસવાર.
પ્રદ્યુમન યૌવનાશ્વ આદ્યે કરયો રણ્યે સંહાર. ૧૬

હવે કહૂં, સકેતમાંહાં, દળ અસંખ્ય મારચા યોધ,
પાર્થ રથ એકલો કીધો, પછે ભરાણો ક્રોધ: ૧૭
"હવે રેહેજે, ધનંજય, હૂં માગૂં માહારો બાન.
"કેહી પેરે રાખશે સહૃ દેખતાં રણાંગણે નાથ?' ૧૮
એમ કહીને બાણ મેહેલ્યૂં તાંહાં થકો ઊડાડયો રથ.
અંજનીકુંઅર પતાકાએ, આંહીં સારથિ [હરિ] સમરથ. ૧૯

આકાશ-માર્ગે રથ ભમ્યો: જૈમુન્ય કેહે: રાજંન.
ભગવાન સાથે દુઃખ ધરીને બોલિયા અર્જુન: ૨૦
"કૃપાસાગર, સહૃ દેખતાં કોણ ગતિ આ હોય?"
"મંદ એ શું યુદ્ધ કરે, જ્યમ અજા પગમાં તોય. ૨૧
વાક્ય સુણી હનુમાન સાથે કેહે દીનદયાળ:
"અંજની-સુત પ્રાક્રમી, હવે કરો રથ-સંભાળ." ૨૨

પછે પૂછ વધારિઉં, રથ બાંધિઓ ક્ષણમાંહ.
ત્રણ્ય ભુવનનો ભાર મેહેલ્યો પ્રભુ વૈકુંઠરાય. ૨૩
એમ રણાંગણે રથ આણિઓ ભોમ વિખે શ્રીભગવાન.
સુરથ-દળ ઘાયલ વિના સર્વો થયા સાવધાન. ૨૪
કપિધ્વજ મનમાંહાં ધરે: 'એ દળ પમાડૂં ભંગ.'
'એ સેન્ય કયેરા યોધનાં કુશળી રહ્યાં છે અંગ.' ૨૫

એમ કહી બહુ બાણ મેહેલ્યાં, ગગને છાયો સૂર.
સિંહનાદ કયેરા ઘોર વાજે, દુંદુભિ ને રણતૂર. ૨૬
બાણના આઘાતથી સર્વ સુભટ ઢળ્યા ધરણ્ય.
એ ભાત્યની રજ ગગન્ય ચાલી, ઢાંક્યા દિનકર-કિરણ. ૨૭

બહુ યોદ્ધ એણી પેરે ઢાળિઆ, બહુ બાણ ઉપર બાણ.
એણી પેરે સુરથ સાહામો મારે કરી મંધાણ. ૨૮
વળી પાંચ બાણે સુરથનો રથ કરચો છે શતખંડ.
ભોમ્ય વિષે રથ ગાજિઓ, જ્યમ મેઘનાદ પ્રચંડ. ૨૯
તેણે નાદે વીર અર્જુન રુદે કંપિત હોય.
જાણ્યું:'રથ ઉડાડશે.' પછે પ્રભુનું મુખ જોય. ૩૦
ભગવાન કેહે હનુમાનને:"રથ નિધટ કીજે, વીર."
એમ કહી બહુ ભાર તાંહાં મેહેલિઓ સ્યામશરીર. ૩૧
અંજની-કુંઅરે પૂછચું રથ બાધિઓ બહુભાત્ય.
શ્વેતાશ્વ ત્યાહારે સ્થિર કરચા, સનમુખ થયા તવ નાથ. ૨૨
સુરથ કેહે છે:"એમ કરી રથ રાખિયે બળ પ્રૌઢ.
"હવે જોજે, શું કરું નિરખતા ગરુડારુઢ. ૩૩
"હવે દિવ્ય કરીને બાણ મેહેલો; એ મિથ્યા કરવૂ યુદ્ધ.
"પણ રચી સહૂ દેખતાં સાંચવો રણે આયુદ્ધ." ૩૪
અર્જુન કેહે :"તૂહને મારું નહિતો પૂર્વજ નરક પચાય,"
બાણ મેહેલે સાહામ્રસાહામા, દારુણ યુદ્ધ રણે થાય. ૩૫
શત રથ ભાગા સુરથ કેરા, સારથિ તોખાર;
ત્યમ અર્જુન-અંગ્યે બાણ વેધ્યાં, નહિ સૂનો ઠાર. ૩૬
ધનંજય કેહે સુરથને."હવે હરું તાહારા પ્રાણ.
"તુજને તે મારવા ખટ પૂરા મેહેલૂં બાણ. ૩૭
"ખટ બાણે મારું નહિ તો મિથ્યા મુજ સંગ્રામ.
"દિવ્ય કરું સહૂ દેખતાં, નહિ સ્વર્ગમાં મુજ ઠામ." ૩૮
સુરથ કેહે:"અવની વિષે જો ન પાડૂ, નરદેવ,
"તો સુક્રિત માહારું સર્વ મિથ્યા, મિથ્યા હરિની સેવ." ૩૯
એહેવૂં પણ જાહારે કરચૂં, વૈકુંઠનાયક ધીશ
પંચજન અર્જુન-રથે પછે પૂરિઓ જગદીશ. ૪૦

ધનંજય દેવદત્ત કચેરો પૂરિઓ તત નાદ,
સહ પામિઓ પાંડવ, કેરા સૈન્યમાંહાં ઉહ્લાદ. ૪૧

વલણ

પામિઓ ઉહ્લાદ સર્વ રે, એમ હરજી–સુત વાણી વદે.
છંદ અહીં પચવીસ પૂરા. સુરથ બહુ કોપ્યો હૃદે. ૪૨ / ૭૯૨

## છંદ ૨૬ મો—રાગ વિરાડી

જૈમુન્ય કહે : બળિઓ ઘણું; પુરુષાર્થ જોજ્યો સુરથ તણું.
ઘણું ને પ્રાક્રમ જોજો સુરથ તણું રે. ૧
ઢાળ—રાય–કુંઅરનું પ્રાક્રમ જોજો; એણી પેરે બોલ્યા મુન્ય.
પછે અસંખ્ય ત્યાંહાં બાણ મેહેલ્યાં; કોપ્યો સુત–રાજન. ૨
અનેક અસ્ત્ર તે વિવિધ પેરચનાં કાઢચાં બાણ કરાળ,
કપિમુખ બહુ, વ્યાઘ્ર તણાં મુખ, સંહ–વદન વિકરાળ. ૩
અર્જુન–સૈન્યમાંહાં થયો કુલાહલ, મારચા વીર અનેક.
એણી પેરે રણ બાણ મેહેલિયાં, તેહેનો નાવે છેક. ૪
કુંતીસુત અર્જુન બહુ કોપ્યો, બાણ લીધું કરમાંહ,
અર્ધચંદ્ર તે ધનુષ ધરીને મેહેલ્યું તે ક્ષણમાંહ. ૫
દક્ષિણ હસ્ત મૂળથી છેદ્યો, અને પાડિઓ ભોમ્ય.
પછે સુરથ ગાજ્યો, બળ વાધ્યું, ઊર્ધ્વ થયાં અંગે રોમ. ૬
મહા ગદા એક કરે ધરીને પછી ધાયો બળપૂર.
પછે અર્જુનના રથ આડા બહુ આવ્યા ઘરેઘર. ૭
ગદાઘાતથી બહુ દળ મારયું અર્જુન દેખતું જેહ,
જૈમુન્ય કહે છે : જન્મેજય રાય, સંખ્યા કહું હું તેહ. ૮
એક સહસ્ર ભદ્રજાતિક હસ્તી, બે સહસ્ર રથ સંહારચા;
અયુત એક અસવાર આગળ, અયુત મહારથી મારચા. ૯
એ તો અર્જુનના મુખ આગળ, બીજો પાર ન લહે,
એવું સુરથ તણું દળ અદ્ભુત; સુણ્ય, જન્મેજય, કહે. ૧૦

અર્ધચંદ્ર વળી બાણ મેકલિયું દ્રોણમંત્ર સંધાત્ય.
ગદા-સહિત છેદીને પાડ્યો સુરથ તણો નિજ હાથ. ૧૧
બહૂને હાથ છેદ્યા પછિ ધાયો, કરે ચરણુના પ્રહાર.
તે દેખીને અર્જુન વીરે બાણ સાધિયાં ચ્યાર. ૧૨
છેદ્યા ચરણ જુગ્મ બાણે, એક રુદેમાંહાં ભેદ્યૂં;
એક બાણે સુરથ તણૂં શીશ મનોહર છેદ્યૂં, ૧૩
વાગ્યૂં મસ્તક રુદેકમળમાંહાં વીર ધનંજય એહેવૂં,
રથ ઊપરેથી અવની પડ્યો; થયો મરણવત તેહેવૂં. ૧૪
તેણે સમે રણ્યે એહેવૂં દીઠું, પડિઆ બહુ બળવંત,
મુગટ હાર બાજૂબંધ્ય કુંડળ. એમ આવ્યો રણઅંત. ૧૫
પછે શીશ સુરથનૂં સુંદર આવ્યૂં પ્રભુને ચરણ.
પછે પ્રભુજી રથથી ઊતરયા, અર્જુન પડિઆ ધરણ્ય. ૧૬
હાથ સાહી હરિ બેઠા કીધા રજ ખંખેરી એવ,
રુદેકમળમાંહાં બીડી લીધા રથ ઊપરે નરદેવ. ૧૭

પછે સુરથનૂં મુખ નિહાળ્યૂં, મુખમાંહાં લીધા પ્રાણ.
હગ્ખાશ્રુત નિરખતાં મુખને આવ્યાં પુરુપ પ્રાણ. ૧૮
અર્જુનને પૂછે નારાયણ : "વાગૂ સબળ રુદે આંહ ?"
"સ્વામી, સીતા (?) સહસ દીઠા મેં, પ્રાણ હતા નહિ તનમાંહ. ૧૯
"એહની જોડે યોધ કો નાવે. કીધો મૃત્યુ સમાન્ય.
"કિૃપાનાથજી, કિૃપા કરી, હૂં ઊગરયો ભગવાન." ૨૦
સુરનર મુનિવર જે કો આવ્યા દેખી આશ્ચર્ય હોય.
સુરથ સુધન્વા જોડે એહેવો યોધ ન દીઠો કોય. ૨૧
વિનતા—સુત નારાયણ્ય તેડ્યો: "આ બહૂને ભ્રાતનાં શીશ
"પ્રયાગ જળમાંહાં મેહેલો." પ્રીતે કેહે જગદીશ. ૨૨
"સ્વામી, ચરણ સકળ તમતીરથ, એ કોણ બુદ્ધિ પ્રકાશી ?
"ઔક કોડિ આદે દેઈ સઘળા યમુના ગંગાનિવાશી." ૨૩

વિષ્ણુ કહે: "ગુણવંત ખગ, સાંભળો; તીરથ થાયે ભગવંત;
"આવી દુષ્ટ કરી અઘમરિષણ તેણે મળ અનંત. ૨૪
"તે માટે મસ્તક જઈ મેલો, પ્રયાગ થાએ પાવન.
"મોટા ભક્તરાજ મહાવૈષ્ણવ હંસધ્વજના તંન." ૨૫
વાક્ય સુણી મસ્તક લેઈ ચાલ્યો ગુરુડ ગગન—ગતિગામી;
પ્રયાગ તીરથ પાવન કરવા મોકલિઆ નિજ સ્વામી. ૨૬
શીશ લેઈને જાતાં ખગ દીઠો ગિરિજાપતિ કૈલાસ:
'આ સુરથ સુધન્વા કેરાં મસ્તક કો લાવે મુજ પાસ. ૨૭
'પરમ સાધુ નિરમળ અતિ વૈષ્ણવ રુદે ધરયે સુખ થાય.
'તે માટે કો સમરથ હોય તે આણી આપો કરમાંહ.' ૨૮
સ્વયંભૂનાં વચન સાંભળી વૃષભ ગયો ખગ પાસે.
તે મસ્તકનું દર્શન કરતાં પંચ મહા અઘ નાસે. ૨૯
આવી ગરુડ પ્રત્યે એમ બોલ્યો: "એ મસ્તક અમ દીજે;
"શંકરજીને પ્રેમ ઘણો છે, હાર ઉરસ્થલ કીજે. ૩૦
"કૃપાએ આપશો તો તો ભલું થાશે;
નહિ તો બળે અહર્યો લેશું.
"મહાદેવને પ્રેમ ઘણો છે, તેને કરમાંહાં દેશું." ૩૧
વાક્ય સુણીને પાંખ તણો એક તેહેને કીધો પ્રહાર;
પવન-પ્રહારથી એ તો ઊડ્યો પડ્યો કૈલાસ શિખર મોઝારય. ૩૨
શૃંગી શ્વાસોશ્વાસ કરે તે જોઈ પારવતી બોલે:
"સ્વામી, વૃષભ કોણે માર્યો? કો બળિઓ તમ તોલે?" ૩૪
શંકરજી કહે: "સુણિએ, ગિરિજા, સુરથ સુધન્વા-શીશ.
"પ્રયાગ પાવન કરવા મોકલ્યાં ગરુડ સંગે જગદીશ. ૩૪

વલણ

"ગરુડ સંગે જગદીશે રે મસ્તક બે મોકલ્યાં મહી."
પારવતીને પ્રેમ સાથે ઈશ્વરે વાણી કહી. ૩૫ ૮૨૭

૨૪. અઘમરિષણ=અઘમર્ષણ.

છંદ ૨૭ મો—[રાગ એ જ], ચોપૈ

હવે ગિરિસુતા જોડિ હાથ: "
સ્વામી આ ત્યાં અસંભવ્ય વાત.
"પક્ષીનો માર્યો આવિઓ અને શીશ એ નવ્ય લાવિઓ. ૧
"એ ઉપહાસ્ય કરાવ્યૂં લોક; સ્વામી હૂં પામી બહુ શોક.
"જેહેવા તહ્મ્યો તેહેવૂં વાહંન; જ્યોજ્યો નાથ, વિમાશી મંન્ય, ૨
"જે ગંગા મસ્તકમાંહાં ધરી
તે સમુદ્રવાહની થઈ પરવરી.
"શીશ્ય જટા વડ કચેરાં મૂળ, ગજનૂં ચર્મ ધરયૂં પટકુળ. ૩
"વાઘાંબર કીધૂં ઉપવીત, એહેવી, નાથ, તમારી રીત્ય.
"હાર સર્પનો કંઠે સહી, પેટ ભરે તે ચાલે અહિ. ૪
"ભસ્મ ભરીને હીંડો સંગ્ય, નાગૂં લંગોટા–ભેરે અંગ.
"પાવક આંખે તમારે હોય, બ્રહ્મકપાળી કહે સર્વકોય. ૫
"ભિક્ષ્યા ઊદરભરે જેહેની બુદ્ધ્ય તેહેના વાહનમાંહાં શી શુદ્ધ્ય?"
વચન સુણી ક્રોધાતુર થયા, આણી વાહન ઊપરે મયા. ૬
ક્રોધ કરી મોકલિઓ તેહ. "ખગનો જઈ નિપાતો દેહ."
ફેરી હાથ વળાવ્યો વળી, ગાજ્યો સબળ ગરુડને મળી: ૭
"મૂહને અ તરમાહે પ્રગટિ દાઝ; મારૂ તુજ તે શાસને કાજ્ય."
ગરુડ કેહે: "રે ક્યમ દીજિએ? હરિવાચા મિથ્યા કીજિએ?" ૮
નાક તણા ફુતકારે વાય, વિનતાસુત ઊડ્યો ભોમ્યમાંય.
ગિરિ ગહ્વર જળસાગર તીર લોકાલોક ભમાડ્યો વીર. ૯
સઘળે ભમી આવિઓ ત્યાંહ, પ્રયાગ તીરથ પાવન જ્યાંહ.
મસ્તક બે મેહેલ્યાં ત્યાહાં જઈ, તવ ગંગાજી પાવન થઈ. ૧૦
વૃષભ લેઈને વળિઓ એવ; જઈ મસ્તક આપ્યાં મહાદેવ.
શંકર તવ રળિઆત્ય જ થયા, રૂદે ધરયાં આણીને મયા. ૧૧
તવ ગિરિજા કેહે: "માગૂં અમ્યો, વાહન ચડી પધારો તમ્યો.
"હંસધ્વજ કૃષ્ણાર્જુંન, સહુકો દેખે બ્રહ્મને વદંન. ૧૨

"સહુકો સુખ પામે અતિઘણું; કારણ જુઓ કૃષ્ણહિતતણું."<br>
વાક્ય સુણી વૃષભ અસવાર આવ્યા, રથ, નવ્યલાગી વાર. ૩<br>
ડમરૂ-નાદ વજા.વ્યા ઈશ. પંચજન્ય પૂર્યો જગદીશ.<br>
હંસધ્વજ આનંદ પામિઓ, રથ હાંકી રણમાંહાં આવિઓ. ૧૪<br>
સુતનાં મુસ્તક નિરખ્યાં રૂપ બાંધ્યા કૈલાશાદિક-ભૂપ,<br>
દેખી આનંદ પામ્યું સહૂ: 'જય જય કૃષ્ણ' કેહે દળ બહુ. ૧૫<br>
પુષ્પવૃષ્ટિ કરતા સુરલોક, હંસધ્વજનો છાંડ્યો શોક.<br>
પછે યુદ્ધ અર્થે આવ્યો રાય, સિંહનાદ કીધો મુખમાંય, ૧૬<br>
શ્રીહરિ કેહે · "ધનંજય, સુણો, એ રાજાનો મહિમા ઘણો.<br>
"દારુણ એહ તણો સંગ્રામ, સુતને શોકે કેરે હામ. ૧૭<br>
"ગુડાકેશ, તમ રક્ષા કાજ્ય કરી યુદ્ધ છોડાવું વાજ્ય.<br>
સેના અશ્વ અર્જુનના તાહ, મૂકી રાશ ધરી કરમાંહ. ૧૮<br>
રથ છાંડી ચાલ્યા શ્રીહરિ, નિરખ્યા હંસધ્વજ કેસરી.<br>
રથ છાડી માહામો રાજાન આવી ચરણ નમ્યો ભગવાન, ૧૯<br>
પછે પ્રભુએ આલિંઘન દીધ. મહાકૃપા રાજાને કીધઃ<br>
"મહાનત તપનીરથ આદરી, અશ્વમેધાદિક અગણિત કરી. ૨૦<br>
'એમ અવતાર ધરી બહુ ધરવ્ય દેહ બાળે પાવક રવિકિરણ;<br>
"તોકે શુદ્ધ ન થાએ અંગ દીઠો સુરથ સુધન્વા રંગ. ૨૧<br>
'જય જય' હરિ વાણી વદે · "સદાકાળિ પ્રભુ છે તમ રદે.<br>
"તમ યોગ્ય કરુણા કરી ગોવિંદ, સદા પ્રભુ ભક્ત આનંદ. ૨૨<br>
બહુ હિતવાક્ય કહ્યાં દેવેશ · "પુત્ર પ્રાપ્ત મુજ સુખ પ્રવેશ.<br>
એણી પેરે શોક નિવાર્યો ભૂપ, ત્યણીને કીધા આપસ્વરૂપ. ૨૩<br>
હંસકેત્ય થયા રળિઆત્ય, શ્રીજદુનાથ ગ્રહ્યા બે હાથ.<br>
તેડી અર્જુન પાસેં ગયા, ભેટાડ્યા આણીને મયા. ૨૪

વલણ

હંસધ્વજ ધનંજય ભેટાડિઆ મધ્ય રહી શ્રીહરિ.<br>
છંદ સત્તાવીસ પૂરા થયા; નાથ કરુણા બહુ કરી. ૨૫

જૈમુન્ય કહે છે : રાય જી, રણિ રહી આજ્ઞા અપાવિઆ.
વૈકુંઠનાયક પાર્થ સાથે મંદિરમાંહાં પધરાવિઆ. ૨૭

### છંદ ૨૮ મો—રાગ ધન્યાશ્રી

મંદિર આવ્યા દીનદયાળ ચરણે, નમ્યું સહુએ બાળ.
બહુ પેરે ભક્તિ કરી ભૂપાળ: "કીધી, નાથ અમ સંભાળ."
સેવા કરી આણી પ્રીત્ય બહુવિધિ વૈષ્ણવ કેરી રીત્ય.
મંદિર સર્વ થયું નવ નિત્ય : "અમ ઘેરે ઊગિઆ આદિત્ય."
પૂજ્યા નાથ વિવિધ્ય પ્રકાર, ભોજન આપિઆં શુભ આહાર:
"કેહેતાં નાવે રસના પાર, કીધા સફળ અમ અવતાર.
"ઘરમાંહાં શુભ પદારથ જેહ, શું સોપું નાથજીને તેહ?
"સહુકો વૈષ્ણવની તમ દેહ, રાખજ્યો સદાકાળિ સ્નેહ".
કીધી અર્જુન કેરી સેવ, જાણી અપર હરિ નરદેવ.
નાથજી બોલિઆ તતખેવ: "રાખજ્યો પ્રીત્ય અવસ્યમેવ. ૫
"જ્યમ અહ્મ્યો ત્યમ એ અર્જુન,
આજથી ભ્રાત તહ્મ્યો, રાજન.
"એણી પેરે થાએ પૂરો જયગંન, સંગ પધારો ધરી મંન્ય. ૬
"હેયને આપો અર્જુન હાથ," કરુણા કરી કહે શ્રીનાથ.
"દળ લેઇ સાંચરો સંઘાત્ય." રાય સુખ પામિઆ બહુ ભાત્ય. ૭
રાજા થઇ રહ્યો આધીન; ગજ રથ અશ્વ દઈ કીન.
પ્રીત્ય પાણી સાથે જ્યમ મીન, કૃષ્ણ આગળ થયા સર્વ દીન. ૮
એમ પંચ રાત્રિ રાખ્યા ઘરે, સેવા કરે છે પરિપરે:
ચતુરંગમ સોંપ્યો ઘરે, પત્ર બાંધિઓ પૂજા કરે. ૯
એમ આનંદ પમાડી રાય, ધન લેઈ બળ્યા હરિ ધેરચ જાય.
અર્જુન રંગ રુદે ન માય. મેહેલ્યો અશ્વ તતપર થાય. ૧૦

૮. કીન=કીધા, કર્યાં

"સહુકો સુખ પામે અતિઘણું; કારણ જુઓ કૃષ્ણહિતતણું."
વાક્ય સુણી વૃષભ અસવાર આવ્યા, રહ્યા, નવ્યલાગી વાર. ૩
ડમરૂ-નાદ વજાવ્યા ઈશ, પંચજન્ય પૂરચો જગદીશ.
હંસધ્વજ આનંદ પામિઓ, રથ હાંકી રણમાંહાં આવિઓ. ૧૪
સુતનાં મુસ્તક નિરખ્યાં રૂપ બાંધ્યા કૈલાશાદિક-ભૂપ,
દેખી આનંદ પામ્યું સહૂ: 'જય જય કૃષ્ણ' કેહે દળ બહુ. ૧૫
પુષ્પવૃષ્ટિ કરતા સુરલોક, હંસધ્વજનો છાંડ્યો શોક.
પછે યુદ્ધ અર્થે આવ્યો રાય. સિંહનાદ કીધો સુખમાંય, ૧૬
શ્રીહરિ કેહે: "ધનંજય, સુણો, એ રાજાનો મહિમા ઘણો.
"દારુણ એહ તણો સંગ્રામ, સુતને ગોઠે કેડે દામ. ૧૭
"ગુડાકેશ, તમ રક્ષા કાજ્ય કરી યુદ્ધ્ય છોડાવૂં વાજ્ય.
એતા અશ્વ અર્જુનના તાંહ, મૂકી રાશ ધરી કરમાંહ. ૧૮
રથ છાંડી ચાલ્યા શ્રીહરિ, નિરખ્યા હંસસેન કેસરી.
રથ છાંડી સાહામો રાજાન આવી ચરણ નમ્યો ભગવાન, ૧૯
પછે પ્રભુએ આલિંઘન દીધ. મહાકૃપા રાજાને કીધ:
"મહાવન તપતીરથ આદરી, અશ્વમેધાદિક અગણિત કરી. ૨૦
'એમ અવતાર ધરી બહુ ધગ્ધ્ય દેહ બાળે પાવક રવિકિરણ;
"તોહે શુદ્ધ ન થાએ અંગ, દીઠો સુરથ સુધન્વા રંગ. ૨૧
'જય જય' હરિ વાણી વદે: "સદાકાળિ પ્રભુ છે તમ રદે.
"તમ યોગ્ય કરુણા કરી ગોવંદ, સદા પ્રભુ ભક્ત આનંદ. ૨૨
બહુ હિતવાક્ય કહ્યાં દેવેશ: "પુત્ર પ્રાપ્ત મુજ સુખ પ્રવેશ.
એણી પેરે શોક નિવાર્ગ્યો ભૂપ, સ્થળીને કીધા આપસ્વરૂપ. ૨૩
હંસકેત્ય થયા રળિઆત્ય, શ્રીજદુનાથ ગ્રહ્યા બે હાથ.
તેડી અર્જુન પાસે ગયા, ભેટાડ્યા આણીને મયા. ૨૪

વલણ

હંસધ્વજ ધનંજય ભેટાડિઆ મધ્ય રહી શ્રીહરિ.
છંદ સતાવીસ પૂરા થયા; નાથ કરુણા બહુ કરી. ૨૫

જૈમુન્ય કેહે છે: રાય જી, રણિ રહી આજ્ઞા અપાવિઆ.
વૈકુંઠનાયક પાર્થ સાથે મંદિરમાંહાં પધરાવિઆ. ૨૬

### છંદ ૨૮ મો—રાગ ધન્યાશ્રી

મંદિર આવ્યા દીનદયાળ ચરણે, નમ્યું સહૂએ બાળ.
બહુ પેરે ભક્તિ કરી ભૂપાળ: "કીધી, નાથ અમ સંભાળ."
સેવા કરી આણી પ્રીત્ય બહુવિધિ વૈષ્ણવ કેરી રીત્ય.
મંદિર સર્વ થયૂં નવ નિત્ય: "અમ ઘેરે ઊગિઆ આદિત્ય."
પૂજ્યા નાથ વિવિધ્ય પ્રકાર, ભોજન આપિઆં શુભ આહાર:
"કેહેતાં નાવે રસના પાર, કીધા સંફળ અમ અવતાર.
"ઘરમાંહાં શુભ પદારથ જેહ, શું સોપૂં નાથજીને નેહ?
"સહૂકો વૈષ્ણવની તમ દેહ, રાખજ્યો સદાકાળિ સ્નેહ".
કીધી અર્જુન કેરી સેવ, જાણી અપર હરિ નરદેવ.
નાથજી બોલિઆ તતખેવ: "રાખજ્યો પ્રીત્ય અવસ્યમેવ.
"જ્યમ અહૂમ્યો ત્યમ એ અર્જુન,
આજથી ભ્રાત લહૂમ્યો, રાજન.
"એણી પેરે થાએ પૂરો જ્યગંન, સંગ પધારો ધરી મંન્ય.
"હયને આપો અર્જુન હાથ," કરુણા કરી કેહે શ્રીનાથ.
"દળ લેઈ સાંચરો સંઘાત્ય." રાય સુખ પામિઆ બહુ ભાત્ય.
રાજા થઇ રહ્યો આધીન; ગજ રથ અશ્વ દઈ કીન.
પ્રીત્ય પાણી સાથે જ્યમ મીન, કૃષ્ણ આગળ થયા સર્વ દીન.
એમ પંચ રાત્રિ રાખ્યા ઘરે, સેવા કરે છે પરિપરે.
યજ્ઞતોરંગમ સોંપ્યો ઘરે, કેપન બાંધિણિં પૂજા કરે.
એમ આનંદ પમાડી રાય, ધન લેઈ વળ્યા હરિ ઘેરચ જાય.
અર્જુન રંગ રુદે ન માય. મેહેલ્યો અશ્વ તતપર થાય.

---

૮. કીન=કીધા, કર્યાં

અર્જુનને થયું સુખ અનંત; ગાજ્યો પતાકાએ હનુમંત.
અઢિળ સૈન્ય સબળ અનંત, કીધી ક્રિયા કરુણાવંત. ૧૧
રાય હંસકેતનો પરિવાર તેડી વ્યળ્યા વિશ્વાધાર:
"નાથજી, તહ્મ્યો પ્રાણ–આધાર, રક્ષ્યા તહ્મ્યો અમ પરિવાર." ૧૨

[ દેશી ફેર ]

હવે જૈમુનિ કહે: એણી પેરે ચાલિયા ગોવિંદ.
હસ્તિનાપુરે જઈ સીધિ કહી, થયૂં સર્વ આનંદ. ૧૩
અશ્વ આંહાંથી હકારયો તે પવન–વેગે જાય.
હંસકેસરી દળ સહિત ત્યાંહાંથી અશ્વ પૂંઠે થાય. ૧૪
સૈન્ય સઘળૂં સંભાળી અર્જુન સધાવ્યા વીર.
સંખ્યા શી કહૂં સૈન્યની? જયમ સાગર કયેરૂં નીર. ૧૫
અનેક દ્રુમવન કુસુમ મેહેકે, ફળ મનોહર હોય.
વન પલ્લવ શોભા ઘણી, હામ્યેહામ્ય ભરિયાં તોય. ૧૬
મહાવન વિરાજિત વિષે ચાલે ગર્જતો તોખાર;
ઉમાદેવિએ તપ કરયૂ, આવિઓ તેણે ઠારય. ૧૭
વડવારૂપ થયો હયવર, સર્વ કરે ઉચાટ.
અર્જુનને ચિંતા થઇ: 'કયમ વાન થાશે આ ઘાટ? ૧૮
રાય પુછે રુખિજીને: મુહને હોહોની એહ.
મહાનુભાવજી, કારણ્યુ કહો, સ્વામી, મોટો એ સંદેહ. ૧૯
જૈમુન્ય કહે: એક સમે ગિરિજા તપ કરે તેણે વંન,
નિઘટ આસન ઉપાશી મહાદેવને અનુદિંન. ૨૦
શરદ કેરી સોળ કળા ભરપૂર શોભે ઇંદુ,
વદન એહેવૂ ઝળહળે જાણે સુધા કયેરો સિંધુ. ૨૧
રાજીવ–લોચન દીર્ઘતા; અણિઆળી શોભે રેખ.
કપોલ કુંકુમ વર્ણવન ભ્રૂભંગ. વંક વિશેખ. ૨૨

૧૩. શરૂમાં અહીં 'ઢાલ' છે, પણ એ 'દેશીફેર' છે

ફણી સહિત મણિધર સળકતો ઘનસ્યામ સુંદર વર્ણ.
નાસિકા શુકચંચ નિર્મળ; ગલ્લ રમરના કર્ણ. ૨૩
કુમુદ અનંત અધર–વિદ્રુમ જિહ્વા વત–સિંદૂર.
કાંતિ શોભા શી કહૂ? જાણે અનંગ કયેરં નૂર. ૨૪
પરમ વિરાજિત રૂપ સુંદર કહી સકે કોણ તેહ?
કાંતિ આગળે કનક લાજે; નવનવા રંગ દેહ. ૨૫
ઇશ્વરી ત્રૈલોકની જે તપ કરે છે જાંહે,
નામ એક અકૃતકૃત્ય આવિઓ દાનવ તાંહ. ૨૬
તે રૂપ દેખી કામને વશ થયો તેણી વાર:
"એકલી કોણ તપ કરે છે રૂપ સુંદર નારય? ૨૭
"જે પદારથ ઇછા તહ્મ્યે તે સર્વ માહારે પાસ.
"રિધિ અપરિમિત, સુખ ઘણું, ભોગવો ભોગ આવાસ. ૨૮
"વળી માહ્રરે મંદિર, પ્રેમદા, મરણનો ભય નહિ હોવ.
"ભાગ્ય હોય તે મુહ્નને પામે; દષ્ટિ માંડી જોય. ૨૯
"અનેક ભૂખણ નાનાવિધિનાં, નવનવાં પટકુળ.
"ત્રૈલોક્ય કયેરૂં તત્ત્વ સુખ તે માહારે ઘેરચે સમુળ. ૩૦
"ભાવ ધરીને, ભામ્યની, તૂ ઊડે આણી હેજ.
"નવાં નવાં વાહન, સુખ ઘણું, તાહરૂં આધિક વાધે તેજ." ૩૧
ક્રોધ કરીને ઉમયા વદ્યાં: "હત્યા, કોણ છાં તૂં, દીન?
"મુજ સંઘાતે મૂઢમતિ શુ વદો તૂં, આધીન?" ૩૨
ક્રોધ કરીને બોલિઆં; "તૂં વૃંદલ થા એણે પાપ્ય."
પછે વન દષ્ટિ ધરી ગિરિજાએ એમ દીધો શ્યાપ: ૩૩
"કામકળા એ જારની બુદ્ધ પશુગતિ જે થાય.
"ત્રણ્ય જ્યોત્યન નારી કયેરં રૂપ હવ્યો વનમાંય." ૩૪
શ્યાપ એહેવો શીઘ્ર દીધો, દુષ્ટ પામ્યો ભંગ;
ત્રાસ પામીને વ્યળ્યો નરનૂં ત્યજીને અંગ. ૩૫

જૈમુન્ય કેહે: તે શ્રાપ માટે અશ્વ વડવાનું રૂપ,
હવે અર્જુન આદે ચિંતા ધરતા ચાલે સર્વ ભૂપ. ૩૬
સબળ શોભિત સરોવર એક આવિઉં તેણે વન્ય,
તે માંહે જે હય તોય પીધું, સાંભળો, રાજાન; ૩૭
'વ્યાઘ્રનું જ્યમ રૂપ પામ્યો જાહારે પીધું નીર.
તવ મહા ચિંતા પ્રદ્યુમ્ન વૃખકેત અર્જુન વીર. ૩૮
સર્વકો મન વિખે જાણે: 'આ થયું વિપરીત.'
પ્રભુનું ચિંતન કરે, સહુ થયું ભયભીત. ૩૯
જૈમુન્ય કેહે: એક પુરાતન વિખે અકૃતવ્રણ તેહેનું નામ.
એક સમે તેણે વન ગયો જાંહાં તપ કરે પરશુરામ. ૪૦

વલણ

પરશુરામ જે વન તપ કરે, અકૃતવ્રણ ત્યાંહાં આવી રહ્યો.
ધ્યાનમાંહિં રામ હુતા, પરશુ જંને ત્યાંહાં મુકી. ૪૧/૯૯૮

છંદ ૨૯ મો—રાગ ધવળ [ ધન્યાશ્રી ]

પરશુ લેઈને બ્રાહ્મણ એ વળિઓ હરખિત પંથ ભણી તે પળિઓ:
'દુષ્ટ કોહાર આ પૂરું રેસીધું, બહુ ક્ષત્રિય દળ ચૂરણ કીધું. ૧
'ઘણા ભગાવ્યા છે રાજાન, એ મત્ય તો દેનાર જુગજીવન.
"ક્ષત્રીનો કીધો બહુ ભંગ.' એહેવો જાણી મનનો રંગ, ૨
એહેવો મનમાંહાં મંદેહ ધરયો, પરશુ લઈને પરવરયો.
નાખ્યું સાગર નીર અગાધ, ટળી ઘોર કોહારની વ્યાધ. ૩
પરશુરામ ધ્યાનમુકિઉં જ્યાંય: 'દુષ્ટ કોહાર કોણ લેઈ જાય!'
એહેવા મનમાંહાં વિહ્વળ થયા, તપ મારીને પૂછવા ગયા. ૪
રુખિવરને મળ્યા રામ ભીજાય,"અહો વિપ્ર તુહને શી મતિ થાઈ?"
દીધો શ્રાપ: "લીધું હથિયાર, હરતા દીઠો ભોમિ મોઝાર." ૫

---

૪૦. મૂળમાં ઉપેત 'આકૃવર્ણ' છે. ૧. કોહાર=કોહારો, પરશુ

તે શાપ થકી હીંડે તીરથ કરતો,એહ સરોવર જળમાં પગ ધરતો.
એહવે વ્યાધ બોલ્યો સગતીર, એહેવિ ગ્રાહ ચરણ ગ્રહ્યો તવ નીર. ૬
બળ કરીનેદ્વિજ બાહારેઆવ્યો,શાપ દેઈ તાંહાંથી શીઘ્ર સધાવ્યો :
"એ સરમાહિ જે કો પ્રાશે તોય મુહૂર્ત માત્ર પંચાયણુ હોય. ૭
તે માટે વાઘ થયો રે તોરંગ, કૃષ્ણ સ્મરણ પામ્યો શુભ અંગ.
રાય જન્મેજય પામ્યા સુખ. હાંક્યો તોરંગ, ટળ્યું સર્વ દુઃખ. ૮
હય જૈને હવે પોહોતો ત્યાંહ, સ્રીનૂં રાજ્ય પ્રવર્તે જાંહ.
વાંચી પત્ર પાંડવ–હય જાણી, બાંધ્યો તાંહાંની પ્રમેલા રાણી. ૯
સુરથ સુધન્વા હંસધ્વજરાય એહ સુણી વિષ્ણુભક્ત કથાય.
એ મોટા પરમ નારાયણ–ભક્ત, એણી પેર શુભ પામ્યા મુક્ત. ૧૦
નવસેંહેને તેર એકેવાં પદબંધ, રાયે હંસધ્વજ કરચો સમંધ.
હુરજી–સુત કાહ્નાનંદ હરિદાસ :
કૃપાનાથ મન્ય પૂરી આસ. ૧૧
૭૬ ઓગણત્રીસ બંધ રસાળ, મોટા ભક્ત તણા ગોપાળ.
પંચ મહાભદ પાતિક જેહ, એહ કથા અઘ ટાળે તેહ. ૧૨
જે ફળ તીર્થ ત્રવેણી નાહાતાં,
જે ફળ કાશી ગંગ અવગાહાતાં,
જે ફળ પ્રયાગ તીર્થ બહુ પુણ્ય,
એ સુણતે ફળ; કેહે એમ મુંન્ય. ૧૩

વલણ

સર્વ ફળને તેહ પામે, સદા એહ પાવન કથા;
જૈમુન્ય કેહે : સુણો, સોમવંશી, ભક્ત પાવન સર્વથા. ૧૪/૯૦૮

૧૪. ઇતિ સુધન્વાનું આક્ષાંન સંપૂર્ણ આક્ષાન ૬.

## ૭. પ્રમેલા રાણીનું આખ્યાન

### કડવું ૧ લું–રાગ કેદારો

પ્રથમ શ્રીદામોદરજીને, ચરણે મસ્તક નામું;
જેહ તણી કૃપા કરુણાએ સકળ પદારથ પામું. ૧
જમુન્ય[૧] કહે છે : સુણ, જન્મેજય, હયવર પોહોતો ત્યાંહ,
નરને નામે કોય નથી જ, નારીનું દળ જાંહ. ૨
કોટિ કળા કંદર્પની ઝળકે, રૂપે રૂપવતી દીસે,
તે ગંગાજળ ઘોડાને જોતા મહા મુનિના મન હીસે. ૩
નિલવટે પત્ર મનોહર ઝળકે, ઉરચે ઝળકે મનોહર હાર,
ચોટો ચરણે ઘૂમી વાજે સમળી, નેપુરના ઝમકાર. ૪
ચોહો પાસા તેહેને ચમર કરે છે, મસ્તકે ધરિયું છત્ર,
મોવડું નૃત્ય ધૂવરી ઘમકે, નાનાવિધિ વાજિંત્ર. ૫
કેડયે જાય બોલે બંદીજન: "પાંડવ–ધૈરય કલ્યાણ,
"પદે પદે કૃપા શ્રીહરિની" કરતા મુખે વિખાણ. ૬
"દૂરે રહી કચેડે દળ ચાલે, ધરા હિસારવ થાય,
"દુંદુભિ ઘોર હણે દિશા ઘૂમકે, દગ અવની નવ્ય માય. ૭
"શી શોભા અર્જુનની કહું? સુર સાથે જ્યમ ઇંદ્ર,
"દિન દિન પ્રત્યે કળા એમ વાધે; મુખ ઝળકે રવિચંદ્ર ૮

---

૧. હવે સ્ત્રિ પ્રમેલાનું આખ્યાન કહેવાશે.

"સૈન્ય સબળ ઘોડાની શોભા સુર નરને મન્ય ભાવે,
"દેવ–અંગના અંતરિ જોઇને કુસમે કરી વધાવે. ૯
"જય જય' શબ્દ થાય ભૂમંડળ; જન્મેજય, અવિધારો;
"અર્જુન, તુજ આગળ નર બીજા,
રવિઆગળે જ્યમ તારો." ૧૦
સ્ત્રીનું રાજ્ય શોભે અતિ સુંદર, તાંહાં પોહોતો તોરંગ.
નારીયૂથ મળીને આવી, નિરખે હયનૂં અંગ. ૧૧
ઘોડો જોઈ મન્ય આનંદ પામી: 'કોણ રૂપ ને ગાત્ર?"
"આટલા પાખે અશ્વ ગંગાજળ નવ્ય દીઠો અહ્મ્યો પાત્ર. ૧૨
"દેવરૂપ દીઠો બહુરંગી, ક્યાંહાંથી આવ્યો આમ?
"મદે ઊપજે દર્શન દેખી, રતિ સાથે જ્યમ કામ." ૧૩
નારી સર્વ ધશીને આવી જાંહાં પ્રમેલા રાણી:
"અશ્વમેધનો તોરંગ સમળો તેહેને નિરખો આણી." ૧૪
કેહે છે: "ઘોડો પાંડવ કેરો, ક્યેડે છે અર્જુન."
રાણી પ્રમેલા વાક્ય સુણીને સબળ હસિયાં મંન: ૧૫
"શીઘ્ર થઈ ઘોડાને લાવો, જોઈએ તે તોખાર,
"અર્જુન નામે શ્રવણે સુણિઓ; ધનુર્વિદ્યાનો નહિ પાર. ૧૬
"ગંગાજળ ઘોડો નવ્ય દીઠો, જોઈએ દષ્ટે કેહેવો,
"અર્જુન સદ્ય વજે જ્યમ આંહાંથી બાણે વધાવૂં એહેવો." ૧૭
કામ્યનિઓ ધશીને હય લાવી કામરૂપ રંગાળો,
તોરંગની શોભા બહુ દીસે ચરણ થકી અંગ ન્યાહાળ્યો. ૧૮
અશ્વ જોઇને રાણી અતિ રીઝયાં: "કોણ દેશ પુર તેહ,"
પોતાની સખિઓને કેહે છે: "અશ્વ પ્રગટ્યો એહ?" ૧૯
દર્શન દેખી હુદેકમળમાંહાં પરમ મહા સુખ પામે,
પ્રમેલા રાણી તે જોતાં તાપ હુદેના વામે. ૨૦
સખી મેળ સુખ આગળ કેહે છે, તે જાણે યુદ્ધમર્મ.
બાણવિદ્યા તે આગળે રણમાંહાં કો ન કરે પ્રાક્રમ. ૨૧

તેહેની કાંતિ કળા છે એહેવી, સનકાદિક મૂર્છાય,
દર્શન દેખી શિવ બ્રહ્માને ધ્યાનભંગ ત્યાંહાં થાય. ૨૨
એહેવી સખિઓ પાછળ ફરતી મહા મનોહર રૂપ:
"વાંચ્યો પત્ર તોરંગમ ક્યેરું, પાંડવ કેહેવો ભૂપ. ૨૩
"કોણ શોભા અર્જુનની કેહે, કેહેવું છે દળ સાથ;
"બળિયા સુભટ કેટેક છે, કવણ કેહેનાં આયુધ હાથ. ૨૪

વલણ

"આયુધ કેહેવાં હાથ્ય તેહને, પ્રાક્રમી કેહેવા સતી,"
પ્રથમ ઝમકે પ્રમેલાએ વાણી એહેવી કહી. ૨૫

ઝમક ૨ જું—રાગ રામગ્રી

પત્ર વંચાવે પ્રમેલા રાણી જી,
બહુ નારી મળી સભ્ય સમાણી જી.
મન મેહેલા પ્રેમ ભરાય જી, પ્રફુલિત ત્યાંહાં અંગ થાય જી. ૧
ઢાળ—પ્રેમે ભરાયે હવે મેહેલા, પામી રહી મન ઉહ્લાસ,
મેહેણી ભર્ત્તાર મળતે વાંછે બ્યમ વિલાસ. ૨
એણી પેરે અબળા ઉરસ્થળ ઉલ્લસી, ફૂલ્યાં અંગ,
વદન ઉરપ અનંગના પ્રગટ્યા નવલા રંગ. ૩
"મહા નગર હસ્તિનાપુર ગંગાને તટે ગામ
"ત્યાંહાં પાંડુ કવેશ પાંચ કુંઅર કરે જાનું રામ. ૪
"રાય યુધિષ્ઠિર ને ઇચ્છા ઊપની, મેહેલ્યો છે તોખાર.
"હેત ઘણું શ્રીહરિ કરે ઊતારવા અઘ-પાર. ૫
"અશ્વ પૂંઠે દળ ઘણું છે, યોધ બહુ બળવંત.
"અસ્ત્રવિદ્યા પ્રાક્રમી તે અકાળે આણે અંત. ૬
"યૌવનાશ્વ સુવેગ સાથે સાત્યકિ ને વૃષકેત,
"કૃતવર્મા અનુશાલ્વ દાનવ યુદ્ધે આણે દેત. ૭
"શ્રીકૃષ્ણ કેરા કુંઅર સાથે કામ અનિરુદ્ધ વીર,
"રક્ષાકારી સુભટ અર્જુન અરિદળણુ મન ધીર. ૮

"નીલધ્વજ ને હંસધ્વજ ને એટલા સાથે શૂર,
"સૈન્યસંખ્યા તો શી કહું? જેમ જૂઆ કેરું પૂર. ૯
"જે સુભટ બળિઓ હોય ભૂતળે અશ્વ બાંધે તેહ.
"બળહીણા આવી નમે ચરણે અશ્વ ગજ ધન લેહ. ૧૦
"વળી અર્જુન-દળ અગ્રેશ થઈ સર્વ સૈન્ય સાથે રાય.
"પેહેલું યુદ્ધ રણે કરે જે નમે આવી પાય. ૧૧
"અર્જુનથી જે અધિક બળિઓ, બાંધ્યો ન છૂટે વાજ્ય,
"ભગવાનજી સાંહાં પધારે હય છોડાવાને કાજ્ય." ૧૨
પત્ર એહેવૂં વાંચતાં મન-પ્રમેલા સુખ હોય;
કામ્યની કંદર્પ-દળઘટા પર દૃષ્ટિ માંડી જોય. ૧૩
ચિત્તહરણ ચતુરા નર તણાં એ પ્રથમ દર્શન માર,
"પછે ભ્રમરી ક્રોધ ને કોલાહલથી કરે સર્વ સંહાર. ૧૪
"મહા સુભટ ત્રાસે રણાંગણથી, યુદ્ધે છાંડે ધીરજ.
"મૂળ અબળા રાક્ષસી મન માંસ હરતા વીર્ય, ૧૫
"ક્ષણ માત્રમાંહિં જીતશે નવયૌવના સર્વ નારિ.
"એ કામી અર્જુન રણ વિખે પેહેલો પમાડૂં હારિ." ૧૬
વળી જાણે મન વિખે. "છે અવશ્ય નારી સત્ય.
"એ યુગમ ઊપરે ક્ષત્રી હોયે તે ઓસરે રણે ગત્ય:' ૧૭
તોરંગ બાંધી બોલિઆં જે:" અશ્વ પૂંઠે સાથ,
"જાઓ, તેડી શીઘ્ર લાવો હસ્તિનાપુરનો નાથ. ૧૮
"અશ્વરક્ષક બોલાવિઆ, સુણો પાંડુસુત મહારાજ.
"સ્ત્રીરાજ્યમાંહાં હય બાંધિઓ તે આવે યુદ્ધને કાજ્ય. ૧૯
તે સુણી આનંદ પામિઆ, અર્જુન હરખ ન માય,
"સુભટ સાથે એહ નારી યુદ્ધ કેહી પેરે થાય?" ૨૦
જન્મેજય રાય સુણી એહેવું હરચો મન વિચ્યાર;
અર્જુનનું બળ મન્ય ધરે; દળ હણ્યું, ક્ષોહોણી અઢાર. ૨૧

કેહી પેરે અબળા બળ કરિ? કયમ મેહેલગે હરિ બાણ?
વ્યૂહ રચી અર્જુનરૂપી ઊગરશે જન ભાણ. ૨૨
જૈમુન્ય કેહે : સુણો, રાયજી, અબળા તણાં બળ પ્રૌઢ.
સંગ્રામ નરને નારી છતે; શક્તિ તણી ગતિ ગૂઢ. ૨૩
શુંભ નિશુંભ ને ધૂમ્રલોચન મહિષાસુર આદે જેહ,
રક્તબીજ બહુ દૈત્ય મારયા નારીરૂપે તેહ, ૨૪

વલણ

નારીરૂપે રાય જાણો, સદા બળ તેહેમાં ઘણું.
જોજ્યો, રણમાંહાં પ્રમેલાદિક દેખાડે બળ આપણું. ૨૫/૫૭

ઝમક ૨ જું—રાગ ગોડી, તાલ પડતાલો

રાણીને આદર અતિ ઘણો, દુંદુભિ વજડાવે.
મેહેલાનાં મન ઉહ્લસ્યાં, મન આણંદ ભાવે. ૧
નવયૌવન નારી મળી રૂપ સબળ રંગાળી.
યુદ્ધ કરવા રીઝી રહી મહામદ-મછરાળી. ૨
જૂજૂઆં રૂપ રામા તણાં, જૂજુવા શણગાર,
નગ્નરૂપે કેટલી થઇ, જાંણે સ્મર અવતાર. ૩
રત્નડારને બેહેરખા મણિ કુંડળ કાન્ય.
દૂર થકી ઝબકારા કરે રંગ વિદ્યુત સમાન્ય. ૪
નરનામે વાહન નહિ; હાથણી ને ઘોડી,
શણગારીને સર્વ આણિઆં રથે ચડવા જોડી. ૫
કાંત્ય લજાવે કનકને, ભૂષણ પટકુળ.
આયુધ સઘળાં શોભિતાં થઇયું સૈન્ય સમૂળ. ૬
રાણી પ્રમેલા મધ્ય કો આગળે વાહન.
એમ ચતુરંગણ આવિઓ રણ, જાંહાં અર્જુન. ૭
ધનુર્વિદ્યા અસ્ત્રની, બાણુની ગતિ સઘળી જાણે.
શંકર થર પાર્વતીપતિ સહુ સ્ત્રીરાજ્ય વિખાણે. ૮

રામાદળ રળિઆમણું રણમાંહિં દીસે,
સુરપતિ શંકરજી તણાં જોતાં મન હીસે. ૯
એણી પેર સર્વ સૈન્ય તાંહાં આવ્યૂં છે વળી ધાઈ.
ભાથા સર્વ સોહામણા સર્વ આયુધ સાહી. ૧૦
જાણે યુદ્ધ રણમાંહિં કરી, એહેવી છે ત્રણ્ય લક્ષ.
એક એકપેં ચાલતી રાણીથી તે મુખ્ય. ૧૧
બીજી નારી સંખ્યા નહિ, તેહેનો છે દેશ.
નરનામે તે દેશમાંહાં ન કરે પ્રવેશ. ૧૨
નરને ઈછિ નારય જો, તે અન્ય દેશ જઈ આવે,
મારગે જાતાં મધ્યથી કો હરીને લાવે. ૧૩
નરની ઉત્પત્તિ તાંહાં નહિ; સુણ, જન્મેજય રાય.
બ્રહ્માનૂં નિર્મ્યૂં સદા, કો મન ઈછાય. ૧૪
એહેવૂં દળ આવી રહ્યૂં રણમાંહાં તેણી વાર.
ધ્વજા પતાકા ફરહરે; વદે જયજયકાર. ૧૫
તંતી વંશ મૃદંગ તાળ જે ધ્રૂન્ય મધુરી વાજે
મધુરાં મુખ્ય મેહેલા તણાં ગાન પરમ વિરાજે. ૧૬
કેસરી કસ્તૂરી ઘણી, બહુ બાવના ચંદન.
બરાસ ટોડરમાંહાં ભરયાં કૃષ્ણાગર વદંન. ૧૭
તાંબુલ તેલ સુગંધથ તારુણી રંગાળી.
નયણે રેખ, કસુકી કશી, રૂપે લીક વાળી. ૧૮
ભૂષણ અંગે બહુ ધરયાં, મણિ કચેરી જયોત્ય.
દળ સબળ દીપી રહ્યૂ, દીસે તે ઉદ્યોત્ય. ૧૯
વ્યૂહ રચીને આવિઆં સાહામા અર્જુન.
યૌવન નારી શોભે સદ; સુંદર છે વાહંન. ૨૦
જૈમુન્ય કેહે છેઃ રાયજી, નારીનાં મન ભરિઆં.
દષ્ટે જે નર આવિયા તેહેનાં મન હરિઆં. ૨૧

સૈન્યમુખે રથ રોપિયા, સર્વ વીર નિહાળે.
જે રણથી નવ્ય ઓસરે, અસ્ત્ર બાણે જે બાગે. ૨૨
ધ્વજ તણા રંગ જૂજુવા, જૂજુવા હયના રંગ.
રથનાં જડતર જૂજુવાં, જૂજુવાં મંદિર અંગ. ૨૩
મધ્યે રથ અર્જુન તણો અતિ ઉગ્ર શોભાવે.
કોટિ કળા જ્યમ કામ્યની વીર એહેવા ભાવે, ૨૪

વલણ

કોટિ કળા જ્યમ કામ રે; અર્જુન એમ શોભી રહ્યા.
પ્રમેલાનું સૈન્ય દેખી સુભટ સહુ આશ્ચર્ય જ થયા. ૨૫ ૭૫

## કડવું ૪ થું–રાગ ગોડી, ચોપાઈ

આશ્ચર્ય પામ્યા સઘળા વીર: "જોજ્યો અબળાનાં મન ધીર.
"કોણ રીત્યે રણમાંહાં દળ રહ્યું, સહુ યુદ્ધ અર્થે તત્પર થયું." ૧
સુભટ જોઇને રીઝ્યા ઘણું; "જોજ્યો તેજ નારી એ તણું."
વિરહે પામિયા સઘળા શૂર, કામ્યની કંદર્પ દેખી પૂર. ૨
જૈમુનિ કેહે છે: જન્મેજય, સુણો. વિરહ નારીનો નરને ઘણો.
નરનાં મન હરતી સર્વ નારય, કટાક્ષ વિરહ–રૂપિય માર. ૩
દીઠાં પરમ વિરાજિત રૂપ, એક એકપેં અધિક સ્વરૂપ.
ચિત્રશાળા ચિત્રામણ જ્યંમ, જોઇને સુભટ રહ્યા સર્વ ત્યંમ. ૪
યુદ્ધ કરવા કોણ સત્વર થાય, કંદર્પપૂર પડ્યા મોહોમાંય.
યૌવનાશ્વ રાજા વૃષકેત, જેહેને પરમ પ્રભુશું હેત, ૫
નીલધ્વજ હંસધ્વજ વીર કુંતીસુત અર્જુન મનધીર,
એ પાંચ સુભટ મોહ પામ્યા નહિ. અન્ય રહ્યું ચિત્રામણ થઈ. ૬
નર સઘળા ત્યમ નારી હોય માંડી દૃષ્ટિ પ્રમેલા જોય.
સૈન્યમુખ્ય હાંકી વાહંન સાહામી આવી જ્યાંહાં અર્જુન. ૭
રાણી કેહે: "સાંભળ, બળવંત, ઘણા સુભટના આણ્યા અંત.
"નારીયુદ્ધ નવ્ય દીઠું તહ્મ્યો, નરને હારય મનાવ્યું અહ્મ્યો. ૮

[દેશી, ફેર]

"મહાસુભટ સવ્યસાચી, સુણિએ, નારીનાં બળ પ્રૌઢ.
"શંકર અર્જુન સરખા રણે આયુધ નાખે ગરુડારૂઢ. ૯
"ઘણા યોધ સાથે યુદ્ધ કીધું, રણ નવ્ય દીઠું નારી.
"મહા સુભટ દળ મળે અસંખ્યા, જાએ દૃષ્ટિમાંહાં હારી. ૧૦
"વળી અસંખ્યા સૈન્ય મળ્યું, કોણ યુદ્ધ કરે આંહાં આવી?
"આજ પરોણા ભલે આવ્યા, જાઓ અમને યજ્ઞ કરાવી. ૧૧
"આવે કામ્ય અમારે ઘોડો, અશ્વમેધ ભલ કીજે.
"શ્રીનારાયણ આંહાં પધરાવી પુણ્ય હરિ-કરિ લીજે. ૧૨
"કામી નરને વશ્ય કરતાં શો નારીને આયાસ?
"વિશ્વ તણો કરતા વશ્ય વર્તે થાએ વિશ્વાવાસ. ૧૩
"શંકર સરખા કર જોડી રેડે, અવર યોધ કોણ માત્ર?
"ત્રૈલોક્ય કેરું તત્ત્વસાર કો નિરમી નારી પાત્ર. ૧૪
"દૃષ્ટે ધરી નિરખો જન સધળા,
કોણ યુદ્ધ આંહાં કરશે?
"દર્શન માત્ર લખ્યા ચિત્રામણ્ય,
મારચા વિના એમ મરશે. ૧૫
"મહા વિરાજિત અર્જુન, સુણિએ,
જ્યમ યજ્ઞ તમારો થાય,
"આંહાં થકી જય પામી વળોને, ઘોડો સદ્ય મૂકાય. ૧૬
"કર્ણ-કુંઅર વૃષકેત, સુણોજી,
હું કહું તે કરજ્યો વિચાર,
'દૃષ્ટિ ધરો તે, નારિ કુંઆરી, વાંછે મન્ય ભર્તાર. ૧૭
"આહાવા યોધ મળે કોણ રીત્યે? યોધ લઘુવય નારી,
"વીર સુભટને એક અકચેકી; સધળી ટળે કુંઆરી. ૧૮

---

૯. આ કડી પહેલાં "ઢાલ' લખ્યું છે.

પ્રમેલા ત્યાંહાં પાર્થ જોઈને સઘળ રીઝી મંન્ય.
"ત્રૈલોક્યમાંહિં શ્યામસુંદર અન્ય જોઈ અર્જુન. ૧૭
"અર્જુન કયશ ભાગ્યનો જોતાં ન લાભે પાર,
"સારથિ જેહેના રથ વિષે પ્રભુ સદા વિશ્વાધાર." ૧૮
એહેવે પાર્થ કેહે છે પ્રમેલાને : "માંગિએ વરદાન.
"આજ તમને કૃપા પૂરણ : હું અંશ-શ્રીભગવાન." ૧૯
રથ. ઊપરે ઊભી થઇ રાણી કેહે· "નરદેવ
"સ્વામી, હું તમારી તરુણી. આપિએ અશ્વમેવ. ૨૦
"અશ્વ આપૂં તમારો, ભંડારમાંહાં ધન જેહ,
'વાહન સઘળાં સમર્પ અશ્વમેધ-અર્થે તેહ." ૨૧
અર્જુન કેહે : "બ્રહ્મચર્ય માહારે અશ્વરક્ષણ કાજ્ય.
"દિવ્ય કરીને નીસરચા, આગળ શ્રીમહારાજ. ૨૨
"તમે કહ્યું તે પામશો, પૂરશે મનની આસ.
"આંહાં થકાં તહ્મે સર્વ જાઓ કુંતાજીને પાસ. ૨૩
"અશ્વ ચારી આવશું જાહારે અહ્મ્યો અમારે દ્વારય,
"સુભટ સઘળા અકચેણી અંગીકાર કરશે નારય. ૨૪

વલણ

"અંગીકાર કરશે નારય રે; હવે પ્રમેલા, ત્યાંહાં પરવરો.
"તૂં પ્રેમદા માહારી સહી; હવે તાપ અંતરના હરો". ૨૫/૨૨૫

## કડવું ૬ હું—રાગ ધન્યાશ્રી, ચોપૈ

રાણી સુખ પામી તવ ઘણું. વાકય સુણીને અર્જુન તણું:
"ભાગ્ય માહારાનો નાવે પાર, જે પામી અર્જુન ભર્તાર." ૧
લજ્જા કરી ઊભી થઇ, નારી સર્વ બોલાવી ત્હીં:
"કૃપા કીધી અમ શ્રીભગવાન." પછે અર્જુનને દીધાં માન. ૨
આદર સઘળ થયો છે મંન્ય; ઉત્તમ ભાગ્યથી પ્રગટ્યૂં પુણ્ય.
નારી સર્વ ટળ્યા ઊચાટ. પછે દળમાંહિં થયો ગેહેઘાટ. ૩

સ્તુતિ કીધી અર્જુનની ફરી; ઘેરચ પધરાવ્યા આદર કરી.
સુભટ સંગ્ય અર્જુન આવિઆ, સર્વ નારીને મન્ય ભાવિઆ. ૪
પાર્થ પૂજિઆ ઉત્તમ રીત્ય, અંતરે સગળ પ્રમેલા પ્રીત્ય.
સુભટ સર્વ પૂજ્યા વિધિ ઘણી,પ્રીત્ય દેખાડી પોતા તણી. ૫
બહુ સ્વાગત્ય અર્જુનની કીધ, ઉભે મનોરથ મનના સીધ.
મણિ માણિક મુક્તાફળ બહુ, રત્ન ભંડાર સમર્પ્યૂં સહૂ. ૬
નાનાવિધિ આયુધ પટકુલ, ભૂખણ વાહન :સહિત અમૂલ્ય.
જેહ પદારથ ઉત્તમ હોય અર્જુનને આપ્યૂં સર્વ કોય. ૭
દળ સંતોખ્યૂં અર્જુન તણૂં, સહૂનૂં સ્વાગત્ય કીધૂં ઘણૂં.
કુંતીપુત્ર થયા રળિઆત્ય, સેવા કીધી નાનાભાત્ય. ૮
સંતોખાણા સર્વ ગજંન. પ્રેમે અર્જુન કેહે વચંન:
"હસ્તિનાપુરે સધાવો તમ્યો; હય ચારી ઘેરચ આવૂં અહ્મ્યો. ૯
"સઘળી નારી વરશે સર્વ રાય, તમ્યો રોકો મુજ્મ મંદિરમાંહ."
વાક્ય સુણી રળિઆત્ય જ થઈ, પછે તોરગમ સોંપ્યો સહી. ૧૦
અનેક વિધિ સામગ્રી કરી હસ્તિનાપુરે ચાલી સુંદરી.
દળ નારીનૂં હૂતૂં જેહ હસ્તિનાપુરે સધાવ્યૂં તેહ. ૧૧
કેટલી દેશ રાખવા સખી મેહેલી ધનુર્વિદ્યા જે મુખી.
પૂજી હય મેહેલ્યો તતકાળ સેન્ય સંગ્ય અર્જુન ભૂપાળ. ૧૨
ચતુરંગ દળ ચડિઉં ખેવ, અશ્વ હકારચો ત્યાંહાં નરદેવ.
વાજે વાજિત્ર મનોહર બહુ, હરખ્યભેરચ દળ ચાલ્યૂં સહૂ. ૧૩
તોરંગ નૃત્ય કરતો જાય. જૈમુન્ય કેહે: સાંભળો ન્રપ, રાય.
શ્રૃખકેત અર્જુન અતિ હરચા, હરખિત હય પૂંઠે પરવરચા. ૧૪
તોરંગમ જઈને પોહોતો ત્યાંહ ઝાડખંડ પ્રવર્તે જાંહ.
એહ પ્રમેલા કેરી કથા; જન્મેજય, સાંભળ્ય સર્વથા. ૧૫
અનેક દેહથી છાંડે રોગ; પામે સુખ નાનાવિધિ ભોગ,
હરજી–સુત કાહાનદ હરિદાસ, કૃપા કરો પ્રભુ વિશ્વાવાસ. ૧૬

વલણ

કિંપા કરો કૃપાનાથ મુજને. નિર્મળ ગુણ ગાઉં સદા.
ચરિત્ર કેહેવા કૃષ્ણનાં માહારી રસનાયે રહેજો સર્વદા. ૧૧/૨૪૬

૧૭. અક્ષાન પ્રમેલાનૂં સંપૂર્ણ ॥ અક્ષાન ॥ ૭ ॥

"अंगीकार करे सुज अर्जुन, तेडे तमारो धर्म.
"अश्वमेधनो हय छूटे ने सतीखाए परब्रह्म." १९
वाक्य सुणीने अर्जुन हसिआ: "युद्ध करुं; भले आवी.
"रामादळ शाकाने रण आण्युं? आयुध सर्व वधावी. २०
"पुरुषार्थ त्यां सर्व जणाणुं, बाणविद्या तम हाथ,
"मळी एकठी सर्व नारी, युद्ध कीधुं अम संघात." २१
अर्जुन केरां वाक्य सांभळी केहे प्रमेला राणी,
"हाम्यहाम्य तो जय पाम्या, जो सारथि सारंगपाणी. २२
"हवे जोज्यो प्राक्रम अबळानां, केडेवां करे छे युद्ध.
"धनुर्विद्याना भेद देखाडे; गति जाणे आयुद्ध." २३
पछे शंखनाद पूरिआ, दुंदुभि ने रणतूर.
दळ साहामुं सर्व सैन्य हकारयुं बोलावीने शूर. २४

वलण

बोलावीने शूर सघळा नारी सर्व सत्वर थई,
धनुख टंकार करया पछे युद्ध करवाने गडगही. २५/१००

कडवुं ५ मुं—राग सामेरी

दळ नारीनुं सत्वर कीधुं जी,
धनुख प्रमेला त्याहां कर लीधुं जी:
"जोज्यो किरीटी, युद्ध देखाडुं जी,
आज रणांगणे राढ पोहोंचाडुं जी. १
ढाळ—"हवे पोहोंचाडुं हुं राढय तमारी,
हवे सुभट जोज्यो बाण.
"अस्त्र कचेरी विद्या देखाडुं, धनुर्विद्या—जाण." २
पांच बाणे प्रथम अर्जुन वधाव्यो तेणी वार;
पछे तारुणी हाम्यहाम्यथी करे मारामारय. ३

જેમ મેઘ કેરી વૃષ્ટિ હોયે, એમ બાણ અનેક,
નારી તણે કરે છૂટતાં અગણિત, નાવે છેક. ૪
એમ પ્રમેલાએ અર્જુન ઉપરે મેલ્યાં બાણ અમોઘ,
સુભટને તન્ય પ્રગટ્યો, બહુ કામરૂપિઓ રોગ. ૫
કરપરાસ્ત્ર કોપે અર્જુને મેહેલિયાં તે દળમાંહ,
વસ્ત્ર કાપ્યાં નારિનાં, સર્વ નગ્ન કીધી કાય. ૬
પછે પ્રમેલા કોપ કરીને મોહાસ્ત્ર ત્યાંહાં તતકાળ,
સૈન્ય અવનીમાંહાં પડ્યું. મોહ પામ્યા સર્વ ભૂપાળ. ૭
વૃષ્કેત અર્જુન બે રહ્યા, અન્યથા પડિઆ ભોમ્ય,
પછે અર્જુન કોપિઓ ને થયાં ઊભાં રોમ. ૮
વસ્ત્ર બીજાં નારે પેહેરી મુખે ગાજે તેહ.
પછે અર્જુને બાણ લીધું, ક્રોધે કંપે દેહ. ૯
મનમાંહે જાણ્યું : 'પ્રમેલાને પમાડું હું મરણ.'
એહેવું જાણી બાણ મૂક્યું કોટિ પાવકવર્ણ. ૧૦
ધનુંષ મરડી મેહેલવાને જાહારે સત્વર થાય,
શબ્દ એહેવો પ્રગટ્યો આકાશ-મારગ-માંહ : ૧૧
"અરે અર્જુન, અવધ્ય નારી; એ કોણ તહ્મારો કર્મ ?
"અબળા વધતાં, સોમવંશી, જાએ તહ્મારો ધર્મ. ૧૨
"અબળાનાં મન રાખતાં ઊપજે મન્ય આનંદ.
"એણી વાતે સંતોખાએ પૂરણ પરમાનંદ." ૧૩
શબ્દ એહેવો સાંભળીને બાણ ભાથ્યે લીધ.
પ્રમેલાને પ્રેમશું વરદાન સુભટે દીધ. ૧૪
આકાશવાણી શ્રવણે સુણતાં ઊપનો મન્ય પ્રેમ
સ્ત્રીયૂથમાંહે મહા કૃપા હવી; હવું કુશળી ક્ષેમ. ૧૫
હવે પ્રમેલાનું વદન અર્જુન દષ્ટે ધરીને જોય.
દિવ્યરૂપે તારુણી મન પરમ આશ્ચર્ય હોય. ૧૬

## ૮. ઝાડખંડનું આખ્યાન

જન્મેજય નામ્યૂ શીશ: કથા કહો, રુખિના ધીશ.
ઝાડખંડ કયેરી વિધિ મુજને કહો સહી રે. ૧

ઢાળ—ઝાડખંડ કેરી વિધિ મુજને વિસ્તારીને કેહે.
હવે કેણ્ શોભાએ વન ઘોડો પોહોતો, કથા મનોહર લેહે. ૨
જૈમુન્ય કેહે: રાયજી, સુણિએ. આશ્રજ એક થાય.
વૃક્ષ થકી પ્રગટે બહુ માણસ, અવનીમાં નવ્ય ગમાય. ૩
અનેક વૃક્ષ ઝાડખંડ વિષે છે, શાખા તેહેની પ્રૌઢ.
પત્રસમોહ વિરાજિત સઘળાં જોઈ; થઈએ દિગ્મૂઢ. ૪
કુસુગ ગંધ આનંદ ઊપજે; જોતાં મન અતિ હીસે.
એહેવાં વૃક્ષ-સમોહ વિરાજિત છાયા સુંદર દીસે. ૫
કુસુમ વિના કેટલાં ફળ પ્રગટે, કુસુમ કેટલાં થાય.
વનસ્પતિ એહેવી તે વનમાંહી અગણિત, ગણી ન જાય. ૬
ડીંટ થકી ફળ ગળી પડે અવનીમાંહિં જ્યાહારે,
તે માંહેંથી બાળક પ્રગટે રૂપ ધરી નર ત્યાહારે. ૭
મુહૂર્તમાત્ર લગે રેહે બાળક, દિવસ થાયે જામ યામ.
ત્યાહાર પઠી લઘુ વય ત્યજીને યૌવન પામે કામ. ૮

૧. હવે આશ્ચર્ય ઝાડખંડનૂ કેહેવારો.

મધ્યાહ્નને શર સુભટ તે થઈને કરે યુદ્ધ રણ્ય આની.
ત્રણ્ય પોહોર પછિ પામે જારા, જાએ યૌવન સર્વ સધાની. ૯
રવિ અસ્તાંગત આયુશ તેહેનો; પછે પામે તે મરણ,
એણી પેરે આયુશ ભોગવે, વળી થાએ અવતરણ. ૧૦
એમ અસંખ્યાત તે વન પ્રગટે, જ્યમ સાગરનૂં નીર,
બાણવિદ્યા કેરા તે કુશળી પ્રચંડ બળના વીર. ૧૧
ગજ બહુ કરભ અશ્વ નર નારી એણી પેરે થાયે ઉત્પન્ન,
એક દિવસનો આયુશ ભોગવે, સાંભળ્ય સત્ય, રાજંન. ૧૨

રાજા કેહે છેઃ કરંક તેહેનાં પડ્યાં રેહે જે અનેક,
નિત્ય ઊપજે નાશ હોએ તે અગણિત, નાવે છેક. ૧૩
ગંધ તેહેના દારુણ આગળે ક્યમ ચાલે ત્યાંહાં વાટ ?
સ્વામી, જે કો જન આવે તે વનમાંહાં પામે ભય ઉચાટ. ૧૪

રુખિશ્વર કેહે છે : રાયજી, સુણિએ સાંનિધ્ય રાક્ષસ દેશ,
કરંક સર્વને ભક્ષ કરે તે, વનમાંહાં ન રેહે લેશ. ૧૫
ભીષણ રાક્ષસનૂં પૂર પાસે; ત્યાહાથી રાક્ષસ રાક્ષસી આવે,
ભક્ષ કરવા તતક્ષણ તે લેઈ વનથી શીઘ્ર સધાવે. ૧૬

તે વનમાંહાં પાંડવ-હય આવ્યો, બાંધી બહુ યુદ્ધ કીધૂં,
યુદ્ધ કરતાં કો સાહામો ન માંડે, કાયર પૂરૂં લીધૂં. ૧૭

તે યુદ્ધ દેખી સવ્યસાચી મન્ય પામી રહ્યા છે ત્રાસ :
"આંહાં થકી તો અશ્વ છૂટવો અહ્મ્યો ન ધરૂં મન્ય આસ." ૧૮
દારુણ યુદ્ધ હવૂં તે રણમાંહાં સેન્ય કરયૂં સંઘાર,
એક તણા દિવસના એહેવા એણી પેરે કરતા માર. ૧૯
રવિ અસ્તાંગત જાહારે હવા છે ત્યારે તે દળમાંહા નહિ કોય;
મારયા વિના સહૂકો મરણ પામ્યૂં; અર્જુન આશ્ચર્જ હોય. ૨૦

સવ્યસાચી રણે સેન્ય સંભાળે, તેણે સમે નારદ આવ્યા.
અર્ચન વંદન આસન-યુક્ત[1] કુસુમે કરી વધાવ્યા: ૨૧

"આ વન કેરી, નારદજી, અલ્પ દીસે છે કો ઔદ.
"મહાપ્રાક્રમી સુભટ પ્રગટે, જોઈ થઈએ દિગ્મૂઢ." ૨૨
નારદ કહે છે: "સુણો, કિરીટી, એ નિત્યે થાએ ઉત્પન્ન.
"એણી પેરે એ યુદ્ધ કરીને નિશાએ પામે પતંન. ૨૩
"તે માટે તમે અશ્વ હકારો; આ વન મેહેલો રાતે.
"વળી યુદ્ધ યોધા પ્રગટીને એમ કરશે પરભાતે." ૨૪
એમ કહી મુનિ નારદ ચાલ્યા; અર્જુને કર્યો વિચ્યાર;
પઠે રજનીમાંહાં સૈન્ય હકારયૂં આગળ્ય કરી તોખાર. ૨૫
ચતુરાગ દળ ત્યાંહાંથી ચાલ્યૂં આનંદ પામી જાય;
તાંહાં થકી હવ વેગ્યે પોહોતો, જાહાં રાક્ષસ કચેરો રાય. ૨૬
લંકાપુર કચેરો તે રાક્ષસ, બીપણ એહનૂં નામ.
મહા માયાવી તેહેની રાક્ષસી જાણે બહુ સંગ્રામ. ૨૭
તેહેને નગર હય પોહોતો છે, મહા યુદ્ધ ત્યાંહાં થાશે.
ગંગાજળ બંધાણો તાંહાથી દુઃખે કરી છોડાશે. ૨૮
ઝાડખંડની કથા એહ આખ્યાન સંપૂરણ હોય.
પાંડવને કરુણા શ્રીહરિની, વશ વર્તે સર્વ કોય. ૨૯

વલણ

વસ્ય વર્તે સર્વ કોય રે, એમ હરજી–સુત વાણી વદે.
પાંડવ કેરા હેત કારણ હરિ સદા રેહેવ્યો મુજ રદે. ૩૦

---

૩૦ ઇતિ ઝાડખંડનિ કથા સંપૂર્ણ ॥ આખ્યાન ॥ ૮ ॥.

## ૯. ભીષણનું આખ્યાન

### કડવું ૧ લું—રાગ રામગ્રી

શ્રીદામોદરજી-ચરણ-પ્રતાપ જી,
જેણે સંસારભય ટળે સર્વ તાપ જી.
જેહ પ્રતાપે પામૂ સિદ્ધય જી,
ભક્તિ વિષે બહુ ઊપજે બુદ્ધય જી. ૧

ઢાળ—ભક્તિ વિષે બુદ્ધય ઊપજે શ્રીદામોદરજીને નામ્ય.
મહા ઉગ્ર બુદ્ધિદાયક સદા દુઃખહરણ અનુકૂળ સ્વામ્ય. ૨
હવે કથા પાવન **મહાભારથ અશ્વમેધ** નિધાન,
આરંભે રાય યૌવનાશ્વ કેરૂં કહ્યું તે આખ્યાન. ૩
ભીમ જઈને દ્વારકાથી શ્રીકૃષ્ણનો પરિવાર
હસ્તિનાપુરમાહા આવિઆ હરિ સઘાતે સર્વ નારચ. ૪
સ્ત્રીવૃંદલવી ઘોડો હરચો અનુશાલ્વે મન હેત,
યુદ્ધ કરી દાનવપતિ ગ્રહી લાવિઓ વૃષકેત. ૫
તોરંગ પૂજીને મેહેલિઓ, નીલકેત-કુઅર પ્રવીર,
વાડીમાહે બાંધિઓ, યુદ્ધ કરચૂ અર્જુન ધીર. ૬
ત્યાંહાં થકી અશ્વ છોડાવિઓ, પાષાણ ચડી જેહ.
ગ્રહ્યો તોરંગ, છૂટચો તતક્ષણ સ્પર્શ, અર્જુન તેહ. ૭

---

૧. હવે ભીષણની કથા કહેવાશે.

વળી ચંપકપુરનો હંસધ્વજ જીત્યો તે બળિયો રાય.
વળી બાંધ્યો અશ્વ છોડાવ્યો શ્રીરાજ્ય સુંદર માંહ. ૮
ઝાડખંડ વનને જીતીને રેવંત પોહોતો તાંહ,
ત્રણ્ય કોટિ રાક્ષસ સબળ સાથે ભીષણ રાજા જાંહ. ૯
તે દેશ દારુણ વિષે સહુકો રાક્ષસ કેરો વાસ,
ગજ અશ્વ નર નારી પશુ તેહેને ખાધાનો અભ્યાસ. ૧૦
તે રાક્ષસને ઘેરચ રાક્ષસી મહામંત્રવાદી તેહ,
આકાશગામી તે સહી કરે અમર્જાદા દેહ. ૧૧
તે રાક્ષસીનાં બળ ઘણાં છે, સહી સકે નહિ કોય.
મહા માયાવી રણ વિષે, તેહેનાં યુદ્ધ દારુણ હોય. ૧૨
દીર્ઘ દેહ પ્રચંડ રાક્ષસ, તેહેને આહારનું નહિ માન,
જીવ માત્ર જે દૃષ્ટે પડે તે તેહને ભક્ષતે સાવધાન. ૧૩
દેશ એહેવો તેહ તણો, જ્યાં પોહોતો ત્યાંહાં તોરંગ,
ગંગાજળ ઝળકે ઘણું, મહાવિરંજિત બહુ અંગ. ૧૪
નિલવટે પત્ર સોહામણું, મણિ રત્ન મુક્તાહાર,
નવરંગ શોભે ચરણ ચોહોદિશ, બહુ નેપુરના ઝમકાર. ૧૫
ચમર હોયે ચોહોકોરમાં; ગર્જતો ચાટે પાય,
કામ લાજે કાંત્ય આગળે; રૂપ કહ્યું નવ જાય. ૧૬
સેવક ફરતે સાંચરે, 'જય' શબ્દ બોલે વાક્ય,
પાંડવને ઘેરચ માહાત્મા સદાકાળ સારિંગપાણ્ય. ૧૭
વૈસંપાયન કેહે : રાયજી, સુણિએ, અશ્વશોભા ઓઢ,
નર નારી નયણે નિહાળે તે થઈ રહ્યા દિગ્મૂઢ. ૧૮
એણી પેરે હયવર ઝળહળે; એમ ચાલ્યો જાયે એહ.
શ્રીકૃષ્ણસુત સુખ થકી બોલે સેવક જન ચોહો કેર. ૧૯
માનસમે પુર રાક્ષસ કેરે આવ્યો છે નિધાન.
કોઈ દૂર દગ પાંડવ તણું, જેહેને કૃપા કરે ભગવાન. ૨૦

મહા વિષમ ઠામે નાથજી નેહકારી રક્ષાય,
છત્ર શીશ જેહેને કૃષ્ણનું તે સાહામું કોણે ન જોવાય. ૨૧
કોણ કોણ વિઘનથી રાખિઆ, કેહે ચાલે ત્રિભોવન-તાત,
એણી પેરે હાથ ધરી શિર હીંડે વૈકુંઠનાથ. ૨૨
વિષમ ભોમે જઈ રહ્યો રેવંત-પાંડવ જેહ,
નાથની કરુણા થકી સુખ પરમ પામે તેહ. ૨૩

વલણ

સુખ પરમ પામે તેહ રે, જેહેને નાથજી કરુણા કરે,
દુઃખહરણ સુખદાયક સદા વર વિષ્ણુ દૃષ્ટે સદા ધરે. ૨૪

### કડવું ૨ જું—રાગ કેદારો

હવે રાક્ષસના ગુરુદેવ તે વનમાંહાં સધાવે છે;
પોતાના શિષ્યને ત્યાંહાં પ્રેમશું બોલાવે છે. ૧
પ્રાત સમે તેહેનું આહ્નિક નિત્ય તણા ધર્મ,
જૈમુન્ય કેહે છેઃ રાયજી, સુણો તેહેનું કહું કર્મ. ૨
દર્શન દેહ તણાં લક્ષણ ગત્ય ને આભરણ,
રાક્ષસના ગુરુદેવ તણો કેહેવો છે વર્ણ. ૩
ઢાળ—હવે વર્ણ કેહેવો તેહેનો હેય, અંગે સ્પર્શ નહિ તોય;
ત્રાસ પામે દેખીને પાણી; હીંડે ક્રોધ ઘણો મન્ય આણી. ૪
આરક્ત નયન વિકરાળ, તાંહાંથી ચાલે પાવક-ઝાળ.
મુખ ત્રિખૂણ ગર્ત્તસમાન્ય, દાંત લાંગૂલ ક્યેરે વાન્ય. ૫
જિહ્વા લોલ્યા તે સર્વ સમાન્ય,
હય-કરંક કુંડળ બેહુ કાન્ય.
નાકે કુટિર ભમે ભયભીત્ય, સમળીનાં આંતર ઉપવીત. ૬
કરે નેત્ર-ગોલકની માળ, અજાશીશનો હાર વિશાળ,
ગજશીશ્ય કમંડળ હાથ્ય, મહિષચર્મ ધરયાં બહુભાત્ય. ૭
કંઠે ફરશી ખડ્ગ ને કાતી, શિર ટોપી રુધિરમે તાતી.
નામ ગુરુજી મેધ્યા તેહેનું. શોભે રુધિર અજા દેહેનું. ૮

મળ મૂત્ર ભરી તેહેની દેહ એના મન ઉપાસિક તેહ.
આપ સરખા તેહી સરગે જાય આહારને અર્થે તે નનમાય ૯
તે તો માંસ તણા છે આહારી, જીવહિંસા કરે વનચારી
ગરુડમાલા મેધૂબા મડત ગ્રન્થ પોખે તે ચાતુરત ૧૦
સુખે શબ્દ તણા ભૂતકાર, સહુ જાણે વિદ્યાનો ભંડાર
એવી પેરે ગહગહતો મલાવ્યો,
દીઠો તોરણ ધણી પાસે આવ્યો ૧૧
શોભા અશ્વની અદ્ભુત દીસે, જોતા મેધૂઆનું મન હીસે
જોતાં આનંદ ઊપનો મન, મેધૂવા જોઈ કહે ધન્ય ધન્ય. ૧૨
પાખને ફરી ફરી હરખ નિહાળે, અંગે અંગ તે જોઈ સંભાળે
ઘણું રીઝી પૂછ્યો મર્મ માથ 'કોણ નગર દેશ પુર નાથ? ૧૩
'ક્યાહાંથી આવ્યો તોરણ આમ?
પત્ર ગાપ્યૂ લખ્યા કોણ નામ?
'આજ પૂરણ મલ્યો અમ આહાર
જાણુંમાં પછિ મીજે વિચાર' ૧૪
સેવક ત્યાં સર્વ આશ્ચર્ય પામી
'સુણો સજ ગરુડના સ્વામી
'હસ્તિનાપુર ગંગાની તીર પાંચ પાંડવ વિરાજે વીર ૧૫
'અશ્વમેધ આરંભ્યો ભૂપ, મેલ્યા અશ્વ મનોહર રૂપ
'તે સાથે નર અર્જુન જેહ, આવ્યો તોરણની રક્ષાએ તેહ ૧૬
'પૂંઠે સૈન્ય સુભટ નહિ પાર જોતે વિષમ તેહના માર
'જેણે અર્જુન જીત્યો જાય તે આપ ગર્વ ધરમાય' ૧૭
શ્રવણે સુણી મેધૂવો ગાજે
'મારા ગરુડમાં ન મળે વિરાજે
'નરમેધ હું સર્વ કરાવું, મારાગી તાપનિમહા ઉત્તમ ભાવું ૧૮
'હવે યજ્ઞને અર્થે આવે નર એ પણ અર્જુન કહાવે,
'તદ્‌ભ્યો ગરુડ-પુર નવ જાવ્યું,
હય સેન્ય ભજજે આહાર આવ્યું.' ૧૯

એમ ફરી રથ અકી તતકાળ વેગે લાવ્યો જાંહાં ભૂપાળ:
"રાયજી, આ પત્ર વંચાવો, હયશાળામાંહાં અશ્વ બંધાવો. ૨૦
"એ પૂઠે આવ્યો અર્જુન, નરમેધ કરો, રાજંન.
"સૈન્ય સબળ ભૂપત્ય આડુ સાથ્ય, નરમેધ થાએ ભલી ભાત્ય." ૨૧
વાન્ય-પત્ર છોડાવ્યૂં રાય; વાંચ્યૂં જે જે લખ્યું તેમાંય.
"હસ્તિનાપુર પાંડવના પુત્ર ધર્મરાયની શોભા સૂત્ર. ૨૨
"શ્રીકૃષ્ણ કૃપાનિધિ જેહેને, ઘેરચ સકળ પદારથ તેહેને.
"સવ્યસાચીને સારથિ શ્યામ પ્રભુ કરે પાંડવ-ઘેરચ કામ." ૨૩
પત્ર વાંચી રાક્ષસપતિ બોલે: "નહિ કો ભૂતળે અર્જુનતોલે."
ગુરુદેવ કેહે: "સુણો વાણી; તમને કહૂં નર એહેને જાણી. ૨૪

વલણ

"તમને કહૂં નર જાણી રે, અર્જુન યજ્ઞની ગત્ય હૂં લહૂં.
"નરમેધ-અર્થેં વિપ્ર તેડો, રાય, લક્ષણ તે કહૂં." ૨૫/૪૯

## ઝમક ૩ જું-રાગ કેદારો

જૈમુનિ કેહે. સુણિએ, ભૂપ, મેવૂઆનૂં કૃત્યૂં ૩૫,
સ્વરૂપે સભામાં મધ્ય અતિ ઉલ્લસિ રે. ૧
ઢાળ—સભામધ્યે અતિ સબળ ઉલ્લશી ગુરુજી બોલ્યા વાણી:
"નરમેધ યજ્ઞ કરાવૂં ઉત્તમ, વિદ્યાવંત દ્વિજ આણી. ૨
"કુળ માહારૂં ને સગાં અહ્મારાં, પછે જ્ઞાતિ પધરાવૂં.
"આચારશુદ્ધ વિપ્ર ઘેરચ આવે, મનવાંછિત યજ્ઞ કરાવૂં. ૩
"તે દ્વિજ કેરાં આચરણ સુણતાં, રાયજી, રંજે મંન
"ભાગ્ય હોય, તો ભૂપત્ય, આવે ઘેરચ એહેવા મુનિજંન. ૪
"માસ લગે ઉપવાસ કરે દ્વિજ એહેવા તાપસ જેહ.
"તેહ તણે માંસે જે પોખ્યા વિપ્ર તેડાવૂં તેહ. ૫
"યુગ્મ માસે પારણું કરે. જેહ આચારી,
"આપણા યજ્ઞમાંહે તેડાવૂં તેહેના માંસના આહારી ૬

"કંથ કામ્યની હોમે સમાન્યે તેહ આપણે ઘેરચ આવે,
"આર્દ્ર શુષ્ક માંસના આહારી, બીજૂં કાંઈ ન ભાવે. ૭
"ગજમાંસના આહારી કેટલા આવે મંડપ માંહ.
"કરભ શૃગાલ તણા જે પોષ્યા, સંપ્યા આહાર ન થાય. ૮
"અગ્નિકુંડમુખ હોમે વિપ્રનાં, પાવકની ગતિ જેકેને,
"બહુ આહારી બ્રાહ્મણ તે રૂડા, રાય, તેડાવૂં તેકેને. ૯
"ચર્મ ઓઢણે, ચર્મ પેહેરણે; દર્પે પર-દળ ત્રાસે,
"ઉદક તણો જે સ્પર્શ કરે નહિ, વન એકાંત્યે વાસે. ૧૦
"મન હીસે જેકેનૂં હિંસા કરતાં, નરમેધને તે જાણે.
"તેકેને તેડી સબળ પોખિયે, જ્યમ યશ પરમ વિખાણે. ૧૧
"સર્વ માંસના ભક્ષિક વિપ્રને તેકેને તેડો ઘેરચ, રાજંન,
"સહસ્ર ગમે આવે તમ દ્વારે વિપ્રા તણા નિધાન. ૧૨
"રુધિર પાન કરી તૃખા સમાવે, જેકેને જળ નવ્ય ભાવે.
"હયમુખવાસે શુદ્ધ કરે મુખ એકેના દ્વિજ ઘેરચ આવે." ૧૩
વાક્ય સુણી રાક્ષસપતિ રીઝ્યો: "એહ માહારે ચિત્ત આવ્યૂં.
"નરમેધ યજ્ઞ કરૂં હૂં શુક્ર, સર્વે તણે મન્ય ભાવ્યૂં. ૧૪
"કુળગુરુજી, એ ધન્ય તમારૂં. મોકોટા દ્વિજ માહ્યરે,
"ભાગ્ય હોય તો એકેવા આવે મંદિર વિદ્યાવંત." ૧૫
હયશાળામાંહાં અશ્વ બંધાવ્યો, રાખ્યા રક્ષાકારી:
"નરમેધ યજ્ઞ અહ્મે ત્યાં કરશું, એ તાંહાં વાત વિચારી. ૧૬
"સૈન્ય તમારૂં અર્જુન સાથે સહૂ તેડીને આવો.
"ભલે પરોણા આજ પધાર્યા; અમને યજ્ઞ કરાવો. ૧૭
"પશુ એહ અર્જુન પરોણો, હવ્ય કરી હોમાય.
"ગુરુદેવ જે વિપ્ર કહ્યા ને તેડે સર્વે રાય. ૧૮
"અજ્ઞાની તે નથી જાણતા, અંધા ઝાંખે આગ:
"જળમાંહે આનંદ કરે, પણ મીન પડ્યૂં મહા જાગ." ૧૯

જૈમુન્ય કેહે: જન્મેજય, સુણિએ; કૃષ્ણ સખાયન જેહેને,
કોટિ વિઘન નારાયણ કાપે, સદા પરમ સુખ તેહેને. ૨૦
દુર્યોધન ભૂપત્ય નિપાત્યા, અનેક યોધ બળ ભરિઆ.
કૃપાનાથ કરુણા ત્યાંહાં કીધી તો પાંચે તાંહાં ઊગરિઆ. ૨૧
જન્મેજય સુખ પામી કેહે છે: અર્જુન-ભાગ્ય અનંત,
સદાકાળે જેહેને વશ્ય વર્તે સ્વામી કમળાકંથ. ૨૨
વાક્ય સુણીને સેવક વળિઆ, અર્જુનનૂં દળ જાંહ:
"ભીષણ નામે રાક્ષસ રાજા અશ્વ બાંધિઓ તાંહ. ૨૩
"તેહ તણે મન્ય ઇછા મોટી નરમેધ કરવા કેરી.
"ગુરુદેવ તેહેને, નામ મેધુવા, તેહેની બુદ્ધય અનેરી. ૨૪
"તેહ તણૂં તાં દર્શન એહેવૂં, જીવ માત્રને ખાય.
"પેટ વળીને ચાડે બેઠું. કહિંએં તે નવ્ય થાય. ૨૫

વલણ

"કહિંએં તે નવ્ય થાય રે ગુરુદેવ, ઘેરવ એહેવા સહી."
અર્જુન આગળે સેવકે હય બાંધ્યા કેરી વિધિ કહી. ૨૬/૫૫

કડવું ૪ થું—રાગ રામગ્રી

વચન સુણીને અર્જુન બોલે રે: "દુષ્ટ નહિકો રાક્ષસ તોલે રે.
"સર્વભ્ત-ભક્ષી રજનાચારી જી, જે નર માંસ પરમ વિહારી જી. ૧
ઢાળ—"પરમવિહારી નર માંસમા,જેહેને દયા નહિ લવલેશ.
"ભગવાનજી ભય ટાળશે, રાખશે દેવ-દેવેશ." ૨
કૃતબ્રહ્મા યાદવ પ્રદ્યુમન વૃખકેત સાથ યૌવનાશ્વ,
હંસકેત અનુશાલ્વ સુવેગ બોલાવિઆ તવ પાસ: ૩
"અરે સુભટો, લંક-અધિપત્ય સુણ્યૂં રાવણ નામ.
"કપિ રીછ ફળ આહાર વિના તેણે કરયો મહા સંગ્રામ. ૪
"રાક્ષસ રણમાંહાં મારિઆ, કપિ રીછ-કીરત્ય હોય,
"તેહેમાંથી કોએક ઊગરયો આંહાં નાઠો આવ્યો કોય. ૫

"તેહ માટે આપણા પાસે પ્રાક્રમિ બળવંત,
"ધનુર્વિદ્યા અસ્ત્રબાણે આણે રણમાં અંત. ૬
"લઘુલાઘવી ગને કળા ચોસઠી સર્વ જાણે ધાન,
"બાહુ-યુદ્ધના મર્મ મોટા વલણ વાળ્યા હાથ. ૭
"ચ્યવી જાએ ધરાથં, ચૂકવે અંતરિ કાળ.
"વલણ વાળી અંગ ભમરી ભૂલવે ભ્રમજાળ. ૮
"અગનિ-ઝાળે એ તપે, અંગે ન લાગે રેખ.
"જોજ્યન સૂધી શ્વાસ રૂંધી જાએ ક્ષણમાંહે છેક. ૯
"વળી મંત્ર કેરી ધારા બાંધે ધર નાના રૂપ,
"આપણા દળ માંહાં જાણિઆ મંત્ર બાણવિદ્યાના ભૂપ. ૧૦
"વળી માહારે પાસે દ્રોણની એક બાણવિદ્યા જેહ,
"એકે બાણે બાણ બાંધે. ગણિત નાવે છેહ. ૧૧
"વળી વક બાણ, ધ્વજ ઉપરે પ્રાક્રમી હનુમાન.
"રાક્ષસ દળને ભાંજવા માર પ્રૌઢ ગતિ સાવધાન. ૧૨
"શ્રીકૃષ્ણ કેશવ કૃપાનિધિ આપણે પાસે ઈશ,
"એ સઘ ચિંતા ચતુરભુજ ટાળશે જગદીશ." ૧૩
એમ કહી દળ હકારયૂં, વાહને બેઠા વીર.
સન્નાહ આયુધ શોભિતા, શોભિતાં અશ્વ શરીર. ૧૪
દ્રમદ્રમ્યા નિશાન, ઘોરે ઘોષ ચાલ્યા જાય.
રથધડકા, હયચરણથી રજ ચઢી અંતરમાંહ. ૧૫
ઘૂઘર ઘણણ, ઘંટા-ઓઝ્ય, હાથી તણો નહિ પાર.
યોધ-ગહકને શબ્દ સબળા, ગર્જતા તોખાર. ૧૬
વાજિંત્ર વાજે બહુવિધિ તેહના નાદ ચાલે થોર.
ત્રાસ પામે વ્યાઘ સિંહ ચિત્રા દળને પૂરવ. ૧૭
મૃગ રોઝ સાંભરાં કપિ વન્ય હોડો ફિરે પામે ત્રાસ.
કાયર કૂદે કંપિત હવા, શેષનાગ શ્વાસોશ્વાસ. ૧૮

કૂકલૂવે સૈન્ય ચાલે, આગળે માગણ ગાય.
ધુમ કસ્તૂરી અગર કૃષ્ણાગર ચાલતાં મેહેકે વાય, ૧૯
દીજન 'જય' શબ્દ બોલે; ધ્વજા ફરકે રંગ.
ઘે. ભરાયે નિરખતાં, એહેવા જ્યોધ યૌવન અંગ. ૨૦
બોલ તેજ તે ધરા કેરાં રંગ નવલા હોય.
ઘેરથી દળઘટા ચાલે, છંટકાવે આગળ તોય. ૨૧
ણી રીતે રણાંગણે આવિયાં દળ-અર્જુન,
રથિ જેહેને શ્યામસુંદર સદા છે પાવંન. ૨૨
તુરંગથું દળ રહ્યું આવી; માહાઓલા (!) રણે વીર.
દ્ધ કરવા ગહગહતા, મન છે જેહેનાં ધીર. ૨૩
ાક્ષસ કેરે નગર સહૂ સર્વ પામ્યા સુખ:
આહાર પૂરણ આવિઓ, હવે કાઢિએ સર્વ ભૂખ. ૨૪

વલણ

હવે કાઢિએ સર્વ ભૂખ.' રાક્ષસ સર્વ તાંહાં રીઝી રહ્યા.
ભીષણ રાક્ષસ સૈન્ય સાથે રણાંગણે સત્વર થયા. ૨૫/૧૦૦

## કડવું ૫ મું-રાગ મારુણી

જન્મેજય કેહે: રુખીજી, સુણો: પ્રતાપરાક્ષસ કયેરો ઘણો.
કયમ આવ્યૂં દળ કરવા યુદ્ધ, કેહેવાં છે સંગે આયુદ્ધ. ૧
કયમ યુદ્ધ કીધૂં અર્જુન સાથ્ય, તે મુજને કાહો,રુખિના નાથ.
જેમુનિ કેહે: સુણિએ,ધીરજ્યવાન,રણે રાક્ષસ સબળ સાવધાન. ૨
એ યુદ્ધ કેરી સુણિએ રીત્ય. મૂળ દર્શનથી થઇએ ભયભીત્ય.
ચઢિઓ ક્રોધ કરીને રાય, સૈન્ય હકારયૂં જે પુરમાંહ. ૩
હામદામ્યથી રાક્ષસ પ્રૌઢ દેખી રૂપ થઇએ દિગ્મૂઢ.
ચેહેલે દુંદભિ ધાયૂં સહૂ પેટ ભરવાને અર્થે બહુ. ૪
એકને રથ વેસર ને કરભ, એકને નરવાહન ગતિ સરભ.
એકને ગજ હય વૃષભ અપાર, રાક્ષસ સૈન્ય ન લાભે પાર. ૫

કેટલાને મુખે ગર્દભ હોય, કેટલા રીછ-વદનના જોય.
કેટલા વદન વ્યાઘ્ર ને શ્વાન, કેટલા કપિમુખ સર્પ સમાન્ય. ૬
દીર્ઘ દાંત મુખ બાહારે રહ્યા, ડાઢ ગજે ખાવા ગહગહ્યા.
પિંગલ નેત્ર, વદન વિકરાળ, શીશોળિઆંવન રોમ કરાળ. ૭
ગહ્‌વર નાક કરે ફૂતકાર, પ્રચંડ દેહ, ઉદર નહિ પાર.
કરે કલેલી સાથે બહુ, આળી એકઠું ચાલ્યું સહુ. ૮
કાનાં ખડગ ને કોડીવાડા ઘણા,ત્રિશળ માર સબળ તેહ તણા.
મુદ્‌ગર લોહ ગોળા ગોફણી, હળમૂસળ ભલ્લ ભોગળ ઘણી. ૯
બાણવિદ્યા ભીષણને પાસ, રણમાંહાં સુભટ કરે દળ નાશ.
જાણે યુદ્ધ બહુ નખના ઘાત, દાંત-દંડશું કરે નિપાત. ૧૦
લઘુલાઘવી છળ જાણે રમી, કરે ભક્ષ નરને બહુ દમી.
ત્રણ્ય ક્રોડ તાના સજ થઈ, યુદ્ધ કરવાને ચાલ્યા સહી. ૧૧
વાજે વાદ્ય અનાહત ઘોર, રણ્ય આવ્યા કરતા બહુ સોર.
સાહામું દળ અર્જુનનું જાંહ વ્યૂહ રચી મંડાણ્યા સાંહ. ૧૨
ધનુસ વ્યૂહ કર્યેરે આકાર રાક્ષસ સૈન્ય ન લાભે પાર,
સાહામૂં દળ પાંડવનું જેહ, રાક્ષસ-દળ નિહાળે તેહ. ૧૩
ગજ રથ અશ્વ સબળ વાહન સનાહ આયુધ નિરખ્યા તંન,
આગળ પ્રચંડ પાળા શૂર, દીઠું સૈન્ય જ્ખા જ્યમ પૂર. ૧૪
ધ્વજા ફરહરે ચમર અનેક, ઘૂમે દુંદુભિ, દળ નહિ છેક.
દેખી રાક્ષસ વિભ્રમ થયા. કેટલા અંતરિ કંપી રહ્યા : ૧૫
'અર્જુન એહ અનેરો ભૂપ, ક્યમ જીતાશે આહાવાં રૂપ?
'આ આયુધ નવ્ય દીઠાં કદા. માર ઘાત અનેરી ગદા. ૧૬
'કવચટોપ દળ આવ્યું ચડી ક્યમ જીતે રાક્ષસ અહીં વઢી?'
કેટલા[ને] એમ ચિંતા થઈ:' એ માંડે હો ખવાણા નહિ. ૧૭
'એ હયચરણ-રજશું કરી ડાટે રાક્ષસ કેરી પુરી.
'મહાસુભટ દીસે મછરાળ, દાવાનળ દીસે રણ્ય કાળ.' ૧૮

ધા સુભટ વિમાસણ એમ કરે : ' સાચું રાક્ષસરાય મરે.'
. આયુષ્ય-હર્તા હોય, એહ અજાણે બાંધ્યો હોય' ૧૯
મન્ય વિમાસે એમ : 'આપણે રણ્ય રે'હેવાશે કેમ ?'
અર્જુનના સઘળા વીર, અભંગ જેહ તણાં મન ધીર, ૨૦
ચિંતા થઈ છે ઘણી, સેન્યા દીઠી રાક્ષસ તણી.
વદન, ભયંકર દાંત, જાણ્યું : 'આ કરશે કલપાંત.' ૨૧
ભયાનક તેહેનાં પેટ, જાણ્યું : ' સહુને ખાશે નેટ.
કરીશે કોણ ઉપાય ? અહીંથી ઘોડો નવ્ય છોડાય.' ૨૨
. સકળ ચિંતામાંહ ભળ્યા, ગુડાકેશને પાસે મળ્યા :
l તેણિએ ગરુડારુઢ; એ તો રાક્ષસનું દળ પ્રૌઢ." ૨૩
કેહે : "જોઈએ સંગ્રામ; પછે ભૂપને તેડું આમ."
સ્મરણ તણું હનુમંત, પછે ગાજિઓ યોધ અનંત. ૨૪

વલણ

ાવેઓ હનુમંત વીર હેલા, પાંચમે ઝમકે ધશી.
ટજી-સુત કેહે : પાંડવ કેરા યોધ સઘળા ત્યાં હશી. ૨૫/૨૨૫

## ઝમક ૬ ઠું—રાગ રામગ્રી

પેવર આવ્યો હનુમંત જાહારે જી
સેન્ય કંપ્યું રાક્ષસ ત્યાહારે જી :
લંકાપુરનો એલાં કાળજી, સાગરચ આવ્યો એકચે ફાળ જી. ૧
—'સાગર ઓળંઘી કરી એકે ફાળ આવ્યો લંક.
ત્રેલોક્ય-કંટક જેહ રાવણ કરયો હેલામાં રંક. ૨
અર્જુન કચેરી ધ્વજા ઊપરે એ તાં સેવક હોય.
તે માટે આપણા દળમાંહાં એહેને [ ન ] જીતે કોય.' ૩
છે હનુમંત હાક મારી; ગાજિઓ તેણી વાર.
િહનાદ કરે, શબ્દ દળમાંહ હવા હાહાકારચ. ૪

રાક્ષસ રણમાંહાં ગાજિયા, સિંહનાદ કીધા શૂર.
પછે સૈન્ય બહુને ધશમશીને મળ્યાં શિરાશિરપૂર. ૫
યુદ્ધ દારુણ માંડિયું ત્યાંહાં; આયુધ કરે અમોઘ.
મારી સકે તેહેને મારે કો યોધ નહિ સંજોગ. ૬
મોગળ મુદ્ગર હળ મૂશળ ભલ્લ ત્રિશૂળ તીક્ષણધાર,
ગદા ગોફણ પાશ પરશુ મહાઅંકુશ કાનાં માર. ૭
ખડગ ખપૂઆ લોહ નખ, અર્ધચંદ્રના ઘાત :
બાણ છૂટે બહુ વિધે રાય ભીષણ કચેરે હાથ. ૮
અગ્નિ–અસ્ત્ર અનેક મેહેલે, કરે યુદ્ધ વિપરીત,
આંહીં–પાર્થ દળનાં બાણ છૂટે, ઢંકિઆ આદિત્ય. ૯
બાણ આગળ સુગમ દળમાંહાં ન દીસે કોઇ યોધ.
એક એક સાથે યુદ્ધ કરે બહુ આણી અંતરિ ક્રોધ. ૧૦
માયાવી આકાશ—મારગે રાક્ષસ અંતરમંહ,
વિદ્યુતની પેરે સૈન્યમાંહાંથી સુભટ ગ્રહીને જાય. ૧૧
અનેક ભીષણ અસ્ત્ર આણે કરે મહા સંગ્રામ,
મન વિષે એહેવી કલ્પના, મારવા અર્જુન હામ. ૧૨
રથ ઉડાડ્યો અર્જુને રાયનો જોજન એક,
ફેરી રથ આવ્યો તદા ‘હવે જોજ્યો, અર્જુન, લેખ.’ ૧૩
ભીષણે તવ બાણ મેહેલ્યું ક્રોધ આણીને મન્ય,
હૃદેમાંહે પ્રહાર વાગે; કોપિઓ અર્જુન. ૧૪
અંજની–કુંઅરે નિરખિયું તવ પાર્થ કચેર મુખ,
બાણના આઘાતથી પ્રગટ્યું અંતરિ દુઃખ. ૧૫
હવે પવન–કુંઅર સજ થયો, ગર્જના કીધી બેવ,
તે હાકમાંહે સૈન્ય બે, ધ્રૂજિઆ સર્વે દેવ. ૧૬
પછે પૂંછ વધારિયું, તાંહાં થકી લીધી ફાળ,
રાક્ષસ–દળમાંહાં ચાલિઓ તે રૂપ ધરીને કાળ. ૧૭

્રસ દોહો દિશે ત્રાહારા, કુલાહલ બહુ થાય,
ı આણી રાજ ફેરી પૂંછે બાંધ્યો રાય. ૧૮
ાનમંડળ પૂંછે બાંધી ફેરવો રથ–રાજાન,
ૃ આણી પાર્થદષ્ટે નાખિઓ હનુમાન. ૧૯
વણ નાઠો માયાવી ત્યાં ધરી બીજૂં રૂપ,
ષ્જનમાંહાં ધ્યાન ધરી જે છપી બેઠો ભૂપ. ૨૦
લા રાક્ષસ મારિઆ રણમાંહે કરતા યુદ્ધ,
ાલા દોહો દિશે ત્રાસ પામ્યા વિના થઇ આયુદ્ધ. ૨૧
મ સૈન્ય–પાંડવ મારિશે, બહુ પાડયા વારે વીર,
સ્ત્રના આઘાતથી શુદ્ધય ટળી સર્વ શરીર. ૨૨
રણ પામ્યા કેટલા, કેટલા ઘાયલ અંગ,
ષે દળમાંહાં એમ થયૂં, કેટલા પામ્યા ભંગ. ૨૩
લાહલ કેટલા કરતા રાક્ષસના પુરમાંહ:
રાયજી નથી દીસતા' જે જાણ કીધૂં ત્યાંહ. ૨૪

વલણ

તણ કીધૂં ત્યાહારે સુણી રાક્ષસી સત્વર થઇ.
ામક છઠે અહીં થકી પૂરણ યુદ્ધ કરવા ગહગડી. ૨૫ ૧૫૦

## કડવું ૭ મું—રાગ સામેરી

ાવે મ્યળી રે રાક્ષસી નારી યુદ્ધ કરવાને માંસવિહારી;
ાતાં ખડગ કોહાર ત્રિશળ ગદા ચક્રમાળ સમૂળ. ૧
ાક્ષસી માયા મંત્રવાદી ચાલી આપણી વિદ્યાને સાધી,
માતી રણ્ય મધ્ય સર્વ રંઢિઆળી મુખે રીડય કરે કંકરાળી. ૨
ાુષ્કોદર અતિ ક્રૂરા, લંબોદર ગહ્વર–શીરા.
ોઇને લાંબા અતિ ચરણ, એક કૂર્મ તણા મુખ વર્ણ. ૩
ૃષ્ટ નેત્ર ને ક્રૂર કપાળી, લાંબા હોઠ ને દાંતની જાળી.
લંબ–સ્તની આવીને ગાજે, તેહેના દર્શનથી દળ ભાજે. ૪

આવી યુદ્ધનો માંડ્યો અભ્યાસ, અર્જુન-દળ પામ્યું છે ત્રાસ,
લઘુલાઘવી ને છળઘાત, દાંતે કરડીને કરે નિપાત. ૫
બાહુયુદ્ધ કરે બળ આવી રૂપ ધરી અનેરાં ભ્યાની.
મુખે શબ્દ ભયાનિક વાજે, તેણે શર સુભટ તન દાઝે. ૬
આવી માંડ્યો છે મહા સંગ્રામ, નખઘાતે પાડે રણ્ય ઠામ.
મૂકે આયુધ ભાત્ય અનેરી, યોધના મુખ આગળે ફેરી. ૭
એક લાંબા બે હાથ વધારે, મુષ્ટિપ્રહાર કરી રણ્ય મારે.
મારે ઘાત ઉદરમાં ચરણ, મહા સુભટ નિપાતે ધરણ્ય. ૮
હવે જૈમુન્ય કહે : સુણો, રાય; યુદ્ધ દારુણ રામાનાં થાય.
કરી દીર્ઘ પયોધર સ્થૂલ, ફેરી મારે સહિત સમૂળ. ૯
પાળા ગજ રથ અશ્વ અસવાર, મારી સર્વ કરે સંહાર.
જ્યાંહાં પડે પયોધર પૂર સ્તુ હાથી કરે ચકચૂર. ૧૦
અર્જુન મન્ય ચિંતા પ્રૌઢ યુદ્ધ દેખી થયા દિગ્મૂઢ.
મહા ક્રૂર વદન વિકરાળી રીડ્યા પાડે બે દાંત અફાળી. ૧૧
વીર અર્જુન કહે: 'હનુમાન, હવે સુભટ, થાઓ સાવધાન.
'જાણો રાક્ષસ માયાના મર્મ'; રાખો આપણા સેન્યનો ધર્મ.' ૧૨
વીરવાક્ય સુણી વલકલિઓ
ઊઠી રાક્ષસી-માયામાંહાં પડિઓ.
પૂંછ ફેરીને કીધા પ્રહાર, માંડી રાક્ષસી દેખીને માર. ૧૩
મુખે મેઘ તણી પેરે ગાજે, ગિરિશિખર શાખા દ્રુમ ભાજે,
એમ થાય છે દારુણ યુદ્ધ, નાંખે બાથ ઢીંક આયુદ્ધ. ૧૪
એમ રાક્ષસી યુદ્ધ અનંત, સ્તનપ્રહારે મારયો હનુમંત,
અવની સાથે અડવડિઓ, વીર અર્જુન હટે ચડિઓ. ૧૫
પછે ક્રોધ થયો તન મંન્ય, કોપ્યો કુંતીસુત અર્જુન,
એક બાણ લીધું બળધારી : 'હવે મારું રાક્ષસી નારી.' ૧૬
હવે મેલ્યાં બાણ અનંત, તીવ્ર ધારાયે કરે પતંન.
કેહેના છેદ્યા ચરણ ને હાથ, [કેહેના] સ્તન છેદ્યાં મૂળસંઘાત્ય. ૧૭

કોહોને કુદેકમળમાંહાં ભેદ્યા, કોહોનાં કર્ણ નાસિકા છેદ્યાં,
બહુ સુભટનાં બાણ વછૂટે, નારીપાણ્ય-ઉરસ્થલ ત્રૂટે. ૧૮
ત્યમ હયવર પામાતા વીર રણમાંહે પડે રણધીર,
ધ્વજા-અર્જુન અંજનિ-બાળ છળધાતનૂં યુદ્ધ કરાળ. ૧૯
અર્જુને કપિરાજ બોલાવ્યો :
"રાક્ષસપતિ કયાંહાં સધાવ્યો?"
રથે ફેરીને વનમધ્ય નિહાળે,
રુખિ-આસન સૈન્ય સર્વ સંભાળે. ૨૦
દીઠો રુખિમાંહે બેઠો ભૂપ, ધરી વિપ્રનૂં ત્યાંહાં સ્વરૂપ.
"હવે સુભટ, થાઓ સાવધાન, તમ ધરે નહિ એમ, રાજાન." ૨૧
રાય રાક્ષસે કરીને સંધાણ મેહેલ્યાં અર્જુન ઊપરે બાણ.
તે તો બાણ નિવારણ કીધ, કટકા કરી અવનીમાં દીધ. ૨૨
મેહેલ્યૂં બાણ ત્યાંહાં અર્જુને ક્રોધિ,
દ્રોણાચાર્યની વિદ્યા અભેદિ.
છેદ્યં રાક્ષસ-અધિપતિ-શીશ્ય;
'જયો' અર્જુન કેહે : 'જુગદીશ' ૨૩
બહુ રાક્ષસ-દળ અવઢાડ્યૂં, બાણમોહે ભૂતળમાંહાં પાડ્યૂં.
મારી રાક્ષસી દોડો દિશે ત્રાસે,
તેહેને જીવ્યા તણી નહિ આસે, ૨૪

વલણ

જીવ્યા તણી નહિ આસ, હેલાં રાક્ષસી રણ્યથી પળી;
બાણ-વેધ્યાં અંગ્ય સબળાં પવનસુતે મારી વળી. ૨૫
કર ચરણ છેદ્યાં સ્તન વિના; એક ખૂંબારવ રોતી ગઈ.
સાતમે ક્રમકે રણાંગણે જય કુંતી-સુત પામ્યો સહી. ૨૬/૧૭૬

૨૩. અભેદિ=અભેદ

## ઝમક ૮ મું—રાગ ધન્યાશ્રી

પાંડવ-દળમાંહાં જય થયું, રાક્ષસનું રણ હાથ રહ્યું.
થયું રે પરમ સુખ સહુને સહી રે. ૧
ઢાળ—સુખ ઊપનું ત્યાંહાં સકળ યોધને; વર્ત્યો જયજયકાર.
ઉજ્યાનાં જાંગીર વજડાવ્યાં રણમાંહાં તેણી વાર. ૨
ભીષણ-સુત સાથે ત્યાંહાં રાક્ષસ, નમ્યા અર્જુનને આવી.
નગરમાંહે અર્જુન પધરાવ્યા, મુક્તાફળે વધાવી. ૩
રત્નભંડાર દાકન નાનાવિધિ આયુધ અંબર દીધ,
પંચ ગત્રિ મંદિરમાંહાં રાખી, સ્વાગત મગળૂં કીધ. ૪
અશ્વમેધનો તોરંગ સોંપ્યો પૂજી સઘળૂ ગાત્ર.
નિલવટય પત્ર મનોહર બાંધ્યૂં હય ગંગાજળ પાત્ર. ૫
સુખ પામ્યા સવ્યસાચી ત્યાહારે, યોધ સકળ સુખ પામ્યા,
અશ્વ દેખી અંતરમાંહાં હરિખ્યા તાપ દુદેના વામ્યા. ૬
પૂજી અશ્વ હકારયો તાંહાંથી કચેડે દળ સાવધાન.
હસ્તિનાપુરે ધન સર્વ ચલાવ્યૂં જાંહાં પાંડવ રાજ્યધાન. ૭
શણગારી ગંગાજળ મેહેલ્યો નૃત્ય કરંતો જાય,
નિશાણના નિર્ઘોખ વાજતે અર્જુન કચેડે થાય. ૮
અનેક દ્રુમ પર્વત મારગમાંહાં, નદી સરોવર આવે.
તેહ તણી શોભાને જોતાં મારગે મર્મ સધાવે. ૯
વાનર-ઓહા દેશમાંહાં પોહોતો જાંહાં વાનરનૂં રાજ્ય,
એહેવો દેશ ત્યજીને ત્યાંહાંથી ચાલ્યો જાએ વાજ્ય. ૧૦
શાખામૃગ કચેરાં મુખ-માણસ ખરમુખ કચેરો દેશ.
હયમુખ એક-પગાનાં માણસ ત્યાંહાં કીધો પ્રવેશ, ૧૧
તે દેશની શોભા જોતા ચાલ્યા જાએ [કરતા] સેર,
વિષમ દેશ ગહ્વર ગિરિમાળા નિરખે સર્વ ઓડો ફેર. ૧૨
કર્ણપ્રાંત દેશમાંહાં આવ્યા; કાન્યે અંગ ઢંકાય,
ઓઢણુ પેહેરણુ કાન દેખિએ, હય ચાલ્યો તે માંહ. ૧૪

તે દેશનું કારણ જોતા ચાલ્યા સઘળા વીર;
દક્ષિણ પથ વિષમ મારગમાંહાં ભજતા શ્યામશરીર. ૧૪
વૈષ્ણવ પરમ વિરાજિત રાજા વિષ્ણુભક્તના ભાવી.
અંતર લય નારાયણ સાથે : એટલે સેન્યા આવી. ૧૫
વાજિંત્ર વાજે બહુવિધિ કચેરાં; સુરનર મુનિવર જોય.
નૃત્ય કરંતા ઘોડો ચાલે; પરમ કુતૂહલ હોય. ૧૭
મણિપુર નામે નગર વિરાજિત બભ્રુવાહન બળિઓ.
સુંદર સેર પરમ સુખકારી, તેણે નગરે પળિઓ. ૧૬
દામ્યદામ્ય વાડી વન શોભે, નવપલ્લવ સર્વ દીસે,
અનેક કૂપ સર વાવ્ય મનોહર તે જોતાં મન હીસે. ૧૮

વનસ્પતિ દ્રુમશાખા સુંદર, પક્ષી શબ્દ રસાળ.
મયૂર ડિંગારવ કોકિલા શુક બહુ ગુણ બોલે ગોપાળ. ૧૯
સેર પાધરા, દ્રુમછાયા શુભ, મારગે નહિ વસમાઈ,
જાહાં જોઈએ તાંહાં ક્રીડા સ્થાનિક પરમ મહાસુખદાઈ. ૨૦
મારગમાંહાં જાંહાં જોઈએ ત્યાંહાં વ્યાપારીનાં સ્થાન,
મળે વસ્તુ સઘળી ઈન્દ્રી, એહેવું રાજ્ય નિધાન. ૨૧
બભ્રૂવાહન ત્યાહાં રાજ્ય કરે છે, ઘોડો ત્યાંહાં બંધાશે.
અર્જુન દુઃખ ઊપજશે અમળૂં. હરિ આવ્યે છોડાશે. ૨૨
એહ કથા ભીષણ રાક્ષસની; જૈમુન્ય બોલિયા વાણી.
હરજી—સુત કેહે : સદા નિરંતર કરુણા સારંગપાણી. ૨૩
સાંભળતાં શ્રોતા સુખ પામે, પરમ ઊપજે હેત્ર.
શ્રીનારાયણભક્તિ તણું અંગ, ઊપરે વાધે તેજ. ૨૪

વલણ

અશ્વમેધ પાવન ત્રણ્ય લોકચે તેજવારી એહ કથા.
હરજી—સુત કાહાનડ કેહે : હરિનામ રેહેજ્યો સર્વદા. ૨૫/૨૦૧

૨૫ ઇતિ આખ્યાંન ભિષણનું સંપૂર્ણ ॥ આખ્યાંન ૯ ॥ .

## ૧૨ બભ્રુવાહનનું આખ્યાન

### કડવું ૧ લું–રાગ રામગ્રી

પરથંમ આગળ્યું પરબ્રહ્મ પ્રીત્યે જી;
સુખકારી સદા સેવો ભલી રીત્યે જી;
કરુણાનિધિનૂં પાવન નામ જી;
સકળ પદારથ પૂરે કામ જી. ૧

ઢાળ–સકળ પદારથ મન તણા પૂરે મનોરથ કામ.
વિપ્ર વૈષ્ણવને નમૂં, જેહેને વાહાલા સુંદરશ્યામ. ૨

સદાકાળિ સેવા કીજિએ લક્ષ્મીપતિ મહારાજ.
ભયહરણ ભૂદર–ભક્તિથી સુખ, સરે સઘળાં કાજ. ૩

મહારાજ નામનો મુગટ મુસ્તક્ય ધરી હીંડે ધરણ્ય.
પાપ નાસે અંગ્યથી જ્યમ ઉદક રવિને કિરણ. ૪

કિરીટ કુંડળ હાર અંગદ, રત્નજડિત ઉદ્યોત.
બેહેરખા કંકણ મુદ્રિકા કટિ–કિંકિણીની જ્યોત્ય. ૫

હાથસાંકળી પોહોંચિએ હીરા, હેમમણિના રંગ.
ચરણે નેપુર ચમકતાં, મોજડી મુક્તા સંગ. ૬

---

૧. હવે આખ્યાન બભ્રુવાહનનું કહેવાશે.

સૂરવાલ શોભિત, ઝગો ઝળકે, કનક કેરા તાર,
જાન્હુલ્ય અંગ્યે સબળ ઓપે, તેજનો નહિ પાર. ૭
રત્ન કુંડળ જડિત ઊપરે ઘટી સબળ દશ માસ. (?)
અરુણતા રંગ પછેડિએ મણિ પાંચના અભ્યાસ. ૮
કપોલ રેખા રંગ સુંદર, તિલક ત્રિભોવન તેજ.
ભ્રૂભમી વંક રાજીવલોચન નવનવા મધ્યે હેજ. ૯
નાસિકા શુકચંચ અદ્દ્ભુત, ગલ્લ વદન રસાળ.
અધર ઘણું ગ્રીવા મનોહર સુધાભર કરુણાળ. ૧૦
વક્ષસ્થળ અતિ વિરાજિત મણિ કૌસ્તુભ તુલશીહાર.
કૌમોદકી કરે, શંખ ચક્ર ને પદ્મ પાણ્ય અપાર, ૧૧
વૈકુંઠનાયક નાથજી પ્રેમે કરે રક્ષાય,
અહોરાત્રિ સેવા કીજિએ, પ્રભુ વસે તો તન માંય. ૧૨
સુખકરણ કરુણાનિધિ સદા સહૂ કાળિ નામૂં શીશ્ય.
ગ્રંથના પદબંધને તમ કૃપા શ્રીજગદીશ. ૧૩
ભક્તરાજ વૈષ્ણવની કથા જે સુણ્યે થાય પાવંન.
શ્રીકૃષ્ણચરણના ઉપાસક હરિનામે ભીનાં મંન. ૧૪
અશ્વમેધ નિર્મળ પદે પદે શ્રીકૃષ્ણ કેરું નામ.
જે સાંભળ્યે અઘ-ઓઘ ત્રાસે, પરમ પામે કામ્ય. ૧૫
ભારથ કેરું સાર એહ જ શ્રીકૃષ્ણભક્તિકથાય.
હૃદે અતિ સુખ પામિએ, સાંભળે દુરમતિ જાય. ૧૬
પાંડવે હય મેહેલિઓ જે જજ્ઞ કેરે કાજ.
અનુક્રમે રાજા જીતતા; મણિપુર પોહોતો વાજ્ય. ૧૭
બભ્રુવાહન કેરું રાજ્ય સુર સુખી છે સર્વ દેવદેવેશ.
અહોરાત્રિ સેવા નાથની; પાપનો નહિ લવલેશ. ૧૮
તે નગરીની શોભા ઘણી; સુણો, રાયજી, કહૂં રીત્ય.
અધિક તેહેનૂં તેજ વાધે, જેહેને પરમ હરિશૂં પ્રીત્ય. ૧૯
નગર પાખલ સેર-મારગ, મણિ જડિઆ ઘાટ.
ચાલતાં આનંદ ઊપજે, મહામનોહર સર્વ વાટ. ૨૦

કનક-મણિમે વિરાજિત તેણે નગર પોળ્ય પ્રકાર.
તોરણ મુક્તાફળ તણાં ને ધ્વજા રંગ અપાર. ૨૧
દૂર ઊપરથે દેખિએ દીપંતા સબળ અવાસ.
ઇંદ્રનીલમણિ ઝળકે ઘણું, ચંદ્રકાંતિ ગંદપ્રકાશ. ૨૨
ગોખ જાળિયાં બારિઓ, બહુ પેરે છજાં જડિત જડાવ;
માણિક પીરોજા તણાં માંહ આણિઆ બહુ ભાવ. ૨૩
ચિત્રશાળા સબળ ચિત્રિત, નયનના મધ્યે રંગ.
હરિસેવા ઘેરઘેરથ સરવે વિષ્ણુચિહ્ન સઘળાં અંગ. ૨૪

વલણ

વિષ્ણુચિહ્ન સઘળાં અંગ રે, માંહે ગરક કીર્તનના ઘણા.
નિગમના નિર્ઘોષ સબળા, ધોશ ચાલે હવ્ય તણા. ૨૫

## કડવું ૨ જું-રાગ પ્રભાતી, ચોપૈ બંધ

રુખિણી કહે છે: સુણ્ય, રાજાન, તે નગરી છે પરમ નિધાન.
જોતાં મોહ પામે જન સહૂ, કનક રત્નનાં મંદિર બહુ. ૧
ધર્મ વિષે મન રાજા તણું, પ્રજા સર્વહિતકારી ઘણું.
શ્રીહરિ-ચરણ-કમળનો દાસ નિરત્યા દિવસ હરિભક્તિઅભ્યાસ. ૨
તેહેની બુદ્ધ ગંગાજળ-નિર્મળા, ચંદ્ર તણી પેરે વાધે કળા.
સતર વરસનો રાજા હોય, યુદ્ધમાંહાં તેહેને [ન] જીતે કોય. ૩
હરિપ્રસાદ ચરણોદક-વિષ્ણુ. અંકિત ચક્ર ગુદેમાહાં કૃષ્ણ.
દિવસ નિરત્યા કેશવગુણ ગાય સૂતાં બેઠાં ભરતાં પાય. ૪
કૃષ્ણકથા કીર્તન ગર્જના, તેહેને શિર કો નહિ દુર્જના.
ધનુર્વિદ્યા બળરૂપ પ્રચંડ, અનેક ભૂપ તેહેને આપે દંડ. ૫
જે બાળિઆ અર્જુન સંધાન, આપે કર બભ્રુવાહન-હાથ.
બભ્રુવાહનનો સબળ પ્રતાપ, કંપે સંજમનીપતિ[૧] આપ. ૬
નાગ પુંડરિક-વેરથ મુસાળ. ધનુર્વિદ્યામાંહાં દેવનિશાળ.
ચિત્રાંગદા ને ઉલોપી નામ સુગમ માતા સુખ-સેવા કામ. ૭
મણિપુર નગર વિરાજિત જેહ, નાગ પુંડરિક વાસ્યું તેહ;
બભ્રુવાહન આપ્યું વિધિ કરી નિલક રાજ્યછત્ર મનાય ધરી. ૮

---

૧ સંજમનીપતિ=સંયમનીપતિ, યમરાજ.

સૈન્ય સુભટ દળ નાવે પાર, આપ્યા મણિ ભરી ભંડાર.
અસ્ત્ર બાણ યુદ્ધ અદ્ભુત સહી, કીર્તિ ધરામાંહાં વાધી ગઇ. ૯
અંગ્યે તેજ હરિનું ઝળહળે, દંડ લેઇ સહૂ આવી મળે.
પ્રતાપથી કંપે સત્ર ભૂપ, બભ્રુવાહનનૂ એહેવૂં રૂપ. ૧૦
બીનૂં મન હરિનામેં ખરૂં, શ્રીકૃષ્ણ થકી મન નવ્ય રેહે પરૂં.
માતા-આગન્યા પાળે પરમ, ચ્યોકડો પદે ચલાવે ધર્મ. ૧૧
રથ પાળા હાથી અસવાર સુભટ સૈન્ય નવ્ય લાભે પાર.
ધનુર્વિદ્યા અર્જુનથી ઘણી શ્રીમહારુદ્ર તણે સુખ્યે ભણી. ૧૨
સર્વ વર્ણનૂં શુભ આચરણ, ભક્તિવિરાજિત અશરણશરણ,
ઘેરય ઘેરય શ્રીનારાયણકથા, દેશ ધર્મ સહૂનો સર્વથા. ૧૩
તેહેનો તાત સુભટ અર્જુન, ચિત્રાંગદા માતા પાવંન.
એહેવૂં પરમ વિરાજિત રાજ્ય, તેહેને નગર પોહોતો વાજ્ય. ૧૪
રોમ્ય રોમ્ય જેણે વાસ્યા હરિ, કયમ જીતે તેહેને યુદ્ધ કરી?
જાંહાં અસત્ય બોલતાં નવ્ય આવડે,
કામ ક્રોધ દ્રષ્ટે નવ્ય ચડે, ૧૫
લોભ મોહ મદ મચ્છર એહ અહંકારવર્જિત સર્વ દેહ.
પરદુઃખભંજણ ભૂપતિ હોય, દાના તે આગળે નહિ કોય. ૧૬
વેચે કુસુમ મોકળા સહી, બાધ્ય શબ્દ કો બોલે નહિ.
છળ-જૂહારી નહિ જૂવટું; ધર્મરૂપ તેહેનૂ ચોવટું, ૧૭
સુખ થકી કોય ન બોલે 'મારય';
દયા ધર્મ કચેરો નહિ પાર.
પાખંડી નગરે નવ્ય વસે, કો હળવૂં બોલી નવ્ય હશે. ૧૮
પતિવ્રતા નારી તે કથ ચાલે ધર્મ-શાસ્ત્રને પથ.
સંગત્ય રૈણુવતી સહૂ મળે; દેશ ધર્મ પગ ચોકે કરે. ૧૯
સેવા વિપ્ર તણી નિરાલય; આપે દાન વિયોગત્ય સાથ્ય,
નિત્ય તર્પણ વ્રત નીરથ દાન, સમદ્રષ્ટિ ચાલે રાજાન. ૨૦

---

૧૭ વેચે=વહેંચે, વાંટે, વિતરણ કરે

પ્રજા માત્ર સુખ પૂરણ અત્ય; સદાકાળ રાયની શુભ મત્ય.
એ તાં રાય તણું આચરણ. વિષ્ણુભક્ત એમ સઘળા વર્ણ. ૨૧
અર્જુન યુદ્ધ તાંહાં કરશે પ્રૌઢ, રણે આવશે ગરુડારૂઢ.
પિતા પુત્રનો મહા સંગ્રામ,
સુર મુનિ જન મળશે તેહ એ ઠામ. ૨૨
જૈમુન્ય કહે: સુણિએ રાજન; એહેવો પુત્ર તણો—અર્જુન.
કહું કથા વિસ્તારી એહ, પિતા પુત્ર યુદ્ધ કીધું જેહ. ૨૩
એહેવું વાક્ય રુખિએ જવ કહ્યું, જન્મેજયને આશ્ચર્ય થયું,
એ તાં, રુખિજી, અદ્ભુત વાત,
યુદ્ધ કયમ કીધું સુત ને તાત. ૨૪

વલણ

યુદ્ધ કયમ કીધું પિતા પુત્રે? એમ કહીં માનવી લહ્યું?
ઝમક બીજે રાયજીએ રુખિજીને એહેવું કહ્યું. ૨૫ ૫૦

ઝમક ૩ જુ—રાગ અંદોલ

રાજા કહે છે: જૈમુનિ, કોહોને સંગ્રામ એ,
હય બાંધીને યુદ્ધ કીધું કોણે રીતે સહી એ. ૧
ઢાળ—કેહેવો બોલિઓ બભ્રુવાહન, આંહેં હરિરૂપ સદા અર્જુન.
સૈન્ય ઉભેથા રણ માંહે તાંહાં કેહેવા મળ્યા એ. ૨
હવે સુભટ સુતના જેહ, કોહો માનિકા ટળ તેહ,
અશ્વ બાંધિઓ કોણ રીત્ય, રુખિજી, કોહોને નીત્ય. ૩
સુણો, રાય ચતુર સુજાણ; બહુને ભક્ત—સારંગપાણ્ય,
બભ્રુવાહન જાણે તેજ, નાગનો જે ભાણેજ. ૪
એહેને મામો છે પુંડરિક, તેહેને નથી કોહોની બીહીક,
તે તો વાસુકિ કેરો બાળ, એક કુળ તણો છે નાથ. ૫
વિષ હળાહળ ભરયા અંગ, તેહેને કોણ પમાડે ભંગ?
તે ફણી-રૂપ જાણો કોધ, રહે સભામાંહિં તે યોધ. ૬

તે નર તણો છે આકારય, શિર ઊપરે ફણીની હારય.
શોભિતાં સબળ સ્વરૂપ, દેખિએ તે રૂપ જ રૂપ. ૭
સુબુદ્ધય તેહેને પ્રધાન, બીજો બુદ્ધય બુદ્ધય-નિધાન.
એ જુગમ મંત્રી છે રાય, તેહેની બુદ્ધય કહી ન જાય. ૮
નાયક સહસ્ર પ્રચંડ, રણમાંહાં દળ કરે શતખંડ.
આદ સેન્યાપતિ સત્ય, તેહેની આગન્યા એ ભૂપત્ય. ૯
હયશાળાએ સબળ તોરંગ. એક એકથી શુભ અંગ.
આરબી ને ખુરાશાણ રે, અજબકી બહુ કેકેકાણ. ૧૦
બરારબી બહુ હોય રે, મુલતાની માતા જોય રે.
સિંધુના હયવર દિવ્ય રે, ગતિ કાંતિ તેહેની ભવ્ય રે. ૧૧
સોરઠિઆ સુખરૂપ, બહુ ગંગાજળ ઘેરય ભૂપ;
આવે યત્ન કેરે કાજય એહેવા ઇંદુવત અંગ વાજ્ય. ૧૨
મદગલિત બહુ માતંગ રણમાં કરે અરિદળ ભંગ.
સબળ પ્રચંડ ગિરિવત ગાત્ર, મદના પટા છૂટે પાત્ર. ૧૩
માંહે ભદ્રજાતિક શ્વેત શ્યામ, કેટલા અરુણવત અંગ કામ.
રથ બહુ સુખાસન સુખરૂપ; યોધ અસંખ્ય દળ ભરપૂર. ૧૪
રાયની સભા સબળ સોહાગ, બહુ બળવંત બેઠા, નહિ માગ.
સભામાંહાં આવે મોટા રુખ્ય, બંદીજન વદે 'જય' મુખ્ય. ૧૫
ઘેરય તારુણી ચતુર સુજાણ, માંહેલી વાત મનની જાણ.
ચર્ચા-નિગમ કૃષ્ણ-કથાય; એણી પેરે રાજાની શોભાય. ૧૬
એણી પેરે સબળ આનંદ રાજિત રંગના બહુ કંદ.
હવે તોરંગ-પાંડવ જેહ, મારગે ચડયો ચાલે તેહ, ૧૭
થઈ રહ્યા નેપુરના ઝમકાર, આવ્યો નગર કેરે દ્વારય.
તેહેને ચમર ઢાળે શીશ, સેવક વદે 'જય' આશીશ. ૧૮
શોભિત અંગ સકળ વદન, રૂપે કલ્પ કોટિ મદન.
એમ હય ધસ્યો ચાલે સેર, 'જય જય' કેડે ચ્યોદે ફેર. ૧૯

૧૦. અજબકી=સંભવ છે કે અર્થ 'અબલક' હોય.

સાહામૂં મણિપુર સોભા-પોરય,.ઝળકે ધ્વજ તોરણ્ય લોલ્ય.
ચણતર કનક મણિ આવરણ, ઝળકે પ્રાત જ્યમ રવિકિરણ. ૨૦

તાંતી વંશ મૃદંગ તાળ કીર્તન ગદક શ્રીગોપાળ.
ભેરી પંચ શબ્દ સુજાત્ય, ઘંટિકા શંખ ધૂન્ય બહુ ભાત્ય. ૨૧

ઘેરય ઘેરય એમ હરિ-સેવાય, આતી દૂરથી સંભળાય.
દિવસે હવ્ય હોમ આકાશ, પરિમળ કૃષ્ણાગરના વાસ. ૨૨

એહેવી પરમ નગરી જ્યાંહ, પોહોતો શુભ તોરંગ ત્યાંહ.
ઓટકે બેઠા અનેક વીર, ચરણ કૃષ્ણને મન ધીર. ૨૩

તેણે નિરખિઓ રેવંત, હયવર સબળ રૂપવંત :
'મેહેલ્યો કોણે યજ્ઞ કેરે કામ્ય ?' હવે હય આવિઓ આણે ઠામ્ય. ૨૪

વલણ

'આવિઓ આણે ઠામ્ય રે, હય બાંધ્યો કોણ છોડાવશે ?
'યજ્ઞ એહેનો થયો પૂરણ, હારી ઘેન્ય સધાવશે.' ૨૫/૭૫

કડવું ૪ થું—રાગ કેદારો

હય દોરીને પરવરે, અંતરમાંહાં સબળા હરે :
'આપણ રાયની હયશાળામાંહાં રેવંત એક ભલો રે.
ઢાળ—'બહુ ગંગાજળી હય આંહાં છે,
આવ્યો ઘોડો ઘોડા માંહ ભળિયો.
'અજાણે કોણ યજ્ઞ કરે છે? બભ્રૂવાહન નવ્ય મળિઓ!' ૨

એમ કરીને તોરંગ લાવ્યા રાજ્યસભામાંહાં ખેવ.
શોભે સભા બભ્રૂવાહન કેરી તે આગળે કોણ દેવ? ૩
સઘળા યોદ્ધ સભામાંહાં બેઠા પુરોહિત પરધાન,
સેન્યાપતિ નાયક સંઘાતે દીપી રહ્યા ગજાન. ૪
એક પુરાણ ગુણ ગાયા શાસ્ત્ર, બંદીજન 'જય' બોલે.
અશ્વપરીક્ષા રથ ફેરવાય નહિ, નહિકો ભૂપતિ તોલે. ૫

શણગારી માતંગ ધજા ઘૂઘરા ઘંટા–ઓઝ્ય વાજે.
નૃત્ય કળા નૃત્યકી દેખાડે, સભા એણી પેરે ગાજે. ૬
પાંડવનો હય નૃત્ય કરતો સભા મધ્ય તે આવ્યો,
રાજા આદે સર્વ કો બેઠા તેહ તણે મન્ય ભાવ્યોઃ ૭
'રેવંત આહાવો કહિએ નવ્ય દીઠો, આંહાંની અદ્‌ભુત વાત.
'કોણ દેશમાંહાં યજ્ઞ કરે છે, કોણ નગરી નાથ?' ૮
રાજાએ તોરંગ અણાવ્યો સાંનિધ્યે દષ્ટે ધરીને માહાલે.
યજ્ઞ તોરંગમ પૂરો દીઠો સઘળી કાંત્ય સંભાળે. ૯
રીઝયો રાય બભ્રૂવાહન નિરખી : "કોણ વિધાતાએ ઘડિઓ?
"અમ્બરનો હય દીઠો નોહોતો;
આજ પ્રથમ દૃષ્ટિ મુજ ચઢિઓ, ૧૦
"કોણ ભાત્યે ઘોડો મેહેલ્યો છે? મુનિવર મોહ ઊપજાવે.
"વાંચો પત્ર, જૂઓ, કોણ રાજા. આશ્ચર્ય આ તાંહાં કહાવે. ૧૧
"સંન્યાસીને સાધ થાએ ઘોડો બાંધવા કેરી.
"રક્ષાકારી સેન્ય હય પૂંઠે તેહેને લાવો ઘેરી. ૧૨
"ગજ રથ અશ્વ આયુધ જે સઘળાં લેઈને હાંકી કાઢો.
"ઝોટી લેતાં થાએ સાહામા તેહેને હાથ દેખાડો." ૧૩
સુબુદ્ધય મંત્રિએ પત્ર છોડી જૈ રાયને નામ્યૂં શીશ :
"એહેમાં લખ્યૂં તે હું વાંચૂં; સુણો, મણિપુર કેરા ધીશ." ૧૪
વાંચે પત્ર રાયજી આગળ્ય; સહુકો આવ્યા ધાઈ.
પત્ર ઊપરે પ્રથમ લખ્યૂં છે . "નામ શ્રીવિંકુંઠરાઈ. ૧૫
"શ્રીહસ્તિનાપુર ગંગાતટે સદાકાળિ પાવંન.
"રાય યુધિષ્ઠિર રાજ્ય કરે તે પાંડુરાયના તંન. ૧૬
"શ્રીકુંતાજી કેરા કુંઅર, શ્રીકૃષ્ણના ફૈયાર્ડ, "
"પાંચ ભ્રાત પાંડવ મહાબળિઆ બળભદ્ર શ્રીકૃષ્ણ મોહોલાઈ. ૧૭
"રાય યુધિષ્ઠિર ભીમસેન્ય ભડ અર્જુન નિકુળ ને સેહેદેવ, "
"છોરો કર્ણ તણો કુંઅર વૃષકેત કરતો સેવ. ૧૮

"ગોત્રકંદનનૂં પાતક એહૂં પાંડવ કચેરે શીશ.
"તે માટે **અશ્વમેધ** કરાવે સ્વામી શ્રીજગદીશ. ૧૯
"શ્રીનારાયણ મંદિર બેઠા સર્વ લઈ પરિવાર.
"અશ્વમેધ આરંભ કરીને મેહેલ્યો છે તોખાર. ૨૦
"હયરક્ષાને કાજે દળ બહુ અનેક બળિઆ સાથ્ય.
"ધનુર્વિદ્યા કચેરા જે જાણી. સહસ બાણ જેહેને હાથ્ય ૨૧
"શ્રીકૃષ્ણજી કચેરા કુંઅર સાથે પ્રદ્યમન જેહેનૂં નામ,
"લઘુવયમાંહાં જેણે શંબર સાથે કીધો મહા સંગ્રામ. ૨૨
"અનિરુદ્ધ સંઘાતે સુત આવ્યો ધનુર્વિદ્યાનો જાણી.
"કૃતવર્મા ને સાત્વિક સંગે એ બહુને કાળબાણી. ૨૩
"યૌવનાશ્વ રાય કિંનર ખડનો, સુવેગ તેહેનો બાળ,
"રણમાંહાં રૂપ ધરે બે એહેનાં, જાણ્યે પ્રગટ્યો કાળ. ૨૪
"અનુશાલ્વ દાનવનો અધિપતિ મહા માયાવી તેહ.
"સંગ્રામ કરતાં એમ વાધે, જ્યમ પ્રલેકાળનો મેહ. ૨૫
"વૃંષકેત જે કર્ણ તણો સુત, તેહેનાં બહુ પ્રાક્રંમ;
"દારુણ યુદ્ધ કરે રણમાંહાં રહી બાણવિદ્યાના મર્મ. ૨૬
"નીલધ્વજ ને હંસધ્વજરાય સંગ્ય એટલા બળિઆ.
"બાણવિદ્યા કેરા મહા કુશળી, અકળ ન જાયે કળિઆ. ૨૭
"એક વીર અર્જુન સંઘાતે દ્રોણાચાર્ય ગુરુ જેહેને,
"શંકર સરખા રણમાંહાં જીત્યા, શ્રીકૃષ્ણ સારથિ તેહેને; ૨૮
"ઊપરથ સાખ્ય લખી નારાયણ : 'જેહ બાંધે તોરંગ
"'કુન્તીનંદન એક અર્જુનને રણે પમાડી ભંગ. ૨૯
"'ત્યાંહાં થકી શ્રીકૃષ્ણ છોડાવે અર્જુન પાસે આવી.
"'મંડાર રાય ગ્રહી લે સાથે દુંદુભિને વજડાવી.' ૩૦
"બળિઓ હોય તે એહેને બાંધે, નહિંતર લેઈ ધંન,
"સર્વ સમર્પી ચરણ નમે, તેહને રાખી લે અર્જુન. ૩૧

" તે તો અર્જુનનો સેવક થઈ કીડે યજ્ઞ પૂરણ જાંહાં થાય;
" પેહેલું યુદ્ધ જઈને તાંહાં આપે, ઘોડો જાંહાં બંધાય. ૩૨

### વલણ

"ઘોડો જાંહાં બંધાય રે, પેહેલું ત્યાં જઈ યુદ્ધ કરે,
"અર્જુન કેરા યુદ્ધ આગળ્યે તો રાજા તે ઊગરે." ૩૩
પત્ર એહેવૂં વાંચિયું, બભ્રૂવાહને તે મન ધર્યું.
શ્રી કૃષ્ણ અર્જુન શ્રવણે સુણતાં બભ્રૂવાહન અતિ મન ડર્યું. ૩૪/૧૦૯

### ઝમક ૫ મું—રાગ આસાવરી

મંત્રી કેહે : " રાયજી, સુણો, એહેવૂં લખિઉં આંહ.
"એ તાં યજ્ઞ પાંડવ કરે હસ્તિનાપુરમાંહ. ૧
" એહેને ઊપરચ છે શ્રીકૃષ્ણનું, કષ્ટહરણ કૃપાળ.
" પગલે પગલે પ્રેમશું કરે નાથ સંભાળ. ૨
" એક ત્યાં સુત ફૈજી તણા, બીજું અર્જુન જેહ,
" નારાયણ જાણિએ એહ એક જ દેહ. ૩
" વળી એહેન્ય સુભદ્રા સ્નેહશું આપી અર્જુન.
" વળી પ્રેમ પીતાંબરને ઘણો, જે રહ્યા સોંપી મંન. ૪
" ભક્તિ ભલી પાંડવ તણી; પ્રભુ જીવન–પ્રાણ.
" રથ ઊપરે થાએ સારથિ, બાથે હોયે બાણ. ૫
" અશુભહરણ સુખ સર્વદા પાંડવ જદુવીર,
" હેત દેખાડ્યૂં શ્રીહરિ બહુ પૂરી ચીર. ૬
" તે કુંતીસુત આવિઆ જેહેનૂં અર્જુન નામ;
" કૌરવદળ સઘળૂં હણ્યૂં એહેવો સંગ્રામ. ૭
" રાયજી, ઇછા મન વિષે તે કીજિએ આજ.
" એ ઘોડાને બાંધતાં રેહેશે તમ લાજ. ૮
" સેન્ય સુભટ દળ આપણાં, બળિઆ સર્વ હોય.
" અર્જુનશું યુદ્ધ કીજિએ, જાંહાં શ્રીહરિ હોય." ૯

સુબુદ્ધય જૈ ચરણે નમ્યો મેહેલી આગળ્ય પત્ર.
પાંડવનું યશ સાંભળ્યું, જે પરમ પવિત્ર. ૧૦
નાનાવિધિ પૂજા કરી પત્રની રાજાન :
"પાંડવ ધન્ય ધરા મધ્યે, જેહેને શેરય ભગવાન." ૧૧
રાજા શીઘ્ર સભા થકી મંદિરમાં એકાંત્ય
મન માંહાં જાણ્યું : '. તાત એ અર્જુન સિદ્ધાંત. ૧૨
'સહુને તેડી પૂછિએ, એહેનો કરે વિચ્યાર.
'પછે ઘટે તો બાંધિએ પાંડવનો તોખાર. ૧૩
મંત્રી પુરોહિત ' તેડિઆ સેન્યાપતિ શૂર;
એકાંત્ય તેડીને પૂછિઓ, જે જાણ્યા ચતુર : ૧૪
"સુભટ-શિરોમણિ, સાંભળો એહ હયવર રૂપ,
"પૂંઠે દળ આવિશે જે અર્જુન-ભૂપ. ૧૫
"કુંતા માતા એહેને, યુધિષ્ઠિર છે ભ્રાત,
"શ્રીકૃષ્ણ કૃપાનિધિ જેહેને, તેહ માહારો તાત. ૧૬
"હસ્તિનાપુર નગરી મહા ગંગાની તીર;
"જમ્બુલોકમાંહાં એક છે એહ અર્જુન વીર. ૧૭
"કોટિ કળા જાણે કામ્યની, નારાયણનું અંગ.
"સૌંહની પેરે રણમાંહાં સદા નવ્ય પામે ભંગ. ૧૮
"જેહેની પતાકા ઊપરે બેસે હનુમાન,
"સારથિ રથ ઊપરે સદા સ્વામી શ્રીભગવાન. ૧૯
'વાસુદેવ અંગમાંહે વશ્યા, એહેના નન્દેવ,
"સંકર્ષણ-ભગિની સદા કરે જેહેની સેવ. ૨૦
"તે મારે તાતજી તણો એ આવ્યો છે રેવંત;
"અંતરમાંહાં સહુકો ધરી મૂહને કોહો બળવંત: ૨૧
"કયેહી પેરે હય બાંધિએ, કોણ રચવો મર્મ,
"કોણ રીત્યે મળવું ઘટે, ક્યમ રેહેશે ધર્મ?" ૨૨

"સહુકો વિચારીને કોહો તેહ કરવૂં આજ.
"મુજને કાંઈ આપ્યૂં નથી માહારે બાપે રાજ.ય ૨૩
"મેં તાં કાંઈ દીઠો નથી તાતજીનો દેશ.
"માતાએ નવ્ય ભોગવ્યૂં સુખ નાથનૂં લેશ. ૨૪

વલણ

"સાંભળી છે યુગમ માતા, સ્વંતન અર્જુનનૂં કરે."
પાંચમે કડવે બભ્રૂવાહન સર્વ સામે ઊચરે. ૨૫/૧૩૪

## કડવું ૬ ઠું–રાગ મારુણી

"જોઇએ શાહા તણી, મર્યાદા ક્ષત્રીકુળની રીત્ય રે.
"કેહેવો ધર્મ હીડે એ ભૂતળે પ્રભુને ઊપજે પ્રીત્ય રે." ૧
એક કેહે:"એ તોરંગ બાંધિએ; સમર્થ કેરો ન્યાય રે.
"તાત આવ્યો તો ક્ષત્રીની રીત્યે મળિએ જૈ રણમાંહ રે. ૨
"યુદ્ધ માંહે તાં પ્રગટ થાશે પિતા પૂત્રનૂં નામ રે.
"ચરણ નમજ્યો તાહારે તાતને મૂકીને સંગ્રામ રે. ૩
"હયવર સોંપીને આગળ્ય થાજ્યો; પિતા પરમ સુખ હોય.
"સુભટ માત્ર અર્જુન સંઘાતે સંતોકાએ 'સર્વ' કોય." ૪
એક કેહે:"એ સત્ય કહ્યૂં જી. એમ તો ન રેહે ધર્મ.
"પિતાયજ્ઞનો ઘોડો બાંધે, પુત્ર તણૂ નોહે કર્મ. ૫
"હયવરને પૂજી લાવો અધિક કરી શણગાર.
"અતિ આનંદ કુંતીસુત પામે જાણી મન્ય કુમાર." ૬
એક કેહે:"અર્જુન અજ્ઞાની નથી જાણતા ભેદ;
"અર્ધ અંગ તે નરનૂ નારી, એ તાં વાણી–વેદ. ૭
"પુત્ર તાણી તાં સિધિ નવ્ય લીધી, સોધ નવ્ય લીધી નારી.
"પ્રેમદા પિતાને કયમ વીસરે? જોઇએ વાત વિચારી. ૮
"મોસાળમાંહે મોટા થયા ને માતુલનૂં સુખ આજ.
"તે માટે હયવર બાંધો. પિતા તાણી શી લાજ? ૯

"રણમાંહાં જે યુદ્ધ એહેવું કરો જે આંહાંથી નાઠા જાય.
"ઊપર કરવા શ્રીહરિ આવે ત્યાહારે પ્રગટ સર્વે થાય." ૧૦
હાસ્યરૂપથી હૃદય બોલે, જે જે બળિઆ બેઠા
બભ્રુવાહન તે વાક્ય સુણીને મહા ચિંતામાંહાં પેઠા. ૧૧
અંતરમાંહાં આલોચ્ય કરી મણિપુરનો અધિપત્ય બોલેઃ
"જપ તપ વ્રત તીરથ યજ્ઞાદિક નહિ કંઈ તાતને તોલે. ૧૨
"પુત્રને ત્યાં પિતા સમાન્ય તત્ત્વ ન દીસે કાંઈ.
"બીજાં સગપણ કોટિ પ્રગટે, એ તાં ફરતી છાંઈ. ૧૩
"માતપિતાની જોડે નહિ કાંઈ ત્રણ્ય લોકમાંહાં સાર.
"કાંત્ય જીવ ફરેરા જે દાતા દેખાડો સંસાર. ૧૪
"પિતાભક્તિથી સકળ પદારથ, પરબ્રહ્મજી વશ આવે.
"પિતાભક્તાથી સઘળું સાધન વ્રત તપ તીર્થ કહાવે. ૧૫
"માતા તાતના મુખને જોતાં સકળ થયું સાધંન.
"દંડવત એક કરવે છૂટે અઘ, તે પુત્ર થાયે પાવંન. ૧૬
"પિતા તણી તાં પૂજા કરતાં પૂજ્યા ત્રિભોવનરાય.
"કોટિ યજ્ઞ તણું ફળ પામે, લખિતી સમૃતિમાંય. ૧૭
"પિતા તણી તાં ભક્તિ કરે અનુ તાત-આજ્ઞા પાળે,
"કોટિ કલ્પ સ્વર્ગનો અધિકારી, દારુણ કર્મ પ્રજાળે. ૧૮
"માતપિતાની ભક્તિ કરીને પાળ્યૂં તાત-વચંન,
"ક્ષત્રીના કુળ વિષે ધન્ય એક રોહિદાસ એ તંન. ૧૯
"તાત-આગન્યાએ શ્રીરાઘવજી ચઉદ વરસ વનવાસી,
"રાજ્ય તણો વૈભવ ત્યજિઓ, વનમાંહાં રહ્યા ઉદાસી. ૨૦
"માતપિતાની સેવા વર્તે, પુત્રનાં લક્ષણ એહ,
"તાત થકી ઊફરાંટો થાએ, વરણસંકર હોય તેહ. ૨૧
"તાત તણી ચોનાને રંગ્યે એ તાં દીઠે દીન,
"કુંભીપાક નરકને પામે તે યમનો આધીન. ૨૨

"પિતા તજીને અન્ય મારગે જે આપણે રૂપે ચાલે,
"પિત્રિ પ્રેત વ્યંતરની પીડા તે ઘેરથી નવ્ય હાલે. ૨૩
"પરાન્મુખ પિતાને થાતાં સકળ ધર્મનો લોપ.
"એણ્યે પાપે શક્તિ શાકણી રુદ્ર કરે તાંહાં કોપ. ૨૪

વલણ

"રુદ્ર કરે તાંહાં કોપ રે, વ્યાધિ રૌરવ નરકે તે પચે,"
બભ્રૂવાહન કેહે:"જેહ નરને ભક્તિ તાતની નવ્ય રુચે. ૨/૧૫૯

## કડવું ૭ મું–રાગ રામગ્રી માઢણી

જૈમુનિ કેહે:સુણો, સોમવંશી રે, ઈશ્વરેશ તણા નિજ અંશી રે.
એમ પાર્થતણો સુત બોલે રે; કો બળવંત નહિ તેહેને તોલે રે. ૧
પરમ વૈષ્ણવ ધર્મનો પાળ રે, ચિત્ત ચરણ–શ્રીગોપાળ રે.
બાણુવિદ્યા અતુલ છે તેહેની રે, માતા ચિત્રાંગદા છે જેહેની રે. ૨
બીજી માતા નામ ઉલોપી રે, મન્ય મેહેલ્યૂં તેહેને ચરણ ઓપી રે.
શ્રીજદુવર જડિઆ છે મન્ય રે, એહેવો કુઅર પરમ પાવંન રે. ૩
પરમ સાધવી તેહેની નારી રે, પાઓ પાઓ મહામત્ય ધારી રે.
મુખે બોલે મધુરી વાણી રે, પ્રભુજીનો પ્રેમ મન્ય આણી રે. ૪
ક્રોધહરણ ક્ષણ માંહાં રીઝાવે રે, રૂપે ઉરવશી રંભા લજાવે રે.
રાય કેહે: અર્જુન જેહેને તાત રે,
તેહેને કયમ વાહાલા નોહે નાથ રે? ૫
જન્મેજય કેહે:રુખિ કહિએ રે, બુદ્ધ્ય બભ્રવાહન શુભ લહિએ રે.
હવે કેહી પેરે મળવાને જાય રે? નુપ અર્જુનને કયમ થાય રે? ૬
નિત્ય બભ્રૂવાહન રાય કેરી રે, કથા હવે કહૂં અર્જુનની ફેરી રે.
હવે 'હયરક્ષણીક જેહ રે, હય બાંધીને વળ્યા તેહ રે. ૭
ત્યાંહાંથી સેવક શીઘ્ર સધાવે રે, ધશી પાંડવ પાસે આવે રે.
રહ્યા અર્જુનને શીશ નામી રે:
"આણી નગરી હય બાંધ્યો, સ્વામી રે. ૮

" નામ મણિપુર નગર સોહાગી રે, રાય બભ્રુવાહન ઉગ્રભાગી રે.
" પુરમાંહાં સહુ વૈષ્ણવ વાસ રે, રાજા કૃષ્ણચરણનો દાસ રે. ૯
" એહેનો હય બાંધ્યો કોણ છોડાવે રે?
ભાગ્ય હોય તો મળવાને આવે રે."
નમ્યા કહી સેવક વચન રે, સુત નથી જાણતા અર્જુન રે. ૧૦
ચતુરંગ દળ રાય બહુ બળિઆ રે, રથ હજારી પાર્થને મળિઆ રે,
જોડાજોડે રથ હય રંગાળા રે, સર્વ યૌવન ને મદે મછરાળા રે. ૧૧
ધ્વજા ફરહરે, દળ બહુ દીસે રે,
જોતાં સવ્યસાચીનું મન હીસે રે.
હલુએહલુએ ચાલ્યું જાએ સેર રે,
દષ્ટે ભરાએ જોતાં ચ્યોફેર રે. ૧૨
જૈમુન્ય કેહે : સુષ્ય, રાજન રે; વીસ ક્ષોહોણી અર્જુનદળ માન રે,
બહુ સૈન્ય સુભટ ગજભાર રે, પ્રથવીપટ થાએ હીસાર રે. ૧૩
તાંહાં પાર્થ પૂછે સહુને પ્રીત્યે રે :
"બભ્રુવાહનનું યુદ્ધ કોણ રીત્યે રે?"
સામ્યસામ્યથી સુભટ એમ બોલે રે
" કો સુભટ નહિ એહેને તોલે રે. ૧૪
" યુદ્ધ એહેનું દારુણ હોય રે, સંગ્રામે ન જીતે કોય રે.
" હંસકેત આદે જે કો બળિઆ રે,
દંડ આપી આપી એહને મળિઆ રે. ૧૫
" એ તો બળવંત બળભંડાર રે, બાંધ્યો નવ્ય છૂટે તોખાર રે.
" ભૂતળ માંહાં બળવંત એહ રે, એહેને પરમ પ્રભુશું સ્નેહ રે. ૧૬
" આ નિરખો એહેનો દેશ રે, અણુ માત્ર નહિ અઘ-પરવેશ રે.
" નવ પલ્લવ ભૂમિ રસાળી રે,
મણિ જડી સર્વ વાટ નિહાળી રે. ૧૭

"બહુ વાડી વૃક્ષ ફળે લેહેકે રે, કામ્ય કામ્ય સુગંધ પુષ્પ મેહેકે રે.
"જોઇ અર્જુન આનંદ પામે રે, સહૂ તાપ રુદેના વામે રે; ૧૮
"આ શોભા માહારે મન બેઠી રે,
કહીં આહાવી રચના નવ્ય દીઠી રે.
"દીસે ચતુર ભૂપ બળધારી રે, આપણે હાથ્ય દેવ મોરારી રે." ૧૯
રથ ઊપરે ધ્વજા જાંહ રે, શબ્દ કરચો કપોતે તાંહ રે.
સુણી પાર્થ પામ્યા બહુ ત્રાસ રે:
"આંહાં ઊગરવાની નહિ આસ રે." ૨૦
સર્વ યોધને ચિંતા થાય રે: "રક્ષા કરશે વૈકુંઠરાય રે.
"તમ પાસે શ્રીવર સ્વામી રે, તેણે રેહેશો આનંદ પામી રે. ૨૧
"એમ નવ્ય ચિંતા કીજિએ રે,
અંતરિ પ્રભુ પ્રીત્યે ભજિએ રે."
અર્જુનને કેહે સર્વ કોય રે: "કો પ્રભુથી બળિઓ હોય રે?" ૨૨
એહેવૂં કહી ચાલે રાજાન રે, આવ્યા મણિપુરને સંનિધાન રે.
એક સુંદર દીઠો ઠામ રે: 'સહૂ દળ ઊતારો આમ રે.' ૨૩
સર્વ સૈન્ય ઊતારચા શૂર રે, એક જોજ્યન નગરથી દૂર રે.
તાંહાં શિબિર રચાવ્યા રાય રે, મ[illegible] ચિંતાતુર મનમાંય રે. ૨૪

વલણ

ચિંતાતુર મનમાંહેં સહૂકો, ઊતરયૂં દળ અર્જુન તણૂં.
ધરાપડ કંપિત હવૂં, એમ સૈન્ય સંગ્યે છે ઘણૂં. ૨૫/૧૨૮

## કડવું ૮ મું—રાગ અસાવરી

ઊતરિઉં સર્વ સૈન્ય આરંભ સર સુંદર નીર.
અનેક વૃક્ષસમોહ જાંહે રે, થઈ રહ્યા ગંભીર. ૧
હય ગજ રથ નહિ પાર, સુખાસન જડિત અમૂલ્ય,
મશરૂ રૂપસોનઈ પીતાંબર બહુ પટકુલ. ૨
મુગટ કુંડળ મણિહાર બેહેરખા બહુ કોટિ—સૂત્ર,
મુદ્રિકા રત્ન જડાવ ઝળહળે મોલ્ય વિચિત્ર. ૩

ઉજ્જ્વળ નીલ પીતપટ કેસર કસૂંબી વાગા,
પામરિઓ પેરય પેરયની જેણે રંગ બોડ્યાળા લાગા. ૪
ખપૂઆ ખડગ કટારી સંગ્યે, કરે ઓપે ભાલા,
ભાથા ધનુષ હાથ—નાજ્ય, નહિ કો દળમાંહાં હાલા. ૫
કુંતીસુતના શિબિર આગળે એમ શોભે બળિઆ.
એક મૃગ ચિતરા શાર્દૂલ શિંચાણા ગ્રહીને મળિઆ. ૬
ભદ્રજાતિક ગજ જોડ રાખ્યા મુખ આગળ્ય આણી,
જોતાં દૃષ્ટિ ભરાય, ક્રિપા એમ સારંગપાણી. ૭
સુભટ માત્ર રાજન નમ્યા અર્જુનને આવી,
પાએ નમીને સર્વ સભા ત્યાંહાં દિવ્ય સોહાવી. ૮
અનેક સુખના રંગ, મનોહર વાણી બોલે:
"ત્રણ્ય લોકમાંહાં ભાગ્ય નહિ, અર્જુન, તમ તોલે. ૯
"આ કૃતબ્રહ્મા યોધ સંગ્ય સાત્વિક બળધારી,
"પ્રદ્યુમન પ્રભુના પુત્ર સ્થ્ય માયા વિસ્તારી. ૧૦
"આ અનિરુદ્ધ અતુલ યોધ, યુદ્ધ દારુણ મહા સંગ્રામ,
"આ કર્ણકુંઅર રણે કાળ કેડે મહારથીના હામ. ૧૧
"યૌવનાશ્વ બળપૂર, કુંઅર આ સબળ સુવેગ.
"અનુશાલવ દાનવ ભૂપતિ, જયમ પ્રસેનો વેઘ ૧૨
"આ નીલ હંસ્ધ્વજ કહે: 'હું છું તમ સાથ્ય'.
"વળી તમે દ્રોણ કીધાં યુદ્ધ શસ્ત્રવિદ્યા તમ હાથ્ય. ૧૩
"લઘુલાઘવી ગતિ હોએ, ભલા ભુજ બહુ બળિઆ.
વળી વિભ્રમ બોમિ ગિરિ રાક્ષસ પામ્યા જ્યાંહાં ફરિઆ. ૧૪
"વળી ઊપરય તમ ઇશ્વરેશ નિશદિન રક્ષાકારી.
"કષ્ટ પડચે ક્રિપાનાથ આવે તમ પાસે મોરારી. ૧૫
"કરતુમકરતા જેહ તમારે વશ વર્તાય,
"નહિ તો એક સુધન્વા પુત્ર માહારો તમે કયમ જીતાય?' ૧૬

---

૧૬. કરતુમ-કરતાકર્તુંમ્અકર્તાં; કરવા અને ન કરવા સમર્થ

"એમ સદા નિરંતર ભક્તિ પ્રભુને છે વાહાલી,
"નહિ તો યજ્ઞ કયમ થાય? વળો હયને ઘેરથ્ર આલી." ૧૭
"આ બભ્રુવાહનરાય, આપૂં અહમ્યો એહેને દંડ,
"એહેના ભુજ રઘુનાથ સમાન્યે છે અતિ પ્રચંડ. '૧૮
"એ સાથે રણમાંહેં કરે નહિ કો પ્રાક્રમ, '
"પણ એ નમશે તમ ચરણે, એહેવા સ્વામી પરબ્રહ્મ.' ૧૯
જૈમુન્ય કેહે છે: સ્વાપ જ્વાળાના મુખનો જેહ,
દિવસ તણું તે માન થયું પરિપૂરણ તેહ. ૨૦
પુત્ર તણે તે વિયોગે પોતે થઈ રહી છે બાણ,
અર્જુન ને વૃષકેત જુગમના હરશે પ્રાણ. ૨૧
નીલધ્વજની નારય વળી ગંગાની તીર,
સ્વાપ જાહ્નવી-મુખનો સુણ, જન્મેજય વીર. ૨૨
ચિંતા ઉર અર્જુન હોયે, વળી એમ મનશું જાણે,
કોણ કોણ જીત્યા યોધ યુદ્ધે મન સાથે વિખાણે. ૨૩
પછે ધરીને દષ્ટિ યોધ સર્વ સૈન્ય સંભાળે:
'કરશે નાથ કૃપા જે મહા દુઃખ પડય તે પાળે. ૨૪

વલણ

'દુઃખ પડયે પાળે કૃપાસાગર'; એમ અર્જુન મન્ય ધરે.
હરજીસુત કેહે: પ્રભુ એહેવા ભક્તને કરુણા કરે. ૨૫/૨૦૯

કડવું ૯ મું—રાગ મારૂ

હવે બભ્રુવાહન મનમાંહાં ધરે, માતાજીને મંદિર પરવરે.
તાતજી આવ્યાની વિધિ કેહે:
"પછે, બાપજીને મળવા જૈએ.
"આપે, આગન્યા માતાજી, ત્યમ કીજિએ રે. ૧
ઢાળ—"આપે આગન્યા જયમ માતાજી,
તે વિધિ કરીને જાઉં છું.
"તાત તણું તાંહાં દર્શન કરતાં તીર્થ સર્વ અવગાહું છું." ૨

માતાને પરદક્ષણા કરીને ચરણે જૈને નમિઓ જી :
"આજ માતા મુજ તાત પધારયા,
તાપ ટુદેનો શમિઓ જી. ૩
"અશ્વમેધનો તોરંગ આવ્યો, વાંચ્યું તેહેનું પત્ર જી.
"હસ્તિનાપુર ગંગાને કાંઠે લખિઉં માંહે પવિત્ર જી. ૪
"પાંડુરાયને પાંચ કુંઅર છે યુધિષ્ઠિર રાજાન,
"માતુલ-કુંઅર મધ્ય લખ્યા હિતકારી શ્રીભગવાન. ૫
"કુરુ-સંધાર પાંડવે કીધું, વળી શ્રાન નિજ કર્યું,
"દ્રોણાચાર્ય ને ભીષ્મ પિતામહ તેહ પાડયા મરણ ૬
"અષ્ટાદશ ક્ષોહોણી ત્યાંહાં મારયું, થયા અષ્ટાદશ દિન,
"હસ્તિનાપુરમાં રાજ્ય કરે છે આજ યુધિષ્ઠિર રાજન. ૭
"અશ્વમેધ આરંભી મંદિર અને મેહેલિઓ વાજ્ય,
"આણી દિશે જે રાય રહ્યા છે તે જીત્યાને કાજ્ય. ૮
"પેહેલો રાજસોય એક કીનો, જીત્યા સર્વ નરેશ.
"હવે અશ્વમેધ આરંભ કરી આણી દિશે કરયો પ્રવેશ. ૯
"સૈન્ય-ઘટા છે સાથે. અર્જુન આપણે નગર આવ્યા;
"તે ઘોડો મંદિરમાં બાંધ્યો, જે નરનારાયણ કાહાવ્યા. ૧૦
"સાંભળિએ પાંડવની શોભા; અર્જુન કારણરૂપ,
"કૃષ્ણાર્જુન સદા છે જોડે. એહેનાં એક સ્વરૂપ. ૧૧
"પરમ ભાગ્ય, માતાજી, કેહે. જે અર્જુન મુજ તાત.
"કોણ કૃપાએ અર્જુન પામ્યા તે કોહો, માત." ૧૨
વાક્ય સુણીને આણંદ પામી આભ્યંતરમાંહાં હરિઆં.
અર્જુન કેરું નામ સાંભળી પૂરણ સ્નેહે ભરિઆં: ૧૩
"અરે કુંઅર, નારીનો જાણો પરાધીન અવતાર.
"મેહેલિયા તે સદા નિરંતર તાત ભ્રાત પરિવાર. ૧૪

"સાસૂ સસરો કંથ પુત્ર કેરાં મુખ સાહામૂં જોય,
"સદા નિરંતર નારી અબળા મુખ જોઇએ તે હોય. ૧૫

"તુજ આધારે અમ્હો રહ્યાં છૂં; સુખે જાએ છે દિંન.
"પાણિગ્રહણ કરયા પૂંઠે, સુત, દીઠા નથી અર્જુંન. ૧૬

"કારણરૂપ સદા એ અર્જુન નરનારાયણ જાણો,
"ત્રણ્ય લોકમાંહાં કુંતીસુતનો મહિમા છે સપરાણો. ૧૭

"એહ કથા કેહે, સુત તુજને, જ્યમ અર્જુનને પામ્યાં;
"તુજ સરખો અમ પુત્ર પ્રગટ્યો, સકળ દુઃખને વામ્યાં. ૧૮
"ચિત્રસેન્ય તે તાત અમારો, તેણે દીધો શ્યાપ.
"દેવખાત-સરમાંહે જૈને થયૂં મછ્યા મુજ આપ. ૧૯

"તાત તણી મેં સ્તુતિ કીધીઃ 'કેહે, શ્યાપ થકી મૂકાશે';
"કુમારિકા માહારૂં નામ ટળે ને દેવરૂપ વળી થાશે. ૨૦
"કૃપા કરી મુજને વર આપ્યો : 'અર્જુન તુજને વરશે;
"'કૃષ્ણાર્જુન જાદવ પાંડવ દ્વાપરમાંહાં અવતરશે. ૨૧
"'અર્જુન એક સમે સર આવે તેહેનો ગ્રેહેજે ચરણ,
"'અંગીકાર તાહારો તે કરશે પામિશ ઉત્તમ વર્ણ.' ૨૨
"મીન તણૂં તન હૂં પામી પડી તે સરોવરમાંહ,
"સ્મરણ કરતાં અર્જુન ક્યેરૂં ગ્રેહેવાને તે પાય. ૨૩
"ઘણા કાળ રહી હૂં સરોવર રૂપ ધરીને મીન;
"ચ્યંતન કરતી કુંતીસુતનૂં અને થઈ હૂં દીન. ૨૪

વલણ

"અને થઇ હૂં દીન રે, સાંભળ, કુંઅર, સર્વથા.
"એ માહારૂં મેં દુઃખ કહ્યૂં; હવે ઉલોપીની સુણો કથા. ૨૫/૨૩૪

## ઝમક ૧૦ મું—રાગ દેશાખ

હવે સુત, સાંભળો, કહું પાતાળજી,
ઋષિ દુર્વાસા આવ્યા કૃપાળજી,
પુંડરિક—નાગે કરી સેવાય જી, ભક્ષ ભોજન પૂજી બહુ પાય જી. ૧
ઢાળ—નાનવિધિ પૂજા સમર્પી, વશ્યા ઋષિવર દેવ, „
ઉલૂપીએ ત્યાંહાં પાસે રહીને સફળ કીધી સેવ. „ ૨

પછે ઋષિવર કૃપા આણી બોલિયા ધરી સ્નેહ:
'ભર્તાર પામે દેવાંશી, દિવ્ય જેહેની દેહ.' ૩
'કૃપાસાગર, તમ સમાને હોએ માહારે કંથ.
'જે કારણ જાણે ભક્તિનાં, સર્વ શાસ્ત્ર કેરા પંથ.' ૪
પછે ઋષિવર બોલિયા: 'તું પુત્રી માહારી હોય.
'વરદાન કેહેનાં વિરાંશી; તું મન્ય વિમાંશી જોય. ૫
'વિરાંગી તું વચન કેહેનાં, તુહને પ્રગટ્યું પાપ.
'નાગલોક કોયે વરે નહિ.' ઋષિવરે દીધો શ્રાપ. ૬
'અજ્ઞાન તું તાંહાં અંતરમાંહાં; પુજને દીજિએ વરદાન,
'ભર્તાર અર્જુન પામશો, તે અપર અંગ—ભગવાન. ૭
'ક્ષત્રીકુળમાંહાં ચંદ્રવંશી હસ્તિનાપુરનાથ.
'રાય પાંડુ કેરા પાંચ કુંઅર, કુંતી જેહેની માત. ૮
'એક અમે તીર્થ મશે આવે ધરી ભગુઆં અંગ,
'દેવખાન—સરમાંહાં, ઉલૂપી, તમ મેળે તેહ પ્રસંગ. ૯
'ચિત્રસેન્ય—તનયા તે મરોવરજે માછલીનું રૂપ,
'અર્જુન કેરા ચરણ સ્પર્શે, પામે દિવ્ય સ્વરૂપ. ૧૦
'ચિત્રાંગદાનું રૂપ દેખી કરે અંગીકાર.
'તું શોધ જેને ચરણે નમે, તે તમારો ભર્તાર. ૧૧
'તે સરોવરમાંહાં શિવાલય સદા વિરાજિત છે ઠામ.
'ત્યાંહાં પૂજન શંકરની કરે તાહારે સરે સઘળાં કામ.' ૧૨

એમ કહી મુનિવર ચાલિઆ, સાંભળો કુંઅર, એહ.
ઉલૂપી પૂજા કરે, શંકર તણો અતિ સ્નેહ. ૧૩
હું મીન કેરું રૂપ પામી તે સરોવર માંહ,
સ્મરણ કરતાં કુંતીસુતનૂં દિવસ ચાલ્યા જાય. ૧૪
શિવ તણે દેહેરે ઉલૂપી બહુ સખી સાથે ગાન,
સરોવર મધ્યે શિવલિંગ છે તાંહાં અનેક વિધિનાં તાન, ૧૫
નાગણી સખીઓ સ્વરૂપા એકએકથી સ્મરસાર;
યૌવન તન પૂરણ ભરયાં, ગુણ કળાનો નહિ પાર. ૧૬
અનેક ચંદન પુષ્પ બહુ પેરચનાં, કૃષ્ણાગરના ધૂપ.
નિત્ય આવે રવિ ઊગતે, પૂજે શંકરજીનૂં રૂપ. ૧૭
અસ્તાંગત્ય જાહારે અર્ક થાયે તાહારે જાયે ઘેરચ.
ચિત્રાંગદા માછની થઈ એ ઉલૂપીની પેરચ. ૧૮
એમ કરતાં ઘણા દિન થયા, જાણે સુરનો સાથ.
હવે અર્જુન આવ્યા તે કહૂં, સાંભળોને, સુત, વાત. ૧૯
પાંડુ રાયના પાંચ કુંઅર કુંતીમાતા હોય,
પંચવક્ત્ર મહાદેવજી અવતરયા પામે સોય ૨૦
શત ભ્રાત કૌરવ સેન્ય સાથે રાજ્ય દુર્યોધન,
ઇંદ્રપ્રસ્થ આપ્યૂં કૌરવે, રેહે પાંડુના ત્યાંહાં તન. ૨૧
લાખ મીણ રાળ ને છાણુ કાગળ કપટ–મંદિર કીધ,
અશુભ અર્થે પાંડવને તાંહાં વાસ રેહેવા દીધ. ૨૨
તે વિદુરજીએ ભેદ જાણી ખનક મોકલ્યો તાંહ,
તેણે દ્વારે શણુંગ મંદિર કરી ઊઘાડિઊં વનમાંહ. ૨૩
કપટ-મંદિર બાળતે નીસરયા પાંચે વીર,
અવનીનો ભાર ઉતારતા ચાલ્યા રણના ધીર. ૨૪
બાર વરસ છાના દુર્યોધનથી ભમ્યા અવની મધ્ય.
ભીષ્મ દ્રોણ કૃપા કર્ણ ન જાણી તેહેની શુદ્ધ્ય. ૨૫

વલણ

ન જાણી તેહેની શુદ્ધય રે, પછે દ્રુપદ નગરે જઈ રહ્યા,
મછવેધ અર્જુને કીધો, પદી વરી પ્રગટ થયા. ૨૧/૨૬૦

### કડવું ૧૧ મું—રાગ ગોડી, ચોપાઈ

દ્રૂપદી ગ્રહીને લાવ્યા તાંહ, કુંતી માતા બેઠાં છે જાંહ,
ભીમ કેહે: 'સુણો, માતા તહ્મ્યો
સકળ પદારથ લાવ્યા અહ્મ્યો.' ૧
'પ્રેમ કરીને અમ દીજિએ પાંચ મળી વેંહેંચી લીજિએ.'
'માતા, તમ્યો કોણ વાણી વદી? એ તો અહ્મ્યો લાવ્યા દ્રૂપદી.' ૨
વચન માતાનૂં મુસ્તકય ધરી, એક પાંચને પેરય સુંદરી.
ઈંદ્રપ્રસ્થ આવ્યા બળ ઘણે, વશિઆ મંદિર આપ—આપણે. ૩
હવે દ્રૂપદી એક જ સતી કેહી પેરે ભક્તિ કરે ગુણવતી.
પરમ સાધવીની સુણિ, કથા, પુત્ર કહૂં તુજને સર્વથા. ૪
કેહી પેરે ભક્તિ કરે સાધવી પાંચની ગતિને ભુપ્ય નવનવી.
પાંચે દુઃખ પામ્યા મન્ય સહી. કુંતીજીને ચિંતા થઈ. ૫
કહી પેરે નારી કરશે ભક્તિ; એક નથી, પાંચેની યુક્તિ.
ચિંતા આણી બેઠા તેહ; ધરે કોણ નારીથં સ્નેહ? ૬
પાંડવ બેઠા થઈ ઉદાસ, તેણે સમે પધારયા વ્યાસ.
આસન માંડી પૂજ્યા પ્રેમ, પછે પૂછિઊં કુશળીખેમ. ૭
વ્યાસ પ્રત્યે એમ બોલ્યા ધર્મ: 'સકળ શાસ્ત્રના જાણો મર્મ.
'સ્વામી, કોણ અમારી ગત્ય? નારી એક, શી કરવી મત્ય? ૮
'ધર્મ' રેહે તે કીજે, મુંન્ય; ભલે પધારયા, પ્રગટયું પુણ્ય.
'દ્રૂપદી ભક્તિ કરે કોણ રીત્ય;
અને અધિક કયમ ઊપજે પ્રીત્ય? ૯
'ધર્મ' રેહે તે કોહો, રુખિરાય.' એમ કહીને નમિઆ પાય.
ધર્મ ભીમ અર્જુન લઘુ ભ્રાત નમ્યાં દ્રૂપદી કુંતી માત. ૧૦

રુખિજી કેહે : 'પાંડવો, સુણો, જો પાળે ધર્મ સાધવી તણો,
'જો તાં કષ્ટ ખમે નિજ કાય, કરશે અનુક્રમે સેવાય. ૧૧
'ખમશે કષ્ટ શરીરે ઘણું તો રેહેશે બિરદ સાધવી તણું.
'તે મર્યાદા કોહો વિધિ કરી, પાળે ધર્મ પરમ સુંદરી. ૧૨
'અનુક્રમે સેવા આચરે, ઓહોતર દિવસ ભક્તિ ભલી કરે.
'એક સંવત્સરમાંહાં એમ સતી,
ઓહોતર ઓહોતર દિન ગુણવતી, ૧૩
'ભક્તિ કરે આણીને હેજ, અધિક એહેનૂં વાધે તેજ.
'વિશાળ કુંડ ત્રિખૂણે કીજિએ
તેહેમાંહાં અગ્નિ ભરી દીજિએ. ૧૪
'કળા સંપૂરણ પાવક તણી, ધારા ઘૃત કરવી અતિ ઘણી.
'પંચ ગવ્ય નાહાવૂં વિધિ સ્નાન, કુસુમવસ્ત્ર કરવાં પરિધાન. ૧૫
'શંખભેરનો નાદ વિશાળ, પડે નારી જઈ પ્રાતઃકાળ,
'નાહી અગ્નિમાંહાં સાંભળો ભૂપ, અધિક દ્રૂપદી વાધે રૂપ. ૧૬
'વળી બીજે મંદિર જાએ કામ્યની,
એણી પેરચે ભક્તિ કરે ભામ્યની,
'એમ મર્યાદા પૂરણ કરે; એમ અગ્નિમાંહાં કાયા ધરે. ૧૭
'એણી પેરે ધર્મ રેહે, સુણો વીર; ખમશે નારી કષ્ટ શરીર.'
વળી વ્યાસે એમ વાણી કહી :
'દ્રૂપદી જેહ મંદિરમાંહાં રહી, ૧૮
'પાંચે સુભટ સાંભળો સહી, તે મંદિરે ચ્યોહે જાવૂં નહિ.
'જો જાએ વિરાંસે તેહેને દ્વારય,
છે મંદિર માંહાં કેહે નહિ નારય, ૧૯
'તો તેહેને પ્રાશ્ચિત–વિધિ હોય, એક સંવત્સર પૂરો જોય.
'ભગૂઆં વસ્ત્ર સંન્યાસી થઈ તીર્થ ભમી આવિ ઘેરય સહી. ૨૦
'એણી પેરે તહ્મ્યો ચલાવો ધર્મ, વશવર્તી થાશે પરબ્રહ્મ.
'કૃષ્ણભક્તિ રાખો બહુ પ્રીત્ય.' રુખિવર ચાલ્યા કહી એ રીત્ય. ૨૧

એમ કરતાં દિન ચાલ્યા બહુ, જીવ જગતમાં જાણો સહુ.
દ્રૂપદી ઘેરચ યુધિષ્ઠિર, તણે સેવાભક્તિ કરે સ્નેહે ઘણે. ૨૨
તે ઘેરચ અર્જુનનાં આયુદ્ધ ભાથા અસ્ત્ર બાણ જે યુદ્ધ.
મૃગયા-અર્થે જાવું વંન, જૈ આયુધ લ્યાવ્યા આર્જુન. ૨૩
બૂંબ સુણી તાંહાં જઈ આવિઆ પછે સંન્યાસીરૂપે થયા,
ભગવાં વસ્ત્ર અંગ્ય આદરી, નમ્યા રાયને માળા ધરી. ૨૪

વલણ

ધરી માળા ચરણ નમિઆ ભૂપત્ય શોક ધરી રહ્યા.
ભ્રાતા સાથે ચ્યારે બાંધવ જોઈને આશ્રજ થયા. $\frac{૨૫}{૨૮૫}$

## ઝમક ૧૨ મું—રાગ સામેરી

જમુન્ય બો'યા : સુણો, રાજંન જી,
રૂપ સંન્યાસી ધરી અર્જુનજી,
આયુધ સાથે દીસે રૂપવંત જી,
રાજા બાંધવે ઘેરચો શોક અનંત જી. ૧

ઢાળ—તે શોક ધરતાં નમ્ય રહ્યા, તે તીર્થ કરવા જાય,
મર્યાદ વ્યાસની, રાયજી, ધર્મ કયમ લોપાય? ૨
કેટલા ક્ષત્રી વિપ્ર બહુ મોકલ્યા અર્જુન સાથ્ય.
અર્જુન એકેના ઝળહળે જેહેવા વૈકુંઠનાથ. ૩
તીર્થ ભમતા આવિઆ તે સરોવરની તીર.
પલાસ શોભિત વનસ્પતિ ફળ સહિત બહુ ગંભીર. ૪
પુષ્પ પરિમળ વેલ્ય ચાંપાં મોગરા મુચકંદ,
સૂર્યવંશી કમળ બહુ નિરખતાં થાએ આનંદ. ૫
ગંભીરતામાંહે નીર ભરિઉં, સજળ નિર્મળ તેહ,
અનેક તાપસ તપ કરે, પક્ષી વસે અતિ સ્નેહ. ૬

અનેક તરુવર તણી શાખા ઊતરે જળમાંહ.
જોતાં સુખ બહુ પામિઓ ચાલના સરમાંહાં જાંહ. ૭
તે સરોવર મધ્ય ડુંગરી, ત્યાંહાં વૃક્ષનો નહિ પાર.
ઉદક પાખલ શોભિતું તે દ્વીપને આકાર. ૮
દેવળ શિવનું વિરાજિત, તાંહાં નિત્યે આવે દેવ.
નાનાવિધિ પૂજ્યા કરે બહુ ભાંતિ કરતા સેવ. ૯
બહુ નાગણી સંગ્ય ઉલોપી આવી રહી તેણે ઠામ્ય.
ટાંડવ કરે બહુ નાગણી, છે અર્જુન કેરેરે નામ્ય. ૧૦
ચિત્રાંગદા માછલીરૂપે રહી નિરખે ચક્ષ,
એહેવે સમે અર્જુન આવિઆ 'શ્રીકૃષ્ણ' જપતા મુખ્ય. ૧૧
જ્યમ શોભે અમર-અધિપત્ય એહેવી શોભે કાંત્ય,
કે અપર જાણે અ વિયા પેકુંડપત્ર સિદ્ધાંત. ૧૨
તે સરોવર અર્જુન દેખી પામ્યા મન્ય ઊહ્લાસ:
'આંહાં માર્જન કરી ઉપાસવાનો ઠામ વિશ્વાવાસ:' ૧૩
સુંદર છાયા, પાળ્ય શોભિત, ઊતરયા એક સ્થાન્ય;
વસ્ત્ર આયુધ ત્યજી જળમાંહાં પેઠા અર્થે-સ્નાન. ૧૪
ઓળખી અર્જુન, ચરણ જઈને ગ્રહ્યો છે તતકાળ;
આકર્ષી આ રગિઆ તવ ધરચં રૂપ વિશાળ, ૧૫
માછલી કલેવર તન ત્યજીને પામી ઉત્તમ અંગ.
રૂપ સુંદર નિરખતાં અર્જુન પામ્યા રંગ. ૧૬
જોઈ પાર્થ આશ્ચર્ય પામિઆ, પૂછિઉં તેણીવાર:
'એ સ્થાપ કેહેના મુખ તણો, ત્રૈલોક્યસુંદર નારય. ૧૭
શ્યાપ-અનુગ્રહ-કથા પૂર્વ તણી કરી, સર્વથા હેત.
અંગીકાર કીધો ગુડાકેશે જાણી સર્વ સંકેત, ૧૮
ઉલૂપીએ તે નિરખિઉં, જે એહ અર્જુન-રૂપ,
ચિત્રાંગદા એ દેહ ત્યજીને પામી દિવ્ય સ્વરૂપ: ૧૯

૧૦. ટાંડવ=તાંડવ નૃત્ય, અહીં સામાન્ય નૃત્ય.

અનેક સંગ્યે નાગણી, જ્યમ વાદળ ફરતી ચંદ,
સોળ કળાથં જાણે આવી ભેટવાને ઇંદુ. ૨૦
ચરણ ન છમે નીરને, તે શોભા કહી નવ્ય જાય;
જાણે કંદર્પ-સૈન્ય સાથે નમ્યો અર્જુન પાય. ૨૧
કમળલોચન દીર્ઘતા, જ્યમ બાળ શોભે હરણ;
કાંત્ય આગળ્ય કનક લાજે, અરુણના સુખવર્ણ. ૨૨
રૂપ કેહેતાં પાર નાવે; સુધાબ્ધિએ સિંધુ;
સહસ્ર કિરણે ઝળહળે જ્યમ શરદ કેરો ઇંદુ. ૨૩
ઉલૂપીને નિહાળી અર્જુન રીઝયા મંન્ય.
અર્જુન ત્યાહારે બોલિઓ : 'માત તાત તાહારાં ધન્ય. ૨૪

વલણ

'માત તાત તાહારાં ધન્ય.' ઉલૂપીએ પૂર્વ કથેરી કહી કથા.
સ્નેહ આણી યુગમને ત્યાહાં અર્જુને વરિઆ સર્વથા $\frac{૨૫}{૬૭૦}$

ઝમક ૧૩ મું-રાગ રામગ્રી

બ્રાહ્મણ સંગ્ય અનેક રે કારણ શાસ્ત્રનાં જાણે,
ગાંધર્વ વિહિવા ત્યાંહાં કીધ રે, વેદના મંત્ર વિખાણે, ૧
તે સુંદર સરોવર તીર રે રહ્યા અર્જુન ત્રણ રાત્ય.
ત્યાંહાં જન્મથી પ્રાક્રમ જેહ રે કહી સ્નેહ સાથે વાત. ૨
બ્રહ્મક્ષત્રીનો જે સાથ રે નગર પોતાને પળ્યા;
પછે ગાંડીવ ધરિઓ હાથ રે ભાથા યુગમ સંભાળ્યા. ૩
એમ અર્જુન કેહે વચંન રે : 'સાંભળો નારી બે, પ્રીત્ય;
'હું તો નિસરચો આણે રૂપે રે, ત્યાત્રા તીરથ રીત્ય. ૪
'હું તો ભમીને આવું જ્યાહારે ઘેરથ રે, તેડું હું તમને નારી.
'તાહાં લગે જાઓ પાતાળ રે, સાંભળો તહ્મ્યો બ્રહ્મચારી. ૫
'આપણે પ્રભુ ઇશ્વિરેશ રે, સ્યંતન નાથનું કરજ્યો,
'મન સોંપી શ્રીમહારાજને ચરણે ચિત્તડું ધરજ્યો. ૬

ઢાળ—'મનડું રાખજો ચરણ—ચતુર્ભુજ, એ આપણો કુળધર્મ.
'આપણે સખા સહોદર ભ્રાતા માતા પિતા પરિગ્રહ. ૭
'પ્રભુનામ—માંહ્યાં જપ તપ તીરથ વ્રત ઉદ્યાપન લેહે.
'સદા નિરંતર કૃષ્ણભક્તિ ને કૃષ્ણ વિના નવ્ય રહિએ, ૮
'હરિહર નામ તણું ફળ એહેવું, સઘળા દોષ મૂકાય.'
'ટાળે કર્મ પરાપર કેરાં, કૃષ્ણ સમાન્યે થાય. ૯
'પરમ પ્રીત્ય તો મુજને ઊપજે, દૂર થકી છો પાસે;
'કેવળ કૃષ્ણભક્તિ હરિ પાખી બીજે નહિ વિશ્વાસે. ૧૦
'જ્યમ સઘળી નદીનું નીર મળીને સમાય સાગરે એક,
'ત્યમ તજે વિષ્ણુને સર્વકો દેવતા નહિ કો હરિ વિતરેક. ૧૧
'બ્રહ્મતેજથી દેવ પ્રગટે, જ્યમ દીપ અગ્નિથી ક્રીન.
'એક થકી તે સહસ્ર પ્રગટે, પણ તે આજ્ઞાધીન. ૧૨
'મન જડજ્યો વિશ્વેશ્વર સાથે, સેવા કરજ્યો એહેની,
'ઈયળ ધ્યાન ધરે ભ્રમરીનું, ભમરી થાયે તેહેની. ૧૩
'અલ્પજીવ આપણ સરખા બહુ પેરે હેરા કરિયા.
''એહવું મન જડજ્યો પ્રભુ મનશું,
જ્યમ કૃષ્ણ સંજ્ય અવતરિયાં. ૧૪
'શ્યામ સજળઘન નીલનારાયણ પીતાંબર—પટધારી,
'મણિમય મુગટ રત્ન કુંદનથું ઓપે શીસ્ય મોરારી. ૧૫
'ગલ્લ કપોલ વિરાજિત નિલવટે તિલક રેખ રંગાળી.
'શુકચંચ નાસિકા અદ્‌ભુત વંક વળી અણિઆળી, ૧૬
'કમળ—દીર્ઘદળ લોચન સુંદર કૃપાવંત મુખ ભરિયાં.
'રેખા રંગ સદા જયકારી ભક્તિહેત હિત હરિયાં, ૧૭
'કુંડળ ચપળ ચતુર્ભુજ શ્રીવછ કૌસ્તુભ મણિનો હાર,
'શંખ ચક્ર ને ગદા પદ્મ એ શોભીતા કર ચ્યાર. ૧૮
'વક્ષસ્થળ અતિ સદા વિરાજિત, નાભિ કમળને વર્ણ્ય.
'નિર્મળ પાએ ધ્વજા અંકુશ ને પદ્માંકિત છે ચરણ. ૧૯

'ગરુડાસન' શોભિત વનમાળી ઉદારરૂપ સત્ય સ્વામી,
'નિશા દિવસ એ ધ્યાન રાખિએ, એહેવા અંતરજામી. ૨૦
'ભજતાં સકળ પદારથ પામે અધિક સર્વથા થાએ.
'લય રાખે નારાયણ સાથે તેહ પરમ પદ પાએ. ૨૧
'કૃપાનાથની ભક્તિ કરતા સુખે દિવસ જાશે.
'માહારા જીવનપ્રાણ નરહરિ, મુજને સુખ બહુ થાશે.' ૨૨
વળી અનેક વિધિનું જ્ઞાન કર્મ ને ભક્તિ ભલી સંભળાવી.
પ્રેમ - પ્રીત્યે આણી કહી સેવા તેહ હૃદેમાંહાં આવી, ૨૩
ગુડાકેશનાં વાક્ય સાંભળી મન. અમારાં હરિઆં.
મધુરી વાણી કથા કૃષ્ણની પૂરણ સ્નેહે ભરિઆં. ૨૪

વલણ

પૂરણ સ્નેહે ભરિઆં રે, અર્જુનવાણી નિર્મળા:
"ત્રૈલોક્ય કહેરું તત્વ પામ્યું ભક્તિ જૂહર કોમળ.' ૨૫/૬૭૫

### કડવું ૧૪ મું—રાગ [એ જ]

જૈમુન્ય કહે: રાયજી, સુણો, બહુને નારી જેહ,
ઉપદેશ દેહ અર્જુનને, કરી કૃષ્ણમે તેહ. ૧
દર્પણ નિર્મળ હોએ, તેહ દેખાડે રૂપ.
કાટ અરીસામાંહાં ભરચો, શું દેખે, ભૂપ? ૨
નારી બે રીઝી ઘણું, જળ આવ્યાં ચક્ષુ.
કર જોડીને ઉચરી, પિઉ સાથે મક્ષુ (!). ૩
"સ્વામી, પતિવ્રતાને નીમ છે, કંથનું દર્શન,
'કીધા વિના કેમ લીજિએ, જળ બીજું અન્ન? ૪
સુખ દુઃખ, સ્વામી, તમતણું, જાણિએ કોણ રીત્ય?
'તેહેની વિધિ અમને કહો; જ્યમ ઉપજે પ્રીત્ય.' ૫
પાંચ બીજ દાડિમ તણાં આપિઆં નરદેવ:
'આ વાની ને વૃક્ષની કરજ્યો તમે સેવ. ૬

'નવ પલ્લવ હોએ જાંહાં લગે તાંહાં કુશળી અંગ,
'પુત્ર તણું ફળ પામશો, રાખજ્યો ભક્તિ રંગ.' ૭
આગન્યા લેઈ અર્જુન વળ્યા, એકલા થઈ વંન.
પિંડરમાંહાં અહમે આવિઆં તૂં પ્રગટ્યો તંન. ૮
તાત તમારે મારગ કહ્યો : ભજવા ભગવાન;
તે તુજને અહો જન્મથી કહી ભક્તિ નિધાન. ૯
તે સવ્યસાચી આંહાં આવિઆ, જેહેને સારથિ સ્વામ્ય.
દર્શન કીજે નાથનૂં, સર્વ સીધઈ કામ. ૧૦
બભ્રૂવાહન કથા સાંભળી છે નમિઓ પાય:
તે વૃક્ષને દેખાડિએ, સાંભળો સત્ય, માય. ૧૨
પછે કુંઅરને તેડી આવિઆં, જાંહાં દાડિમ હોયે.
પૂજ્યો દીસે તે ઘણું, ફળપત્ર નહિ કોયે. ૧૨
માતાને ચિંતા થઈ, દુઃખી થયો છે બાળ.
અર્જુનને રક્ષા કરે, સ્વામી શ્રીગોપાળ. ૧૩
આગન્યા માગી માતની બભ્રૂવાહન વીર.
સિદ્ધ મંદિરમાંહાં આવિઓ, નમ્યો સ્યામશરીર. ૧૪
સુંદર વર મંદિર વિષે વિરાજ્યા છે જાંહે,
ભક્તરાજ ચરણે નમ્યો કૃપાનાથને તાંહે. ૧૫
ધન્ય એ કુળ પાંડવ તણું, જાંહાં વૈકુંઠનાથ;
અર્જુન ધન્ય ધરા મધ્યે, જેહેની હીંડે સાથ. ૧૬
વળી ધર્મરૂપ અર્જુન સદા નારાયણ-અંશ,
જેહેની માતા પ્રગટી યાદવ કેરે વંશ. ૧૭
સકળ ધર્મ યાદવ થકી ચાલ્યો ભોમિમાંહે.
સુર સઘળા અવતરિઆ, મધે વૈકુંઠરાય. ૧૮
સાધન સર્વ આચરણ જે સર્વ ધર્મનૂં મૂળ,
પવિત્રપણું સત્ય પાળવૂં રે વિવેકી કુળ. ૧૯

તેહેમાં સુસાળ જેહેનું ભ્રાતા પરબ્રહ્મ,
તે માંહે વાસે વસે ત્રૈલોક્યનુ ધર્મ. ૨૦
દર્શન જઈને પામિએ, આજ માહારૂં ભાગ્ય;
સકળ પદારથ સોંપિએ, જઈ નમિએ પાગ્ય. ૨૧
એમ કહી જગદીશને કરયા દંડવત ચ્યાર;
એકાંત્યે જઈ તિણિઆ કરવાને વિચ્યાર : ૨૨
'તાતના મુખ આગળ્ય થઈ સર્વ સૈન્ય સમેત,-
'હય બાંધી તાંહા યુદ્ધ કરૂં' રણ્યે આણી હેત. ૨૩
'તાતજી આનંદ પામશે દેખીને રણ યુદ્ધ.
'રણમાહિં જઈ ફેરવૂં એકલો આયુદ્ધ. ૨૪

વલણ

'ફેરવૂં એકલો આયુદ્ધ રે; તાત ચાડે આવિઆ.
'એ યુદ્ધ કયેરૂં કામ માહારૂં, અપાર ઉત્તમ ભાવિઆ.' ૨૫/૩૬૦

## કડવું ૧૫ મું—રાગ સારિંગ

મંત્રી રાજાએ બોલાવિઓ, સુબુદ્ધ્ય આવી દષ્ટે રહ્યો.
પુરોહિત ને વૃદ્ધ યોદ્ધા ત્યાંહાં બોલાવિઓ રે. ૧
સવ્ય સાચીને મલણું કીજે, ઉત્તમ પદારથ તાંહાં જઈ દીજે.
અત્ય વિશેક્યે પરબ્રહ્મ સંતોખીએ ત્યમ કીજિએ રે. ૨
ઢાળ—પરબ્રહ્મ અર્જુન એક એહ સંતોખિએ રે વિવેક.
ચંદન શકટ ભરાય કેસર કૃષ્ણાગર શોભાય. ૩
સુકડ્ય બરાસ મૃગમદ ત્યાંહ ભરિઆં કનકના રથમાંહ.
બાણ ધનુખ પેટક રંગ, બહુ કરવાલ ફરસી સંગ. ૪
મુદગર ગદા ચક્ર અપાર, ભાલા સાંગ ખપૂઆધાર.
બહુ અર્ધચંદ્ર અગનિ—અસ્ત્ર, લીધાં આપવા બહુ શસ્ત્ર. ૫
કુંડળ મુગટ હાર ને ચીર બેહેરખા બહુ, વાગા હીર.
બહુ મણિ રત્ન જડિઆ રથ, જોડી ચપળ હય સમર્થ. ૬

ગજ બહુ, અશ્વ નૂતન વર્ણ, જેહેના ચપળ અદ્‌ભુત ચરણ.
લીધાં સુખાસન બહુ જોય, ઊટ જે વૃખભ સુંદર હોય. ૭
એટલું સબળ શોભિત ભાત્ય આપવા લીધું ભૂપત્ય સાથ્ય.
કાગળ લખ્યૂં બીજૂં ધંન ભંડાર સોંપવા અર્જુન. ૮
આનંદ ઊપનો બહુ રીત્ય, ચરણે તાતને છે પ્રીત્ય.
તેડી સહસ્ર યોધ સુજાણ સઘળા મહારથ પરમાણ. ૯
પોતે શોભિતો જ્યમ વીર એહેવા સઘળા યોધ શરીર.
વાગા એક અંગે આયુદ્ધ યોધ બહુ વિષ્ણુભક્ત શુદ્ધ. ૧૦
દીસે સર્વ એક જ રૂપ, ચાલ્યો ભેટવા એમ ભૂપ.
રસના નહિ હરિ વિતરેક ત્રિભોવન—સાર નરહરિ એક. ૧૧
તેણે સમે એમ શોભ્યો રાય, જાણે ઇંદ્ર હરિ—ઘેરચ જાય.
શોભે બભ્રુવાહન—ગાત્ર જાણે વીર વિરાધ્ય પાત્ર. ૧૨
અંતરભાત ભેટણ કામ આવ્યા સૈન્ય જેણે ઠામ,
સુભટ ઉદાર અર્જુન જાંહ બેઠા શિબિર સુંદરમાંહ. ૧૩
સભામાંહાં યોધનો નહિ પાર, સઘળા વિષ્ણુભક્ત અપાર.
એહેવી સભા છે ઝાકમઝોલ, 'જય જય' થઇ રહ્યો કલ્લોલ. ૧૪
ઊંચું અતિ આસન દિવ્ય, જેણે મણિ રત્ન જડિઆં ભવ્ય.
બેઠા ત્યાંહાં કિરીટી દેહ, જેહેની કરે સુરનર સેવ. ૧૫
ચોહોગમાં ચમર ઢાળે શીશ, ચર્ચા કથા—શ્રીજગદીશ.
હવે આવિઓ નિજપુત્ર, શોભા કાંતિ પરમ પરસૂત્ર. ૧૬
તે તો મહાવીર પ્રચંડ, જેહેને બહુ સુભટ આપે દંડ.
અર્જુન દેખીને દંડવત કીધ :
'આજ માહારે મન્ય મનોરથ સિદ્ધ્ય. ૧૭
રૂપે શોભે જ્યમ મદંન, અર્જુન રહ્યા જૂએ વદંન.
જોડ્યા જુગમ કુંઅરે પાણ્ય, એણે સમે પાર્થ બોલ્યા વાણ્ય: ૧૮
'તાહારી ઉંમ્ર કીરત્ય હોય; મુજને સુભટ કેહે સર્વ કોય.
'મુજને એક કોહોને મર્મ, નોહે આ સુભટ કેરું કર્મ. ૧૯

બેઠું પાસાં ગોધ સઘળા રહ્યા પામી ત્રાસ.
હવે બભ્રુવાહન મંદિરમાંહે મૂકિઓ નિ:શ્વાસ : ૨૦
'કેહી પેરે તાત સાહામાં રહી કીજે યુદ્ધ ?
'કેહી પેરે તાતને તન ગેહેલએ આયુદ્ધ ?' ૨૧
એહેવૂં વિમાસી સૈન્ય કીધૂં મદિરમાંહાં એકાંત્ય :
'હવે રણમાંહાં તાતશું યુદ્ધ કરવૂં; નાણુની કશી શ્રાંત્ય. ૨૨
સુભટ સઘળા દ્વારે બેઠા વિમાસે છે મંન્ય :
'ભાઈઓ, એ શું ઊપનૂં, શું બોલ્યા અર્જુન ?' ૨૩
જૈમુન્ય કેહે છે : સાંભળો, હસ્તિનાપુરના ભૂપ;
મંદિરમાંહા એકાંત્યે સુતો કુંઅર નિર્મળરૂપ. ૨૪

વલણ

કુંઅર નિર્મળરૂપ રે, હવે ચિંતા અંતરિ બહુ થઈ.
વિમાસે મનમાંહે રે : 'હવે યુદ્ધ કથમ કરવૂ સહી ?' ૨૫/૪૫૦

## કડવું ૧૭ મું—રાગ વેલાવળ

પાંડવદળ ચિંતા મંડાણી, બભ્રુવાહન-બળ બહુ જાણી.
એહેના રે યુદ્ધ આગળ્ય રહ્ય કો માંડે નહિ. ૧
ધનુર્વિદ્યાના જાણે મર્મ, ભકિત પ્રભુની, પાળે ધર્મ;
કેહેનૂં નહિ એહેવૂં પ્રાક્રમ !
કપિધ્વજને બ્રૂપ એ કયાહાંથી પ્રગટ થઇ. ૨
ઢાળ—ચિંતા ઊપની, સર્વ કોય અર્જુનવદન સાહામૂં જોય.
બોલ્યો વૃષકેતુ તેણી વાર : 'હવે સહુ સુભટ થાઓ અસવાર ૩
સત્ય થાએ વિધાતાનો લેખ, લખિયો કર્મની જે રેખ.'
વાગ્યાં ઘોર-શબ્દ નિશાણ, ચઢિયૂં સૈન્ય ગોધશું જાણ ૪
સન્નાહ સબળ ભીડી અંગ્ય આયુધ તીવ્ર ધારાના સંગ્ય.
સુંદરા ગોધ-યુદ્ધના શૂર; ચાલ્યૂં સૈન્ય જેમ ઘન-પૂર. ૫

પાળા અશ્વ ગજ રથ પ્રૌઢ, જોઈ ચતુરંગ થઈએ દિગ્મૂઢ.
રણમાંહે સૈન્ય ચાલ્યું તેહ, જેમ ઘન પ્રલે કેરો મેહ. ૬
ગોમુખ પ્રણવ કેરા નાદ વાજે ભેર ને સુંદર સાદ.
શંખધ્વન્ય શૃંગ બહુ રણતૂર; રચ્યો જે વ્યૂહ રચ્યું બહુ શૂર. ૭
રણમાંહાં દુંદુભિ વાજે ઘોર, અર્જુન-કુંઅર ઉદયો ભોર.
બંદીજન વદે મુખે કીર્તિ, ઊપજે યુદ્ધ જેમ પ્રીત. ૮
આગળ્ય ગયા માંગળ્ય ગાએ, ગજ હય શબ્દ સબળા થાએ.
સત્વર વીર યુદ્ધને કામ્ય, ગયા રણભોમે પરકી ઠામ. ૯
દુંદુભિ ઘોષ ગાજે ધરણ્ય, તેહેના નાદ માધવ-વર્ણ.
નાદે પક્ષી પામ્યા ત્રાસ, મૂકી વૃક્ષ થયા નિરાશ. ૧૦
વને સાંભરાં રોઝ ને હરણ ચિત્તરા સૂકરે કીધા ચરણ.
દૂર જૈ રહ્યા મૂકી વંન; કાયર સઘળ કંપે તંન. ૧૧
રચ્યા દળ-હસ્તિનાપુરધીશ રણ સજ થઈ ક્ષોહોણી વીસ.
જૈમુન્ય કહે : સુણિએ, રાય; તે નિશાણના પડઘા થાય. ૧૨
વિજેનંદા બભ્રુવાહન-નારય, પરમ કલ્યાણી ગુણભંડાર.
મંદિર ભોમ સાતમી જાંહ, ગોખ જાળિઆ ચિત્રિત તાંહ. ૧૩
બેઠી સખી ચ્યાર સંઘાત્ય મુક્તાહાર પરોતી હાથ્ય,
શોભિત કનક કચેરી થાળ બાવન પળે પરમ વિશાળ, ૧૪
તેહમાંહાં મૂકી મુક્તાસૂત્ર, પરોતી હાર પરમ વિચિત્ર.
નિશાણ-ઘોષ ધ્રૂમકે જેહ થાળીથી પડે મુક્તા તેહ. ૫૧
દેખીને નારી આશ્ચર્ય હોય; સખિઓ નિહાળે સર્વ કોય.
વિજેનંદા વિચારે આપ, રુદેમાંહે ઊપનો પરિતાપ. ૧૬
ચાલી શીઘ્ર જાંહાં ભર્તાર, આવી સેનવાળી હારય.
નિદ્રા જાણીને નિજ સ્વામ્ય શીઘ્ર જગાડવાને કામ્ય. ૧૭
ચરણ અંગુષ્ઠ દીધો પાણ્ય, એટલે સુભટ બોલ્યો વાણ્ય :
'કોહોણ્ય, ઉભે-વંશ-વિશુદ્ધ, નિદ્રા તજાવી કોણ બુદ્ધય?' ૧૮

---

૧૪. માધવ–મેઘ 'વાચક શબ્દ અહીં પણ છે

'દષ્ટે ધર્યું લાવ્યા જોડ, અશ્વ આયુધ ગજ રથ એહ.
'કાગળ ધર્યો જાઈને ચરણ: તાતજી,હું કુંઅર તમ શરણ્ય. ૨૦
'શી કહું લઘુ વયની વાત ? દર્શન આજ પામ્યો તાત.
'ઉલૂપી ચિત્રાંગદા મુજ માય.' એમ કહી સુભટ નમિઓ પાય. ૨૧
'મોસાળ ચિત્તગેન્ય દક્ષિધાર,સુત–અર્જુન, ભક્ત–મોરાસ્ય.
'આજ મેં નિરખિઉં તમ મુખ,અંતરિ સઘળ પામિઆ સુખ.' ૨૨
ક્રોધી પૂર્વ પક્ષ સંભાળ, અર્જુન મમળ ચઢિઓ કાળ.
જૈમુનિ કહે : સુણો, રાજંન. એહવે ચરણ્ય નમિઓ તંન. ૨૩
સુતને રુદે કીધો પ્રહાર; નીચો ફેરી કરે નમસ્કાર,
બીજે ચરણ્ય મેહેલ્યો અંગ્ય, ત્રીજે ટળ્યો સુતને રંગ. ૨૪

વલણ

ટળ્યો સુતને રંગ ત્યાહારે; અર્જુન મુખે એહેવું કહે :
'માહારો સુત હ્રદમાંહાં મ્યાગે તે રણાંગણે આવી રહે.' ૨૫ / ૩૮૫

### કડવું ૧૬ મું—રાગ એ જ

જૈમુન્ય બોલ્યા : સુણ્ય, ભૂપાળ જી;
દુરબુધ્ય ઉપજે વિનાશકાળ્ય જી.
એહેવા કુંઅર ક્યાંહાંથી પામે જી એ બભ્રુવાહ શીશ ન નામે જી. ૧
ઢાળ—એહેવા સુતને ક્યાહાંથી પામે, સાંભળોને, રાય.
વિનાશ જાહારે ઉપજે ત્યાહારે વિપરીત બુદ્ધિ થાય. ૨
અર્જુન-કુંઅર બભ્રુવાહન ન નમે કોહોને શીશ;
પોતાથી બળવંત નહિ કો વિના શ્રીજગદીસ. ૩
બભ્રુવાહન કચેગ રુદેમાંહે વસ્યા ત્રિભોવન–નાથ.
અર્જુન કચેગ ચરણનો થયો પ્રભુને ઘાત. ૪
તે બભ્રુવાહને જાણિઉં; પછે પ્રગટ્યો તન કોળ :
'એમ બાપજી, નગર દીજિએ; આ નિરખે સર્વ ભૂપાળ. ૫
'એક પ્રહાર ત્યાં ધરે ભુજને; તહમ્યો તાત, હું તંન.
'હું તો જાણીને આવ્યો નહિ તમ ભણી, જે અર્જુન. ૬

'બીજે પ્રહાર ત્યાં ધરે મુજને, જે રહું હું મુઆળમાંહ્ય.
'વળી સુભટ સહુકો દેખતાં આવી નમ્યો તમ પાય. ૭
'ત્રીજી વાર તાં ચરણ મેલ્યો એ ત્યાંહાં દારુણ કર્મ.
'માહારા હ્રુદેમાંહે સદા વસે નાથજી પરિબ્રહ્મ. ૮
'એહ પ્રભુને આઘાત વાગો દેખતાં સર્વ કોય:
'આજ અર્જુન, જાણજ્યો, હવે મરણ પૂરણ હોય! ૯
'રણાંગણ રળિઆમણું હું કરું રંગના રોળ.
'એક દિવસમાંહાં યુદ્ધ કરી દળ મારું ક્ષોહોણી સોળ. ૧૦
'અન્યથા બીજું ચ્યાર ક્ષોહોણી કૃષ્ણનું સંઘાત્ય.
'તે વિનો કો બીજું રેહે તો ટળે અર્જુન તાત. ૧૧
'તમ સંગે જે જે આવિઆ તે નમે માહારે ચરણ.
'આજ રણ વૃખકેત સાથે સર્વ કોહોનું મરણ. ૧૨
'રસના તમારિએ કહ્યું મુજને 'જે તોહે માહારો પુત્ર.'
'તે માટે પાછો વળ્યું, પણ જાણજ્યો મૂહને શત્રુ. ૧૩
'હું જાણતો'તો તાત કેરી આવ્યું જઈને ચાડ.
'આજ જઈ રણમાંહાં તમ યોધનાં ભાંજું હાંડ. ૧૪
'આજ તહ્મ્યો જાણજો જે કોપ્યા શ્રીભગવાન.
'પ્રહાર કેરી વિધિ દેખાડું દેખતાં રાજાન.' ૧૫
એમ કહીને વળ્યો પાછો ક્રોધ ભરિઓ ધૈર્ય,
હવે જોજ્યો, કૃષ્ણ કેરા ઉપાસનની પેરસન. ૧૬
જન્મેજય કહે: રુખિ, 'અર્જુન વરાંસ્યા' કહ્યું એહ.
પુત્ર ઊપરે દૃષ્ટિ ચોરી અને નાંખ્યો સ્નેહ. ૧૭
અપર કુંઅર એહ અર્જુન સુભટ અતિ ઉદાર,
ભાગ્ય હોય તો પામિએ ભાગ્યવાન એહેવો કુમાર. ૧૮
બભ્રૂવાહન રીસાવી આવ્યો પોતે મંદિર એવ.
સર્વકો કહે: 'કીધું ભૂંડું જાણીતે નરદેવ.' ૧૯

'પાંડવ હસ્તિનાપુર-રાય બહુ ભૂપતિ નમાવ્યા પાય.
'શ્રીગોવિંદના દયપાય, એવું યુદ્ધ કોણે ન થાય. ૩
'એહેના સબળ છે રે પ્રતાપ, હરિદર્શન નિર્મળ આપ.
'ટાળ્યો દુર્યોધન-સંતાપ, એહેને કૃપા—વિશ્વવ્યાપ. ૪
'પાર્થના સારથિ શ્રીજગદીશ રક્ષા કરે અર્જુન-શીશ,
'ન કરે નાથ કહિયેં રીસ; દુઃખ બહુ હરચાં વૈકુંઠધીશ. ૫
'તે અર્જુન અહ્મારો તાત, સાંભળ્ય, ચતુર ચંતની, વાત.
'થયા મુહને વચનના આઘાત જાણું છું, કરું દેહ-નિપાત, ૬
'બાંધી મેં તાતનો તોખાર, કાગળે લખી ધન ભંડાર,
'સંગે અનેક લેઈ ઉપહાર, જૈ ચરણે કરચો નમસ્કાર. ૭
'દીઠું મે તાત તણું રે વદન, તન ઝળહળે કોટિ મદન.
'પામ્યો હુદે પરમ આનંદ ત્યાંહાં બહુ રંગ કેરા કંદ. ૮
'સભામાંહાં યોધ બેઠા જેહ, મુજને દંડ આપે તેહ,
'બહુ માહારા તાત કેરો સ્નેહ, મે દંડવત ધરિઓ દેહ. ૯
'કરી તિરસ્કાર મેલ્યો ચરણ, સાંભળ્ય, પ્રેમદા, દુઃખહરણ,
'બીજે મેહેલ્યો ક્રોધ-આવરણ, ત્રીજે દુઃખ થયું જ્યમ મરણ. ૧૦
'અર્જુન સંગ જે દળ બહુઅ,
માહારો પ્રતાપ જાણ્યો સહુઅ.
'અધર્મ તાત બોલ્યા કહૂંઅ,
આઘાત વચનના ક્યમ સહુંઅ? ૧૧
'મુજને કહ્યું : 'નહિ તૂ તંન;
યુદ્ધ કરી મલ્યો નહિ રણ્ય શેં ન?'
'એહેવું બોલિઆ અર્જુન, તે સાંભળ્યૂં સહૂ રાજંન. ૧૨
'વળિઓ સબળ થઈ માનભંગ; કંપે તેણે માહારૂં અંગ.
'ટળિઓ તાત સુતનો રંગ, દીઠું બેઠા જે કો સંગ. ૧૩
'કોયેક પ્રગટ્યૂં એ કર્મ, હવે છાંડવો સુતનો ધર્મ.'
'જે યુદ્ધ કરૂં રણમાંહાં પરમ; 'સાલે વચન મુજને મર્મ.' ૧૪

એમ કહી ભામની ભણી જોય, ચતુરાને નેત્રે આવ્યાં તોય :
'અર્જુનરૂપ હરિનું હોય, સ્વામી, સગપણ પખાં કોણ જોય? ૧૫
'એ શું બોલ્યા કંથ, કૃપાળ? અંગથી વળાવો એ કાળ.
'કીજે માતુલ–પક્ષ સંભાળ; કાં મત્ય ચોડો છો બાળ્ય? ૧૬
'એમ ઉપકીર્તિ લોકાલોક્ય; ભરશો રેહે આપણે ઘેર્ય શોક.
'ભક્તિ શ્રીકૃષ્ણની થાએ ફોક; કેંહ સુખ પામી રહી સતોક. ૧૭
'એમ કહીં પુરાતન કેહેવાય; એવડો કોણ કીનો અન્યાય?
'પિતા પુત્રને મેહેલે પાય, એ તો સુમ્રિત કહેરો ન્યાય. ૧૮
'તે માટે કીજિએ કયમ યુદ્ધ? એમ કયમ ઉપજી છે બુદ્ધ્ય?
'હૈ સાહામા રહી મેહેલો આયુદ્ધ,
પક્ષ બે તહ્મારા છે શુદ્ધ.' ૧૯
બોલ્યો બભ્રૂવાહન એવ : 'જાણું હૂં તાતની કરી સેવ,
'તારુણી, જૂઓ રે કર્મની ટેવ, કેહેનો પુત્ર કેહે નરદેવ? ૨૦
'નહિ મૂહને રે પ્રહાર તણો કલંક,
જૂઓ તહ્મ્યો વાંક કેરા વંક,
'દેઇ અપરાધ કીનો રંક, હવે યુદ્ધ કરું આડે અંક. ૨૧
'સાંભળ પરમ ચતુરા, સત્ય,
જ્યમ મુજને નમે મર્ત્ય ભૂપત્ય.
'સમ સંગ્રામ કરૂં રણ અત્ય, કાં થઈ તાતની એમ મત્ય? ૨૨
'બાણ જે પૂરૂં રણમાંહાં, નારય,
જ્યમ મહાસમુદ્ર ઠેગં વારય.
'મર્ત્ય યોધ પમાડૂં હારય, શ્રીભગવાન લાવૂં દ્વારય. ૨૩

વલણ

'શ્રીભગવાન લાવૂં દ્વારય રે; અર્જુન–અર્થે હરિ આવી રેહે:
'નાગ સુર મુનિ દેખતાં અર્જુન મુજને 'સુત' કેહે.' ૨૪

### કડવું ૧૯ મું—રાગ કેદારો

'જો અર્જુન 'સુત' કહેશે સહી, તો મ્હારે યુદ્ધ કરવું નહિ;
'તો રીસ થઈ તે તાત માટે મર્મ પરહરું રે. ૧

ઢાળ—'પરહરું ક્રોધ તાતજી માટે, નહિ તો કરું સંગ્રામ,
'વૃષકેતુ ને અર્જુન કચરો, રણમાંહાં કેડું ઠામ. ૨
'એક કામ્યની, બીજા સુતને મળતાં થાયે રુદેમાંહે ટાઢું,
'સોળ કળાનું હેજ નેત્રમાંહાં રુદે ભીડતાં ગાઢું. ૩
'પિતાજીને પુત્ર સંમાન્યે નહિ પદારથ કોય,
'ત્રણ્ય લોકમાંહાં તજ્ય તાતને પુત્ર તણું મુખ હોય. ૪
'તે તાતજી એ નાણ્યું રુદેમાંહાં, એ તાં પ્રગટ્યું પાપ!
'તેહેના પુત્રને કંલક નહિ, જે મારગે ચાલે બાપ. ૫
'પ્રથમ કર્મ જૂઓ અર્જુનનાં, સુણો, કામ્યની માહારી.
'શ્રીભગવાન ભક્તના સ્નેહી, શા માટે ચાલે રહી હારી? ૬
'નરહરિ ભક્તિ માટે નચ્ય બેઠા, અર્જુનને શિર કર્મ.
'પરમ વલ્લભ, સાંભળ્ય કહું તુજને, પાડવ કચેગ ધર્મ. ૭
'પરમ ચતુર પ્રતિવ્રતા, સાંભળો; એમ કેણે નચ્ય કીધું.
'સકળ વિદ્યા કેરા જે દાતા ગુરુનું પૂરું લીધું. ૮
'દ્રોણાચાર્ય સરખા જેણ્યે માર્યા મહા રુખિ વિદ્યાવાન;
'સકળ ધર્મ જેહ થકી પામિએ ગુરુજી તાત સમાન્ય. ૯
'કુંતાજીનો કુંઅર માર્યો, કર્ણ સરખો ભાઈ;
'પરમ સાધુ થઈ હીંડે પાડવ, પણ મોટા અન્યાઈ. ૧૦
'ગંગાજીનો કુંઅર માર્યો ગાંગેવ સરખા દેવ;
'એ તા વડાઈઓ પાંડવ કચરો, સફળ કરી એણ્યે સેવ. ૧૧
'દુર્યોધન શત ભ્રાત સાથે 'એ' તાં સગા પિત્રાઈ.
'એહેના જીવિતને માથે શલ્ય પડો, જે માર્યા સઘળા ભાઈ. ૧૨

'તાતકર્મ કેહેતાં હૂં લાજૂં. સુણશ માહારી માય,
'તે મુજને, કેહે કોહોનો કુંઅર, એ તો સમર્થ ન્યાય. ૧૩
'માહારી માતાનો ત્યાગ કરે, એ મેં સત્ય માન્યૂ આજ.
'એટલા માટે હવે પિતાની કશી કરૂં હૂં લાજ?' ૧૪
કેહે હંસધ્વજની: 'તે કરજ્યો જે સંતોખાશે ગોવિંદ.
'યુગમ માતા તમારી મંદિર જ્યમ પામે આનંદ, ૧૫
'ત્રણ્ય લોકચે જેહેનો જશ બોલાએ, કર્મ નહિ તેહેને, સ્વામી.
'સવ્યસાચીને, ઘણું હેત કરે છે ધેરય રહી અંતર્યામી. ૧૬
'ઉલૂપીજી, ને શીઘ્ર મોકલો; અર્જુન પાસે જાશે.
'તમ ઊપરિ સ્નેહ ધર્મ ગ્રહિ, ને શ્રીહરિ સંતોખાશે' ૧૭
હંસધ્વજની, કર્મ નોહે ક્ષત્રીનૂં, દીન થઈ ત્યાંહા જાવૂ.
'મેહેણો, મન્ય જૂએ રે વિમાશી, ક્ષત્રવટ ભુવાને બાવૂ. ૧૮
'માહારી માતાનો ધર્મ રેહે નહિ; હૂં અપરાધી થાઉં.
'કલંક રેહે તો માહારે મસ્તકચે, ક્ષત્રીમાંહાં નવ્ય પૂજાઉં. ૧૯
'વળી સર્વ દેખતાં કહ્યૂં અર્જુને: 'માહારો કુંઅર હોયે જેહ
'દારુણ યુદ્ધ રણમંડિ, મળે આવી મુજને તેહ.' ૨૦
'તે માટે યુદ્ધ એહેવૂં કરૂં, જે થાએ સર્વનો નાશ.
'રણભૂમે અર્જુનને આવી જીવાડે અવિનાશ ૨૧
'માહારે મસ્તકચે પાપ ન બેશે.' શ્રીહરિહર ધેરય આવે.
'કૃપા જુએ સહૂકો જદુવરની, અપાર ઉત્તમ ભાવે.' ૨૨
વાક્ય સુણીને વળી હંસધ્વજની દુખ પામી મન્ય સબળૂ.
'જયજયકાર' મંદિરમાંહાં થાએ, તેણે હાસ્ય થાએ નબળૂં. ૨૩
હવે નાહી બભ્રુવાહન મંદિર આપી અપરિમિત દાન,
પછે મંદિર સેવા જઈ કીધી, આરાધ્યા ભગવાન. ૨૪
શંખ ચક્ર અંગે શુભ માળા, ચરણામૃત પ્રાશન.
સાલિગ્રામ શિલા શુદ્ધ કરે કીધૂં હરિ-દર્શન. ૨૫

વલણ

કીધૂં હરિદર્શન રે. આગળ્ય દિવ્ય કરયો જગદીશ :
'વૃખકેત અર્જુન શરણાગત્ય હુ બેહૂનાં છેદ્ર શીસ્ય.' $\frac{२६}{४८५}$

## કડવું ૨૦ મું–રાગ કિરણાઉલિ

જૈમુન્ય રુખિ કેહે સાભળો; બભ્રુવાહન વીર
જન્મ થકી વૈષ્ણવ તે, જડ્યં મન શ્યામશરીર. ૧
ગજ રથ તોરંગ સોહામણા, સુખાસન બહુ ગાય.
કનક રત્ન મણિ હેમનાં મંદિરની શોભાય. ૨
ભૂષણ નર નારી તણાં; આપ્યા શણગાર.
નારી આથે પૂજિઆં દ્વિજ પ્રેમે અપાર. ૩
નિગમ મંત્ર મુખે ઊચરતા દ્વિજ આશાર્વાદ.
બભ્રુવાહન શ્રવણે સુણી પામિઓ ઉલ્હાદ. ૪
દંડવત કીધા નાથને ત્રણ્ય શત ચોવીસ.
પ્રભુચરણ નવ પ્રેમશુ નાખ્યૂં જૈને શીસ્ય. ૫
સ્તવન કરીને નિરખિયું યશ આપજ્યો, સ્વામી
'વાંક માહારો નાહિ વિઠ્ઠલા, તહ્મ્યો અંતરયામી' ૬
પછે બભ્રુવાહન રથ્ય જવા રહ્યો સ્યંદન ચઢાવી,
શંખનાદ મુખે પૂરિઓ અશ્વશાળામાહા આવી ૭
મંત્રી તાહાં તેડાવિઓ 'યોદ્ધાને તેડો;
'સૈન્ય હકારો આપણૂ, અર્જુન–દળ કેડો.' ૮
ઘોર નિશાણે ઘાઓ જઈ પોતાને કરે દીધો;
સન્નાહ જોઈ સોહામણો ધારવા અંગ્યે લીધો. ૯
કવચ અંગ્યે ઓપે ઘણૂ; બાંધી કરવાલ.
ભાથા ભીડ્યા શોભિતા યૌવન મછરાલ. ૧૦
ધનુસ તણો ગુણ જોઈને ટંકારવ કીધો :
'આજ માહારે રથ્ય મન તણો રે મનોરથ્ય સીધો. ૧૧

'તાતકર્મ કેરેતા' દૂં લાજૂ । સુણુગ મ્માહારી માય,
'તે મુજને કેડે કોઢોનો કુઅર, એ તો સમર્થ ન્યાય. ૧૩
'માહારી માતાનો ત્યાગ કરે, એ મે સત્ય માન્યૂ આજ
'એટલા માટે હવે પિતાની ઝ્હી ઠઠ દૃ લાજ?' ૧૪
'કેડે કયામ્યની 'તે કગ્ગ્યો જે સંતોષાશે ગોવિંદ
'સુગમ માતા તહ્મારી મદિર ન્યમ પામે આનદ, ૧૫
'ત્રદ્ય લોકચે જેહેનો જશ ઓનાએ, કર્મ નહિ તેહેને, ન્વામી
'સન્મસાચીને ઘણૂ હેત ઙરે છે યેગ્ય ગ્ઢી ન્યત યામી ૧૬
'ઉલૂપીજી ને શીઘ્ર મોકલો, અર્જુન પાસે જાગે
'તમ વિપર્િ ન્નેહ ધર્મ રહિ, ને શ્રીહરિ સંતોષાશે' ૧૭
કામ્યની, કર્મ નોહે ક્ષત્રીનૂ, દીન થઈ ત્યાહા જાવૂ
'મેહેનો, મન્ય જૂએ રે વિમાશી ક્ષનવટ બનાને બાનૂ ૧૮
'માહાગી માતાનો ધર્મ રેહે નહિ, દૃ અપરાધી થાઉં
'કલક રેહે તો માહારે મસ્તકચે, ક્ષત્રીમાંહા નવ્ય પૂજાઉ ૧૯
'વળીઅર્ધ દેખતા મ્ભ્ર અર્જુને 'માહારો કુઅર હોયે જેહ
'દારુણ યુદ્ધ રણમાહે, મારે આવી મુજને તેહ.' ૨૦
'તે માટે યુદ્ધ એહેવૂ કરૂ જે થાએ સર્વનો નાશ.
'રણભૂમે અર્જુનને 'આવી ઉગ્વાડે અવિનાશ ૨૧
'માહારે મસ્તકચે પાપ ન બેસે. શ્રીહરિહર ધૈરય આવે
'કૃપા જુએ સહુકો જદુવરની, અપાર ઉત્તમ ભાવે.' ૨૨
વાકય સુણીને વળી કામ્યની દુખ પામી મન્ય સબળૂ;
'જયજયકાર મદિરમાહા થાએ, તો હાસ્ય થાએ નબળૂ. ૨૩
હવે નાહી બભ્રુવાહન મદિર આપી અપરિમિત દાન,
પછે મદિર સેવા જઈ કીધી, આરાધ્યા ભગવાન ૨૪
શખ ચક્ર અગ્યે શુભ માગા, ચરણામૃત પ્રાશન.
સાલિગ્રામ, શિલા શુદ્ધ કરે કીધૂ હરિ-દર્શન. ૨૫

વલણ

કીધું હરિદર્શન રે, આગળ્ય દિવ્ય કરચો જગદીશ :
'વૃખકેત અર્જુન રણાંગણ્ય હું બેહૂનાં છેદૂં શીશ્ય.' ૨૬ / ૬૮૫

## ઝમક ૨૦ મું–રાગ કિરણાવલિ

જૈમુન્ય રુખિ કેહે: સાંભળો; બભ્રવાહન વીર
જન્મ થકી વૈષ્ણવ તે; જડયં મન શ્યામશરીર. ૧
ગજ રથ તોરંગ સોહામણા, સુખાસન બહુ ગાય.
કનક રત્ન મણિ હેમનાં મંદિરની શોભાય. ૨
ભૂખણ નર નારી તણાં; આપ્યા શણગાર.
નારી સાથે પૂજિઆં દ્વિજ પ્રેમે અપાર. ૩
નિગમ મંત્ર મુખે ઉચ્ચરયા દ્વિજ આશીર્વાદ.
બભ્રૂવાહન શ્રવણે સુણી પામિઓ ઉહ્‌લાદ. ૪
દંડવત કીધા નાથને ત્રણ્ય શત ચ્યોત્રીસ.
પ્રભુચરણ નવ પ્રેમથૂ નાખ્યૂં જૈને શીશ્ય. ૫
સ્તવન કરીને નિરખિઉં. વચ આપજ્યો, સ્વામી.
'વાંક માહારો નાહિ વિઠ્ઠલા, તહ્મ્યો અંતરયામી' ૬
પછે બભ્રૂવાહન રથ્ય જવા રહ્યો વદન ચઢાવી,
શંખનાદ મુખે પૂરિઓ અશ્વશાળામાંહાં આવી. ૭
મંત્રી તાંહાં તેડાવિઓ યોદ્ધાને તેડા;
'સેન્ય હકારો આપણું; અર્જુન-દળ ફેડો.' ૮
ઘોર નિશાણે ઘાઓ જઈ પોતાને કરે દીધો;
સન્નાહ, જોઈ સોહામણો ધરવા અંગ્યે લીધો. ૯
કવચ અંગ્યે ઓપે ઘણું; બાંધી કરવાલ.
ભાથા ભીડચા શોભિતા યૌવન મછરાલ. ૧૦
ધનુસ તણો ગણ જોઈને ટંકારવ કીધો રે,
'આજ માહારે રથ્ય મન તણો રે મનોરથ સીધો.' ૧૧

'ઈછા માહારે મન્ય 'હૂતી કરવા સંગ્રામ.
'આજ તેહેવું દળ આવિશે, પોહોંચશે મન હામ.' ૧૨
રથ મનોહર આણિઓ જોડી ગંગાજળ,
કેહે ધારક : 'રાયે, સાંભળો, વેગ ચંચળ છે બળ.' ૧૩
એટલે યોદ્ધા સજ થઈ આવ્યા રાજદ્વારય.
બભ્રુવાહન રથ બેસતે 'જય' શબ્દ અપાર. ૧૪
અર્ધચંદ્ર નાખ્યો ઘણી, લીધાં બહુ આયુદ્ધ.
શકટ ભરી આગળ્ય કરયાં તીવ્ર ધારાનાં શુદ્ધ. ૧૫
ધ્વજા પતાકા અતિ ઘણી, મગળા મજપાળ.
મદગળા આગળ્ય કરયા માહામત્ત સૂંઢાળ. ૧૬
બંદીજન રાયજી તણું યશ આગળે બોલે.
ત્રાસે મંચમની-ધણી, નહિ કો બળ તોલે. ૧૭
રથ હંકાવી વીર તે ચાલ્યો અતિ પ્રીત્ય :
'યુદ્ધ કરજ્યો, સુભટો, મહૂ રણ્યે રૂડી રીત્ય. ૧૮
'જેહેવું યુદ્ધ બળિરાયનું કીધૂં સુર સાથે,
'જેહેવો જાળધર વઢ્યો મહાદેવ સંઘાતે, ૧૯
'જેહેવું યુદ્ધ રાવન તણું, રાક્ષસ-દળ હણિશે,
'રણમાંહે સહુ મારિશે અર્જુન નવ્ય ગણિશે, ૨૦
'એહેવું યુદ્ધ રણમાંહાં કરો, હીસે સુજ મંન.
'કો કુશળી નવ્ય મેહેલવો સાથેથી અર્જુન.' ૨૧
એમ કહી સેન્ય હકારિશે; બહુ વાજિંત્ર વાજે.
બ્રમ્હ-કંપ તાહારે થઓ, દશે દિશામાંહાં ગાજે. ૨૨
એક કોટિ હાથી ભલા, એક તેહેનો રગ,
દશ કોટિ માંહિ સોહામણા રથ હયનાં અંગ. ૨૩
પાંચ ક્રોડ યોદ્ધા ભલા શોભિતા અસવાર.
બાર ક્રોડ પાળા ભલા; એ દળનો પાર. ૨૪

એમ રણાંગણ્યે આવિયાં દળ સઘળું સુભટ;
જાણ્યે ભરણ સાગર તણું; દીસે ગેહેગટ. ૨૫
શેષનાગ સળક્યો તદા, અવનીપડ હાલે.
હય રથ ગજ રથ્ય વાઓલા જે થઈને ચાલે. ૨૬
રણભોમિ રળિઆમણી, જોતાં મન હીસે.
સૈન્ય ઉભેથાં બે ભલાં રંગાળાં દીસે. ૨૭
જૈમુનિ કહે: રાયજી, સુણો; શી શોભા કેહે!
જ્યમ શંકર ને સુરપતિ, એહેવાં દળ લહે. ૨૮
દુંદુભિ કચેરે ઢમકે ગિરિશિખર ઢાળાય;
વૃક્ષ-ડાળી ભાગી પડે; જન્મેજય રાય. ૨૯
રુદેવેદારણ અતિ ઘણાં રણતૂર નિશાણ;
જ્યંમ કાદવ ફાટે કિરણથી દેખીને ભાણ. ૩૦
તે પડછંદા-નાદથી કાયર દૂરે પળિઆ.
થરે પગ પરાહ્યા રહી, જ્યમ કાદવે કળિઆ. ૩૧
ધનુષ્ય તણે આકારે વ્યૂહ બભ્રુવાહન આવ્યો;
જાણ્યે મહાપ્રલેનો મેઘ જે જળવાદળ લાવ્યો. ૩૨
બભ્રુવાહને રથ ખેડિઓ મહા સૈન્યનું પૂર;
મહાવાદળથી પ્રગટે જ્યમ શોભે સૂર. ૩૩
કનક ને રતન ઝવેરશું સન્નાહ જે જડિઓ,
બભ્રુવાહન શોભે ઘણું ભલે ઘાટે ઘડિઓ. ૩૪
મુક્તાહાર કંઠે ધરે, મણિ કેરી જ્યોત્ય;
પૂરણ કળા જ્યમ ચંદ્રની તારા સંગ્ય ઉદ્યોત્ય. ૩૫
નિર્મળ વદન સોહામણું, પ્રભુ કેરી ભક્તિ,
શિક્ષા શુદ્ધ કંઠે ધરી, ભલી વૈષ્ણવ-યુક્તિ. ૩૬
મુખે 'કૃષ્ણ' વિના બોલે નહિ: કૃપાનાથ તહ્મે છો.
'લેખ વિધાતાએ જે લખ્યો, કેયમ થાશે પાછો? ૩૭

'સુંદરશ્યામ સોહામણા અર્જુન-શુભકારી,
'પાંડવના વાહાર સદા; આજ રેડેવું હારી. ૩૮
'માન માગું, મહારાજજી, વાંક નહિ કાંઈ માહારો.
'અવગણના તાતે કરી, હું દાસ તહ્મ્યારો. ૩૯
'પાર્થને પ્રાણ જાણો તહ્મે, હું તેહેનો બાળ.
'ધર્મ વલ્લભ તમને; સદા કીજે સંભાળ. ૪૦
'વિશ્વપાળક સ્વામી, તહ્મો, વિશ્વના માનતાન.
'માયા તમારી વૈષ્ણવી, તમ વિણ નહિ વાન. ૪૧
'વિશ્વ તણા પોષણ તહ્મ્યો, સ્વામી, સર્વ સમાન્ય.
'ભક્તપાળક તમે, સુંદરા, જુઓ શ્રીભગવાન. ૪૨
'સચરાચર વ્યાપક તહ્મો જાણો, જદુરાઈ.
'દ્રષ્ટિ ધરીને વારિએ જે હોએ અન્યાઈ. ૪૩
'માહારી માતાજી સાધવી વિષ્ણુભક્તને જાણે.
'કંથ ત્યજીને જારથી કેમ પુત્રને આણે? ૪૪
'તે માટે ઉપર કરો જેમ પેહેલે આસ.
'અર્જુન-કુંઅર સર્વેને થાએ વિશ્વાસ. ૪૫

વલણ.

'આંણે જેમ વિશ્વાસ રે, અર્જુન-કુંઅર મૂર્ખને જાણો સહુ.
'બાબ્રુમોડે અશ્વની ધરૂં, જે સૈન્ય સંગે આવ્યું બહુ.' ૪૬

કડવું ૨૧ મું-રાગ મલ્હાર, ચોપાઇ

મહારથી રથ ત્રયોદશ ચ્યાર સેન્ય આગળ રથ રાખ્યા હાર્ય.
તે મધ્યે છે રથ બભ્રૂવાહન. એટલા ભેદ પામ્યાં રાજન. ૧
સહસ્ર નાયક દળમાંહાં મહારથી,
અર્જુન સંગ્યે કો એહેવો નથી.
જાથી હય રથ નવલા રૂપ, સરખા સોહે મણિપુર-ભૂપ. ૨

ધ્વજા ફરહરે ચમર અનેક, 'સોવર્ણ મણિમુક્તા, નહિ છેક.
દંતૂશર ।અંકુશ। ઝળહળે, ગિરિવત ગાત્ર મહામદ ગળે. ૩
કરે ગર્જના મુખમાંહાં તેહ, વ્યોમ ધરા-પડ ધ્રૂજે એહ.
આયુધ ભાલા ઝળકે ધાર, રવિકિરણે તેહેનો નહિ પાર. ૪
વાજે દુંદુભિ ઘોરે ઘણું; અર્જુને દળ જોયું સુત તણું.
રથ ઉપરે ઊભા થઈ જોતાં દૃષ્ટિ ભરાણી સહી. ૫
કોણ સૈન્યનું દીસે તેજ, ત્રણ્ય લોકય બભ્રૂવાહન એકે જ.
બહુ દળ હતૂ દુર્યોધન. તેથી અધિક આ કેહે અર્જુન. ૬
યૌવનાશ્વ અનુશાલવરાય. હંસકેત એમ કેહે. મુખમાય:
'એ આગળ્ય પ્રાક્રમ નહિ વીર, સાંભળ્ય, કુંતીનદન ધીર. ૭
'સોવર્ણ મુક્તા મણિ હય બહુ, એકેને દંડ સમર્પે સહૂ.
'આદ્ય કીર્તિ કહી એહ તણી, તે ચાલી આવ્યો તમ ભણી. ૮
'અંત્યે જાણિએ ભૂડૂં થાય, નહિ તો શાહાતે મેકેલ્યો પાય?
'હરિ વિણ અવર ન નામે શીશ, ભક્તરાજ મોટો જગદીશ. ૯
'આજ અમારી નિશ્ચ, હોય જાણો અર્જુન-સુત મહૂ કોય.'
જૈમુનિ કેહે જન્મેજય, સુણો, એમ પ્રતાપ કેહે સહૂ ઘણો. ૧૦
કીર્તિ સાભળે પાર્થ વીર-સૂત્ર,
પણ રસના વાક્ય કેહે નહિ 'પુત્ર.' ૧૧
વૃખકેત બોલ્યો સુત-કર્ણ, 'કાકાજી, સહી જાણો મરણ. ૧૧
'પુત્ર તમારા વિણ-પ્રાક્રમ વિષ્ણુભક્ત પાળે નિજધર્મ,
'સઘળા ભૂપ મનાવ્યા મીન; એ આગળ્ય સર્વ દીસે દીન. ૧૨
'સૈન્ય સકળ નિહાળો સંગ, કેહે દળનો આ દીસે રંગ?
'કોયક કર્મ-યોગ આ વાર, જે રણમાંહાં સહૂ પામે હાર્ય. ૧૩
'માહારે મન્ય ઊપજે, તાત, કીધી તમ્યો અસભવ્ય વાત.
'એહ વાર્તા વર્તી કહી, રસના વાક્ય કહ્યું 'સુત' નહિ. ૧૪

'એમ કુંભાએ શ્રીજદુવીર, વાધારે ચડે શ્યામશરીર.
'નાખે પ્રેમ પીતાંબર જૂઓ, જગ જાણી હાથે શું ખૂઓ ?' ૧૫
અર્જુન કહે: 'સાંભળ્ય, સુખકેન, પ્રગટી કાળ ગયો સેન્ય હેન,
'સુત અળતે શુદ્ધય થઇ વિમરીન, પુત્ર ભલો કુળમાંહાં આદિત્ય. ૧૬
'હવે પુત્ર-યુદ્ધ કરવૂ થયું, વાક્ય મજા સહુ માંનિષ્ય કહ્યૂ,
'પિતા પુત્ર યુદ્ધ કરવું આજ, ગમની વાત હગે મહારાજ. ૧૭
'રણમાંહાં કીર્તિ કુંઅરની થાય, મહાકૃપા તો વૈકુંઠરાય.
'બભ્રુવાહન આપણ્ મધ્ય હરિ; રેહેશે નાથ કૃપા કરી.' ૧૮
અર્જુન અધિક ઊપની પ્રીત્ય, દીઠું દળ યોધ બહુ રીત્ય,
આભ્યંતર અર્જુન પ્રતાપ; પુત્ર ઊપરે કયમ કોપે બાપ? ૧૯
'મૂળ વિગંધ્યો, પ્રગટ્યો કાળ: હવે ન છૂટે કેહેતાં બાળ,
'અપયશ એહ લખ્યો મુજ કર્મ, હવે રહ્યો નહિ એકે ધર્મ.' ૨૦
રાય જન્મેજય થયા હિમ્મુ‌ઢ, અર્જુન-સંગતિ ગરુડારૂઢ,
પણ બળવત ગંગાજીનો સ્થાપ, શ્રીહત્યાનૂ એકૂ પાપ. ૨૧
અર્જુન-શુદ્ધય ગઈ તેણે કાળ, દોષ ન દેવો શ્રીગોપાળ.
કરશે યુદ્ધ ગ્રહી રણ એક, પિતા પુત્રની એક જ દેહ. ૨૨
પિતાપુત્ર ઊપરે મેહેલે બાણ, કયમ ઊગે કશ્યપસુત ભાણ?
પુત્ર પિતા પરે મેહેલે ઘાય, થાય પ્રલે એવડો અન્યાય. ૨૩
એવડો થયો ધર્મનો લોપ, કોણ પ્રભુને ઊપનો કોપ?
પૂછે જન્મેજયનું અંગ; ગયો સુભટ બેહુ પામ્યાં રંગ. ૨૪

વલણ

ગયો સુભટનો રંગ રે, જૈમુનિ ઋષિ એમ ઉચરે.
'પિતા-પુત્ર રણ વિશે આવ્યા યુદ્ધ કેહેવાં તે કરે!' ૨૫ / ૫૫૧

કડવું ૨૨ મું રાગ—કેદાર મારુણી

હવે જૈમુનિ કહે : રાયજી, સુણિએ,
અર્જુન ચિંતા થઇ ઘણીએ;
સુત તણી એ શોભા સઘળી દીઠી 'સહી રે. ૧

ઢાળ—શોભા સબળ, કુંઅરતી દેખી કુંતીનંદન ત્રાસે.
ભલી યુક્તિ સુભટ દેખતાં પ્રથમે આવ્યો પાસે. ૨
'પ્રથમે કાળ તણો હું પ્રેરચો મુજને થઇ દુરબુદ્ધ્ય,
'આહાવા પુત્રને એમ ન કરિએ, રુદે ધરી નહિ શુદ્ધ્ય. ૩
'માહારૂં મરણ હોએ તો ઉત્તમ, રખે એહેને થાએ ઘાત.'
જૈમુનિ રુષિ કેહે છે : જન્મેજય, પછે વરાંસ્યો તાત. ૪
ગુડાકેશ, મન્ય એમ વિમાંશી પછે સુભટને બોલાવે.
એટલે રથ હાંકી દળ આગળ્ય અર્જુન પાસે આવે. ૫
કૃતબ્રહ્મા ને સાત્યિક જાદવ અનુમન કૃષ્ણકુમાર,
અનિરુદ્ધ યૌવનાશ્વ રાજા ને સુવેગ બળભંડાર. ૬
અનુશાલ્વ નીલધ્વજરાજા હંસકેત શૂર બળિઆ,
એટલા યોધા પાર્થના રથની જોડાજોડે મળિઆ. ૭
કચેડે ગજ, આગળ્ય રથ સુંદર, તે આગળે રેવંત,
તેહેના મુખે આગળે પાળા, એમ રહ્યું મન્ય અનંત. ૮
તે આગળે દશરથી સંઘાતે અર્જુનનો રથ ઝળકે,
સાત પતાકા ઊપરે ફરહરે મુક્તા તોરણ લળકે. ૯
કનક-કમળ રથે જડિઆ સુંદર, બહુ મણિનાં આચરણ.
રત્નજડિત પૈડાં રથ ઓપે, જાણે રવિનાં કિરણ. ૧૦
ઉજ્જ્વળ અંગ તોરગમ કેરાં ચ્યારે જાણ્યે ચંદ્ર,
અર્જુન રથ ઊપરે એમ શોભે સુર-અધિપતિ જ્યમ ઇંદ્ર. ૧૧
એહ પાસાં ભાથા અતિ સુંદર, સુંદર ખડ્ગ કટારી.
છત્રીસે આયુધ રથ ઊપરે, શોભિત ગાંડીવધારી. ૧૨
કર્ણ તણો કુંઅર મુખ આગળ, શોભા કહી નવ જાય.
જેહેને રથે બેશી હય ખેડે સ્વામી વૈકુંઠરાય. ૧૩
તેજ ત્રિભોવન કેરૂં દીસે, શિવ બ્રહ્માદિક લાજે.
પ્રજ્ઞતેજની કુંતી-કુંઅર રણમાંહાં એમ બિરાજે. ૧૪

જોઈ બભ્રુવાહન આનંદ પામ્યો અને ભરાણું મન,
'ભાઈઓ, ત્રણ્ય લોકમાંહાં નર હું દેખું
તાત માહારો અર્જુન. ૧૫
'દૃષ્ટિ ન દીઠી માહારે તાતે; હું મોટો દુર્ભાગ્ય.
'કોટી યજ્ઞ કર્યેનું ફળ પામે, નમે તાતને પાગ્ય. ૧૬
'પુત્રને તો પિતાદર્શને સકળ તીર્થ ને મહાસ્નાન,
'માતપિતાની ભક્તિ કરતાં વશ વર્તે ભગવાન. ૧૭
'ઘણા દિવસ હું દૂરે રહ્યો, મેં પિતાભક્તિ નવ્ય કીધી.
'એ તો સુજને પાતક એવું, પ્રભુ શિખામણ દીધી. ૧૮
'હવે જો યુદ્ધ કરું નહિ રણમાંહાં
તો ક્ષત્રવટ ભલો ન ભાવું.
'બાણવિદ્યા દેખાડું માહારી તો તાત તણે ચિત્ત આવું. ૧૯
'અરે સુભટો, યુદ્ધ તાત સંઘાતે હું રોમાંચિત થાઉં,
'મન્ય જાણું છું: રાજ ત્યજીને મહાવન માંહિ જાઉં. ૨૦
'પણ લોકોત્તરમાંહાં અપજશ થાશે, કહો અજાણે તાત.'
'સાચું જૂઠું કોય ન જાણે, ચાલે અજાણે વાત. ૨૧
'તાત વિગાસ્યા તો શું કહિએ? થાએ ધર્મનો લોપ;
'નહિ તો રણમાંહાં બાપજી સાહામો કેમ કરું રહી કોપ? ૨૨
'એટલા માટે ખોટય ન દેવી; કહ્યું ઉતારું શીશ.
'એક વાતમાંહાં સંતોકાણે સ્વામી શ્રીજગદીશ.' ૨૩
પછે પ્રદ્યુમ્ન કરવા નરહરને અંતરિ પામી શોક:
'કૃપાનાથ, અર્જુન વિગાસ્યા, હાસ્ય કરે સર્વ લોક. ૨૪

વલણ

'હાસ્ય કરે સર્વ લોક, સ્વામી, વિગાસ્યા અર્જુન ઘણું;'
બભ્રુવાહન રથ થયો ઊભો, જોઈ મુખ અર્જુન તણું. ૨૫

## કડવું ૨૩ મું—રાગ સામેરી

જૈમુન્ય બોલ્યા: સુણો, રાય, વાણી જી;
કુંઅર દૂખ ઘણું અંતરમાંહાં આણી જી,
તાતજીને કીધો તવ પ્રણામ જી:
'સુભટને મોકલો યુદ્ધને કામ્ય જી. ૧
ઢાળ—'યુદ્ધ તણે અર્થે મોકલો રે, પ્રથમ હોએ જે શૂર;
પાછી, પાહાની નવ્ય કરે, પગ પરઠે સાહામે ઉરય. ૨
'રણ વિષે જે વાઓલો, જેહેને અસ્ત્રવિદ્યા હાથ્ય,
'પેહેલો તેહેને મોકલો, જેહેને ભાથે બાણની આથ્ય. ૩
'તેહેવા યોદ્ધને મોકલો, મન પ્રસન્ન પ્રથમે થાય.
'આજ યુદ્ધ દારુણ કરૂં,
જો માહારી માધવી હોએ માય. ૪
'તે માટે રણે આવજ્યો, માત તાત જેહેનાં શુદ્ધ,
'માહારા આપજીના વચન માટે કરૂ દારુણ યુદ્ધ. ૫
'જેહેણે દીઠું હોએ યુદ્ધ માહારૂં,
તેહને પૂછીને કરો વિચ્યાર.
'શસ્ત્રસાધક વિના બીજા મિથ્યા પામે માર. ૬
'આજ વિદ્યા ન દેખાડૂં, પછે કીહે કાજ્ય?
'તે માટે મોકલો એહેવા જે રેહે પ્રથમે લાજ. ૭
'જ્યમ પૂર્ણિમાનો ચંદ્ર શોભે, જો કળા પૂરણ હોય.
'મહી વિના માખણ ક્યાંહાં સ્થકી? બળ વિના યોધા જોય ૮
'કૂપમાંહે જો ઉદક હોએ, અહાગૂત્ર પોહોંચે નીર;
'સરોવર મોટું ઉદક પાખે, બળ વિના ત્યમ વીર. ૯
'અજા કેરો પાર નાવે, ટળ્યાનો નહિ માગ;
'મારયા વિના રેહે શત અર્ધ, ત્યાંહાં એક પ્રગટે વાગ ૧૦
'ગજયૂથ કયેરો પાર નાવે, ઘરા કોપિતવાન.
'શાર્દૂલ પ્રગટે, સર્વ ત્રાસે, ટળે બળ તન સાન. ૧૧

'મહાવન કંટાળું ઓહણ, તરુ ફૂલ્યાં પાન,
'આકાશને દેખે નહિ ખડ વૃક્ષ સ્વર્ગ સમાન; ૧૨
'એક પાવક પ્રગટે એમ દહે તે વનખંડ;
'ત્યમ એકે ઘાતે સહસ્ત્ર નાસે, જો યોદ્ધ હોયે પ્રચંડ. ૧૩
'અર્ક આગત્ય જેણી રીત્યે નાસે જાએ અંધકાર,
'તેણી રીત્યે સૈન્ય સઘળું પમાડું હું હારય.' ૧૪
એમ કહી ઊભા થઈ રથ્ય કરયો તત્ર પ્રણામ:
'શીઘ્ર સુભટને મોકલો, આરંભિએ સંગ્રામ. ૧૫
'યોદ્ધ માહાગ જોઈ રહ્યા, જ્યમ હરણ કેરાં મુખ.
'સહુકો જાણે, યુદ્ધરૂપી પામિએ હવે સુખ.' ૧૬
કુંતીકુંઅર સુણી શ્રવણે વચન-બભ્રુવાહન,
જોઈ મુખ બોલાવિઆ રુક્મણીજીના તન.: ૧૭
'સાત્વિક કૃતવર્મા આદિ અનેક છે બળવંત.
'પ્રથમ તેહેને મોકલો જે શસ્ત્ર-સાધનવંત.' ૧૮
પ્રદ્યુમ્ન કહે પાર્થને: 'અહીં ઘટે જોવું કાંઈ.
'આજ સહુકો યુદ્ધ કરે, તમ સંગ આવ્યું જે આંહીં, ૧૯
'આજ રણમાંહાં રહ્યો દીપી બભ્રુવાહન કાળ.
'તમારે ઉપરપ મહા છે, રાખશે દીનદયાળ. ૨૦
'કમળવન જ્યમ વદન વિકાસિત ચંદ્રને આકાશ.
'ધનુર્વિદ્યા અસ્ત્રસાધક બળે પમાડે હારય ૨૧
'બભ્રુવાહન પરમ વિરાજિત, જોતાં ઊપજે રંગ,
'પરમ વિરાજિત સૈન્ય સઘળું યોધ તેહેવા મત્ત. ૨૨
'માહારી માતાજીની આગન્યા જો કરું રાખા વાત,
'ગાધા સાથે યુદ્ધ કરું લઘુતાથકી જાઉં પાત. ૨૩
'અંબારીને વિદ્યા મધ્યગી રમું યુદ્ધ તમ દૃષ્ટિ;
'શ્રીજિન ફરી નવી ગ્રાહું, કહે એમ અનિરુદ્ધ '૨૪

વલણ

'કરું એમ અરિષ્ટ રણમાંહાં; રચું માયા હું ઘણી;
'સંગ્રામ જીતું હું એહ તણો રણં સૈન્યશું મણિપુર-ધણી.' $\frac{૨૫}{૫૮૧}$

## કડવું ૨૪ મું—રાગ અસાવરી

એણી પેરે બોલ્યા બભ્રૂવાહન જી :
　　　　'સંગ્યે પધારો રણ્ય, અર્જુન જી,
'યુદ્ધ દેખાડૂં તમને દૃષ્ટે જી, જે અસ્ત્રવિદ્યા નિર્મી સૃષ્ટે જી. ૧

ઢાળ—'જેહ વિદ્યા અસ્ત્ર કેરી, નિર્મી શ્રીઈશ્વરેશ,
'તે તમને રણ્ય દેખાડૂં, જે પૂરણ કળા મહેશ.' ૨
વચન એહેવાં સાંભળીને યુધિષ્ઠિરનો બંધુ
વદન ફેરી નિહાળ્યૂં મહાસૈન્ય-રૂપી સિંધુ. ૩
અનુશાલ્વ એહેવે દાનવ-અધિપતિ ચાલ્યો નામી શાસ્ય :
"એહેને હું પ્રાજે પમાડૂં, કૃપા તમ જગદીશ.' ૪
પોતા કેરૂં સૈન્ય સાથે વ્યૂહ રચીને રાય,
સબળ સજ હય રથે બેઠો, ઊલટ અંગ્ય ન માય. ૫
બહુ યોધ સાથે સોર કરતો; ગાત્ર કૃત્યૂ રૂપ;
તે દેખીને દળ સહિત સાહામો આવ્યો મણિપુર-ભૂપ ૬
દૈત્યરાયે રથ થકી એહેવે વચન બોલ્યો એહ :
'પાંડવને દળી સુભટ રાજા, અપર અર્જુન-દેહ.' ૭
એહેવૂં કહીને નવ બાણ મેહેલ્યાં તીવ્રધારા શુદ્ધ.
હવે જોજ્યે, બભ્રૂવાહન કેરૂં કેહેવૂં છે યુદ્ધ. ૮
મંત્ર શું આકર્ષિઆં, તે કર્યાં મિથ્યા બાણ.
સહસ મેહેલ્યાં બભ્રૂવાહને : જોજ્યે, દૈત્ય સુજાણ.' ૯
આવતાં છેદ્યાં સહસ તતક્ષેણ, પછે પાંચ મેહેલ્યાં વીર,
નવ બાણ મેહેલ્યાં બભ્રૂવાહને ધનુર્વિદ્યા-ધીર. ૧૦

સુવર્ણ-પૂંખાં તીવ્ર અણી તેહેની, સદ્ય મમારી ધાર,
અનુશાલ્વને રથ, ચ્યાર બાણે મારિઆ હય ચ્યાર. ૧૧
એહ બાણે ધ્વજ તોરણ ચમર છેદ્યાં રાય,
એક ધનુસે ભાગ્યો મુગટ કુંડળ છત્રયં લેઈ જાય. ૧૨
બાણનો એર રથ તેહેને કરચો છે ચકચૂર;
તવ બભ્રુવાહન ગાજિઓ રણ વિખે સબળો શૂર. ૧૩
બીજે રથ અનુશાલ્વ બેશી કરી ક્રોધ અત્યંત
પાંચ બાણ મેહેલ્યાં તીવ્ર, હય રથ સારથિયં અંત. ૧૪
બભ્રુવાહનનો રથ ભાંગિઓ, વળી બીજે બેઠો એવ.
નાગ મુનિવર પિત્રિ સઘળા જૂએ અતરિ દેવ. ૧૫
વળી પાંચ બાણે દૈત્યનો રથ ભાંગિઓ ચ્યાર હયને સાથ્ય.
વળી ત્રીજે રથ શીઘ્ર બેશી કરિ ટંકારવ હાથ્ય. ૧૬
એમ અન્યોઅન્યે તીવ્ર બાણે યુદ્ધ કરયૂં છે પ્રૌઢ;
યોધ બહુ અવની ઢળ્યા, જોતાં થઇએ દિગમૂઢ. ૧૭
અનેક હય નર કરભ વેશર પાડિઉં ભૂમિ-મધ્ય.
બાણના આઘાતથી તેહેને વસ્ત્રની નહિ શુદ્ધય. ૧૮
વળી બભ્રુવાહને બાણ મેહેલ્યાં, દૈત્ય મૂર્છા હોય.
ક્ષણએક રહીને થયો બેઠો ચિત્રાંગદા-સુત જોય. ૧૯
દશ બાણ મેહેલ્યાં દૈત્ય-અધિપત્ય ક્રોધ કરી તતકાળ;
એક મુહૂર્ત રથ ભમાવિઓ મણિપુર તણો જે ભૂપાળ. ૨૦
પછે બભ્રુવાહને સ્વસ્થ થઈ દશ બાણ મેહેલ્યાં ક્રોધ.
પછે મૂર્છા ટાળિઓ દાનવપતિ મહાયોધ. ૨૧
અનુશાલ્વ અવનીમાંહાં પડ્યો દળ સુભટ સાથે બહુઅ.
જન્મેજય રાય, સાંભળો; જૈમુનિ કેહેઃ યં કહ્યુઅ ૨૨
પછે વદનં ચડાવિઉં, અર્જુન દળમાં જોય.
એહેવે કૃષ્ણ કરેરા કુંઅર પ્રદ્યુમન તવ સન્મુખ હોય: ૨૩

'માતા લાજે મુજ તણી જો આજ નાખું કોમ્ય.
'હવે જોજ્યો, ધનજ્ય, કેહેવો કરૂં સંગ્રામ. ૨૪

વલણ

'કેહેવો કરું સંગ્રામ, જોજ્યો, હકારૂં દળ આપણું,'
જૈમુનિ કહે છે : પ્રભુ કેરૂં સૈન્ય સંગે છે ઘણું. $\frac{૨૫}{૬૨૬}$

### કડવું ૨૫ મું—રાગ સોરઠી

હવે કૃષ્ણકુંઅર ત્યાંહા પરવરે,
હય ફેરીને રણ ભણી મુખ કરે,
મુગટ છત્રમણિ ધ્વજા ચમર અતિ ફરહરે રે. ૧
સાથે સેન્ય સુભટ બળિઆ ઘણા,
મહા દારુણ સંગ્રામ જોધ તણા,
તે તે યોધ બહુ લેઈ રણાંગણે પરવરે રે. ૨
ઢાળ—બહુ યોધા સાથે રણ્ય પ્રદ્યમન ગર્જિત શંખના નાદ,
દુંદુભિઘોષ સુખ શરણાઈ રણતૂર નવલા સાદ. ૩
એણી પેરે અશ્વ હકારી ચાલ્યા જ્યમ સવિતા રથ-વેગ;
એક અંતરમાહાથી વૃષ્ટિ કરતા, જેણી રીતે ચાલે મેઘ. ૪
શ્રીભગવાન-કુઅર કેહે: 'બાળક, ગાંધર્વી કેરા તન
જ્યમ નારાયણ સમ એ બીજા જાણે તૂ અર્જુન. ૫
અમ્યો સેવક થઈને હવડે હીંડૂ, બીજા ભૂપ નહિ પાર,
'સદા નિરંતર કૃષ્ણ સારથિ તેહેનો કસ્યો કુમાર?' ૬
એમ કહીને બાણ સહસ્ર શુકપંખ તણાં અતિ ઓપે.
બભ્રુવાહને તે મર્મ નિવારર્યા અવની-પડમાંહાં રોપે. ૭
અર્જુનકુંઅરે બાણ દશે કરી મકરકેત વધાવ્યો:
"આવોજી શ્રીરુક્મણીના સુત,' હેતે કરી બોલાવ્યો. ૮
પછે સંહિનાદ કરી બભ્રુવાહન હરિ સુતને બોલાવે :
"એહેવું યુદ્ધ કરો રણમાંહાં રહી જો માહારે ચિત્ત આવે.' ૯

એમ કહી પાંચ બાણ મેહેલિઆં, જોએ પ્રદ્યુમન વીર,
રથ સારથિ હય ક્ષણમાં મારચા, બળિએ શ્યામશરીર. ૧૦
બીજે રથ બેશી મકરધ્વજ રણભૂમે અતિ ગાજે;
ત્રણ બાણ મેહેલી હય સાથે બભ્રુવાહન રથ ભાજે; ૧૧
ધનુષ તણા ટંકારવ કરતાં સહિનાદના ઘોર.
સુભટ સુભટ સર્વ યુદ્ધ કરંતા થઈ રહ્યો મહા શોર. ૧૨
બભ્રુવાહને બહુ બાણ મેહેલિઆં, વેધ્યું પ્રદ્યુમન-અંગ
અયુત બાણ પ્રદ્યુમને મેહેલિઆં, સૈન્ય પમાડ્યું ભંગ. ૧૩
મંત્ર ભણી માયા સંઘાતે ગદા સૈન્યમાંહાં મૂકી,
જેણે બહુ ખંડ વનમાંહાં, પાતક મૂક્યાં ફૂકી. ૧૪
બહુ હાથી વેધી કુંભસ્થળ હય રથ અવની ઢાળ્યું.
સાત અંગ વેધે એક બાણે, કાયર દળ સર્વ વાળ્યું: ૧૫
બભ્રુવાહનના સૈન્ય મધ્યે એમ વર્ત્યો હાહાકાર,
ગજ મારી જે કરચા આકળા, તેહ કરે સધાર. ૧૬
નાઠું સૈન્ય નગરમાંહાં પેઠું ઘાયલ રોમેરોમ,
બાણ તણી સંખ્યા નવ લાભે, બહુ-દળ પાડ્યું ભોમ્ય. ૧૭
ઘાયલ ગજ રણમાંહાં ફેરિઆ, પછે પડ્યા જે ધરણ્ય,
બહુ અસવાર કરભ રથ પાળા. એમ પમાડ્યા મરણ. ૧૮
કોટિ બાણ બભ્રુવાહને મેહેલી કામ તણું-દળ મારચૂં.
જ્યમ સૈન્ય બભ્રુવાહન કેરૂં ત્યમ અહીં સર્વ સધારચૂં. ૧૯
એમ બાણ તણું અત્યંત વાદળ,
દીસે નહિ રવિ ગાય.
એમ અન્યોઅન્યે સૈન્ય ભડે છે; એહેલે પરસ્પેરે ઘાવ. ૨૦
કો કોહોને રણમાંહાં નવ દેખે, વિપરીત થયાં દર્શન.
શોણિત કેરી નદી ચલાવે, એહેવું યુદ્ધ મર્દન. ૨૧
શર કેટલા અસંખ્ય પાંખે, કબંધ તેહેના ચઢિઆં,
ગજનાં યૂથ મેઘ દળ પાસાં અવનીમાંહે પડિઆં. ૨૨

સાયંકાળ થયો યુદ્ધ કરતાં, સુણો, જન્મેજય રાય,
કંચંનર વ્યંતર ખેચર આવ્યા જાણી રે વિહિવાય. ૨૩
બહુ જક્ષણી અને જોગણી, ભૈરવનો નહિ પાર,
રણમાંહાં બેશી માંસ રુધિરના માંડ્યા તેણે આહાર. ૨૪

વલણ

માંડ્યા તેણે આહાર રે: રાયજી, રણ ગાજી રહ્યું;
બભ્રૂવાહન, પ્રદ્યુમનનું રણાંગણ એહેવું થયું. ૨૫/૨૪૧

## કડવું ૨૬ મું—રાગ રામગ્રી

સીયાળા સમળિઓ બહુ માંસ-અર્થે મળિ સહુ,
જંબુક ૧૩ આવી રણમાંહે ભક્ષ કરે રે. ૧
ઢાળ—ભક્ષ કરે રણમાંહાં ભૈરવ
બહુ માંસ તણા જે આહારી,
ચોસઠ જોગણી કોટિ દુષ્ટ, જે છે રજનીચારી. ૨
કિંનર જક્ષ પિસ્યાચ મહા બેહ ખેચર વ્યંતર જેહ,
રુધિરપાનથી ક્ષુધા સમાવે માસનિહારી તેહ. ૩
ભક્ષ કરે, 'જયજય' મુખ બોલે 'પાંડવ ભલે અવતરિઆ.'
હામ્ય હામ્ય અર્જુન-યુદ્ધમાંહે
એમ સહૂ રિષ્ટા સર્વ કરિઆ. ૪
પરમ આનંદ અંતરમાંહાં પામ્યા, એક હસે, એક ગાએ,
એક મુખે ફુતકાર કરે, એક વાજિંત્ર વદને વાએ, ૫
એક એકને દે આલિંઘન, ફરીફરી કરતા જુહાર,
એહેવા ભૈરવ બહુ મળ્યા છે, તેહેનો નાવે પાર. ૬
એક ગજનૂં વદન ગ્રહીને ઘાટે વજાડે શરણાઈ,
કરભની ગ્રીવા માંમ્સ વિના એક મુખ વજાડે માહી. ૭
તેહેને કો દષ્ટે નવ દેખે, આયુધ અંગે નવ વાગે,
એમ રહ્યા માંસને ભક્ષ કરે, એક એક આગળ માગે. ૮

ગજકુંભસ્થળ મહામુક્તાફળ તેહ કરે આભરણ,
એક મધ્ય રહી નૃત્ય કરે છે મસ્તક બાંધી ચરણ. ૯
રુધિર તણી તાંહાં નદી વેહે છે, બહુ ગજ પડિઆ મધ્ય.
મસ્તક કબંધ તણી નહિ સંખ્યા;
અંગે બાણ, નહિ શુદ્ધ્ય. ૧૦
વૈતરણી સંયમની–મારગમાંહાં મહા નદી છે જેહેવી
પ્રદ્યુમ્નને રણ એહેવું કીધું, નદી ચલાવી તેહેવી. ૧૧
સાહામા ધાએ પડ્યા રણમાંહે, વિમાન આવ્યાં તેહેને,
શીઘ્ર અપછરા તેહેને વરે છે, પૂંઠે બાણ નહિ જેહેને. ૧૨
જૈમુનિ કેહે: જન્મેજય રાજા, અંતરિ દેવ અલેખે.
રણાંગણની વિધિ સઘળી તે સુર સઘળી દેખે. ૧૩
એક ત્યાંહાં વીર વિમાને બેઠો, વરે અપ્સરા આવી;
નાનાવિધિનાં ખાજે પીજે સેજ્ય પરમ સોહાવી. ૧૪
કબંધ કેટલા યોધ વઢે, એક નાઠા નગરમાંહાં જાય.
એક માંસને ભક્ષ્ય કરે, એક રહ્યા 'રણાંગણ' ગાય. ૧૫
કિંનર નૃત્ય કરે ને રીઝે, એકે યોધ ભરાણા ક્રોધ.
શ્વાસોશ્વાસ ત્યાં એક કરે ને એક જળને માગે યોધ. ૧૬
અંતરથી સુર સઘળા દેખે, મહા કૌતક મન ભાસે.
કેટલા યાયુધ નાખી છાના રણમાંહેંથી નાસે. ૧૭
મહા મોટા હાથી જે પડિઆ, માંસ રહ્યા જક્ષ ખાઈ.
ગજના કરંકમાંહાં ઊગરવા પેઠા સુભટ ત્યાંહાં ધાઈ. ૧૮
એમ કરતાં રણ રજની થાતે, ગજગુલ્ફ સ્થળદ્વાર,
જાંબુક વરૂ આવી ત્યાંહાં પેઠા, તેહેનો કરવા આહાર. ૧૯
કેમ્યૂં દ્વાર, ત્યાહારે ક્યાંહાં, થઈ નાસે?
કરચાં નેત્રનાં હરણ.
ચાન મેહેલી ઊગરવા પેઠા ત્યાંહાં પામ્યા મરણ. ૨૦

એહેવું યુદ્ધ થયું પ્રદ્યુમનનું, જન્મેજય રાજન;
તેણી રીત્યે રણમાંહાં વઢિઓ ચિત્રાંગદાનો તંન. ૨૧
રોમ રોમ બાણે કરી વેધ્યાં; એમ વઢ્યા બે બળિઆ.
બભ્રુવાહનના બાણઘાતથી પ્રદ્યુમન મૂર્છાએ ઢળિઆ. ૨૨
વીતી મૂર્છા વળી યુદ્ધ માંડ્યૂ, મહાદારુણ સંગ્રામ.
પ્રદ્યુમનના ઊપરને અર્થે આવ્યા યોદ્ધ તે કામ્ય. ૨૩
મેઘવર્ણ નીલકેત સાત્વિકી યૌવનાશ્વ હંસકેત,
એટલા યોદ્ધા ધાઈને આવ્યા યુદ્ધ કરવાને હેત. ૨૪
પાંચ પાંચ બાણે બભ્રુવાહને ભેદ્યાં સહુનાં અંગ,
તે સાથે જે સૈન્ય હતૂં સર્વ તેહ પમાડ્યૂં ભંગ. ૨૫

વલણ

તેહ પમાડ્યૂં ભંગ રે, દારુણ યુદ્ધ એહેવૂં થયૂં.
જન્મેજય રાયજી આગળે જૈમુન્યે એહેવું કહ્યું. ૨૬/૬૬૭

## ઝમક ૨૭ મું—રાગ ગોડી

જૈમુનિ રૂષિ કેહેઃ સુણો, મહારાજ,
કયમ વઢ્યો એમ પાંડવ કાજ્ય.
વિપરીત યુદ્ધ કીધૂ છે સહી, એહેવૂં યુદ્ધ પુરાતન નહિ. ૧
બેહૂ પાસાં બેહૂ સૈન્યા હણી,
શોણિત નદી ચલાવી ઘણી.
ભાગા હય હાથી રથ કરભ;
એણી પેરે સૈન્ય સઘારયૂં સર્વ. ૨
બભ્રુવાહને બહુ બાણે કરી, રોમ રોમ વેધ્યો સુત-હરિ.
તવ મૂર્છાગત પડિઓ ધરણ્ય, જાણે કરી પામ્યો એ મરણ. ૩
એહેવે હંસકેત રાજાન માંડ્યૂં યુદ્ધ રણ્ય થૈ સાવધાન,
મહા સંગ્રામ કરયો રણ્ય ઈમ, ચિત જળધર વઢિઆ જીમ. ૪

અર્જુન-સુત જાણીને મંન્ય મહા સંગ્રામ કરચો રાજંન,
અંતરિ દહે પોતાના બાળ, દુઃખથી 'રૂપ ધરચું મહાકાળ. ૫
પ્રલાંગનનાં મેહેલે બાણ, અનેક સુભટના હરિઆ પ્રાણ,
પ્રદ્યુમ્નના યુદ્ધથી યુદ્ધ બહુ, સંખ્યા વીર વાહન શી કહું? ૬
હંસધ્વજ તવ મૂર્છા થયો, સુવેગ સુભટ આવી તવ રહ્યો,
તેણે યુદ્ધ માંડ્યું વિપરીત, બાણમોંહે ઢાંકયા આદિત્ય. ૭
વાદળ થયું બાણનું એમ, મહા પ્રલેનો માવઠ જેમ,
નહિ તો વાગ્યા-વિણ આયુદ્ધ, એહેવું દારુણ કીધું યુદ્ધ. ૮
સહસ્ર હણ્યા રથ યોધ સંઘાત્ય, બાણ વિદ્યા સઘળી તે હાથ્ય:
'માઉ' સૈન્ય બભ્રુવાહન તણું અગણિત રણમાંહાં પડિઉં ઘણું. ૯
તવ બભ્રુવાહન કોપ્યો વીર, અંતરિ સમરિ શ્યામશરીર,
કોટિશ કોટિ બાણ બહુ હોય, કૈંહોગં મેઘ તણાં જ્યમ તોય. ૧૦
સુવેગ સૈન્ય મારચા બહુ યોધ, એમ ભરાણો અંતરિ ક્રોધ,
તેણે સહસ્ર અવની ઢાળિઆ; બહુ મારી પાછા વાળિયા. ૧૧
એમ અરિષ્ટ કરચું રણ રાય, સુવેગ મૂર્છાગત તવ થાય.
જન્મેજય તા આશ્ચર્ય થા; અર્જુન વૃષકેત બે રહ્યા. ૧૨
તવ અર્જુનને ચિંતા થઈ: 'સકળ સૈન્ય સંઘાર્યું સહી,
'હવે યુદ્ધ કોણ રચવી આંહાં? સુભટ નહિ કો સૈન્યમાંહાં' ૧૩
અર્જુન અંતરિ પામ્યા શોક: 'હાસ્ય થયું હવે લોકાલોક્ય.
'મુજ સમાન્યે બળિઆ જેહ, રણમાંહાં સર્વ નિપાત્યા તેહ. ૧૪
'સબળ' યુદ્ધ સુવેગે કરચું. મારી સૈન્ય ધરા પથારચું.
'યોધ નહિ હવે માહારે પાસ; લોકોત્તરમાંહાં થયું ઉપહાસ.' ૧૫
અર્જુન રચો કૌતારિ મુખ, અંતરમાંહીં પામ્યા બહુ દુઃખ.
જે જે યોદ્ધ રણાંગણે રહ્યા, બળિઆ મૃત્યુગમાન્યે થયા. ૧૬
રણ જોયું બભ્રુવાહને મહ, પડ્યા સુભટ દીઠા જે બહુ.
નગરમાંહાં ગોકવિઆ તેહ, નોંહ પામ્યાં રણે પડિઆ જેહ. ૧૭

૯. અહીં પણ 'માધવ'નો 'મેઘ' અર્થ કવિને ઇષ્ટ છે.

અનુશાલ્વ આદિ જે વીર પ્રદ્યુમન સરખા બળિયા ધીર,
તે તો મોકલિઆ પુરમાંહ, કરે પીંડારણુ ભાંજે ઘાય. ૧૮
અર્જુન જોઈ થયા દુ:ખવંત: માહારા મોકલ્યા સુભટ અનંત;
'સૈન્યતણા નાયક બળભરયા, એણે તો પોતાના કરયા.' ૧૯
'જૈમુન્ય કહે: સુણિએ, ભૂપત્ય, અર્જુન દુ:ખ ધરે એમ અત્ય:
'અશ્વમેધનું ન થયું કામ, એહ તણો દારુણ સંગ્રામ.' ૨૦
કહે જન્મેજય: રુખિશ્વર સુણો, એ સંગ્રામ થયો રણ ઘણો.
એ તાં રુખિ, અસંભવ્ય વાત; એમ કો વઢિઆ સુત ને તાત? ૨૧
પૂર્વે બહુ બળિઆ રાજાન ધનુર્વિદ્યારણના સાવધાન,
તાતકુંઅર સાથે થઈ શત્રુ એમ સંગ્રામ કરચો કહીં પુત્ર? ૨૨
સાહારુ રુદે કપારસ હોય, એમ અરિષ્ટ કરે રણે કોય?
નિગમ શાસ્ત્ર કથેરા કોહો ધર્મ, એમ કોણે કરી કીધું કર્મ? ૨૩
જૈમુનિ કહે: સાંભળ, મહારાજ; કથા કહું તમને હું આજ.
વૃત્રાસુર ને ઈંદ્ર અપાર વઢ્યો તાતશું સબળ કુમાર. ૨૪

વલણ

વઢ્યો તાતશું કુમાર રે, તે તમને, ભૂપત્ય, કહું.
સંગ્રામ એહેના થયા આગે, ત્રૈલોક્યે જાણે સહુ. ૨૫। ૯૯૨।

કડવું ૨૮ મું—રાગ રામગ્રી

હવે જૈમુન્ય વાણી એમ, વદા: જન્મેજય ભૂપ;
ઉદ્યોત પાંડવ વંશના પરમ ધર્મસ્વરૂપ. ૧
યુદ્ધ પુરાતન સાંભળો તાત—સુતનાં જેહ.
પિતા પુત્ર રણમાંહાં વઢ્યા, તમને કહું તેહ. ૨
શ્રીરાઘવજીએ યુદ્ધ કરયું સુત સાથે પ્રૌઢ,
તે યુદ્ધ જોઈ સર્વકો, થઈ રહ્યા દિગમૂઢ. ૩
લવકુશ રાઘવજી તણા દારુણ સંગ્રામ.
[illegible] ૪

વાક્ય રુખિનાં સાંભળી [કેહે] જન્મેજય રાય:
એહ, કથા મુજને કેહો શ્રીરામ-સંવાય. ૫
પિતા પુત્ર રણમાંહાં વઢ્યા શ્રીત્રિભોવનધીશ;
કુંઅર સાથે યુદ્ધ કરયં, એવડી શી રીસ? ૬
એ મુજને માંડી કહો આદથી આખ્યાન.'
ત્રણ્ય લોક શ્રીરામજી ધર્મરૂપ નિધાન. ૭
આખ્યાને' આદ્ય થકી કહ્યૂં લવકુશનૂં યુંન્ય.
સંદેહ ભાંગો રાયનો, મુખે કેહેતા ધન્ય ૮
હવે જન્મેજય બોલિયા: રૂખિદેવ અપાર,
ગુડાકેશ રણે શું કરે દેખી સર્વ સંધાર? ૯
વૃખકેત બોલાવિઓ આવ્યો વિરાંધ્ય વીર;
'અમ કુળમાંહાં દીપક તહ્મ્યો અસ્ત્રવિદ્યાના ધીર. ૧૦
'આ રણ ઊગરવૂં નથી, નિશ્ચે જાણે મરણ.
'હૂં જાણૂં છૂં મન વિષે માહારો બંધર કર્ણ. ૧૧
'તુજ મૂટે મૂહને આમ છે, કીજે છે યાગ.
'પુત્ર વિના હવ્યનો સદ્દી સુર નવ્ય લે' ભાગ. ૧૨
'તે માટે, સુત સાંભળો, ધરો રુદે વચંન.
'હસ્તિનાપુર આંહાંથી તહ્મ્યે શીઘ્ર જાઓ, તંન. ૧૩
'રણ પૂરૂં નવ્ય દીજિએ, રેહે પાંડવ-નામ.
'કોણ કોણ બળિયા રણે રહ્યા જૂઓ સંગ્રામ ૧૪
'દ્દષ્ટે ધરી તહને દીઠીએ: તૂ અમાગ પ્રાણ.
'નેત્ર અમારાં તૂં સહી; સુણો, પુત્ર સુજાણ. ૧૫
'તૂ તો વલ્લભ, કુંતીને. ઘણૂં મનનો આપાર.
'તુજ ઊપરે મુજ થકી છે પ્રેમ આધાર. ૧૬
'માહારી માતાજી તણાં તૂં બહને ચક્ષ.
'ચાલતાં આપો હાથમાંહાં એમ કહીને મુખ્ય. ૧૭

'આ જીવન આપૂં મુજ તણૂં, એહેની કરજ્યો રક્ષાય.
'દૃષ્ટિ આગળ તૂં ધરી આગ્યો મુજ કર માંહ. ૧૮
'વળી ધર્મરાયને અતિ ઘણો તુજ ઊપરે મોહ.
'વળી દ્રૂપદીને વલ્લભ ઘણું, મેં કીધો વિછોહ. ૧૯
'કૃષ્ણાંગનનાને તુજ વિના વલ્લભ નહિ કાંઈ.
'તેહેને વારંતાં આવિઓ તુજને તેડી આંહીં. ૨૦
'વળી કલંક મારે શિર બહુ, કર્ણ સરખો ભ્રાત,
'વિષ્ણુભક્ત મેં મારિઓ, દાતા તુજ તાત. ૨૧
'કોણ કુંઅર મેં એ કરયૂં રણમાંહેં કર્મ?
'દાન લેવા દ્વિજ વૃદ્ધ થઈ ઘેરય ગયા પરબ્રહ્મ. ૨૨
'વળી ઇંદ્ર જાચક રણમાંહાં ગયા, લીધૂં કર્ણ કહૂને દાન,
'ચર્મ ઊતારિ આપિઓં; ધ્રૂજ્યા ભગવાન. ૨૩
'એહેવો સહોદર મુજ તણો, સુત, જોને વિચારી.
'વળિ જીવિતવ્યને ઇછિએ, ભાઇ એહેવાને મારી. ૨૪
'તૂં મંદિરમાંહાં જ્યાંહાં લગે, ત્યાંહાં નહિ કાંઈ વાંક.
'તુજ પાખે, માહારા પુત્રજી, દામણ અદ્દમો રાંક. ૨૫
'વળી રણમાંહેં તૂ રહ્યો રે, સુભાગી માહારા.
'અગ્નિ વિના ભરમ થઈ રહે, પિત્રિ આ તાહારા. ૨૬
'તે માટે આંહાંથી વળો, જાઓ ઘેરયે, ભાઈ.
'તુજ દીઠે રીઝે ઘણું, તાહારી કુંતા આઇ.' ૨૭
વાક્ય સુણી અર્જુન તણાં, નેત્રે આવ્યાં નીર,
ચરણે નમીને બોલિઓ કર્ણ કેરો વીર: ૨૮
'ક્ષત્રી હૂતો રણ થકી પગ પાછો વાળે,
'સુકિત સઘળાં જન્મનાં એકે ચરણ પ્રજાળે. ૨૯
'સ્વામી ત્યજીને જે વળે, રણમાંહાંથી ત્રાસે;
'કુંભીપાકે તે પચે, જમલોકે વાસે. ૩૦

'લાજે આના તમ તણો, કર્ણ જેહેનું નામ.
'જન્મ માહારો વૃથા થયો, જો નાવું તમ કામ.' ૩૧
એમ કહી રણમાંહાં પડ્યો, જન્મેજય રાય.
સૈન્ય સવાતે શોભિતો, વૃષકેત જે બળિઓ. ૩૨
રણમાંહે ચાલી આવિયો, વૃષકેત જે બળિઓ.
બભ્રુવાહનના વ્યૂહને રથ ધાઈને મળિઓ. ૩૩
સિંહનાદ મુખથી કરચો, એમ બળિઓ ગાજે.
રણ રઢિઆળાં દુંદુભિ રણતૂર ત્યાંહાં વાજે. ૩૪
બભ્રુવાહને ઊભાં થઈ કીધો નમસ્કાર:
'વૃષકેત, ભલે આવિઆ, મહા બળ-ભંડાર. ૩૫
'રમત્ય કરી રણમાંહાં અમે, હવે યુદ્ધ દેખાડું.
'ભલે રણાંગણે આવિઆ, મનની હામ પોહોંચાડું. ૩૬
'નહિ કાની મુજને કહ્યું, તે તો જોજ્યો આજ.
'હવે રણમાંહે ગાજજ્યો તજ્યો બેહેનની લાજ.' ૩૭
એમ દશ બાણશું વૃષકેત વધાવ્યો:
'વાટ જોતો'તો તમ તણી; ભલે રણમાંહે આવ્યો.' ૩૮
વૃષકેતે એહેવે મેહેલિઆં સહસ્ર બાણ પ્રચંડ.
બભ્રુવાહને તે આવતાં કીધાં શતખંડ. ૩૯
લક્ષ બાણ બભ્રુવાહને મેહેલ્યાં તેણી વાર
શુકપંખાં ને શોભિતાં, તીવ્ર તેહેની ધાર. ૪૦
વૃષકેતે કટકા કરી પાડ્યાં છે ભોમ્ય.
કોટિશ કોટિ ત્યાંહાં મેહેલિઆં નિરખે સુર વ્યોમ. ૪૧
બહુ દળ તેણે મારિયાં, ગજ ભાગ્યા તોરંગ.
બભ્રુવાહનના સૈન્યનું રણ કીધું ભંગ. ૪૨
ચિત્રાંગદા-સુત કોપિઓ; વૃષકેત કરે રથ
ચૂરણ જોતામાંહાં કરચો, હયશું સમરથ. ૪૩

વૃખકેતે રથ ભાંગિઓ બભ્રૂવાહન કેરો,
સુંદર રથ હય શોભિતા બહુ ફેર અનેરો. ૪૪
એમ રણમાંહે ભાંગિઆ નવનવા રથ સાથે,
પછે વીર પાળા થઈ આવ્યા છે બે બાથે. ૪૫
એક એકને બળ કરી ઉડાળે સાડે,
ઢીક મેહેલે જૈ ઉર વિખે, વળી ઉપરે પાગે. ૪૬
એણી પેરે બેહૂ આવિઆ, મહા મલ્લ અખાડે,
એક કોડોણી હાતે કરડતા, એક ભૂમિ પાડે. ૪૭
એક એકને ફેરવી નાંખે આકાશ,
એક એકને આછટે કરવાને નાશ. ૪૮

વલણ

કરવા નાશ ઈછે અન્યોઅન્યે,
બહૂને બળિઆ અતિ ઘણું;
એક એકને રણ વિખે હવે દેખાડે બળ આપણું. ૪૯/૭૪૨

## ઝમક ૨૯ મું—રાગ સામેરી

બળિઆ બે ભળ્યા પાંડવકુમાર જી,
રણ દીપે ઘણું બળભંડાર જી.
બેહૂ એક એકને બોલે જી,
યોધ બળિઆ બહુ બળ તોલે જી. ૧
ઢાળ—ભંડાર બે અસ્ત્રવિદ્યા કેરા, બહુ શબ્દના જાણ,
લઘુલાઘવી વિદ્યાને જાણે, ધનુર્વિદ્યા—સંધાણ. ૨
અન્યોઅન્યે પ્રહાર ચૂકે ક્રમક્રમે તેત્યે ધરણ,
શબ્દ બોલે અભિનના, વિપરીત માંડે ચરણ. ૩
જૈમુનિ કેહે : તે યુદ્ધ ત્યજીને વળી રથ બેઠા વીર,
સહસ્ર બાણે ત્યાંહાં યુદ્ધ માંડ્યું ધનુર્વિદ્યા—ધીર. ૪

બભ્રુવાહન કહે વૃષકેતને : 'ધન્ય તું, કર્ણ કેરા બાળ,
'યુદ્ધ કેરી ઘાત સઘળી દેખિએ રૂપ કાળ.' ૫
એમ કહી પાવકાસ્ત્ર બાણમાંહાં મેહેલિઓ અતિ ક્રોધ.
દશે દિશામાંહાં અગ્નિ પ્રગટે, જોઈ થઇએ દિગ્મૂઢ, ૬
વરુણાસ્ત્ર મેહેલ્યું વૃષકેતે તેહ મિથ્યા કીધ,
શૈલાસ્ત્ર મેહેલે મંત્રથી બહુ બાણ મુકી દીધ. ૭
પવનાસ્ત્ર મેહેલી તેહ સાહામાં કરયાં ગેહેરાં દિગે તેહ.
નાગાસ્ત્ર મેહેલ્યાં બભ્રુવાહને તેહેનો નહિ છેહ. ૮
વૃષકેત ઉપરેં આવિઆં, નાગનો થયો અંધકાર;
ગરુડાસ્ત્ર સાહામાં મેહેલિઆં, તેહેનો નાવે પાર. ૯
આહાર' કીધો નાગનો, બળવંત યુદ્ધના જાણ,
એમ અન્યોઅન્યે શસ્ત્ર મેહેલે, કરે મિથ્યા બાણ ૧૦
વૃષકેત કેરી કાંત્ય શોભે જ્યમ દિનકર જ્યોત્ય,
અર્જુન કેરા સૈન્યમાંહે થઈ રહ્યો ઉદ્યોત્ય. ૧૧
વૃષકેતે કોપ કરીને મેહેલ્યાં બાણ અમોઘ,
તીવ્રધારા સમારિઆં તે યત્નને સંયોગ. ૧૨
અનેક સૈન્ય સંઘારિઆં ગજ અશ્વ પાળા વીર.
બભ્રુવાહન સાથે સુભટ મારયા ધનુર્વિદ્યાધીર. ૧૩
એમ બભ્રુવાહન બાણ મેહેલે પ્રલૈની જ્યમ વૃષ્ટ,
યુદ્ધ ધારુંણ જે, થયું ત્રિલોક્ય મધ્ય અરિષ્ટ. ૧૪
યુદ્ધ એહેવાં, બેહુએ કરયાં વૃષકેત મણિપુર-ધીશ,
જોહેવું, યુદ્ધ નરનારાયણથી યુદ્ધ વધિઆ ઈશ. ૧૫
પાંચ દિન સંગ્રામ એહેવો કરયો છે વૃષકેત;
બભ્રુવાહનનું દળ અસંખ્ય મારયું વાહન રથ સમેત. ૧૬
અર્જુન મન્ય વિસ્મય થયા : 'આ અદ્દષ્ટ મોટું હોય,
એણી રીતે રણાંગણમાં યુદ્ધ ન દીઠા કોય. ૧૭

'ધન્ય કુંઅર કર્ણના, તું ધન્ય બભ્રૂવાહન.'
રથ ઊપરે ઊભા રહીને વિખાણે અર્જુન. ૧૮
રણાંગણ સગળ થયું, એમ કરે મારામારય,
આયુધ ભાગાં સર્વનાં, પામી રહ્યા રથ હારય. ૧૯
રણક્ષેત્ર કીધું શવનું, હવે કોપિઓ મણિપુરરાય;
ગંગાજીનો શ્રાપ ફળિઓ, બાણ કરમાંહાં સાહાય. ૨૦
અર્ધચંદ્ર એકેવે બાણ લીધું બભ્રુવાહને હાથ,
ધનુષ મહા ક્રોધે ધરયું તે કોટિ અગ્નિ સંઘાત્ય. ૨૧
દશે દિશામાંહાં બાણથી તે થઈ રહી છે ઝાળ,
કર્ણ-કુંઅરે જાણિઉં : 'એહ માહારું કાળ.' ૨૨
એમ કરતાં મેહેલિઉં : 'સ્મરો સુંદરશ્યામ.'
વૃષકેતે સ્તવન કીધું પ્રભુ આત્મારામ. ૨૩
કમળ છેદ્યું 'કૃષ્ણ' કેહેતાં, થયો હાહાકાર,
અર્જુન મૂર્છાંગત થયા, સુત પડતે કર્ણકુમાર. ૨૪

વલણ

રણ પડ્યો કર્ણકુમાર ત્યાહારે હાહાકાર ત્યાંહા થૈ રહ્યો,
ત્રાસ સુર નર પામિઆ; નરમેધ રણ્ય જાણે થયો. ૨૫ / ૬૬૬

## કડવું ૩૦ મું—રાગ વેરાડી

જૈમુન્ય કેહે : સાંભળિએ, રાય; દુઃખવંત અર્જુન બહુ થાય.
અર્જુને જાણ્યું : 'હવે આયુશ પૂર્ણ થયો રે.' ૧
ઢાળ—'હવે આયુશ થયો રણે પૂર્ણ; 'અર્જુન' નામ કેહેવાશે.
'અશ્વમેધનું નામ રહ્યું', ઉપકીર્તિ ધરામાંહાં થાશે.' ૨
જૈમુન્ય કેહે છે જન્મેજયને સુભટ પડ્યા રણ્ય જાહારે,
અર્જુન-રથ ઊપરે બેશીને ગંધર્વ બોલ્યો તાહારે. ૩
શીંયાળે જાહારે શબ્દ કરયો, ત્યાહારે અર્જુને જાણ્યું મરણ;
તેણે ત્રાસ પામ્યા, મન ત્રટ્યું; પુત્ર પડ્યો જવ કર્ણ. ૪

એટલે શીશ ભમાવી અંતરિ વૃષકેતનું જેહ,
અર્જુન ઉત્સંગ રથ ઊપરે આવી પડિયા તેહ. ૫
સુતનું વદન નિહાળી જોયું, ફેરવિયો મુખ હાથ:
'કૃષ્ણ વિષ્ણુ માધવ મધુસૂદન વામન વૈકુંઠનાથ, ૬
'રસના નામ નારાયણ નરસિંહ નરહરિ કૃષ્ણ કૃપાળ,
'કેશવ કમળાક્ષ કૃપાનિધિ હરિ ગોવિંદ ગોપાળ, ૭
'રસના નામ જપે રાઘવનું, વિષ્ણુભક્ત છે પૂરો.'
શાપ ગંગાના માટે પડિયો વૃષકેત છે શૂરો. ૮
અર્જુને શોક ધર્યો રણે સમજો ગુણ સઘળા સંભારી.
'હવે યજ્ઞ કરશો ને યુદ્ધ કરશું? હતું તે સર્વ રહ્યા હારી.' ૯
દિનકર તેજ થયા છે ઝાંખા, સુર પામ્યા સર્વ ત્રાસ.
જૈમુનિ કહે છે: હવે અર્જુનના મનની તૂટી આસ. ૧૦
હવે અર્જુન મનમાંહે વિમાસે: 'રહ્યો અધૂરો યાગ.
'દેવ મુનિવર કો નવ્ય પામ્યા દક્ષિણા હવ્ય વિભાગ. ૧૧
'યજ્ઞ તણી શોભા નવ્ય પામ્યા યુધિષ્ઠિર સત્યવાદી.
'પ્રભુકરમાંહે પુણ્ય ન મૂક્યું, વેદમંત્ર આરાધી ૧૨
'નાનાવિધિનાં ભૂષણ અંબર આયુધ બહુ વાહન:
'ગાય અવભૃથ-સ્નાન કરી, નવ્ય સંતોષ્યા રાજન. ૧૩
'દંપત્ય-યુક્ત ભૂપ નવિ લાવ્યા ગંગાજીનું નીર,
'ગયા યુધિષ્ઠિર રુક્મિમુખે વાણી ભીરુ નહિ શરીર. ૧૪
'વૃષકેત કેરી ગતે માહારી, થાશે દુખિયા બાઈ.
'યજ્ઞ તણું ઉપહાસ્ય થયું, હવે સન્મુખ નહિ જવાઈ. ૧૫
'કુંતી માતા અને દ્રૂપદી સુભદ્રા દુઃખ હોય.
'માહારે કાજે લક્ષ્મી આદિ દુઃખ પામે સર્વ કોય.' ૧૬
મહા શોકસાગરમાંહાં અર્જુન પડિયા લાગી વાર.
પછે અશ્વ હકાર્યા રણમાંહા પામી દુઃખ અપાર. ૧૭

બભ્રુવાહન અર્જુન રણ મળિઆ પિતા-પુત્ર અતિ ક્રોધ.
સૈન્ય સકળ સંઘાર્યું રણમાંહાં, મૂર્છાએ પડિઆ યોધ. ૧૮
અર્જુનને પ્રણામ કરે: 'સ્વામી, જૂઓ જોરનું કામ.
'તહ્મ્યે છો, તું ક્ષત્રી હોય તો મહને મળે સંગ્રામ. ૧૯
'જો-જાણો જે 'પુત્ર' કહું તો અહ્મ્યે નમૂં તમ પાય,
'નહિ તો ધનુર્ધરની જોડે તહ્મ્યે રોકો રણમાંહ.' ૨૦
એહેવું કેહેતાં અર્જુન કોપ્યા, બાણ મેહેલિઆં ચાર.
બભ્રુવાહનનો માર્યો સારથિ સંઘાતે તોખાર. ૨૧
દશ બાણે પછે તાત વધાવ્યો, અર્જુન-રથ ભમાવ્યો.
એક ઘડી પાછે ભમી ભૂતળમાંહાં રણમાહે તે આવ્યો. ૨૨
અર્જુને ક્રોધ કરીને મેહેલ્યાં ત્રણ બાણ તે એહેવાં,
શુકપંખાં તીક્ષ્ણ ધાર કઠેરાં પવનપુંજ-ગત્ય જેહેવાં. ૨૩
બભ્રુવાહનનો રથ ભમાવ્યો બાણે કરી આકાશ,
અશ્વસહિત ૭ ઘટિકા ભમિઓ ઊગારે અવિનાશ. ૨૪

વલણ

ઊગારે અવિનાશ રે; પછે રથ ભૂતળે આવ્યો સહી
વળી અર્જુને બાણ મેહેલ્યા, કેહેવું યુદ્ધ કરયૂં રણ રહી! ૨૫/૬૯૧

## કડવું ૩૨ મું—રાગ વિરાડી

કેહેવું યુદ્ધ કર્યું રણમાંહાં રહી, અર્જુન વીંધ્યા મર્મ.
બાથે થકી દશ બાણ લીધાં કરે, કુંણ કરયૂં પ્રાક્રમ. ૧
મંત્ર ભણને ધનુષ ધરિઆ સહસ્ર થયાં તેણીવાર,
બાણનાં બાણ, સંખ્યા નવ્ય લાભે, મૂકતાં પારપાર. ૨
બાણે કરી નર વાહન વેધ્યા, અંતરમાહે ઉડાડે,
બાણે ચઢાવી હય રથ હાથી બાણે કરી ભમાડે. ૩
હાંમેશામ્ય પાવક પ્રજ્જળતા, દીસે આગ્નેય બાણ.
મારયા યોદ્ધ બભ્રુવાહન કેરા, હરયા સહુના પ્રાણ. ૪

બાણે બાણ વાવે અર્જુનનાં, પાર ન લાભે તેહ.
સઘળે પાવક બળતો દીસે, ઊડયું સૈન્ય, નહિ છેહ. ૫
એણી પેરે બહુ દળ અવડાણું, ગાજે ચઢિઆ વીર,
ફેર ચડાવ્યું ગગનાંગણમાંહાં, તૂટયાં તેહ શરીર. ૬
બાણ ચાલિયાં નગરી ઊપરથ; સહુકો પામ્યું ત્રાસ.
નાઠું સહુકો ગેહથી; ઊગરવા નહિ કો આસ. ૭
એણી પેરે બભ્રુવાહન કોપ્યો, વિદ્યા મંત્ર સંભારી.
અર્જુન-સૈન્ય દોઢો દગે નામે, બાણે કરી સંઘારી. ૮
એક અયુત હાથી સંઘાતે બભ્રુવાહનના બાગા,
રૈયથી બાણે જે ઊડાડયા, ગિરિવૃક્ષ જે વાગા. ૯
મહારણાંગણ એમ થયું છે, જન્મેજય રાજન,
પુત્ર સંઘાતે ધનુર્વિદ્યાએ વઢિઓ એમ અર્જુન. ૧૦
સુર નર ગાંધર્વ મુનિવર જોગી જૂએ સર્વ નરનારી,
પિતા પુત્ર રણ એહેવા વઢિઆ. નાઠું સૈન્ય સર્વ હારી. ૧૧
બભ્રુવાહને બહુ બાણ મેહેલિયાં, પછે જ્વાળાનું જેહ,
અર્ધચંદ્ર અગ્નિ જે ભરિયો કરમાંહાં આવ્યું તેહ. ૧૨
ધનુષ વિષે તે બાણ ધર્યું છે પાવક પ્રગટે પ્રૌઢ.
મહા ભયાનક દીસે સઘળું સર્વ થયું દિગમૂઢ. ૧૩
તે દેખીને અર્જુન મૂર્છ્યા દીઠું પૂરણ રાય,
ભૂમિકંપના મહાઉત્પાતિક શબ્દ અનેરા થાય. ૧૪
રુધિર તણી ત્યાંહાં વૃષ્ટિ થતી છે, દિનકર ઘટિઓ તેજ,
નરનારી ને માતા પિતા કો નાણે સુત પર હેજ. ૧૫
તેજ ગયું સર્વ સુવર્ણમાંહાંથી, દર્પણે વદન ન દીસે,
નિવક શબ્દ એહેવા અંતરમાંહાં; મહુઓ બજે જગદીશે. ૧૬
ઇંદ્ર આદિ સુર સઘળા નાઠા; આજ દશું કલ્પાંત.
હાહાકાર થયું ત્રણ્ય લોકમેં; શું થયું, કમળાકાંત? ૧૭

એહેવૂં હોતાં બાણુ મેહેલિઉં મહાપાતકથું રીશ.
ત્રિભોવનનાયક નામ જપંતાં છેદ્યું અર્જુન-શીસ. ૧૮
કાર્તિક સુદિ સોમવાર ને એકાદશીનો દિન,
પુત્રે પિતાનો નાશ કરચો છે; ભોમ્ય પડ્યા અર્જુન. ૧૯
જાણે કરી સવિતા આથમિયા, એમ થયું અંધકાર.
બભ્રૂવાહન દેખીને પડિઓ : 'ધિક ધિક મુજ અવતાર.' ૨૦
શોક ધરી બભ્રૂવાહન પડિઓ રથ ઉંપરે જ્યાંહારે,
સારથિએ રથ ફેરવ્યો ત્યાંહાંથી સેન્ય સંઘાતે ત્યાંહારે. ૨૧
કેટલા ત્યાંહાં ન જાણે અર્જુન, કેટલા જાણે તાત,
બંદીજન આગળે જશ બોલે, જીત્યાની કહે વાત. ૨૨
એમ કરતાં સહુ આવ્યૂ નગરમાંહાં, કેટલો ચોથ ઉજાંય,
શીઘ્ર જઈને જાણ્ કરચું, જાંહાં બભ્રૂવાહનની માય : ૨૩
'હો અર્જુન પાંડવ આવ્યો'તો, તે રણમાંહે મારચો.
હાર્યા હાર્યા તે જય પામ્યો'તો, તેમ સુત આગળે હારચો. ૨૪

વલણ

દાડિમ કેરાં વૃક્ષ ધરીને જોય રે;
દીઠાં ભસ્મીભૂત ભયાનિક હોય રે. ૫
એટલે આવ્યો કુમાર જાંહાં છે માત રે:
'પુત્ર, કર્યું કોણ કર્મ? મારચો તે તાત રે. ૬
'કહી વેદ પુરાણે વાત, એવડો અન્યાય રે.'
સુત જાણી નાખ્યા શૃંગાર, પડ્યા ભૂમાંહે રે: ૭
'એ તો નરનારાયણ જોડ્ય કેહે સર્વ જંન રે.'
પછે આવ્યાં તેણે ઠારય જાંહાં અર્જુન આંહ રે. ૮
'એહને ઘેરય સુભદ્રા નારય, અર્જુન રે,'
રુદન કરંતી નારી આવી ત્યાંહ રે. ૯
તાંહાં નગરનિવાસી લોક વર્ણવ્યું રે,
અર્જુન જાણ્યા તાત પમાડ્યા મરણ રે. ૧૦
અર્જુન કચેરા મુખ સામું જોઇ બોલે રે:
'એનો અણુ લોક એમ નાથ નહિ કોએ તોલે રે. ૧૧
'વૈરાટ કચરે ઘેરય કુરુ રાજન રે,
'માથે મહારથી દશ ઔર કહે સાવધાન રે. ૧૨
'ગાએ હરિ ત્યાહારે નાથ નારીનું રૂપ રે,
'જીત્યા મહારથી યોધ અકળસ્વરૂપ રે.' ૧૩
પાએ નમી કેહે પુત્ર: 'સુણો માહારી માતા રે,
તે પાછું નવ્ય થાએ જે લખ્યું વિધાતા રે. ૧૪
'અમે જાવું રે હવે સાથે, થાય છે વાર રે.'
આણી રુદે બહુ શોક, દુઃખ નહિ પાર રે. ૧૫
'વળી દ્રૂપદી મંડપમાંહે મેલ્યા બહુ રાય રે,
'ત્યાંહાં કાણુ જ્યંત્ર મછાવેધ જીત્યો ક્ષણમાંહ રે. ૧૬
'ત્યાંહાં જય પામી માહારા નાથ, દ્રૂપદીને વરિઆ રે.
'તમથું યુદ્ધે ચડ્યા જે જોધ, તેહેનાં આયુ હરિઆં રે. ૧૭

'વળિયાં જી રણ પાવક હોય દહનને કામ્ય રે.
'ખાંડવદાહ તે દેવ જીત્યા સંગ્રામ રે.' ૧૮
અગર ચંદનનાં તેલ કીધાં તેણી વાર રે,
કીધી દીવીની જ્યોત્ય, તેહેનો નહિ પાર રે. ૧૯
સર્વ સૈન્ય સંઘાતે રાય, અરણ્યમાંહાં જૂએ રે.
અર્જુન-ચરણ નારી પડીને રૂએ રે: ૨૦
'પુત્ર કેરડું કોણ કર્મ? મારયો તાહારો તાત રે.
'ત્રૈલોક્યમાંહે એહ ચાલી ગઈ વાત રે. ૨૧

ઢાળ—'ચાલી વાત ત્રૈલોક્ય મધ્યે, એ કર્મ નવ્ય કરિએ.
'આ ખેર તણા અંગાર, કુંઅર અમારે ધરિએ. ૨૨
'શું મુખ આગળે રચો આવી દુષ્ટકર્મા દૃષ્ટેથી જાને.
'તાત તણો તેં નાશ કરીને બહુ દુઃખ દીધું માને.' ૨૩

કુંડળ મુગટ સહિત મુખ નિરખ્યું, મૂક્યો મુખે નિઃશ્વાસ,
ચિત્રાંગદા કેહે: 'ચિતા રચાવો, પુત્ર, રહી અમ પાસ. ૨૪
'જાજ્વલ્ય પાવક તે માંહાં પ્રગટે તેહેની પૂરણ જ્વાળ;
'યુગમ માતા તમ તાત સમાએ એહેવી રચો વિશાળ.' ૨૫

વાક્ય સુણી બભ્રૂવાહન ત્યાહારે કંપ્યું સર્વ શરીર:
'હું ચિતા પ્રવેશ કરું તમ આગળે.' નયણે ચાલ્યાં નીર. ૨૬
'હસ્તિનાપુરમાંહાં જાણ હશે; આંહાં આવે વૈકુંઠરાય
'ગરુડચ ચઢી ભીમસેન્ય સંઘાતે અને કુંતાજી માય. ૨૭
'કેહી પેરે હું મુખ દેખાડું? કરયું અપરિમિત પાપ.
'એટલા પાપે યુદ્ધ કરીને કોણે રણ્ય મારયો બાપ? ૨૮
'પામું મરણ, કોએ નવ્ય જીવે; એ તો બોલે વેદ.
'લાગી અગ્નિ અંગ માહારામાંહાં; કશો કરું હવે ભેદ?' ૨૯
'આટલા માટે મહા ચિતામાંહાં બાળું માહારું તન;
'જીવે તેહ બળે પાવક વિણ, એહેવો તાત અર્જુન.' ૩૦

એમ કહીને 'ચિતા રચાવી નિશાંમાંહે' તે પ્રૌઢ.
રવિ', ઊગમતે રણમાંહાં આવે સ્વામી ગરુડારૂઢ. ૩૧
પ્રૌઢ, ચિતા બહુ કાષ્ઠ અણાવી કીધી તેણી વાર
કેડે ઉલૂપી:'થાઓ સાંમના, કહું તે સુણો, કુમાર, ૩૨
'એક ઉપાય કહું. સુત તમને; જે ઉપાય કરીને આણે,
'નીંદ્રથી જેણી રીતે જાગે, એમ અર્જુન જીવતા જાણે. ૩૩
'પાતાળમાંહે માહારા તાતજીને ઘેરય સંજીવન મણિ નામ,
'તેહેના સ્પર્શથી અર્જુન જીવે, જો જઈ લાવો આમ. ૩૪

વલણ

'જો જઈ લાવો આમ રે, તેહેની વિધિ સઘળી કહું.
'તે સંજીવન આહાં લાવશો. સુત, અતુલ પ્રાક્રમ તુજ લહું.' ૩૫/૮૫૧

## કડવું ૩૩ મું–રાગ આસાવરી

એણી પેરે બોલે ઉલૂપી વાણી જી:
નાથજીને જીવાડો સંજીવન આણી રે.
'સકળ ફણીનો જે ફણીરાયજી, મણિ સંજીવન ભંડારમાંહે જી. ૧
ઢાળ—'ભંડારે મણિરત્ન વિવિધ પેરનાં ભરયા ફણીરાય દ્વારય,
'તે ઊપરે મણિ ઝળહળે મહાતેજનો અંબાર. ૨
'અમૃત કેરા કળશ ભરિઆ, જે મૂએ આણે પ્રાણ;
'સહસ્રધા અગ્ય સ્પર્શથી તે જડે સર્વ સંધાણ. ૩
'ગરુડ કેરા ભય થકી પડે પટે અહિને મરણ.
'સર્પ મળી સર્વ એકઠા ગયા શંકરજીને શરણ ૪
'મહાદેવ બહુ પેરે પૂજિઆ, મહાભક્તિ બહુ સ્તુતિ કીધી.
'તાનમાન સુધાંગ જોઈ વરદાન શંકરે ત્યવ દીધી. ૫
'સ્વામી, ગરુડ કેરા ભય થકી અમે રહ્યા પામી ત્રાસ.
'દાન જીવન આપિએ, તમ ચરણની અમ આસ. ૬
'કૃપા કરીને સંજીવન મણિ આપિઓ; મહાદેવ.
'મરણ પામે પ્રાણ આપી જીવાડયા તેહેને એવ. ૭

'આનંદ પામી લાગિઆ, ગર્જના થઈ નાગલોકય
'તે દિવસનો વ્યાધિ ભય મરણનો ટળિઓ શોક. ૮
'તે માટે સર્વ નાગ કેરો પ્રાણદાતા એક,
'સંજીવનને રેડે વીંટી, પરમ તેથ સ્નેહ ૯
'તે માટે ક્યમ આપશે મણિ સર્પનો આધાર?
'એક એકથી વિખધર ઘણું, મહાનાગ બળભડાર ૧૦
બભ્રવાહન ઊઠીને ચરણ નમિઓ
'લાવૂં મણિ જૈ, માત
'નાપે તો મહા યુદ્ધ કરી લેઉં જીવાડવાને તાત' ૧૧
કહે અલપી 'કેહી પેરે નાગશૂં યુદ્ધ થાય?
'તે બળિઆ બળવંત ઘણું, વિખ ભર્યા છે તનમાય' ૧૨
બભ્રવાહન બોલિઓ 'તે કોણ એહેવા નાગ,
'યુદ્ધ કરતા નાગગણ રેડે ભરી સાહામા પાગ? ૧૩
માત કહે 'પુત્ર, તે તો નથી દીસે રૂપ,
'એક એ થી મહાપ્રાક્રમી, વિખ ભરયા તેહ સ્વરૂપ ૧૪
'દશ ફણીના કેટલા, કેટલાને છે વીશ,
'પચવીશ ફણીના અહિ ઘણા, ફણી સહિત ઝળકે તીશ ૧૫
'ચાળીશ ફણીના કૂકૂએ, પચાસ ફણીના હોય,
'સાઠ એંશી નેવું ફણી તે તો છે સર્વ કોય ૧૬
'શત ફણી મણિ એક ઊપરે, બસે ફણી બે જાણ્ય
'ત્રણ્યસે ફણીને ત્રણ્ય ઊપરે મહા વિખની ખાણ્ય ૧૭
'ચ્યારસે ફણી અતિ મનોહર, પાચસે હે ફણી પ્રચંડ
'છસે ફણી સાતસે હેના બાળી કરે શત ખંડ ૧૮
'આઠસે ફણીના ઉગ્ર વિખધર નવસે કે વિખ નહિ પાર,
'સહસ્ર ફણી શેષ નાગને એ ફણી તણા વિસ્તાર ૧૯
'વિખ ભર્યા પૂરણ હળાહળ, મુખ થકી ચાને જ્વાળ,
'ત્રૈલોક્યને અંતે કરે, પુત્ર, સર્વ એહેવા વ્યાળ ૨૦

'રણાંગણમાંહી યુદ્ધ' કરતાં કોણું જીતે શૂર?
'ગરલ મેરેલે મુખ થકી' તે તણાં ચાલે પૂર. ૨૧
'એક ફણીની સુભગ જિહ્‌વા, જળદ્ધમે તેહેની ધાર.
'ઘેઘઘટા મહાઘનમાંહાં જ્યમ વિદ્યુતના ઝાતકાર. ૨૨
'ગિરિ ઉડાડે ગમન સમૂળા, ફૂત્કારે એહેલે લક્ષ.
'યુદ્ધ વિષે માતુલ તમારા રૂપે ધરતા ક્ષક્ષ. ૨૩
'પ્રલે કરે અત્યંત વિષધર, વિષે બાળે સૃષ્ટ,
'તેહેવા મારે, પુત્ર માહારા, એ તણાં યુદ્ધ અરિષ્ટ. ૨૪

વલણ

'અરિષ્ટ યુદ્ધ એહ તણાં જાણો, દૂરથ રહી વિષને વમે.
'કદાચ ધરીને ડંક દે તો તેહેના કુળને નિર્ગમે. ૨૫/૮૭૬

કડવું ૩૪ મું—રાગ કેદારો

'હવે નાગ તણાં સુણિએ નામ,
મહા વિષધર દર્શન શ્યામ.
'કામ્ય તે એ આપણે આવે નહિ એ. ૧
ઢાળ—'કામ્યે આપણે કોયે ન આવે
નાગ સર્વ વિષ ભરિઆ,
'ક્રોધે ક્રોધ વ્યપે છે કાયા, મહા ક્રોધમાંહે હરિઆ. ૨
'પ્રથમ વૃધ ધૃતરાષ્ટ્ર નામ ને કર્કોટક ફણી કુળ,
"પુલિક નાગ, વાસુકિ, રત્નકંબલ,
પુષ્પદંતી નહિ તુલ્ય. ૩
'પદ્મક નાગ, રત્નપાળ, મહાપદ્મક, હૈનિક નાગ મણિસુત,
'શંખપાળ, શંખચૂડ, દંતી, દમ, કંકોલ વિષ અદ્‌ભુત. ૪
'કાળિનાગ, કુમ્ભકનાગ, તક્ષક, કૈનિક, નાગ કફેર.
'જઘન નાગ, કાલકૂટ, વિધૂચક, હ્યાનિક, અઘેર. ૫

૨૩. ક્ષક્ષ=ખરબચડા.

'ખંભેર નાગ, ગન્ધ, ગોનક નાગ ને
દુરોષ્ટિ નાગ જે કહિએ,
'અગ્નિકળા, દુષ્ટચિ, દુષ્ટભાવ,
જેહેને વિખનો પાર ન લહિએ. ૬
'અહિધન નાગ, વૈતાન નાગ, અતિપ્રગન નાગ પ્રૌઢ,
'તુમ્બ તાલિ, મહાતેજ નાગ,
જેહેને જોઈ થઇએ દિગ્મૂઢ ૭
'તતોન નાગ, સેખરણ નાગ, ધૂધૂર નાગ બળવંત,
'જાબાલિ નાગ ને ધૂમ હળાહળ વિખથી આણે અંત. ૮
'પવન-ઝઝેડ, લૌહાન નાગ ને શ્વેત ભૂભૂર જે કહાવે
'પવન-પખાળ ગજસન્ય હળાહળ
નાગ જોડ કો એ ન આવે ૯
'વિચિત્ર-ભાનુ, ભાસ્કર નાગ,
હરિ નાગ, રુદ્ર નાગ બળધારી.
'ભૈરવ નાગ, કાનાત નાગ ભ્રમર નાગ વિખધારી ૧૦
'અજેપાળ, અગારક મણિપર સારિગ, શીત સોહાગ
'ચન્દ્રકાંતિ, મણિગ્રીવા, મહારણી, મહિમાશિક હરિ નાગ ૧૧
'અશ્વનાગ, સુગ્રીવસેન્ય, જેમ હેમેન નાગ, હતાગ
'દેવકાંતિ, હરિચંપક, ઝાળી, મહાગરલ વિરોળ. ૧૨
'એ તો મણિધરમાંહે મહામોટા પરિવારનો નહિ છેક,
'એહેને વશ કરવા અવતરિઆ વનિતાસુત છે એક ૧૩
'એ સઘળા કુળ નાગના મધ્યે શેષનાગ ધરા એકો નાવે,
'જેહેને ફણમંડળ ઊપરચે મેર મહાગિરિ કહાવે ૧૪
તે ધરતને પાખલે મેખના પ્રથવીનૂં મંડાણ,
'આઠ કુળ પર્વત, સાત સાગર, મુનિવર કરે વિખાણ ૧૫

'ધંતૂર ફૂલ ને આકારે મેર પરવત જાણ્યે શ્રૃંગિ છત્ર,
'દેવલોકનો વાસ ત્રિપુર પરે, વળી ત્રણ્ય લોક વિચિત્ર. ૧૬
'કૂર્મ-પૃષ્ઠિ ઊપરે છે આસન, શેષ દેવ સંગ સોહાગે,
'પરમ ઉદ્યોત તેજ પ્રભુ કેરું, એહેવો નહિ કો નાગ.' ૧૭
'ઉજ્જ્વળ-કાંતિ પય ધેનુ તણું;
જ્યમ ચંદ્ર કાંતિવંત તેજ.
'ફણી ફૂલિત મણિ ઝાકે સુંદર, દીઠે ઊપજે હેજ. ૧૮
'નામ જપે કરુણાનિધિ કેશવ કરુણાવંત કૃપાળ,
'મુખ થકી નાદ અનાહત વાજે, આસન રમ્ય વિશાળ. ૧૯
'મધ્યે મુખને શોભા મનોહર, ફરતી ફણી, નહિ પાર,
'બે સહસ્ર જિહ્વા જશ બોલે એક શ્રીવિશ્વાધાર. ૨૦
'કર ઓપે સુંદર ભુજ શોભિત, હરિનાળા હરિનામ,
'ભજન કરે પરમેશ્વર કેરું રાત્ય દિવસ એ કામ. ૨૧
'એક ગરુડાસનનું કેડે, બોત્યેર આંટા હોય.
'બોહોત્યેર એણી પેરે ગૂંછળ વાળી બેઠા સુંદર જોય. ૨૨
'એહેવું તાતનું રૂપ નિરખે; તે કલ્મશે રક્ષાય.
'પ્રભુ તેજથી તેજ પ્રગટે, શેષ એક જ કેહેવાય. ૨૩
'બીજા વિષધર જે કો રહે છે શેષદેવના અંગી.
'તે જાણે તો મણિને નાપે સદા ક્રોધ બહુ અંગી. ૨૪
'અર્જુન શ્રીનારાયણ-વલ્લભ તાત કૃપા બહુ કરશે.
'માહારા તાતને આપણ વાહાલા, દુઃખ રુદેમાહાં ધરશે. ૨૫

વલણ

'દુઃખ રુદેમાંહાં ધરશે રે, મંજીવન આપશે સહી.'
ઉલૂપિએ એમ પુત્ર આગળે ઝીણા કેરી ત્રિય કહી. ૨૬/૯૯૨

## કડવું ૩૫ મું—રાગ સામેરી

કહે ઉલૂપી, 'સાંભળ્ય, તન જી,
એ મણિ આવ્યે જીવે અર્જુન જી.
'પુંડરિક મોકલું માહારો ભાઈ જી,
તાત માહારા કને જાશે ધાઈ જી. ૧

ઢાળ—'ધાઈને જાશે માહારા તાત પાસે, સરશે સઘળું કામ
'શેષ દેવ 'આગળે જે કહેજો, થયો જે સંગ્રામ ૨
'તે માટે પુંડરિક ભ્રાતા મોકલું છું ત્યાંહ,
'સંજીવનને 'લાવશે માહારા તાત મંદિરમાંય' ૩
'એમ કહી પુંડરિક તેડિઓ અને 'આપિઆ શણગાર
'રણ ગીત્ય કહીને સમર્પજ્યો, 'માહારો તાત જેણે હારચ ૪
'આ કથા સઘળી જે કહેજો, જાહા નાગનો રાજાન,
'સંજીવન શય્યા' લાવિએ, દીજિએ જીવનદાન ૫
'શીઘ્ર થઈને કામ કીજે, ભૂખ્યનત બાંધવ વીર,
'જેણી રીત્યે વૃખકેત અર્જુન જીવે મહા રણધીર.' ૬
પુંડરિક એહવું સાંભળીને વાક્ય બોલ્યો એહ,
'હવે કેહી પેરે રાખશું, વિણશશે અર્જુનદેહ. ૭
'પાતાળ જાતાં દિવસ થાશે આવતાં મણિ હાથ,
'આવતાં કોહોને નહિ ગમે, મરણ જીવન જેહેને આથ્ય ૮
'મૃત્યુ-દેહ વિણશે એહ તણી, અર્ધી કોણ રચશે બુદ્ધ્ય,
'અર્જુનને વૃખકેત કેરી કાયા રહે જ્યમ શુદ્ધ?' ૯
એહવું વિમાશી પુંડરિક નાગે ડંક અંગે દીધ,
કાયા સઘળી વિખ ભરીને નિઘટ એહવી કીધ. ૧૦
'વિખ થકી વિણસે નહિ મહામનોહર એ ગાત્ર,
'વૃખકેત અર્જુન 'અંશ હરિના શિરોમણિ બે પાત્ર ૧૧
'હવે સત્યમાથી તણી એ નિઘટ રહેશે કાય,
'અર્જુન કેરી ધરામાંહે ઉગ્ર કીર્ત્ય બોલાય.' ૧૨

પ્રણામ કીધો બેહેન્યને : 'ભાઇ, લાવૂં જઈ મણિ આજ,
'અર્જુન ને વૃષકેત જાગે, સરે સઘળાં કાજ.' ૧૩
આજ્ઞા માગી ચાલિઓ બેહેન્યને નામી શીશ :
'ઉપાય આપણ કીજિએ, રાખશે શ્રીજગદીશ. ૧૪
'ભગવાનજી ભયહરણ સ્વામી, વિશ્વપાળક દેવ,
'દુઃખ હરે આવી નાથજી, જીવાડશે પ્રભુ એવ. ૧૫
'સદાકાળ હરિ અળગા નહિ, દેવાધિદેવેશ,
'અર્જુનને જીવાડશે; દુઃખ આણશો માં લેશ.' ૧૬
પ્રથમતળ પુંડરિક ચાલ્યો, તાંહાં શમી વૃક્ષ અનેક,
ગંભીર તાળપત્રે કરી, તેહ તણો નાવે છેદ. ૧૭
વિતળમાંહે ચંપા કેરાં વૃક્ષનો નહિ પાર,
સુતળમાંહે ચંદન કેસર અગર નામે હેંકાર. ૧૮
અનેક રચના નિરખતો જૈ પોહોતો પાતાળ,
શેષનાગ કેરી સભાયે આવ્યો, જાંહાં અનેક બેઠા છે વ્યાળ. ૧૯
શણગાર મેહેલ્યા ઉલૂપીના અને નમિઓ ચરણ :
'યુદ્ધ કરતૂ અશ્વવાહન સાથે, હવૂ અર્જુન મરણ. ૨૦
'વૃષકેત કર્ણના કુઅર સાથે પડ્યો સંગ્રામ જ્યામાત્ર,
'શ્રીકૃષ્ણ જેહેના સારથિ, ત્રૈલોક્ય અર્જુન પાત્ર. ૨૧
'હસ્તિનાપુરમાંહાં યુધિષ્ઠિરને કરાવે હરિ જ્યાગ,
'ગોત્રપાતક ટાળવા સુર આપે હવ્યવિભાગ.' ૨૨
શેષનાગ એહવૂં સાંભળીને પામિઆ છે ત્રાસ;
પુત્રીના શણગાર દેખી મૂકિઓ નિશ્વાસ. ૨૩
પુંડરિક કેહે છે : 'સંજીવનને આપિએ, મહારાજ,
'અર્જુનને જેમ પ્રાણ આવે, સરે સઘળાં કાજ.' ૨૪
શેષનાગ કેહે સહુએ નાગને : 'સાંભળો સહુ એ વચન,
'અપર બીજા જાણિએ ભગવાન ત્યમ અર્જુન. ૨૫

'સુભદ્રા જેહેને ફિંકરી, આપી વૈકુંઠનાથ,
'પ્રાણજીવન દ્રૂપદી, હરિ હીંડે અર્જુન સાથ.' ૨૬

'સૌભાગ્ય આપો, ઉલૂપીને, કીજે પર-ઉપકાર,
'સંજીવન લેઇ સર્વકો, હવે કરો અર્જુન-વાહાર. ૨૭

'એ ત્યાં મણિને આપવો અર્જુન કેરે કામ્ય;
'વૃષકેત અર્જુન જીવ્યા પૂઠે આણી મેહેલો ઠામ્ય.' ૨૮

ધત્રાષ્ટર એહેવૂં સાંભળીને વાક્ય બોલ્યો એમ:
'મૃત્યલોકમાંહે મણિ ગયો તે ઘેરય આવે કેયેમ?' ૨૯

'અર્જુન તો જીવ્યા પછી મણિ નાપે કોય, રાજાન;
'ત્યાંહાં થકી લાવે કોણ જઇ નાગ મહા સાવધાન?' ૩૦

શેષનાગ કેહે: 'ધત્રાષ્ટર, સાંભળ્ય, આપવો મણિ આજ,
'વૈકુંઠનાયક જાણતે રેહેશે નંહિ તમ લાજ. ૩૧

'સંજીવનશૂં અમૃત આપો, પાર્થ જીવે જ્યંમ,
'અલૂપી ચિત્રાંગદાનો શોક ભાજે ત્યંમ.' ૩૨

તે વાક્ય સુણી ધત્રાષ્ટર નાગે પ્રેરી સર્વ સઘાત્ય-
'આપણે મણિ નાપવો પુંડરિક કયેરે હાથ્ય.' ૩૩

શેષનાગ કયેરાં વચન મિથ્યા કરી સહૂકો જાય.
પુંડરિક તાંહાં પાછો વળ્યો; મણિ નાપિઓ કરમાંય. ૩૪

સંજીવન નવ્ય પામિઓ તવ તૂટી મનની આસ.
રણભોમે આવી બેહેન્ય પાસે મૂકિઓ નિશ્વાસ. ૩૫

વલણ

મૂકિઓ નિઃશ્વાસ આવી: 'સંજીવન આપ્યો નહિ.
'ધત્રાષ્ટર સઘળા નાગ સાથે રહ્યો છે તેહેને ગ્રહી. ૩૬
૯૧૨

## કડવું ૩૬ મું—રાગ કેદારો

'શેષનાગે રે કહ્યું બહુ, મુખ છાંડીને વળી સહ:
'બહુ ને બળ રે ધૃતરાષ્ટ્ર નાગનું રે. ૧
ઢાળ—'બહુ બળ દીધું ધૃતરાષ્ટ્ર નાગનું; સંજીવનને નાસે.
'નાગ સકળ થયા એકઠા, એથું બળ નવ્ય થાસે.' ૨
પુંડરિક કહેતાં વાક્ય સાંભળી હરિસુત ચઢિઓ ક્રોધ;
'નાગલોક જૈને સંહારું.' તેડયા સઘળા યોધ. ૩
સૈન્ય તણી સંખ્યા નવિ લાભે, પ્રદ્યુમન ક્રોધ ન માય.
રોમ ઉલસ્યાં વીરે વીરનાં; સઘળા વ્યાકુળ થાય. ૪
બભ્રુવાહન બહુ ક્રોધ કરીને નમ્યો માતાને ચરણ:
'ધૃતરાષ્ટ્ર આદે નાગ સકળને જૈ પમાડું મરણ. ૫
'સંજીવન મણિને જૈ લાવું કરી નાગને પ્રાણે.
'નાગ પુંડરિક તણો નાકારો ક્ષત્રિય કોડીવાડો વાજે.' ૬
સૈન્ય હકારયું ત્યાંહાં અસંખ્યાત: 'હવણાં જૈ મણિ લાવું;
'પ્રલે કરીને નાગલોકનો દેવામાર્ગ મહિમા આવું.' ૭
દુંદુભિ કહેતા ઘોર હવા છે, દળ ચાલ્યું બહુ સૈન્ય.
હયના ચરણ થકી રજ ચાલી, ઢાંકયો તેણે આદિત્ય. ૮
પ્રદ્યુમન ને બભ્રુવાહન કોપ્યા, મૂકયાં બાણ કરાળ.
માર્ગ કરીને સૈન્યઘટાનું પેઠોના જૈ પાતાળ. ૯
દુંદુભિ કહેતા ઘોષ સાંભળી અહિદળ મળીને અસંખ્ય
કરે કોલાહલ, 'મારો મારો' એમ સઘળા બોલે મુખ્ય. ૧૦
અનેક હય રથ સૈન્ય મળ્યા બહુ વિષધર વિષે બળાણા
સૈન્ય લેઈને સામાસામા ધસિઆ યુદ્ધ કરવા મંડાણા. ૧૧
એમ અંન્યોઅન્ય સૈન્ય મળ્યું બહુ, તેહેનો નાવે પાર.
ભીમ અનોધ્ધર સોથી વ્યૂહ રચીને કરતા માગમારગ. ૧૨

ધત્રાષ્ટર આદે સઘળા કુળના મહા ફણીરાજે રાજ;
સનાહ પેહેરી આયુધ સઘળા આવ્યા યુદ્ધને કાજ. ૧૩
ખડ્ગ ગદા તોમર ને ફરશી હળ મૂસળ ને ચર્મ,
ત્રિશૂળ સાંગ કુંત ને ભાલા, અર્ધચંદ્રના મર્મ. ૧૪
પ્રચંડ ગાત્ર ગરલ મુખે મેહેલે, જ્યમ પાવકની ઝાળ.
આયુધ અગણિત, પાર ન આવે; જાણ્યે પ્રગટ્યા કાળ. ૧૫
મહાસંગ્રામ નાગનો એહેવો, હોય ન માંડે ત્યાંહ.
બભ્રુવાહન ને પ્રદ્યુમન કેરૂં મારયું દળ રણમાંહાં. ૧૬
મહા રણાંગણ ઘોર હવૂં છે; એમ વધ્યો રણ કામ.
જે સાહામા ફણી રણ મંડાણા તેહેના ફેડ્યા ઠામ. ૧૭
પછે બભ્રુવાહન તે સમજો ક્રોધ્યો, મેહેલ્યું પાવકનું બાણ;
નાગલોકમાં અગનિ પ્રગટ્યો, હરિઆ ગહૂના પ્રાણ. ૧૮
મેનાસ્ત્ર બાણ મેહેલીને, તેહેનાં મધ ચોપડ્યાં અંગ;
પછે કીડીનાં બાણ મેહેલિઆં, વળગી તેહેને અંગ. ૧૯
નકુળ તણાં પછે બાણ ઘણાં ને મયૂર નાવે છેહ,
સમળી કેરાં બાણ મેહેલિઆં, ગરુડ સંખ્યા દેહ. ૨૦
પડ્યો ભંગ, દળ સઘળૂં નાઠું, કરયૂં કેટલૂં ભક્ષ.
શેષનાગ આવ્યા રણમાંહે ધત્રાષ્ટરને કેહે મુખ્ય: ૨૧
'દુષ્ટકર્મી, મણિ આપ્ય શીઘ્ર; કાં રે કરે અરિષ્ટ?'
'અર્જુન કેરા સખા કૃષ્ણજી નવી રચે તે સૃષ્ટિ.' ૨૨
પછે સંજીવન આપ્યો તત્ક્ષણ, ધત્રાષ્ટર નમિઓ પાય.
અમૃત છાટી સેન્ય જગાડ્યૂં; વજ્યો નિશાણે ઘાય. ૨૩
બભ્રુવાહન ને પ્રદ્યમન વળિઆ; ધત્રાષ્ટર પોહોતા ઘેરય,
પોતા કેરા પુત્ર બોલાવ્યા: 'હવે રચો એક પેરય. ૨૪

વલણ

'હવે રચો એક પેરય રણમાંહાં, શ્વેતકેત અર્જુન શીસ્ય હરો.
જેણી પેરે નવ્ય જીવે રે, અગોચર સ્થાનિક ધરો.' ૨૫/૯૭૭

## કડવું ૨૭ મું—[રાગ એ જ], ચોપાઈ

ધૃતરાષ્ટ્ર કહે : 'સુત, સાંભળો વહી,
જેણી પેરે અર્જુન જીવે નહિ,
'જયમ મણિ આવે ધૈરય આપણે,
નહિ તો રહેશે અર્જુન તણે.' ૧
વાક્ય સુણી આવ્યા રણમાંહ, વૃખકેત અર્જુન–શીશ જ્યાંહ;
મસ્તક હરી ચાલ્યા બે વીર, કાદવ છીપવ્યાં સાગર તીર. ૨
હવે બભ્રુવાહન પ્રદ્યુમન આવિઆ, સંજીવન મણિને લાવિઆ.
શીશ ન દીઠાં તેણે ઠારય : 'હવે કરવો અહીં કવણ પ્રકાર?' ૩
જૈમુનિ કહે : જન્મેજય, સુણો; શોક થયો શીશ હરતે ઘણો.
મહાચિંતામાંહાં નળિકો બહુ, નારી પુત્ર સુભટ દળ સહુ ૪
એણી પેરે ગયા દિવસ થયા સાત,
હસ્તિનાપુર કો ન જાણે વાત.
સાંભળ સત્ય, જન્મેજય રાય, મહા અરિષ્ટ હવું પુરમાંહ. ૫
કપોત શબ્દ તણા નહિ પાર, ઉલૂક તણા સ્વર હારોહારય,
પામી ત્રાસ ધેનુ સર્વ રહી, સ્નેહ વાછરડા આણે નહિ. ૬
કાક કુલાહલ કરતા ઘણું; હેત ગયું સુત માતા તણું.
કંથ કામવતી છોડયા સ્નેહ; દીન દામણી સહુની દેહ. ૭
વેદરુચા દ્વિજ વિસ્મરણ થઈ,
ક્રિયા ધર્મબુદ્ધિ સઘળી ગઈ.
રુધિરવૃષ્ટિ તવ થઈ આકાશ,
મિથ્યા શોક, કો ન ગમે પાસ. ૮
સહુને નિદ્રા ગઈ તવ સત્ય,
વિપરીત વાક્ય બોલ્યા એમ મુખ્ય.
વધન થયું કુંતીને રાત્યે, ઝબકી તત્ર જાગી પરભાત્યે. ૯

શ્રીભગવાન આગળ્ય જઈ કહ્યું:
'વિપરીત સ્વપ્ન નિશામાંહાં થયું.
'રુધિર વાવ્યમાંહાં નાર્જન કરી, નીલ વસ્ત્ર અંગ્ય મુજ ધરી, ૧૦
'કંઠે કણેરા કેરો હાર, કરભ ઊપરે થઈ અસવાર,
'દક્ષિણ ચાલી કરયું રુદંન; સ્વામી, કુશળ નહિ અર્જુન.' ૧૧
એમ કહીને પડિઆં ધરણ્ય, થયા રોમાંચિત અશરણશરણ્ય.
એટલે ધર્મરાય આવિઆ, વૈકુંઠપતિ બોલાવિઆ: ૧૨
'આજ નિશા સ્વપ્ન મુજ થયું.' શ્રી ભગવાન આગળે કહ્યું.
'સેન્યા દર્ભ તણી મુજ હોય, દીઠું દોડો દિશે ભરિઉં તોય. ૧૩
'નાગું અંગ વિના બે પાણ્ય,
ઉલૂક તણી મુખ્ય બોલ્યો વાણ્ય.
'પામ્યો ત્રાસ, મુજ નિદ્રા ગઈ,
સ્વામી, નિશ્ચે અર્જુન નહિ.' ૧૪
થયા કપારવ સાંભળવાન,' વિનતાસુત તેડ્યો ભગવાન.
મહા શોક પ્રગટ્યો જગદીશ, અર્જુન વૃખકેત વિણ-શીશ. ૧૫
વાહન ઊપરે બેહા નાથ, તેડી સત્ય યશોદા માત.
દેવકીજી કુંતી, રુક્મણી તેડી ચાલ્યા ત્રિભોવન-ધણી. ૧૬
નકુળ સહેદેવ વૃકોદર વીર ચાલ્યા દુઃખ બહુ ધરી શરીર,
મનવેગી ને કેહેતાં વાર મણિપુર આવ્યા વિશ્વાધાર. ૧૭
મહા રણાંગણ દીઠું તદા, ભીમસેન ચાલ્યો અકી ગદા.
કીધો મુખે સહિનાદ કરાળ,
જાણ્યે પ્રગટ્યો કૃતાંત જ કાળ. ૧૮
વાહનથી ઊતરિઆ દેવ, રણમાહા ભીમ ગ્રહ્યો જઈ ખેવ:
'વીર, સાસતા થાઓ લગાર; જોઈ કરીશે અર્જુન વાહાર.' ૧૯
ધશી અર્જુનને પાસે ગયા, નાથ જોઈ મૂર્છાગત્ય થયા.
ભીમ કુંતી દુખ કહ્યું ન જાય, નકુળ સેહેદેવ ને યશોદા માય. ૨૦

જૈમુનિ કેહે : કહિએ શું કથી? અર્જુન જોડે બીજો શોક નથી.
પછે બોલિઆ સુંદરસ્યામ : 'આ રણ કીધું કેહેનું કામ?' ૨૧
નારી સુગમ અર્જુનની જેહ, નમી પ્રભુને આવી તેહ.
હવે રુક્ષ્મણી–સુત પ્રદમંન આવી નમિઓ જગજીવંન. ૨૨
બભ્રૂવાહનને બાંહે ગ્રહી, પ્રભુને ચરણ નમાવ્યો સહી :
'આસવ્યસાચી કેરો પુત્ર, વચન–છળથી રણ થયો શત્રુ.' ૨૩
કથા આહાથી સોંપી તેહ, પિતા પુત્ર યુદ્ધ કીધું એહ.
મણિ. મંજીવન દૈત્યે ધરચો : 'યુદ્ધ કરી નાગ લોકેથી હરચો. ૨૪

વલણ

'યુદ્ધ કીધું નાગલોકે, સંજીવન લાવ્યા જઈ.'
શ્રીકૃષ્ણ આગળે આદ્યથી સર્વ કથા માંડીને કહી. $\frac{૨૫}{૮૬૨૨}$

કડવું ૩૮ મું—રાગ દેશાખ

જૈમુનિ બોલ્યા : સુણ, રાજંન જી.
'બભ્રૂવાહન જાણ્યો સુત–અર્જુન જી.
અંગ અતિ ઉધ્ધરયું કુંતામાય જી;
અર્જુન સરખો પરમ શોભાય જી. ૧

ઢાળ—અર્જુન સરખો નિરખિઓ. ભીમસેન્યને દુઃખ હોય.
આંહીં કુંઅર દેખી ભ્રાત દેખી રાતે લોચને રોય. ૨
એટેવે ઉલૂપી ચિત્રાંગદા જ કુંઅર નમિઓ ચરણ :
'માહારા તાતજીને જીવાડિએ, વૃખકેત, અશરણશરણ.' ૩
ભીમસેન્ય કુંતી દેવકી કેહે : 'હવે થાઓ વાહાર.
'વૃખકેત–અર્જુન–શીસ્ય આણો, પ્રાણના આધાર." ૪
બભ્રૂવાહન કેહે : 'હવે કૃપા કીજે; નાથ, આણો નેહ.
'અર્જુન કેરી સનાકાળ એક જાણો દેહ.' ૫
સ્તુતિ કીધી ગોવિંદજીની. પછે ધરિઉં ધ્યાન.
અર્જુનને જીવાડવાને ઉલસ્યા ભગવાન. ૬

અંજલિમાંહાં ઉદક લેઈને બોલિઆ પરબ્રહ્મ :
'આજ લગે બ્રહ્મચારય હોયે, વેગળાં સર્વ કર્મ, ૭
'વૃખકેત-અર્જુન-શીસ્ય-હરતા તેહેનાં શીસ્ય પડજો તાંહ.
'બહને વદન મોહામણાં એવ માંહાં આવજ્યો આંહ.' ૮
કેહેતાં મસ્તક આવિઆં; બે નાગનાં પડિઆં શીસ્ય.
પછે સંજીવન કરય ગ્રહી ઊભા થયા જગદીશ. ૯
વૃખકેત અર્જુન-શીસ્ય બહને 'કબંધ મેહેલ્યાં' એવ,
'મણિ તણા તાંહાં સ્પર્શથી જીવતા કીધા દેવ. ૧૦
વૃખકેત પ્રથમે ઊઠિઓ સંગ્રામ કરતો શૂર;
'અયુત યોધા દૃષ્ટિ આગળે કર્યા જોતાં ચૂર; ૧૧

પછે અર્જુન થયા બેઠા ધનુષ ગ્રહીને હાથ,
એહેવે નિરખ્યાં દેવકી કુંતા યશોદા માત. ૧૨
'ભીમસેન્ય બંધવ શ્રીહરિ નિરખિઆ લઘુ બે વીર.
પછે રીઝી પંચજન્ય પૂરિઓ શ્યામશરીર. ૧૩
ઇંદ્ર દુંદુભિ, અમર સહૂ દેવાંગના જયકાર;
પુષ્પ કચેરી વૃષ્ટિ કીધી : 'જયો વિશ્વાધાર.' ૧૪
ત્યાંહાં અર્જુનને ભીડી મળ્યા ભગવાનજી ભયહરણ.
પ્રભુએ આણી પ્રાણ આપ્યા, મિથ્યા કીધૂં મરણ. ૧૫
કુંતાજી દેવકીજીને ચરણ મસ્તક દીધ,
યશોદાજીના પાઓ વંદ્યા, પ્રભુ કરુણા કીધ. ૧૬
ભીમસેન્ય ભલ ભીડી મળ્યા, તેહેને નયણે નીર ન માય.
નકુળ ને સેહેદેવ મસ્તક ધર્યા અર્જુન પાય. ૧૭
સૈન્ય રીઝયૂં સર્વકો; બહુ યોધ પડિઆ જેહ,
અમૃત છાંટી સંજીવન મણિથી કર્યા બેઠા તેહ. ૧૮
સૈન્ય સઘળૂં થયૂં બેઠૂં, વર્તિઊં કલ્યાણ.
'અમર આશિસ્ય ઊચર્યા, કરે કૃષ્ણચરિત્ર વિખાણ. ૧૯

'જયો જયો શ્રીહરિ' રુક્ષ્ય વદે આશિષ્ય સહુ‌અ.
દેવ મુનિવર નગર સજ્જન નર નારી મળિ‌યાં બહુ‌આ. ૨૦
પાર્થને આવી વધાવે નગર કચેરી નાસ્ય.
કર ગ્રહી કૃષ્ણ-કુંઅર મેળ્યો, પ્રેમનો નહિ પાર. ૨૧
ઉલૂપી ચિત્રાંગદા બે નમ્યાં અર્જુન-ચરણ્ય :
'કૃપા કીધી પુત્ર ઊપરે, નાથ, રાખો શરણ.' ૨૨
પછે દુંદુભિ વિવિધ પેસ્યનાં વાગિઆં રુક્ષ્ય પ્રૌઢ.
રથ એકચે સવ્યસાચી બેઠા ગરુડારૂઢ. ૨૩
નગરમાંહે આવિઆ સર્વ યોધ સૈન્ય સમેત.
બભ્રુવાહન મંદિર ઊતર્યા, બહુ પુત્ર ઊપરે હેત. ૨૪

વલણ

બહુ પુત્ર ઊપરે હેત રે; એમ હરજી-સુત કાહાનડ વદે,
ભગવાન મંદિર આવતે અર્જુન સુખ પામ્યા હૃદે. ૨૫/૯૮૭

## કડવું ૩૯ મું—રાગ ધન્યાશ્રી

પ્રભુજી પધાર્યા મંદિરમાંહ જી.
સહુકોને સુખ ઘણું, કહ્યું ન જાય જી. ૧
ઢાળ—ઘણું સુખ સહુને થયું; બભ્રુવાહનને આનંદ.
ઉલૂપી ચિત્રાંગદાને રંગ કચેરા કંદ. ૨
અનેક વિધિ સેવા કરી, મન્ય ભાવ ભક્તિ વિશેક.
અર્જુન આનંદ પામિઆ; મન્ય દ્વેષ નાખ્યો રેખ. ૩
ઊદંડ-બાહુ, વિશાલ-ભાળ, શ્રીકૃષ્ણભક્તિ મંન્ય,
અસ્ત્રસાધક ધનુર્વિદ્યા દેખી ભગવંત તંન. ૪
લોચનમાહે સુધા ભરિઆં શ્રીકૃષ્ણ-અર્જુન જોય :
'ભાગ્ય પૂરણ થકી, અર્જુન, પુત્ર આવાવા હોય.' ૫
ભક્ષ, ભોજન નાનાવિધિનાં સંતોષ્યા મહારાજ,
બભ્રુવાહનને મન્ય હરખ મોટો; સર્યાં મનનાં કાજ. ૬

અનેક મણિ, માણિક ઘણાં, કેહેનાં નાવે પાર,
કનકભૂષણ, અનેકવિધિના આપિઆ ' ગણુગાર. ૭
પટકુળ આયુધ અભિનવાં ભંડારમાંહાં ધન જેહ,
તોરંગ ગજ રથ સુખાસન સ્નેહે સમપ્યૂં તેહ. ૮

પંચ રાત્ય રાખી સ્વજનને મેવા કરી બહુ ભાત્ય.
પત્રરથ ઉત્તમ હના તે સમર્પ્યા હરિ–હાથ્ય. ૯

શ્રીકૃષ્ણ કેહે છે ભીમને : 'તહ્મ્યો નકુળ ને સેહેદેવ,
'પરિવાર સઘળો ધન લેઈ હસ્તિનાપુર જાઓ એવ. ૧૦
'ઉલૂપી ચિત્રાંગદા અર્જુન તણી નિજ નાર્ય,
'માતાજી કુંતી સંઘાતે તેડી જાઓ ઠાર્ય. ૧૧
'આંહાં થકી રાજા આવશે તેહેનાં 'બહુ પાક્રંમ.
'એટલા માટે સાથે જાઊ.' બોલિઆ પરિબ્રહ્મ. ૧૨
ભીમ સર્વ પરિવાર તેડી આનંદભેર્યશં જાય.
'જૈ ધર્મને સંતોખજ્યો.' વાળિઆં પ્રેમે માય. ૧૩

પછે હય ગંગાજળ આણિઓ પૂજિઓ વિવિધ્ય પ્રકાર;
પત્ર બાંધી મેહેલિઓ તાંહાં વજ્રનો તોખાર. ૧૪
સૈન્ય સઘળૂં સજ થઈ, સઝ્ય સાંચર્યા બળવંત.
બભ્રુવાહન ચરણે નમિઓ, પામિઓ હરખ અનંત. ૧૫
સેન્યમાંહાં અગ્રેશ થઇને સાંચર્યો છે વીર.
સવ્યસાચી રથે બેઠા પ્રભુ શ્યામશરીર. ૧૬
અનેક વિધિના વાજિંત્ર વાજે, ઘોર શબ્દ નિશાણ.
બંદીજન બેહૂ પાસાંથી કરે સોમવંશ–વિખાણ. ૧૭
જયકાર આગળે થઈ રહ્યો, દળઘટા ક્યરે ઘોખ.
તે કુતોહલ જોવા મળ્યા આકાશ સુર અહિ–લોક. ૧૮
ચતુરાંગ દળ શોભે ઘણૂં, બહુ ધ્વજાના ઝાત્કાર.
ગજયૂથ અંબાડી સુખાસન ઘંટા–ઓળ્ય ઝણુકાર. ૧૯

વાજિંત્ર વાજે વિવિધ્ય પેરચનાં; ઉચ્ચરશે દળચંગ.
સુભટ રેવંત ફેરવે, નવનવા જોઈ તોરંગ. ૨૦
સનાહ આપે અનેક આયુધ, ચઢ્યાં દળ બહુ રીસ.
દિગપાળ દશ, પાતાળના સર્વ નાગ થયા ભયભીત. ૨૧
જૈમુનિ કહે: સુણો, રાયજી; દળ સુભટનો નહિ છેહ.
તોરંગ આગળ્ય હંકાર્યો, અભિનવ જેહેની દેહ. ૨૨
રત્નપુર એક આવશે મયૂરધ્વજ જ્યાંહાંનો ભૂપ,
તામ્રધ્વજ સદા યુદ્ધ કરશે, કુંઅર સુંદરરૂપ. ૨૩
આખ્યાન સંપૂરણ થયું બભ્રુવાહન કેરું, રાય.
હવે મયૂરધ્વજની ભક્તિ કેરો સબળ છે મહિમાય. ૨૪
હવે હરજી-સુત હરિચરણન મી કહે: ગુરુકૃપા પરબંધ,
ગાન રીત્યે મહાભારથ તણો કહ્યો સમંધ. ૨૫
શ્લોક નવમે હેં મનોહર ઊપરચ થયા પંચાસ.
કાહાનજી કેરા રુદેમાંહેં સ્યામસુંદર વાસ. ૨૬

વલણ

સ્યામસુંદર રુદેમાંહેં ભક્તિથી આવે હરિ.
કાહાનજી કહે: કૃપાસાગર નાથ કરુણા મુજ કરી. ૨૭/૧૦૬૪

---

૨૭. આખ્યાન બભ્રુવાહનનું સંપૂર્ણ ૧૦

## ૧૧. લવકુશનું આખ્યાન

### કડવું ૧ લું—રાગ કેદારો

દશરથનંદન શ્રીરામ, મહાઅઘક્ષાલણ એ નિર્મળ નામ.
સકળ કામ પૂરણ મનોહર કૃષ્ણ પૂરો મન તણા રે. ૧

ઢાળ—મન તણા મનોરથ પૂરે શ્રીરામનામ પાવન.
રાઘવ-ચરણે જેહેનું ચિત્ત બાંધ્યું, સુક્રિત તેહેનાં ધન્ય. ૨
પાવનનામ પરાત્પર ત્રિભોવન અમળ રામ ઉદ્યોત,
કોટિકલ્પ કળિમળ-ભયહરતા વિશ્વવંદન રવિજ્યોત્ય. ૩
પુરાણપુરુષ પુરુષોત્તમ ઉત્તમ કૃપાકરણ કરુણાળ,
જાનકી-હૃદે-રંજન રાવણ-રિપુ ઊદંડ બાહુ વિશાળ, ૪
મુનિવર ધ્યાન,સર્વ સુખ સુરિજન, સાધુ ભક્તિ સ્નેહ દાતા,
બ્રહ્મા રુદ્ર સુરરાજ ધરાધર આદ્ય સર્વ સુખકર્તા, ૫
ઉગ્ર-પ્રતાપ રામ શ્રીરાઘવ રામચંદ્ર રઘુવંશી,
જગત-મંગળજ્યોતિ સદાજય અમર મુનિ વદે દેવ-અંશી. ૬
રામચરણ ચિત્ત સદા સમર્પે, રામચરિત્ર-ગુણ ગાય,
પ્રથમ શ્રીદામોદર ગુરુજી દયાકરણ નિધિ ધ્યાય, ૭
**મહાભારથ-અશ્વમેધપર્વણિ જૈમુનિ રુષિ-સંવાદ.**
જન્મેજય રાય કથા સાંભળી પામ્યા પરમ ઉત્સાહ. ૮

---

૧. ॥ શ્રી ॥ અથ આખ્યાંન લવકુશનું કેહેવાશે ॥

જેહ કથાના શ્રવણ માત્રથી પામર થાએ પાવન,
શ્રીરાઘવજી અને જાનકી લવકુશ સુંદર તન, ૯
તેહ કથાનું કહું સર્વ કારણ; જૈમુનિ વાણી બોલે.
હવે બભ્રૂવાહન કેરું યુદ્ધ બહુ; નહિ કો તેહેને તોલે. ૧૦
હવે અર્જુન કેરા યોધ અતુલબળ મહા પ્રાક્રમ બળધારી,
બભ્રૂવાહનના યુદ્ધમાંહાં પડિઆ શસ્ત્ર–બાણ–બળહારી. ૧૧
પછે નરદેવ ચિંતા બહુ પામ્યા; વર્త્યો હાહાકાર.
સૈન્ય પડ્યૂં યુદ્ધ કરતાં રણમાંહાં, તેહેનો નાવે પાર. ૧૨
કુંતીનંદન સર્વ નિહાળી મૂક્યો મુખે નિઃશ્વાસ:
'હવે અશ્વમેધ થાએ કોણ રીત્યે? તૂટી મનની આસ. ૧૩
'યૌવનાશ્વ અનુશાલવઆદિ કૃતબ્રહ્માદિક દળિઆ,
મેઘવર્ણ હંસધ્વજ સરખા પીઢ્ય મેદની મળિઆ. ૧૪
દષ્ટ ધરીને સર્વ નિહાળી વૃષકેત–મુખ જોય,
એહેવું સાંભળી જન્મેજયરાએ મહાવિભ્રમની હોય. ૧૫
જૈમુનિ, ઋષિ સંઘાતે બોલ્યા જન્મેજય ભૂપાળ:
પિતા પુત્ર કેરૂં યુદ્ધ રણમાંહાં એહેવું કેહી કરાળ? ૧૬
એમ પૂર્વે કો પિતા પુત્ર વઢિઆ, એહેવું સુણિયેં કાહાને?
બભ્રૂવાહન ને અર્જુન યુદ્ધ નહિ કો એહ સમાને. ૧૭
અહીં નરદેવ સદા હરિનૂં અંગ અને અહીં બભ્રૂવાહન,
ભક્ત પ્રભુનો, ચિત્ત ચરણે, અંગ શ્રીભગવાન. ૧૮
એમ સંગ્રામ હવો કહીં ઋષિવર, પિતા પુત્રનૂં યુદ્ધ?
રણમાંહાં યોધ પડ્યા બહુ માર્યા વિના થઇ આયુદ્ધ. ૧૯
વાક્ય સુણીને ઋષિવર બોલ્યા: સાંભળિએ, ભૂપત્ય.
એક વૃત્રાસુર ને ઇંદ્ર વઢ્યા રણ;' પિતાપુત્ર રણ્ય સત્ય. ૨૦
શ્રીરાઘવજી લવકુશ વઢિઆ દારુણ એ સંગ્રામ,
ભરત શત્રુઘ્ન લક્ષ્મણ-રાવણ રણ જીત્યા હનુમાન. ૨૧

રાય પરિક્ષિત કેરા કુંઅર, પાવન અતિ ઉદાર,
રાઘવજી સંઘાતે લવકુશ વઢિઆ અતિ અપાર. ૨૨.
વાક્ય સુણીને, ભૂપતિ બોલ્યા: ઋખિવર કોહોને એહ;
પુત્ર સંઘાતે રાઘવજી વઢિઆ, મોટો એહ સંદેહ. ૨૩.
ત્રિભોવનનાયક ગેર દેરથું જે અવતરિઆ અવની,
એ મુજને વિસ્તારી કોહો જી. કથા હવે લવકુશની ૨૪

## વલણ

વિસ્તારી મુજને કોહો, ઋખિ; યુદ્ધ રાઘવ સુત તણું.
કુંઅર ઊપરે તાતજીને સદા હેત હોએ ઘણું. ૨૫
એમ કહીને જંન્મેજય ઋખિ ચરણે જઈ સ્નેહે નમે,
કમક પેહેલામાંહે પાવન રામનામે દુઃખ શમે. ૨૬

## કમક ૨ જું—રાગ ગોડી, ચોપૈ

હવે જૈમુનિ ઋખિ બોલ્યા વાણ·
કથા સાંભળતા સારંગપાણ્ય;
નિર્મળ વંશ પ્રભાકર હોય, પાવન સદાકાળે સર્વ કોય. ૧
પાવન અદ્ભુત કોશલ દેશ, પાવન મરજ્યો નગરનિવેશ.
દશરથ રાય ચૌદમેં નારય, ત્રણ્ય સપરાણી પ્રેમ અપાર. ૨
પુત્રેષ્ટિ રાયે કીધો યાગ. પામ્યા સુર સહુ હવ્યવિભાગ,
અંતરિ શિવ બ્રહ્મા સુર રહ્યા, પ્રભુ પધારયા આણી મયા. ૩
દેવે સ્તવન પ્રભુનું કરયૂં, ત્રિભોવનનાયક એમ ઊચરયૂ:
'અવતાર ધરૂ ભૂમિ સહી, તહ્મ્યો પ્રગટો રીછ વાનર થઈ.' ૪
એહવે ઋખિ શૃંગ મંત્રે આવાહંન,
ધરિઊ પાવક રૂપ નિધાન,
દશરથને વર આપી તાંહ પ્રભુએ તેજ ધરયૂં તેમાંહ. ૫
પૂરણ બ્રહ્મતેજ ઝળહળે, દશરથને વર આપી વળે,
અગ્નિ સમાણું પાવકરૂપ, તવ કૌશલ્યા તેડી ભૂપ: ૬

'કૈકેયી મધાતે વળી પ્રાશા . ભાગ યુગ્મ બે ત્યજી.'
સુચિપણે તાંહાં મત્સર થઇ બે ચરુ–ભાગ કરયાં તાંહાં ગ્રહી. ૭
કૌશલ્યા કૈકૈ એહ તણો કરે સૌમિત્રી સેવા ઘણી,
મુખ્ય આગજ્ય આવી સ્નેહ ભળી,
ભાગ અકચેકો આપ્યો મળી.' ૮
ત્રણ્ય મળીને પ્રાસ્યા ત્યારે, સૌમિત્રી તવ યુગ્મ અપાર.
ગર્ભ પ્રસવ્યા પૂરણ માસ, પુષ્પવૃષ્ટિ હોયે આકાશ. ૯
કૌશલ્યાના રાઘવ હોય, ભાગ તેહેના લક્ષ્મણ જોય.
ભરત ભાગના શત્રુઘ્ન તે ત્યમ સ્નેહ ધરતા તંત. ૧૦
ચતુર વ્યોહ એહ ચ્યાહારે રૂપ, તેમાંહાં રાઘવ સુકળસ્વરૂપ.
ક્ષાંત્ય જગહણે જયમ આદિત્ય. પ્રેમ સહિત આર્પ્યાં ઉપવીત. ૧૧
વિદ્યા સકળ ભણ્યા સ્નેહે ઘણી,
હાથ્ય શસ્ત્ર બાણ તેહ તણી.
પંનર વરસ તણા થયા બાળ, ગાત્ર મનોહર બાહુ વિશાળ. ૧૨
વિશ્વામિત્ર ,તત્ર જાચી ગયા; ભ્રાત રામ ચાલ્યા બહુ મયા.
પ્રથમ તાડકા દુષ્ટ રાક્ષસી મારી રામ આવી ત્યમ ધસી. ૧૩
યજ્ઞ કરાવ્યા.ઋષિના જહ, એક બાણ મેહેલ્યૂ સજ થઈ,
એક અયુત રાક્ષસ–સંધાર, ઋષિને જશ આપ્યો તેણી વાર. ૧૪
ઋષિ સાથે જઈ કીધૂં કામ, ગૌતમ ,નારી ધરાવ્યૂં નામ,
જનક તણે મંડપે રઘુનાથ ત્ર્યંબક ભાગ્યૂં ડાબે હાથ્ય. ૧૫
રાય મલ્યા તે સ્વાઇ રહ્યા, રાવણાદિક ઘણૂં દુખિઆ થયા.
સીતા મંગ્યે વરયા મહારાજ. પરશુરામની ટાળી લાજ્ય ૧૬
પુરી અજ્યોધ્યા દશરથ–દ્વાર, પુરીજન બોલે જયકાર.
રાયે સમર્પિ રાઘવ રાજ્ય, અપર માતાને પ્રગટી દાઝ. ૧૭
ચૌદ વરસ કૈકૈ–વચંન રાઘવ નારી બંધવશૂં વન.
કીધૂં રાવણ સીતાહરણ; માતુલ મારીચ્ય પમાડયો મરણ. ૧૮

સુગ્રીવ કપિ કીધો તવ મિત્ર
પવનજાત સંગ્ય પરમ પવિત્ર.
વાલ્ય મારિઓ બાંધી તીર, પર્વત તારયા શ્યામશરીર. ૧૯
સૈન્યઘટા કપિ; લંકારાય કરી યુદ્ધ પાડયા ભૂમાંહ.
રાવણ કુંભકરણ બળવંત રણ જીતીને આણ્યા અંત. ૨૦
રાજ્ય વિભીષણ આપ્યું રામ, સીતામન પોહોંચાડી હામ.
જયજયકાર ગીતાની સંગ્ય, પુષ્પવિમાને બેઠા શ્રીરંગ. ૨૧
રામેશ્વર વેલુકાલિંગ ઇશિ હનમંતેશ્વર શ્રીજગદીશ,
થાપી ઇશ પૂજી પ્રભુ વળ્યા, અગસ્ત રુખિને સ્નેહે મળ્યા. ૨૨
પાઓ અંજની કેરે મળ્યા, તાપ અંતરના સઘળા ટળ્યા.
પુરી અજ્યોધ્યા આવ્યા નાથ, આવી ચરણ નમ્યા લઘુ ભ્રાત. ૨૩
સર્વ પ્રજાના પૂરી કામ માતાચરણ જુહારયા રામ.
સર્વ દુઃખ ને છાંડયો શોક; સુખી થયા તવ લોકાલોક. ૨૪

વલણ

સુખી થયા તવ લોકાલોકય રે.
રાજ્યછત્ર રાઘવે શિર ધરયું,
ઝમક બીજે સ્વજન માતા પ્રજા બાંધવ દુઃખ હરયું. ૬૫ ૫૧

ઝમક ૩ જું—રાગ રામગ્રી

રાજ્યને સિંહાસન બેઠા રામ, જેહેનું સદા પાવન નામ.
ચ્યારે મળી સુંદર ભ્રાત ઊર્વિનૂં કાર્ય કીધું તાત. ૧
પરમ સંતોખીને સઘળી માત, ચાલે કૌશલ્યાને પૂછી વાત.
હવે કોહો રાજ્યની શોભાય. રામજી અતુલ છે તે કાય. ૨
ત્રણ્યે બાંધવ વંદે પાય, ચાલે રામજીની આગ્ન્યાય,
દર્શન પામે વર્ણાવર્ણ, કરુણાએ સકળ દુક્રિત હરણ. ૩
ભૂમાંહે ટળ્યું સર્વ અરિષ્ટ, વ્યાધિ જેહ નિર્માં સૃષ્ટ.
કેહેને અણુમાત્ર નહિ કષ્ટ, સહુને દયા, નહિ કો દુષ્ટ. ૪

વાધ્યું પ્રજા કેરૂં તેજ, કંથ કામ્યની બાળક હેજ.
ભક્તિ શ્રીરાઘવજીની જાણે જ,
પૂજે દ્વિજ ધેનુ સુતા ભાણેજ. ૫
ઘેરય ઘેરય વિવેક ધર્મ આચાર.
નિર્મળ વર્ણાવર્ણ અપાર.
સાધવી સર્વ અવનીમાંહાં નારય, તન ભક્તિ નિજ ભર્તાર. ૬
નરને એક જ નારી હોય, બીજી ભોગ-અર્થ નાણે કોય.
યૌવન સદા પૂરણ જોય, જરા ને મરણ શોક ન હોય. ૭
નહિ કોયે વાંઝ ને દુઃખ શોક, ધન ને ધાન્ય પૂરણ લોક.
બાવન નાણાં કોટી કોડી રોક, નહિ કો હાંહોંડુ, મંતોક. ૮
અકાળે કો મરે નહિ બાળ. રામજી રાજ્ય શુભ પ્રતિપાળ,
જે જયમ અવતરયું તે ત્યમ કાળ.
કોડોને રોગ નહિ વિન્નાળ. ૯
કંદર્પ કલાપૂરણ નારય; નર સર્વ તેજના અંબાર.
વાહન વિના નહિ કો દ્વાર; ઘેરય ઘેરય પનોતા પરિવાર. ૧૦
કોડોને તન ક્રોધ નાવે રીશ, બાર કોય ન ઊપાડે શાસ્ય.
દર્શન આવે જ્યમ સુર-ઈશ, એહેવું રાજ્ય રઘુપતીશ. ૧૧
માગ્યા પૂરણ વરશે મેહ. સુખી સર્વ પશુ કેરી દેહ.
પક્ષીને પરસ્પેરે અતિ સ્નેહ. યૌવન વનસ્પતિ બહુ એહ. ૧૨
લીલી બારમાસી ધરણ્ય. નૌતન અંકુર ચાલે તરણ.
સુખણી ધેનુ સુંદર ચરણ, પૂરણ દુગ્ધ કેરાં ભરણ. ૧૩
સૂકું વનસ્પતિ નહિ પાન; સુખે ચરી આવે ધેનુ રાન;
સઘળાની કાંતિ રૂપ સમાન્ય; પયને પૂરે રૂપનિધાન. ૧૪
કો મુખ્ય બાંધ્ય ન લેહે ભેદ, કોડોને પરસ્પેરે નહિ ખેદ.
બ્રાહ્મણ શાસ્ત્ર ભણતા વેદ; સુણતાં હરખ ચાલે સ્વેદ. ૧૫
ઘેરય ઘેરજ પ્રભુ કેરી ભક્તિ,
આવશ્ય અગ્નિહોત્ર ભલી યુક્તિ.
ક્ષત્રીને અસ્ત્રવિદ્યા એ ઉક્ત, વાંછે સાગે ધર્મે મુક્તિ. ૧૬

ઘૂતક્રીડા કો જાણે નહિ વાત, કીર્તન–કથા શ્રીરઘુનાથ.
કો છળચારી ન કરે વાત, પૂજે ઘેરઘ માન ને તાન. ૧૭
રામરાજ્ય કો દુઃખી નવ્ય થાય. કીધા શ્વાન પક્ષીના ન્યાય,
કેહેના કો રાજદ્વારે ન જાય; ઘંટ એક બાંધ્યો ચોટા માંહ, ૧૮
તેહેમાંહાં 'શિવ' શબ્દ સુણતાં દેવ આવે રામજી તાંહાં એવ,
દુખડાં ટાળે અવશ્યમેવ. નગરી વાસ સહુ તેવતેવ. ૧૯
એહેવું ઝળહળે છે રાજ્ય, સર્વ પ્રજાનાં પૂરે કાજ.
કોહોને કો દુઃખ તણી નહિ ઝાળ,
પૂરે કામધેનુ નાહાનં બાળ. ૨૦
અપુર ધરાએ પૂરણ હોય, વાવે એકવાર ક્ષિતિ સર્વકોય,
કરસણ રંગ જોઈ મનમોહ, ફરીફરી ધાન્ય પૂરણ જોય. ૨૧
સોમો ભાગ સર્વ આપે રાય,
ઘેરઘ ઘેરઘ ઓછવમાં દિન જાય.
સરોવર ભરયાં રેહે જળમાંહ; નદીમાંહે પાછાં નીર ન થાય. ૨૨
સર્વ ધાતુમાંહાં વાધ્યાં તેજ; દર્શન દીઠે ઊપજે હેજ.
[ગ્રહ] તારા તેજના અંબાર, નિશાએ થઈ રેહે ઝાનકાર. ૨૩

વલણ

થઇ રહ્યું ઝાનકાર અવની. રાજ્ય એમ રાઘવ- તણું;
જૈમુનિ કેહે છે: રાયજી, દળ શોભે રાઘવનું ઘણું. ૨૪/૭૫

ઝમક ૪ થું—રાગ રામગ્રી

શોભા રાજ્યની સઘળી વિરાજે જી,
સર્વ પ્રજાનાં પૂરયાં કાજે જી.
પ્રજા સર્વ સુખણી થઇ જી, ભૂતળે એક કીર્તિ રહી જી. ૧
ઢાળ—પ્રજાનાં મન કામ પૂરે શ્રીરામદેવ કૃપાળ,
સાધુજનની સદાકાળિ કરે નાથ સંભાળ. ૨

## કડવું ૫ મું રાગ—આસાવરી

એહેવી સભા રાઘવ તણી, વૈકુંઠની લીલા ઘણી,
ત્રૈલોકય ધણી લીલા દેખાડે અતિ આપણી રે. ૧

ઢાળ—આપણી લીલાયે નાથ વિરાજે, સુણ, જન્મેજય નાથ.
છત્ર ચમર, બંદીજન આગળે યશ બોલે સુખમાંહ. ૨
વાજિંત્ર બહુ વાજે જયકારી, મહામાંગલ્ય અતિ દીસે.
શ્રીરાઘવની સભા નિરખતાં સર્વ તણાં મન હીસે. ૩
નિશા સમે અર્જુનનો કુંઅર યોદ્ધા ચ્યાર સમેત,
ફરે નગરમાંહાં, જેહ સુણે તે રામને કેહે સંકેત. ૪
એણી પેરે બહુ રાજ્ય વિરાજે. મહા સુખના જાએ દિન.
શ્રીરાઘવની ભક્તિ કરે ભલ સીતાજી પાવંન. ૫
કૌશલ્યા કેકૈ સૌમિત્રી કરે તેહેની ભક્તિ;
વાયુ વ્યંજન અતિ ચરણ તળાંસે, એહ જાનકીજીની યુક્તિ. ૬
દાસી દાસ તણી પેરે સીતા સાસુની કરે સેવા,
જ્યમ જાનકી ત્યમ રાઘવજી ભક્તિ કરે તાંહાં એહેવા. ૭
સેવા કરે સેવકની રીત્યે ભરત શત્રુઘનભાઈ.
લક્ષ્મણ જાણે : 'માત પિતા મુજ કેવળ વૈકુંઠરાઈ.' ૮
ચ્યારે બાંધવ સ્નેહ સબળ, તે કેહેનાં નાવે પાર,
એણી પેરે રાઘવના ઘરમાંહાં વર્તે જય શુભકાર. ૯
સહુને વહાલ સબળ જાનકી રાઘવજી પરે એહ,
દાસી દાસ લગે જન સહુ દિન દિન ચડતે સ્નેહ. ૧૦
દેશ સર્વમાંહાં નગર મધ્યે, સીતાની કીર્તિ બોલાણી,
સુધાક્ષેત્રમાંહાં સુધાબાવણી રાઘવને ઘેરય રાણી. ૧૧
પ્રાણ થકી સીતાને વાહાલી; સીતા જોઈ મન હરખે;
પ્રાતસમે પ્રેમે ઊઠીને વદનઅરવ્દ મુખ નિરખે. ૧૨
જાનકીજીના પાઓ વંદીને લક્ષ્મણ પગલું માંડે,
ભરત શત્રુઘન એણી રીતે ભક્તિ થકી નવ છાંડે. ૧૩

એમ કરતાં દિન મહા સુખમાંહ એમ ચાલ્યા પ્રીત્ય;
રાઘવજીને સ્નેહ ઘણો, બહુ પતિવ્રતાની રીત્ય. ૧૪
હવે જાનકીને ગર્ભ પ્રગટ્યો, તન વાધ્યું અતિ તેજ;
એટલા માટે શ્રીરાઘવજી સબળ, ધરના હેજ. ૧૫
વેદવિધોગતિ રક્ષા બાંધી; ગર્ભતેજ સુખ હોય.
નગર તણી નારી સર્વ આવી જાનકીનું મુખ જોય. ૧૬
જે કો આવી વદન નિહાળે તે સુખ અંતરિ પામે;
જોતાં દુઃખ જાએ સકળ દેહનાં; તાપ અંતરના વામે. ૧૭
જૈમુનિ કહે : જન્મેજય ભૂપત્યં, ગર્ભ ઊપજે જ્યાહારે,
નારી સર્વની એક જ ગતિ : કાંઈ ઇછા ઊપજે ત્યાહારે. ૧૮
કો જાણે : શણગાર અતિનવા; કો જાણે : કાંઈ ખાઊં ;
કો જાણે : કથા કીર્તન સુણિએ; કો જાણે : જાત્ય નાઊં. ૧૯
કો જાણે : આ મંદિર ત્યજીને બીજે કીજે વાસ;
કો આગળ્ય ત્યાંહાં કહિ નહિ, અંતરિ થાય ઉદાસ. ૨૦
હવે જાનકીજીને ઇછા ઊપની. 'કુસુમ ચંદન બહુ લીજે;
'તીર્થમાંહાં જઈ મુનિવર કેરી પૂજા પ્રીત્યે કીજે. ૨૧
"રાઘવને કહ્યા વિના તે વનમાંહાં કયમ જાય?
'મર્યાદા મૂકી રાઘવજીની કેહી પેરય કેહેવાયે?' ૨૨
અંતરમાંહિ મમળ આવટે, તન સૂકાએ લોહી,
રુખિવર કેરી પૂજા કરવા પરમ જાનકી મોહી. ૨૩
એક સમે રઘુનાથે દીઠી, તેજ ઘટ્યું કાંતિ વદન :
"લાડ કોડ પૂરું સર્વ તાહારાં; કોણ ઇછા છે મન્ય? ૨૪

વલણ

"કોણ ઇછા છે મન્ય રે, તમે જાનકી, મુજને કહો.
"ઇછા અંતરિ ઊપની તે શા માટે અંગે સહો?" ૨૫

વૈકુંઠઅધિપતિ સર્વહિત સુખ આપિયા મહારાજ,
પરમ વલ્લભ જાનકી જયકરણ રાખી લાજ. ૩
વળી ઘણા દિન દુઃખ ભોગવ્યું મહા દારુણ સેવી વંન;
એટલા માટે જાનકીયે બાંધ્યું રામજીનું મંન. ૪
પરમ ચતુરા પરમ સ્નેહી પરમ નિર્મળ ગાત્ર,
ત્રૈલોક્ય કેરૂં તત્ત્વ નારી જાનકી નિજ પાત્ર. ૫
ક્ષણમાત્ર અળગા નવ્ય રેહે જાનકી-જીવનપ્રાણ,
આચરણ લક્ષણ રૂપરંગ મનહરણ ચિંતની જાણ્ય. ૬
રામજીને જાનકીજીનું નિરખતાં નિજ મુખ,
મેહેલા-મન અતિ પ્રેમપૂરણ, એવડું નહિ સુખ. ૭
એમ પરસ્પેરે નિરખતાં નેત્રે સુધા ચાલે ધાર,
જાનકીને તે વિના અન્યથા નહિ કાંય આહાર. ૮
હવે શોભા રાજ્યની બહુ વિરાજિત ભૂમાંહ,
આનંદ અંતરિ સર્વને ત્રૈલોક્ય જય જય થાય. ૯
ચતુરંગ દળ અતિ દિવ્ય ગજ હય રથ જ્યોધ સુજાત,
ચાલતાં દીસે દળઘટા બહુરંગ નાનાભાત્ય. ૧૦
હવે સભાની રચના સબળ રામજી ધન્ય આસંન,
બહુ બેસે બળિઆ સબળ ક્ષત્રી, યૌવને ભરિ માં તંન. ૧૧
બેહૂ પંક્ષે પૂરા ધનુર્વિદ્યા અસ્ત્ર સઘળાં હાથ્ય,
મન ધીરજ્ય નારી એકથં, આગન્યાએ માન ને તાત. ૧૨
તોરંગ ખેડી સબળ જાણે, ચાલે સાગરનીર,
પાવક અંગ્ય ભેદે નહિ, ભલવિદ્યાએ પૂરા વીર. ૧૩
જાંબુવંત આદે રીછ ભડ મહા બેસે રીઝ-સંમોહ,
તેહેને અંગ્ય અસ્ત્ર ભેદે નહિ, નખધાન જાણે લોહ. ૧૪
સંગ્રામમાંહાં તે આગળે કો રણ્ય રેહે નહિ થર,
વદન વીકે રીઠ એહેવા; થરહરી રહ્યું ભિર. ૧૫

સુગ્રીવ આદે અંગદ સરખા દ્વિવિદ સુષેણ તાર,
નળ નીલ ને હનુમાન સરખા મહા બળભંડાર. ૧૬

કપિસૈન્ય જોતાં પાર નાવે; અંગ મુખ વિકરાળ,
ગિરિ સમૂળા લેઈ ફરે, દે ગગનમંડળ ફાળ. ૧૭
લઘુલાઘવી બહુ ઘાત જાણે, ધરા ન થંભે ચરણ.
એમ એહવા સભાયે આવી મેઘવર્ણાં તન વર્ણ. ૧૮
લંક-અધિપતિ વિભીષણશું રાક્ષસ બળવંત,
રામની આગં-પાછે ચાલે મંત્ર સાધન-વંત. ૧૯
સુભટ દળ, એમ સભામાંહે દીસે પરમ સોહાગ.
શંકરનું દળ, રોગ નહિ, કેડે તણો ન પડે પાગ. ૨૦

નારદ તુંબર વસિષ્ઠ ને વામદેવ વિશ્વામિત્ર,
દત્ત દુર્વાસા રુષિ ભૃગુ ભારદ્વાજ પવિત્ર, ૨૧
પુલસ્થ પુલહો અથરવણ ગૌતમ ને ગાલવદેવ,
અત્રિ કર્દમ ઉદ્દાલક ત્રણ્ય, ચ્યવંદરક્ષ અમદેવ, ૨૨
ઔતિથ્ય માતંગ મરીચ્ય કરણુવ પરાસુર પિપ્પલાદ,
સગતરિં રૈભ્ય ને આંગિરસ, જેહેને, સકળ વિદ્યા સાધ્ય, ૨૩
યાજ્ઞવલ મૈત્રેય માર્કંડસ લોમસ ને હારીત,
શુક્રાચાર્ય કોડોડ મહામુનિ ઝળહળે તપ ઉપવીત, ૨૪
આશ્વલાય ને, ધર્મ બ્રહસ્પતિ અષ્ટાવક્ર મુનેશ,
રામજીની સભાયે ચર્ચા ધર્મના ઉપદેશ. ૨૫

વલણ.

ધર્મના ઉપદેશ ચર્ચા નિગમ કેરી થૈ રહી,
રામજીનું રાજ્ય એહેવું રુષિ, જૈમુન્યે એમ કહી. ૨૬/૧૦૬

## કડવું ૬ ઠું—રાગ આશાઉરી

કરુણા બહુ કીધી સ્વામી, જનકાત્મજ જાયા સુખ પામી,
'મન્ય ભ્રૂપનો અતિ આનંદે 'શીશ' નામી રાઘવજી વદે. ૧

ઢાળ—રાઘવજીયું વદે જાનકી : 'ઈચ્છા થઈ મુજ, નાથ :
'રુખિવરને વનમાંહાં જઈ પૂજું જાંહાં હોયે અંબુજ સંઘાત્ય, ૨
'ઈચ્છા, સ્વામી, મુહને પૂરો; હું ચરણકમળની દાસી.
'પૂજ્યા રુખિવર કરુણા આણી વદે મંત્ર મુખે આશી.' ૩
રાઘવજી મનમાંહાં વિમાસે : 'વન જાનકી જાશે,
'બ્રાહ્મણ કેરી 'પૂજા' કરતાં દિવસ એક એ થાશે. ૪
'પરમ સાધવીનું ઓછોટૂં સુખ, મહે ખમ્યો કયમ જાયે ?
'એક ઘડી સીતાજી પાખે મંદિર કયમ રેહેવાયે ! ૫
'ઉત્તમ ધર્મ તમારો, પ્રેમદા, જોઈએ કો શુભ દિન,
'વાઘાંબર પટકુળ કમંડળ મોકલિએ તમ વંન.' ૬
એહેવું સુણી સીતા સુખ પામી, અને થઈ તત્ર રાત્ય,
નિશાચર્યા જોવા નીસરિઆ મધ્ય રાત્રે રઘુનાથ. ૭
મહાનુભાવ નીતિ નવ્ય મૂકે, જેથી ચાલે ધર્મ.
જૈમુનિ કેહે : જન્મે જય, ભૂપતિ. જોજો બળિઉં કર્મ. ૮
પરિઅટ એક નગરનો વાસી તેહ તણી કહું વેરય.
એક પુંત્ર એ માત વધૂ છે ત્રણ્ય જણાં તેહેને ઘેરય. ૯
કારણ વંચનથી વહૂજી હોય્યાં સાસૂ ધણીશું સબળાં,
દિન આખો ઘેરય મૂઠ રહ્યાં ને મનાવતાં થાયે અવળાં. ૧૦
નિશાસમે રીસાવીને નારી મંદિર આપણે જાય.
ક્રોધ કરીને ચોટામાંડિ તેહેનો કંથ કચેડે ધાય. ૧૧
મધ્ય નિશા ને શેરિએ અંધારું, ઊંચા સબળ અવાસ.
આગળ્યથી તે ત્રાહી કામ્યની, અંતરિ પામી ત્રાસ. ૧૨
કોયે ન દેખે ત્યમ રાઘવજી આગળ્ય રહીને ન્યાહાળે.
ત્યાર સુભદ્રશું અંજનીકુંઅર પરિઅટને સંભાળે. ૧૩

ચા.



અહીં ધરીને કરશે કામ્યની, પરિચારિકા-મુખે એમ ભાખે;
'પોતાનું ઘર તજી ચાલી તેહને નર હોય તે ન્યવ રાખે. ૧૪
'તો હોય ! દશરથનો કુંઅર, કૈકેજે, રુદેશું જાણી,
'ઘણા કાળ રહી રાવણને ઘેરચ, આજ કરચાં પટરાણી. ૧૫
'સીતા પાખે કાંઈ નવ્ય દેખે; મુખે જપે છે, નારી.'
તે સંઘાતે ગુણુ ઝમકચું, તૈમુન્ગે ભ્રાંતિ નિવારી. ૧૬
'જે પર-ઘેરચ નિશા રહી નારી, જો પરમ સાધવી હોય,
'તો નરનું જે નામ ધરાવે, તેહને ન રાખે કોય.' ૧૭
વાક્ય સુણીને વળી પરિચારિકા, જોઈ ઘેરચ આવ્યા રામ:
'ઉપકિર્તિ માહારી નગરમાંહાં પ્રજા બોલે છે આમ.' ૧૮
શ્રીરાઘવજીએ અપજશ સુણિયો, તાપ પ્રગટચો તંન:
'હવે જાનકીની કોણ માયા? ત્યાગ કરું દ્રુ વન. ૧૯
'સીતાને અભિલાખ થયો છે પૂજાને રુખિદેવ;
'તે માટે લક્ષ્મણ સંઘાતે વન મોકલું એવ.' ૨૦
એમ અંતરમાંહાં તાપ પ્રગટચો, તજવા કરચો વિચાર:
'પૂજા સામગ્રી સંઘાતે પ્રેરૂ વન મોઝારચ.' ૨૧
લક્ષ્મણ વીર બોલાવ્યા તતક્ષણ, પાય નમ્યા તવ આવી.
'રથ જોડી વનમાંહે સધાવો, સીતા સંગ્ય બોલાવી. ૨૨
'નાનાવિધ ઉપહાર સંઘાતે રુખિની પૂજા કરશે.
'ડંડ કમંડળ મૃગ વાઘબંર ભૂષણ અગ્યે ધરશે. ૨૩
'પૂજા કરીને રુખિવર કચેરી સંતોખાયે જ્યેમ,
'અનેક ચંદન બહુ પુષ્પ કૃષ્ણાગર મેહેકે એમ!' ૨૪

વલણ

'કૃષ્ણાગર મેહેકે એમ રે જ્યમ સીતા સુખ પામે ઘણું.
'એણી પેરે તે પાસે રહીને સ્વાગત કરજ્યો રુખિ તણું.' ૨૫/૧૫૧

## ઝમક ૭ મું—[રાગ એ જ]

'હવે બાંધવ, કહું તે સાંભળ્ય; રખે કરો વિચ્યાર;
'દ્વિજ પૂજ્યા પછી મૂકજ્યો એહ વનમાંહાં નારય. ૧
'મન માયા ધરવી નહિ. સીતાનો કરવો ત્યાગ;
'મૂકીને અશ્વ હંકારજ્યો જ્યમ ચાલે પાગ. ૨
'ફરી રખે નિરખો તમે, મન માયા આણી;
'કોહોનું સાંભળવું નહિ મન્ય સીતા જાણી. ૩
'અપજશ મેં શ્રવણે સુણ્યો; લોકમાંહે બોલાય:
'જે પરઘર રહી કામ્યની તે તો શી ઘરમાંય? ૪
'પરિઅટે કુહુવી કામ્યની તે કેડે ઊજાણો.
'ચૌટામાંહાં આવી મળ્યો તેહ સાસ ભરાણો. ૫
'તે નારીશૂં એમ વદ્યો: એ તો તે નોહે રામ,
'સીતા પરે પટરાગ્યણી હું ન કરું કામ. ૬
'લોકનો અપજસ દોહલો તું સાભળે, ભ્રાતા
'આપણા ભાગ્યમાંહે લખ્યૂં એ જાણો વિધાતા.' ૭
'લોકનૂં બોલ્યૂં, નાથજી, શું ધગે રુદેમાંહાં?
'સીતાએ દુખ ભોગવ્યૂ આપણુ સંગ્યે વનમાંહાં. ૮
'પરમ સાધવી મન્ય વશી તો તો બાંધી પાજ્ય.
'રાવણ-લીલા બહુ હતી તેહેનું જોયૂં ગજ્ય. ૯
'ચ્યારિ ખણિ પાવક ભરી કીધી ધૃત-ધાર,
'તેહેમાં પેશી નીસરી, પરમ સાધવી નારય. ૧૦
'તો સ્વામી સન્મુખ થયા, કરુણા કરી જોયૂં.
'સુર નર મુનિવર સર્વકો દેખી મન મોહ્યૂં. ૧૧
'પાવકે પેસીને નીસરી નવ્ય છડી નારી.
'મૂરખને બોલ્યે તમે કોણ વાત વિચ્યારી?' ૧૨
'હું જાણું છું સાધવી, બીજો તૂં જાણે.
'લોકનો અપજસ દોહલો; કાં તૂં માયા આણે? ૧૩

'માતા હોયે પોતા તણી ભૂંડી બાંઝય ઓલાય,
'તેહેને તજીને અળગા રૈહે, એ તો સત્રિત્ય ન્યાય. ૧૪
'તાતજી લાંછણ આપણા, અપજસ થાયે દેહેને.
'આન, સુધી નવ્ય રાખિએ મંદિર માંહાં તેહેને. ૧૫
'ત્યાગ કીજે ગુરુદેવનો ઉપકીર્ત થાતે,
'આપણી દેહને મૂકિએ અપજશ બોલાતે. ૧૬
'આજ સમે એહ જાણજ્યો, ત્રૂટ્યું મુજ મંન.
'દેહેડીને મેહેલજો જાંહાં દારુણ વંન. ૧૭
'ફેરી ન કેહેશો, લક્ષ્મણા, તું તો માહારો ભાઈ.
'ધર્મ' ન ચાલે કો ધરા, જાંહાં ભૂપ અન્યાઈ. ૧૮
'તે માટે સીતાને તજજ્યો દારુણ વન મંહે.
'કેહે આગળે કેહેવું નહિ, રાખવૂ મનમાંહ.' ૧૯
લક્ષ્મણ કેહે: "માહારા નાથજી, એહ દારુણ કર્મ.
'વનમાંહાં સીતા મેહેલતે નવ્ય રહ્યો કો ધર્મ. ૨૦

'અંતરમાંહાં દુ:ખ પ્રગટ્યૂં, બહુ પામ્યા શોક:
'નીચ્યા કુળના દામણા નવ્ય રાખતા લોક.' ૨૧
અગ્નિ અંતરમાંહાં પ્રગટચો એમ લક્ષ્મણ વીર.
પાવક તેહ સમે નહિ, બહુ પીતાં નીર. ૨૨
આગન્યા શ્રીરઘુનાથની નવ્ય થાએ ભંગ.
એહેવૂ સુણી ઊઠી ગયા દઢતા કરી અંગ. ૨૩
પ્રાતસમે રથ લાવિઆ સીતાને દ્વારય:
'ભૂષણ લ્યો બહુ 'ભાત્યનાં ચંદન ને ઉપહાર. ૨૪

વલણ

'પૂજા સામગ્રી ઘણી રે જે ઇછા હોય તે લીજિએ.
'માહારી માતાજી, મન કોડ પૂરો; વિપ્ર પૂજા કીજિએ.' ૨૫/૧૭૬

## ઝમક ૮ સુ-રંગ વિરાડી

સુંદર રથ અપાર રે, ઘોડા ચ્યાર રંગાળા
ધમકે ઘૂઘરમાળ રે, ઝણક ચગ ધૂન્ય માળા ૧
ફરકે ધ્વજા અપાર રે, તોરણ મુક્તા ચેરા
પડી, ચમર વિદ્યોતિ રે મણિમય ફરે અનેરા ૨
રથની શોભા અનેક રે બેસવાને હામ્ય સુખાગ્ન
લીધા અનેક ઉપકાર રે જાનકીનું હીસ્યું મન ૩
શોભિત ધરી શણગાર રે સુખ બહુ અંતરિ પામે
તેડેનું ત્રિભોવન તેજ ન માય રે રાઘવ ગૃહે નિરમે સાહામે, ૪
જાણે સોળ કળાનો ચંદ રે મુખ બહુ મોહની ભરિયા
નેત્ર કાજળની રેખ રે, તિલક કુંકુમનું કરિયા ૫
ઝળહળતો ઓઢ્યો ઘાટ રે તેજથી ટળે અંધકાર
'માહારા નાથજીને પરમ કલ્યાણ રે જય જય રામજીને દ્વારય' ૬
સાસૂ કૌશલ્યાને પાય રે જોયું મુખ મસ્તક નામી
દ્વિજપૂજન જાગી વન્ય રે, આગન્યા આપી મુજ સ્વામી.' ૭
કૈકૈ સુમિત્રા સુજાણ રે, નમ્યા જૈ સહુકોને પાયે
'પૂજો જૈ રવિદેવ રે બાઈ, સુનંદની થાયે ૮
ઢાળ—'થાઓ સુનવતી રવિવર પૂજી, યુગ્મ સાનજ્યો બાળ
જૂએ નારી સહુકો સીતાને સુંદર નેત્ર વિશાળ ૯
ત્રિભોવન-પાવન રથને પામે પરમ સાધવી આવી
સદા નિરંતર કુશળ રામને સન્મુખે રહ્યા વધાવી ૧૦
લક્ષ્મણ કહે બેસો રથ ઉપરય અશ્વ હંકારી જૈએ
એ ગત્ય ભાયા કરી મેહેનો સત્વરમાં ચ 'થએ' ૧૧
પીજણિએ પાય માંડીને બેઠા રથ ઉપરે જાહારે
અશ્વ આથડ્યા શબ્દ કરી લક્ષ્મણજી કંપ્યા ત્યાહારે ૧૨
શ્વાન શબ્દ મુખે કરે અનેગ એક ક્રૂર મુંખ બોલે
રથ હાકના ઘેનુ ચોકારે સીંહ ભયાનિક તોલે ૧૩

વીરે અશ્વ હંકારયા તત્ક્ષણ, દુષ્ટ શુકનની રીત્ય.
મહા ભયાનિક માહામા પ્રગટ્યા બહુ રજમાંહાં આદિત્ય. ૧૪
લક્ષ્મણ દુષ્ટ શુકનને જોઈ અંતરિ પામ્યા ત્રાસ.
દાર રુદેમાંહાં, નેત્રે ભરયાં જળ, મનની તૂટી આસ. ૧૫
ભેદ ન જાણે શુકન જાનકી, પ્રેમભરી છે નારય:
'લક્ષ્મણ રથ બેઠે ને હું બેઠી; આ સુખનો નહિ પાર.' ૧૬
ગણપત્ય ભૈરવ સાહામું મૂછરી દુર્ગા બોલે દુષ્ટ.
સીતાજી કહે 'રથ હાંકો.' ન ગણે એકે અરિષ્ટ. ૧૭

નાનાવિધિ ઉપકાર સંઘાતે, સરચો પૂરી માન.
અનેક ફળ, બહુ ભાત્ય અનોપમ, અર્ઘ દીધા તવ હાથ્ય. ૧૮

પછે આશ્રમે રુખિસરને પોહોતાં, પૂજ્યા બહુ તપવાન.
દંડ કમંડળ માળા ભૂષણ આપ્યા પરમનિધાન. ૧૯

લક્ષ્મણ વીર મુખે નવ બોલે, અંતરિ દુઃખ ન માય.
પછે જાનકી સુખ પામીને નમ્યાં મહા રુખિ-પાય. ૨૦
આશિરવ લીધી સર્વ રુખિની, ઘણિઆ પામી સુખ,
રથે બેશીને લક્ષ્મણ કેડ જોયૂ નિહાળી મુખ. ૨૧
વદન નિરખતા સુખ નવ દીસે; સીતા જોઈ બોલાવે.
એહેવે અશ્વ હકારયા વીરે, દારુણ વનમાંહાં આવે. ૨૨

કેહે જાનકી 'અશ્વ અટેકાજી, નિરખો ઊવટ વાટ;
'વિપરીત ઘોર આગળે વન આવ્યૂ; કેરશો બહુ ઉચાટ.' ૨૩
મુખે ન બોલે, અશ્વ હકારયો દામ અગોચર એક.
દૂર ગયા. ભૂલવણી વનમાંહા, કો મારગ નહિ છેક. ૨૪

### વલણ

કોઈ મારગ નહિ છેક રે. હવે એકેવાં વંનમાંહાં જૈ રહ્યાં :
'મોહારી માતાજી, ઊતરો હેવાં. અશ્વ હેરવૂ.' કર ગ્રહ્યા. ૨૫/૨૦૧

## કડવું ૯ મું—રાગ/વિરાડી

કેહે જૈમુનિ રુખિ:રાયજી, સુણો;
સીતા ન જાણે છળ રાઘવ તણો.
જાનકી શબ્દ સુણીને ત્યાંહાં ઊતરિયાં રથથી વનમાંહાં. ૧
કંટાળી વૃક્ષ જાણીને ખરાં, ફેરવ્યો રથ જાનકી રહ્યાં પરાં.
રથે બેસવા આવે ફરી, તવ લક્ષ્મણે વાણી ઊચરી: ૨
'માહારી જીભ ઊપડે કયમ, માત ? ?
ત્યાગ કરયાં તહમ્યો શ્રીરઘુનાથ.'
તાતા કરી હાંક્યા તોખાર; ચાલ્યા અશ્વ, ન લાગી વાર. ૩
જાનકીને શોક ઊપનો મંન્ય:'વાંક વિના શે મેહેલો વંન?'
'હસું કરે મુજ દીઅર સહી.' રથ ઓળગે રાખ્યો જઈ: ૪
'કોણ કર્મ મેં કીધૂં એક?'ધિક ધિક પડો મુજ દેહ.
'પરમ સાધવીનિર્મળ સતી, વાંક વિના મેહેલી ગુણવતી. ૫
'હવે રાજ્ય શૂં? સર્વ સુખ ગયૂં; સતી જાતે કાંઈ નવ્ય રહ્યૂં.
'કોણ રીતે લાવ્યા ઘરમાંહાં? એહેવી સતી કયમ મેહેલે ત્યાંહ?' ૬
લક્ષ્મણ બહુ ભરાણો શોક:'ગયો ધર્મ અમ લોકાલોક.
'સીતા જાતે સર્વસ્ત ગયૂં. આચાર ધર્મ કે કાંઈ નવ્ય રહ્યૂં.' ૭
લક્ષ્મણને બોલાવે સીત; દેખે નહિ, મન્ય થઈ ભયભીત્ય.
રથ ન દીસે વીર તોરંગ, કંપ્યૂં તવ સીતાનૂં અંગ. ૮
સ્વર—મધુર પોકારે ઘણૂં, દુર્લભ સુખ થયૂં લક્ષ્મણ તણૂં.
ચોસઠી કર્મ ગઈ સુંદરી, વળી સ્થાનિક આવી વન ફરી: ૯
'લક્ષ્મણ વીર ફરી આવશે; સુંદર રથ બેડી લાવશે.'
એમ ચોસઠ વાર ફરી તારુણી,
આમ ત્રુટી તવ રાઘવ તણી. ૧૦
પછે વનમાંહાં મૂકી નિ:શ્વાસ દેહડો દિશે નાશે, ત્રુટી આસ.
રામના ગુણ સંભારી મંન્ય, પછે કરયૂં તવ મેહા રુદંન. ૧૧

વળી ભય પામીને વન્ય ઊજાય; ધરા તો કંપે ધરે જ્યહાં પાય.
થરથર ધ્રુજે કંપિત હોય. ચિત્તભ્રમની પેરે નવ્ય દીસે કોય. ૧૨
અર્ધઝોળ વિસમાઈ ભોમ્ય; કાંટા ભેદે રોમે રોમ્ય.

કંથારચ કૌઅરપ કણુજ કકોળ, કણઝી કેરડા કાંકલબોળ, ૧૩
કડૂ કર્મળી કોઠી કઠોર, કાદૂંબરી, કચરિઆતી કેર,
અરણી એપરા આક આંબલી, ઊંબર એકલૂઆ તંબલી, ૧૪
અંઘેડી આંબ બહુ એકે રામણી, અરલશા ને આંબલી આણી.
ગૈંડેડી બોરડી બાઓળ બહુ, બાંમી બોલ બાણી સહુ. ૧૫

સાગ સરલ ને શીશવી, સગુંઓ શમડી કાંટે નવી,
ગૂગળી ગૂંદ ગોરડી અપાર, તાડ વિકળા તણા છે બહાર. ૧૬
લીંબ ખાખરા બોર ખજૂર, થોડોર ગોખરૂ કાંટે પૂર.
વનમાંહાં તરુવર ગગન સમાન્ય, પવન થકી તેહેનાં વાજે પાન. ૧૭

મહાભયાનિક દીસે તેહ, કંપે જાનકી કચેરી દેહ.
વનનાં પક્ષી બોલે ઘણાં, શબ્દ અનેરા છે તેહ તણા. ૧૮
કપોત કૂકડ ભૈરવ ભીત્ય ગૂહડ શબ્દ ભયાનક રીત્ય,
કાક કુલાહલ જાંબુક બહુ, સૂઅર શબ્દ કરે મળી સહૂ. ૧૯
સામર રોઝ ઝરખ ચિત્તરા, બોલે બહુ સાદે તેતરાં.
નકુળ ન્યાહાર ને ઘોડો ધૂવવે, ફણીધર કણી માંડીને જુએ, ૨૦
વીછી ચીતળો અજગર રાદ. વિખના ભરચા છે પડચા સાપ,
વિકટવદન બહુ પક્ષી હોય, જેહેનૂં નામ ન જાણે કોય, ૨૧
વનમાંહાં પક્ષી દેતા ફાળ, કરૂપ સરિખા જાણ્યે કાળ.
નારી એકલી જપતી 'રામ,' જિહ્વા થકી ન મૂકે નામ. ૨૨

ભય પામે તો કોહોને કેહે ? કો નહિ જે એહેને પાસે રેહે.
ત્રિભોવન-મોહન દીસે તેજ, બીજો રવિ ધરામાંહે હેજ. ૨૩
ભૂમાંહાં શબ્દ હવા તેણી વાર, રવિ ઝાંખ કિરણ અંધકાર,
તારુણી તત્ત્વ ત્રિભોવન એક, નારી નહિ કો સીતા વિતરેક. ૨૪

વલણ

સાધ્વી નિર્મળ નારી પાવન, પરમ ચતુરા તે સતી.
સુધા નેત્ર ને મધુર વાણી ત્રણ ભોવન એહેવી નહિ. ૨૫/૨૨૬

## કડવું ૧૦ મું—રાગ સામેરી

જૈમુનિ એમ વદ્યા: સુણ, રાજનજી,
જાનકીને રામનું અંતર ધ્યાન જી.' ૧
ઢાળ—અંતરમાંહે ધ્યાન ધરતાં મહાવન ઊન્નય,
શુદ્ધ ટળી સર્વ અંગની, વિપરીત ગત્ય તવ થાય. ૨
ભયત્રસ્ત થઈ છે તારુણી સ્થિર નહિ તેહેની ચક્ષ.
"રઘુવંશી' 'રાઘવ' 'લક્ષ્મણા' જાનકી જપતાં મુખ્ય: ૩
"નિર્મળ નાથે હું કરી, લોકમાંહાં થઇ ઉપહાસ્ય.
'ગુણ ગાયા મોહારી દેહના, પતિવ્રતા કેરી રીત્ય. ૪
'શોભા કહું શી નાથની? મુજ તાત કેરે દ્વાર્ય,
'કોણ રીતે ત્ર્યંબક ભાંજ્યૂં? 'જય' શબ્દનો નહિ પાર. ૫
'ખર દૂખરને ને ત્રિખર મારયા: કોણ રીત્યે, નાથ?
'મુજ અર્થે સાગર પાજ્ય બાંધી કોણ રીત્ય, રઘુનાથ? ૬
'કપિ રીંછના દળ સાંભર્યાં કેમ કરી જાણે યુદ્ધ?
'રણ્ય સંગ્રામ તે પરિ કેરાવ્યો વિના સર્વ આયુદ્ધ. ૭
'આધીન એક કપિ રામના દળમાંહાં અંજનીસુત બાળ,
'ભસ્મ લંકા કરી વન ભાંજ્યૂં કરી બાહુ વિશાળ. ૮
'કુંભકરણ રાવણ રાક્ષસા મુજ અર્થે મારયા તેહ,
'ક્ષણુ માત્રમાંહે શું થયૂં? માહારા નાથનો ત્રુટયો સ્નેહ. ૯
'ભલી ભામાંડી હું પ્રજામાંહાં ગોરી કરી ત્રૈલોક્ય,
'અપરાધ જોયા નહિ તહ્મો: માહારી ભક્તિ કીધી ફોક. ૧૦
'કામ્યની હોયે ભરી, તહ્મો સદા રૂપ દયાળ,
'મુખ જોઇ હીંડે કથનૂ તેહેની કીજે, નાથ, સંભાળ. ૧૧

જૈમુન્ય કહે: સુણો, રાયજી; વાલ્મીક ને સુખિદેવ,
વિદ્યાએ પૂરા મહા તપી જાણે પ્રભુની સેવ, ૨૫

વલણ

જાણે પ્રભુની સેવ રે, તેહેને આશ્રમ વિપ્ર ભણે બહુ.
તેહેના વિદ્યાર્થી વન મધ્યે આવ્યા જાનકી પાસે સહુ. ૨૬/૨૫૨

## કડવું ૬૬ મું—રાગ વેરાડી

હવે જૈમુનિ કહે: સુણો, રાય; જેહેં વન્ય સીતા માતા,
જાંહાં પડિયાં છે અવનીમાંહિ, રચી કોણ હૃદય વિધાતા. ૧
દારુણ વન, નહિ પાન સૂકાં, તાંહાં સઘળા કંટાળ,
જાંહાં જોઈએ તાંહાં એક એકથું સઘળા આંટાળ્ય. ૨
તે વન પલ્લવ હોય પત્ર ભરી ડાળો ઝૂંબે,
પવન તણે તે પ્રહારે નમી તે ભૂમિમાંહિ આવે. ૩
નીલા રે અંકુર તૃણ ભરયા બહુ ભૂતળમાંહ,
મેઘ વિના સર્વ ભોમ્ય રસાળી, જળ વિના તે થાય ૪
સારિકા કોકિલ હંસ મધુરા બોલે મોર,
પક્ષી વૃન્દ રસાળ કરે સુખરૂપી શોર. ૫
પરિમલ કુસુમ અનેક પવન પરવનથી લાવે,
વિપ્ર નિહાળે વન સઘળા મન્ય આનંદ ભાવે. ૬
જોતાં આવ્યાં તાંહાં ત્રિભોવનતત્ત્વ મોહન નારી,
શાંતિ કળાય રંગ જોય કુદેથું વાત વિચ્યારી ૭
જોઈ જોઈને બોલાવી તેહ, ન બોલે ન ઉત્તર આપે.
રામને સોંપ્યાં નેત્ર; ભયાનિક સઘળા અંતર કાંપે. ૮
જાણે ઘેલી કો હોય, ન જાણે વાત વિચ્યાર,
વિપ્રે વિચ્યારયું મન્ય: એહેને દુઃખનો નહિ પાર. ૯
ખાતાં તો નવ્ય પીએ નીર, ભૂખ તરસે સુકાણી;
થાયા ગુરૂ ભણી દેહ માયા બહુ અંતર આણી. ૧૦

મહાશક્તિ કો એહ હશે, રામા નળનું રૂપ,
કે ઇંદ્રાણી હોય અહીંઆણી, તેહ તણું રે સ્વરૂપ. ૧૧
એહેવી ન દીઠી કોય ત્રિભોવન તેહ વનમાંહાં ક્યાંય,
'ઓળખશે ગુરુદેવ' કહી, ઋષિ બળી રે ઊજાય. ૧૨
આવ્યા નિજ આશ્રમ વાલ્મીક જ્યાંહાં તપધારી:
'અમો સમિધ લેવા ગયા વન, કૃપાનિધિ, દીઠી નારી. ૧૩
'દીનપણું બહુ દેહ, ત્રિખાએ સૂકયું વદન,
'મહા દયાવંત ને કળા કોટિ જ્યેમ મદન. ૧૪
'ગુરુજી પધારો ત્યાંહાં, નિહાળો નારીને આવી.
'અમથું નવ્ય બોલે તેહ, બોલે તમથી બોલાવી.' ૧૫
વાલ્મીક ગુરુદેવ આવ્યા વનમાંહિં ધાઈ;
નવપલ્લવ સર્વ વન જોઈને દૃષ્ટિ ભરાઈ. ૧૬
મહા કૃપાળ દયાળ સીતા જોઇ મન્ય વિમાસે:
'આ એટલું શું રત્ન? નહિ કો એહેને પાસે! ૧૭
'કો ઇશ્વરી માયા હોય; હશે લક્ષ્મીનું અંગ.
'દીઠી છે મહા દુ:ખવંત.' રહ્યા મન્ય પામી ભંગ: ૧૮
'અરે માતા, કોણ શક્તિ દયા કરી જૂઓ, દેખાય.
'તમ અંતરના દુ:ખ અગોધ, કોહો મુજ માહારી માય. ૧૯
'માત તાત ભરથાર, વસો તમ કહે દેશ?
'એટલાં આ વનમાંહિં કર્યો કોણ કાજ્ય પ્રવેશ? ૨૦
'તમ પ્રતાપથી સર્વ વન ફુલ્ય ભૂમિ થઇ એ રૂપાળી.
'તદ્દભ્યો સ્વેચ્છયા ધર્યો અવતાર, શું કરી કોણે પાળી? ૨૧
'આ ગર્ભ દીસે તેજ, સુતા, દુ:ખ એથી ટળશે.
'જેહેનો થયો છે વિજોગ, સુભાગી સુતથી 'મળશે. ૨૨
'ગામ ઠામ કુળ નામ? કેહો પુત્રી ભર્તાર?
'આ વનમાંહિં નહિ કોએ મારગ, નહિ 'સુહાર. ૨૩

'તે વનમાંહે પાઓ માંડી જ્યાંહા, પુત્રી, ફરિઆં,
'સૂકાં હતાં જે વૃક્ષ તે તે નવપલ્લવ કરિઆં. ૨૪

વલણ

'નવપલ્લવ વને થયૂ સહુ. આશ્રમ એ મૂહનિ થયૂં.
'પુત્રી, માહારે આશ્રમ આવો.' રુખિ વાલ્મીકે એમ કહ્યૂં : ૨૫ / ૨૭૭

## ઝમક ૧૨ મું– રાગ મારુ

વાલ્મીક રુખિ એમ બોલે;
પવિત્ર નહિ કો તેહેના તપને તોલે. ૧

ઢાળ—પવિત્ર નહિ કો વાલ્મીકને તોલે, મોટા તપવાન રે.
જાનકી કેરી કરી પ્રશંસ્યા, વિદ્યા ગુણ નિધિ ધામ રે. ૨
નિર્મળ મુખ દીઠૂં રુખિવરનૂં, જાનકી કેહે : 'સુણો, તાત;
'આપતકાળ વિષે નહિ કેહેના માત પિતા ને ભ્રાત. ૩
'જેહેવૂ રે કર્મ કર્યૂં હોયે, રુખિવર, તે તે પામે ભોગ.
'એ કર્મ દેહ પ્રગટ્યાને અર્થે માતપિતા–સંયોગ. ૪
'કારણ નહિ કાંઇ માત પિતાનૂ, જેહેવૂં જેહેને કર્મ,
'તે તે જીવ ભોગવી છૂટે, એ તાં સમૃતિ–ધર્મ. ૫
'સદા નિરંતર જીવ એકલો, બીજો નહિ તેહેને કોય.
'નર નારીને માત પિતા સુત કર્મે કર્મ એ હોય. ૬
'તે માટે રુખિજી, શૂ પૂછો માતપિતાનૂ નામ?
'કર્મે થકી અવતાર ધર્યૂં: તાતજી, આ કર્મનૂ કામ. ૭
'દીન દામણી હૂં છૂ અબળા એ તે ઉદાશી જાણો.
'વળી એટલૂં ઉત્તમ કર્મ અમારે, તાત, કૃપા તમ્યો આણો.' ૮
વાક્ય સુણીને રુખિવર, ત્યાહારે પણૂ થયા વળિવાત્ય.
'વિદ્યાર્થી માહારે જે આશ્રમ, સેવા કરે બહુભાત્ય. ૯
'બાઈ, તાહારા મુખની શોભા એહેવી જોઈ રોમાંચિત થાજી.
'તૂ તો પરમ માહારી પુત્રી; ઊઠો, તેડી જાઊં. ૧૦

'પુત્રી, ત્યાગ કરી મુકુને જાઓ, જાહારે દેખો કાંઈ ભેદ.
'અહોરાત્રિ માહારે આશ્રમ સુણિ શાસ્ત્ર અર્થ ધૂન્ય-વેદ. ૧૧
'પવિત્ર ઘણું છે આશ્રમ માહારે તમસા કેરી તીર.
'વૃક્ષ લતા શીતળ છે છાયા; રમ્ય રમ્ય સરનીર. ૧૨
'કુસુમ વૃક્ષનો પાર ન લાભે, મારુત મધુરા વાય,
'પ્રેમ ભરચાં પક્ષી બહુ બોલે, સુણતાં આનંદ થાય. ૧૩
'પ્રેમ તણાં જળ સદા નિરંતર અંતરમાંહાંથી આવે,
'સદા ભોમિ સઘળી નવપલ્લવ, અપાર ઉત્તમ ભાવે. ૧૪
'મૃગ સાંમર ને હરણ ચિત્તરા ચેનુ વાઘ નહિ પાર,
'દ્વેષ ધરે નહિ કો કેહે સાથે, રેહે એક વન હાર. ૧૫
'કુસુમ ફળે ફૂલી બહુ ડાળ્યો, દીઠે થાયે ઉલ્લાસ,
'અગ્નિહોત્ર ને આવસથ, તે હવ્ય તણા ગંધવાસ. ૧૬
'મોટા તપધારી રુખિ આવે, પામે તે દર્શન,
'હું જાણું છું : ગૃહના સુખથી મોટું સુખ તે વંન. ૧૭
'કેટલાં પત્ર તે વનનાં એહેવાં, મધુર તેહેના સ્વાદ.
'કેટલાં ફળ ખાતાં અંતરમાંહાં પરમ થાએ ઉહ્લાદ. ૧૮
'વળી નાનાવિધિના ખાજે પીજે બહુ રમ્યરમ્યથી આવે,
'આશ્રમ ઘણા' રુખિને જાણી ક્ષત્રી શૌદ્ર બહુ લાવે: ૧૯
'તે માટે, પુત્રી, તમ્યો આવો, દૃષ્ટિ આગળે રેહેજો,'
'સુખ દુઃખ જેહેવું હોય માહારે, બાઈ, તમે તે સેહેજો.' ૨૦
વાક્ય સાંભળી ઊઠી જાનકી આનંદ અંતરિ પામી,
રુખિવર કહેરે આશ્રમ આવી જ્યની અંતરજામી. ૨૧
આશ્રમ દેખી અંતરમાહિં પરમ ઊપની પ્રીત્ય;
સુખ પામ્યાં તાંહાં સબળ જાનકી માના-તાતની રીત્ય. ૨૨
દૃષ્ટિ ધરે તાંહાં મુનિવર સબળ ફરી ફરી નિહાળે મુખ,
'જી, જી' કરતાં વદન સૂકાયે, પરમ પામિએ સુખ. ૨૩

જૈમુનિ કેહે : જન્મેજય રાજા, સીતાનું મન હરિખ્યું;
રુખિજીના ઘરમાંહાં બહુ લીલા, સુખે કરી મનમ રિઝ્યું. ૨૪
જેહેવું સુખ રાઘવના ઘરમાંહાં, તેહેવું પામી નારી;
જત્ન કરીને પાળે ગર્ભને સઘળું દુઃખ નિવારી. ૨૫

વલણ

દુઃખ નિવારી સર્વ દેહનું અંતરમાંહાં હરિઆં ઘણું,
ભેદ કાંઈ દેખે નહિ, સર્વ કો જાણ્યું આપણું. ૨૬/૩૦૩

## કડવું ૧૩ મું—રાગ દેશાખ

હવે રાયજી વાણી રે એમ વદ્યા રુખિ જમુનિ સાથે:
સીતાજી વન મેહેલિઆં, કરયં શું રઘુનાથે? ૧
જનકસુતાને નવ્ય ઘટે: એ તો થયું વિપરીત્ય,
વનમાંહેં એમ ત્યજ્યા તણી ન હોએ રીત. ૨
અંતરમાંહાં શ્રીરામજી જાણે નિર્મળ નારી,
પરમપરાયણ પોતા તણી, તેહેની પ્રીત્ય વીસારી. ૩
જનક તણા મંડપ મધે કુણ ભૂપતિ મ્યળિઆ?
સીતાને મન્ય આવ્યા નહિ, તે તે હારી વળિઆ. ૪
ભાર ત્રંબકમાંહેં બહુ થયો, મહા શક્તિની દ્રષ્ટિ,
તાંહાં રાવણે બળ ચાલ્યું નહિ : એહેવો કોણ સૃષ્ટિ? ૫
રાઘવ અર્થે ટળવળી, થોડે જળે જ્યમ મીન.
રામ વિના ધૈર્ય બાપને બહુ હતાં દીન. ૬
દશરથનંદન આવતે સીતાનૂ મન હરિખ્યું.
ભૂપત્ય સહુ કો દેખતાં અરિષ્ટ બળ હરિખ્યું. ૭
તે રાઘવ જાણે દૃઢે લક્ષ્મીજીનૂં રૂપ
પગલે પગલે નિધિ ભરિઆ જોતાં તેહેનું સ્વરૂપ. ૮
વગ્ર રાવણ સીતાને હરી ગયો જેહેને બહુ પરિવાર.
આયુધ હરચો સુખ તાં, કરચો સર્વ સંહાર. ૯

કપિ રીછનાં સૈન્ય ચલાવિઆં, સીતાની પ્રીત્ય.
રાક્ષસ સર્વ નિવારિઆ, સ્વામી, કુણ રીત્ય? ૧૦
મંદોદરી તેહેની કાન્યતી વિભીષણને આલી.
મૂળ છેદ્યું રાવણ તણું, જે જાનકી વાહાલી. ૧૧
સાગરે પરવત તારિઆ જેહેને કારણ રામ,
તે નારી કયમ મેહેલિએ? કોણ કીધું કામ? ૧૨
ત્રૈલોક્યમાંહાં એક સાધવી પરિઅટની વાતે
પૂરણ માસે પ્રેમદા મૂકી રઘુનાથે. ૧૩
અબળાનો અવગુણ હોએ ઘણો તોહે નાણવી રીસ.
ત્રૈલોક્યસુંદર રામજી કાહાવે જગદીશ. ૧૪
વાક્ય સુણી રાજા તણાં રૂખિવર એમ બોલે:
લેખ વિધાતાનો લખ્યો, ન હોય કર્મને તોલે. ૧૫
હરિચંદ્ર તારાલોચની, જુઓ તેહેના ધર્મ.
માંડવને સુલીકરી; સવિતાને કર્મ; ૧૬
એક અંગ રવિ વેહેરિઓ; કયહીં દાન્ગ હૂતા?
ચંદ્રકળા માસે પડે એહ કર્મ વ્યગૂતા. ૧૭
પવન અગ્નિ યમ ઈંદ્રને કર્મ શંકર રાય.
કર્મનાં પ્રેર્યાં જાનકી મેહેલ્યાં વનમાંય. ૧૮
હવે રુખિને મંદિરે જાનકીને સુખનો નહિ પાર.
ગર્ભવતી ઈછા ધરે તે તો પામે આહાર. ૧૯
ગર્ભમાસ પૂરણ થયા, તન તેજ ન માય.
આશ્રમ્ય રુખિવર છે નહિ, એહેવે પ્રસવ થાય. ૨૦
વાલ્મીક એહેવે આવિઆ કુશ કરમાંહાં લેઈ,
પુત્રનું વદન નિહાળિઓ, રક્ષા અભિષેક દેઈ. ૨૧
એહેવે બીજો સુત આવિઓ મુખ્ય બોલતો વાણી;
નામ સુંદર તેહેનું 'લવ' ધર્યું રુખિ બહુ મયા આણી. ૨૨

જાતકર્મથી અનુક્રમે સઘળા સંસ્કાર.
એણી પેરે મોટા થયા શોભે યુગ્મ કુમાર. ૨૩
નવ વરસેં તેહને આપિયાં પ્રેમે ઉપવીત.
નિગમને શાસ્ત્ર ભણાવિયા, અસ્ત્રવિદ્યાની રીત્ય. ૨૪
ધનુર્વિદ્યા અસ્ત્ર બાણ જે મન્ત્રવિદ્યા સાધી,
આપ્યાં ધનુખ સોહામણાં દિવ્ય ભાથા બાંધી. ૨૫

વલણ

બાંધી ભાથા ધનુસ આપી શિર ઊપેરે કર ધારી:
'અજિતવાન રણમાંહાં હજ્યો;' એમ રુખિએ વાણી ઊચરી. ૨૬
રૂપવાનને સબળ બળિયા આ વિદ્યા ભણતાં આવડે.
કો અંશ છે સુરેશનું મહાનુભાવની દષ્ટે ચડે. ૨૭/૬૩૦

## કડવું ૧૪ મું—[રાગ એજ]

જૈમુનિ એમ વદા: સુણિએ, રાય રે;
કુંઅર દેખીને સુખી થઈ માય રે, ૧
ઢાળ—સુખ પામી માતા કુંઅર દેખી રાઘવ સરખા રંગ,
અપર બીજા દેખિયે, ઝગમગે તેહેવાં અંગ, ૨
'કુશ' નામ સુંદર જ્યેષ્ઠ ભ્રાતા, 'લવ' નામ લઘુતા હોય,
દીર્ઘબાહુ વિશાળ ભાળ, જમદગ્યા, નાવે કોય. ૩
વાલ્મીક દેખી કુંઅરને આનંદ પામે મંન્ય.
આખેટ-અર્થે ભ્રાત બહને નિત્ય જાએ વંન. ૪
મૃગચર્મ ઓઢણે પેહેરણે, કાક-પીછ ચોટી શીશ.
દર્શને એહેવા દેખિએ જયમ પરમ વૈકુંઠધીશ. ૫
કનક લાજે કાંત્ય આગળ્ય. ભૂષણ ભાથા બાણ.
દિનદિન પ્રત્યે તનકળા વાધે સબળ જોધ સુજાણ. ૬
આગન્યા પાળે માતની, તે નિત્યે પૂજે ચરણ;
કર જોડી નીચા થઈ નમે શોભિતા એક જ વર્ણ. ૭

આગન્યાકારી રુખિ તણા બહુભાવ્ય કરતા ભક્તિ.
અહોરાત્રિ સેવા કરે સબળી, ક્ષત્રી કેરી યુક્તિ.' ૮
ફળપત્ર લાવે વન થકી, જેહેના સ્વાદ સબળ અપાર.
રુખિ આગન્ય જૈને સંમપે ત્રપ્ય કરી આપ્યૂં આહાર. ૯

મધુરી વાણી મુખે બોલે ગમે સહુને જ્યંમ.
મુખ જોઇને હીડે માતનૂં અતિ સ્નેહ ઊપજે ત્યંમ. ૧૦
ગજ વાઘ શિંઘ ગ્રહી વન થકી ચરણ નમાવે માત;
તેહેને દીન કરી વન મધ્ય મેહેલે, એહેવા સુત-રઘુનાથ. ૧૧
અસ્ત્રબાણ મંત્ર બહુ ઘાત-વિદ્યા સબળ યુદ્ધજ પ્રાક્રંમ.
રુખિ તણી સેવા શાસ્ત્ર-વદીના સર્વ જાણે ધર્મ. ૧૨

હવે સીતાજી જાણે મન વિખે : 'માહારો નાથ દેખે તંન,
'કુંઅર એ પોતા તણા નિરખી હીંમે મંન્ય. ૧૩
'માહારા તાતને ઘેરજ રામ લક્ષ્મણ આવ્યા જેર્ણા રીત્ય,
'તેહેવા કુંઅરને દેખિએ, નિરખતાં ઊપજે પ્રીત્ય. ૧૪

'ભાઇઓ, કેહી રીત્યે પિતા સુતને થાશે કયમ મેળાપ?
'એ કહવાં દીકે ઓળખે લવકુશ તણો એ બાપ? ૧૫
'મન ત્રુટ્યૂં માહારા નાથનૂં મુજ દીન ઊપરે જેહ,
'પણ કુંઅરને અવિલોકતાં ઊપજે નવલો સ્નેહ. ૧૬

'અશ્વ ગજ રથ સુખાસન પટકુળ ભૂપણ હોય,
'રઘુનાથજીને બાળકે દષ્ટે ન દીઠૂં કોય. ૧૭
'બાળક એ નથી જાણતા : અહ્મ્યો અયોધ્યાના ભૂપ.
'બાર વરસ બાળકપણે ચાલ્યા, નવ્ય દીઠૂં રાઘવરૂપ.' ૧૮

એમ કરતાં વરસ દ્વાદશ વહી ગયાં રુખિદ્વારય.
વાલ્મીક રુખિ બહુ કરી રાખે દષ્ટિમાંહે કુમાર. ૧૯
રુખિને મંદિર સીતાએ આઘે કહ્યો ક્ષત્રીનો વંશ.
વાલ્મીક જાણે સૂર્યને કુળિ સૂર્ય કેરો અંશ. ૨૦

શતકોટિ રામાયણ તણો વાલ્મીકે કીધો બંધ;
લવકુશ કુંઅરને ભણાવ્યા તે કથા સકળ સબંધ. ૨૧
રુખિનારી રુખિવર, સર્વેકો બહુમાન્ય ધરતા હેત.
સીતાજીને સુખ અતિ ઘણું, પોતાના પુત્ર સમેત. ૨૨
એ કથા તાં અહીં રહી; સુણો, જન્મેજય રાજન;
હવે અયોધ્યામાંહાં શું થયું, જાનકી મેહેલ્યાં વન્ય? ૨૩
જાહારે વીર લક્ષ્મણ આવિઆ વન્ય મેહેલી સીતા સુજાણ,
દિવસમાંહે અયોધ્યામાંહે આથમ્યા જાણે ભાણ. ૨૪
રામજીને દુઃખ ઊપનૂં, રહ્યા અંતરિ પામી ત્રાસ.
લક્ષ્મણે આવી મંદિરમાંહે મૂકિઓ નિશ્વાસ. ૨૫

વલણ

મૂકિઓ નિઃશ્વાસ જાહારે, કોલાહલ સબળો થયો,
નર નારી બાળક શબ્દ સુણતાં પ્રેમ સહુકોનો ગયો. ૨૬/૩૫૬

## ઝમક ૧૫ મું—રાગ અસાવરી

નગર મધે જે વમે સહુ તેજ ને દુઃખ ધરિણી બહુ:
'સીતા નારી ત્યજી રાઘવજીએ શું કરયું છે? ૧
ઢાળ—'સીતા નારી ત્યજી વન મૂકી, શું કીધું રાઘવરાજ?
'પરમ સાધવી એ ગુણવંતી; કોણ કરયૂં એ કાજ?' ૨
એમ નગરમાંહાં મોહોર થયો છે. દુઃખી બહુ વર્ણાવર્ણ.
જાનકી નારી જપે છે સહુકો સંભારી આચરણ. ૩
પરસ્પેરે સહુકો એમ કહે છે: 'મોહોટો થયો અન્યાય.'
જન્મેજય ભૂપતિ, અવિધારો; સહુને શોક ન માય. ૪
હોહાકાર થયો નગરીમાંહાં; સહુકો રચતા માંડી.
આહાર ઉદક નર નારી અર્ભક રહ્યાં સર્વ માયા છાંડી. ૫
એમ કરતાં દિન ઘણા ચાલિઆ; પ્રેમ નારીના પ્રૌઢ;
સંભારી જાનકીના ગુણને રાઘવ થયા દિગમૂઢ. ૬

મધ્યનિશાયે નિદ્રા છાંડી અને વિચારી જોયૂં :
'રાવણ કુંભકરણ બ્રહ્મરાક્ષસ તેહેનૂં કુળ સર્વ ગોયૂં; ૭
'એ પાતક મુજને બહુ બેહૂં;' સહૂ નિર્મળ'; કેહે રામ.
'પ્રજામાંહે શો જશ બોલાયે? એહેવાં કરયાં મેં કામ. ૮
'એણે પાપે પરમ સાધવી કેરો' થયો વિછોહ,
'જે નારીના સુત પ્રસવ્યાનો અંતરિ હતો મોહ. ૯
'દારુણ વનમાંહે તેહ તજી, જેહ અર્થે લીધૂં પાપ.'
એહેવૂં વિમાસી રાઘવજીનૂં થરથર ધ્રૂજે આપ. ૧૦
એહેવૂં વિમાશી પ્રાતસમે હવે સભા રચી રઘુદેવ;
વસિષ્ઠ વામદેવ ગર્ગ ગાલવ ઔતિથ્ય તેડાવ્યા તે બેવ. ૧૧
ઉપમુનિ રૈભ્ય ઉદ્દાલક મુનિવર, અંગિરસ કણ્વ આવ્યા,
કૌંડિન્ય લોમસ બહુ રુખિ સાથે રાઘવજિએ બોલાવ્યા. ૧૨
પ્રજા પ્રેમ સંઘાતે સહુકો ચરણે નામ્યૂં શીસ્ય:
'સ્વામી, પાતક જેણી રીતે જાએ, કાહો, મોટા જગદીશ. ૧૩
'લંકાપુર બ્રહ્મરાક્ષસ મારયા, તે પાતક કયમ જાય,
'સહુકો મળી માયા બહુ આણી તેહેનો કાહો ઉપાય.' ૧૪
એહેવૂં સુણીને તાપસ કેહે છે· 'દશરથ–સુત, અવિધારો;
'રામ તણે નામે ટળે પાતક, સઘળી ભ્રાંત નિવારો. ૧૫
'જો પ્રજામાંહે ધર્મ કરી દેખાડો, અશ્વમેધ તો કીજે;
'લોકમાંહે કીર્તિ વાધશે, આશિસ્ય રુખિની લીજે' ૧૬
'સ્વામી, સકળ પદારથ પૂરણ કૃપા તમારી એ, મુન્ય.
'એહ વાત તાં મેં આદર રચી.' રુખિવર બોલ્યા મંન્ય : ૧૭
'અર્ધાંગના વિણ કેહી પેરે ઊપજે? કેણી પેરે થાયે જ્યાગ?
'બ્રાહ્મણ વરુણ થાયે કોણ રીતે? સુર કયમ ગ્રેહે વિભાગ?' ૧૮
'સોવર્ણ કચેરી કરો ભામ્યની ભાર આણી, શ્રીરામ.
'અર્ધાંગ્ય તેહેને રાખી કરો અશ્વમેધનૂં કામ.' ૧૯

વાકય સુણી બાંધવ બોલાવ્યા : 'હયમેધાદિક જોઇ,
'ઠામ્યઠામ્યથી દ્વિજ તેડાવો, યજ્ઞ આરંભો તેહ.' ૨૦
સરયોને તટે મંડપ રચિઓ, સ્થંભ પ્રવાળી કેરા;
હીરા રત્ન કુંદન મણિ નવલાં જડિઆં ભૂમિ અનેરાં. ૨૧
બ્રાહ્મણ વરયા સભામાંહે યુક્તિ બહુ પદારથ આલી;
આરંભ અશ્વમેધનો કીધો, વેદધ્વનિ બહુ ચાલી. ૨૨
અર્ધાંગે નારી તવ આણી, અશ્વ પૂજિઓ પ્રીસ;
લિલાટપટ લખી પત્ર બાંધિજો તે મેકેલ્યો ભલી રીસ. ૨૩
દીક્ષા લેઇ રાઘવજી બેઠા મૃગ–ચર્મ મૃગ-શૃંગ,
ભૂમિ–સેન્ય બ્રહ્મચર્ય, મુખે મુન્ય, માળ–મુદ્રા અંગ્ય. ૨૪

વલણ

માળા રાખી સંગ્ય રે, ચ્યંતન વિશ્વેશ્વર તણું.
શાસ્ત્રશ્રવણે વેદચર્ચા, ધ્યાન નરહરિનું ઘણું. ૨૫ / ૩૮૧

## ઝમક ૧૬ મું—રાગ પ્રભાતી

હયરક્ષાયે શત્રુઘ્નન, પ્રેરચો સુમિત્રી–નંન.
ત્રણ્ય ક્ષોહિણી દળ સંઘાતે યોદ્ધા સર્વ સાંચરે રે. ૧
ઢાળ—ત્રણ્ય ક્ષોહોણી સેન્યા સાથે શત્રુઘ્નન રક્ષાકારી.
યૌવનવંત યોધ સર્વ શૂરા દાતા દિવ્ય આચારી. ૨
ચતુરાંગ દળ પરમ વિરાજિત, આયુધ ભરિયા વીર.
સન્નાહ રત્ન–જડિત બહુ ઝળકે, જેહેનાં મન રણધીર. ૩
હલુવેહલુવે દળ ચાલે છે, યોધ સુખાળા જાય;
નર વાહન ગજ અશ્વ કરભ રથ, આનંદ મારગ્ય થાય. ૪
અનેક નદી, મહાવન, પાટણ, પર્વત, નવલા દેશ,
વિષમ ભોમિમાંહાં હય ફરિઓ, જ્યાંહાં કોઇનો નહિ પ્રવેશ. ૫

---

૨૪ સેન્ય=શયન

જે જે રાય આવે મારગમાંહાં, પત્ર નિહાળી જૂએ;
દશરથનંદનનો હય જાણી અશ્વ ન બાંધે કોએ. ૬
બળ કરી જે બાંધે તોરંગ, તાંહાં યુદ્ધ કરી મૂકાવે.
એણી પેરે ચતુરંગ સૈન્યશું મારગ્ય ચાલ્યા આવે. ૭
જૈમુન્ય કેહે; જન્મેજય ભૂપત્ય; વાલ્મીક રુખિ જેહ,
વરુણ તણો ધેરય યગ જજાવ્યો બહુ રુખિ સાથે તેહ. ૮
જ્યેષ્ઠ બંધવ કુશ તાંહાં પધારયા, લવ આશ્રમે છે એક,
બીજા વિપ્ર તણા બહુ બાળક તેહેનો કહું વિવેક. ૯
બહુ નારી રુખિ તણી મંદિરમાંહાં જાનકી કેરે પાસે.
રામચરિત્ર રુખિજીનું કીધું તેહેને સહૂ અભ્યાસે. ૧૦
પરમ આનંદ અંતરમાંહાં ઊપજે રામ તણા ગુણ ગાતાં,
માર્જન ભોજન શયન એકઠાં, રામ તણે રંગે રાતાં. ૧૧
એણે સમે લવ કેહે : 'માતાજી, આગન્યા મુજને દીજે,
નાનાવિધિનાં ફળ લાવૂં, રુખિનારી દષ્ટે કીજે.' ૧૨
ખડ્ગ બાંધી ઉભેથાં શોભિત ધનુસ ગ્રહીને નમિઓ,
સોળ કળાનો ચંદ્ર અપર જ્યમ, તાપ માતાનો શમિઓ. ૧૩
આપી આગન્યા, વનમાંહાં ચાલ્યો, દ્વિજ બાળક બહુ સાથે,
યુદ્ધ કરવાના મારગ જાણે; બાણવિદ્યા બહુ હાથે. ૧૪
આશ્રમ થકી ઉત્તરની પાસાં રમતા જાએ બાળ.
આગળ્ય વંન વિરાજિત આવ્યૂં, તરુવર વન વિશાળ. ૧૫
કોઇ કર્મદી આંબા અદ્દભુત બીલી ફણસ અખોડ,
જાયફળ બદરી નિશાણી દાડિમ દ્રાખ ખપોડ, ૧૬
ખેર ખારેક ખજૂર નારંગી હીમજ હરડે પાન,
અણુસ ઉંબર આંબ્યઉ તંબલ, ફાલસાં પરમ નિધાન, ૧૭
ઓરસલી ફોફળી આંબલી લવ્યંગ એલચી લીંબૂ,
ગૂંદ ગોરડિયા સૂકડચ સમડા અગર અરલૂઆ જાંબૂ, ૧૮

નિગ્રોધ-શાખા પરમ વિરાજિત, નાળિયેરીનો નહિ પાર,
કુસુમ-વૃક્ષ વન સઘળું બેહેકે, કદળીવંન અપાર. ૧૯
આમ્રાગ્ર શીતળ છે છાયા, પુષ્પ તણા મકરંદ.
લવ રમતો તે વનમાંહાં આવ્યો, પામ્યો છે આનંદ. ૨૦
એવે સમે સાંહાં મૂલ કરતો રાઘવનો હય આવ્યો,
ઉજ્જ્વળ-કાંતિ અનોપમ શોભા, તે જોતાં મન ભાવ્યો. ૨૧
વાંચી પત્ર બાંધિઓ તતક્ષણ કેળ તણે સ્થંભ,
ચતુરંગિણી સેન્ય દીઠી, કરવું યુદ્ધ આરંભ. ૨૨
શત્રુઘ્ન સંધાને આવ્યા, બાળક દીસે દિવ્ય.
કાંત્ય ઝળકે રવિના સરખી, ગજવર સરિખા ભવ્ય. ૨૩
'મેહેલ્ય રે વાજ્ય માહારો, કાં બાંધ્યો, કાં ખૂટ્યો તુજ કાળ?'
એહેવું કહેતાં બાળક કોપ્યો, મસ્તકે ઊઠી ઝાળ. ૨૪
યુદ્ધ કરવાને સબળ ગહગાજ્યો, ઊર્ધ્વ રોમ અંગ થાય;
અજા યુદ્ધ ઉપરે જેમ કોપી ભરે પંચાયણ પાય. ૨૫

વલણ

ભરે પંચાયણ પાય રે, એણી પેરે રણમાંહાં જઈ રહ્યો.
ધનુષ-ટંકારવ કરવા, હવે યુદ્ધ કરવા સત્વર થયો. ૨૬/૪૦૭

૨૫ પંચાયણ=પંચાનન, સિંહ

## કડવું ૨૭ મું—રાગ સામેરી

જૈમુનિ બોલ્યા: સુણ, રાજનજી; યુદ્ધ કરવાને સુત સાવધાનજી.
જનકસુતા-સુત શોભિત-અંગ જી.
દળમધ્ય આવ્યો પામી રંગજી. ટેક ૧
ઢાળ—રંગ પામી રહ્યો સન્મુખ, પ્રસન્ન-મુખ બળવંત.
મનમાંહાં કરી એમ કલ્પના: 'દળ સર્વનો આણું અંત.' ૨
પાંચ બાણ પ્રથમે મેહેલિઆં રઘુપતિને નમસ્કાર,
દશ બાણ મેહેલ્યાં મંત્રથ: 'દળ કરું તમ સંહાર.' ૩

પછે શત્રુઘ્નને બહુ બાણ મેલ્યાં જોઈ રણની રીત્ય,
એટલે સીતા-સુત-બાણથી દીસે નહિ આદિત્ય. ૪
શત્રઘ્ન તે યુદ્ધ જોઈને સબળ આશ્ચર્ય હોય :
'લઘુવય વિષે બાણવિદ્યા રણ્ય ન જાણે કોય.' ૫
'એકલો એમ જો કરે રણ્ય, જાણે યોધ અનેક.
'મહામંત્ર સાધી બાણ મૂકે તેહેનો નાવે છેક. ૬
'યુદ્ધ કરતાં એમ વાવે જાણે, સાગર-ભરણ;
'આંહીં સૈન્ય બાણ-સંખ્યા નહિ; સર્વને જાણે તરણ. ૭
'લઘુલાઘવી તાં આણે કરે દર્પ-મુષ્ટિ બળભંડાર.
'હાસ્યહાસ્યે એહેવો દેખિએ, જ્યમ વિદ્યતના ઝાનકાર.' ૮
બળ બહુ શત્રુઘ્ન તણું તે મારિયું રણમધ્ય.
બાણના આઘાતથી ટળી સઘળી . એ શુદ્ધય. ૯
શત્રઘ્ને તાંહાં સુભટ સહુકો નિહાળ્યા રણ દૃષ્ટિ;
એટલે યુદ્ધ બાણ મેહેલિયં, કીધું સબળ અરિષ્ટ. ૧૦
પછે શત્રઘ્ન ક્રોધ કરી આવરચો છે અદ્દભુત :
'હવે પિત્રિ લોકના એહેને દેખાડું દૂત.' ૧૧
એમ કહી ત્રણ્ય બાણ મેહેલ્યાં : 'જોજે, લવ, તું એહ.'
એહેવે એક બાણે મધ્યથી આવતાં છેદ્યાં તેહ. ૧૨
પાંચ બાણ મેહેલ્યાં લવે રહ્યા, રથ ભાંજિઓ હય સાથ્ય;
સારથિ મારચો શત્રઘ્નનનો, અશ્વ જોહેને હાથ્ય. ૧૩
બીજે રથે તે સુભટ બેઠો, બાણ દશ કરચ લીધ,
સુવર્ણપંખાં મંત્રશું લવ પરે મૂકી દીધ. ૧૪
અર્ધ ભાંગ્યાં, 'અર્ધ તવ ભેદિયાં છે તનમાંહ;
પછે લવ તણાં બાણ ભેદ્યાં' શત્રુઘ્નની કાય. ૧૫
એમ રણાંગણમાંહાં યુદ્ધ હવું છે; જન્મેજય ભૂપાળ;
પછે મૂર્છાગત ગયો વૈદેહી તેહ કેરો બાળ. ૧૬

વિપ્ર કેરા સુત હૂતા તે જોઈને પામ્યા ત્રાસ.
વાલ્મીકને મઢે આવિઆ સુખે મૂકતા નિઃશ્વાસ. ૧૭
એહવે મંદિરે આવિઆ કુશ જેષ્ટ બાંધવ પ્રૌઢ,
બાળક ભૂંભારવ કરતા જોઇ થયા દિગ્મૂઢ: ૧૮
'સાંમના થઇ મુજને કોહો, માહારો કુશળ છે લવ ભ્રાત?
'એક ઘાતે સહસ્ર ઝૂઝતે, જનકી જેહની માત.' ૧૯
એહવે બાળક બોલિઓ: 'કુશજી, સુણિએ, વીર,
'અશ્વમેધનો હય આવિયો, દળ અતુલ, રણના ધીર; ૨૦
'તેહેનું પત્ર વાંચી લવે બાંધ્યો, કીધો સબળ સંગ્રામ,
'અનેક ભજિઆ નિપાતા રણ રચી તેણે ઠામ. ૨૧
'પામી મૂર્છા, વીર પડિઓ, બાણે વેધ્યું અંગ;
'અહ્મો જોઈને તાંહાં થકા ત્રાશ, મન્ય પામ્યા ભંગ. ૨૨
'અહ્મો તમને જાણ કરવા કરતા આવ્યા રુદન,
'હવે વીરા, ચઢો વાહારે; શીઘ્ર કરો જતન.' ૨૩
કવચ ધરયૂં મૃગચર્મનું, દિવ્ય બાણ ભીડ્યા બેવ,
ધનુખ-ટંકારવ કર્યો તે નાદ સુણિઓ દેવ. ૨૪

વલણ

નાદ સુણિઓ દેવ રે; એમ ધનુસ-ટંકારવ કરયો,
માતાએ કુંકુમ-તિલક કીધું, પછે રણમાં પરવરયો. ૨૫/૪૭૨

## કડવું ૧૮ મું—રાગ કેદારો અંદોલ.

સુભગ સીતાજી-તન ઉદ્વેગ આણીને મંન્ય:
'બાંધવ યુદ્ધમાંહાં મૂર્છા ક્યમ થયો એ! ૧
'સહસ્ર એકે ઘાતે ઝૂઝતિ, સાધવી માતાજી સીન;
'તેહેનો જન્મ્યો જ્યમ આદિત્ય,
જીત્ય થઇને રણથી નવ્ય વળે એ. ૨

'એકલો ચિંતવી ધાએ, જો ઊપર બંધવ થાએ,
'રણે લાજે સીતા માએ, એહેને એસમે દળ જૈ આવટૂં એ.' ૩
રણમાંહિં આવ્યો છે ધાઈ, બાંધવ પાસે ઊજાઇ.
અમળ ઉદ્વેગ ભરાઈ, સેહેજેને ચાપ–ટંકાર કરયો એ. ૪
બાણ વાગાં તે સંભાળે, મુખને આવીને ન્યાહાળે;
જેષ્ટ લઘુતાને પાળે, પાસે:બેસી અંગમુખે કર ફેરવે એ. ૫
બંધવ ઊઠ્યો છે વીર, શોભિતાં બાહૂને શરીર,
એકરૂપે યુદ્ધ ધીર, યુગમ સંહિનાદે કરી પરવરે એ. ૬
તીવ્ર યુદ્ધ જાણે મર્મ, સાધક મંત્રના કર્મ;
અતુલ તેહેનાં પ્રાક્રંમ, ખોલાવી શર ધનુસમાંહાં પૂરિઆં એ. ૭.
ઢાળ—હવે પૂરિઆં રણે બાણ, ધનુસે કરયૂં જૈ સંધાણ.
તવ શત્રુઘને નિરખ્યાં ગાત્ર : 'પ્રભુ, એ કોણ નિર્મ્યાં પાત્ર?' ૮
સાહામો સુભટ દળ ભંડાર આવ્યા વ્યૂહ રચી તેણી વાર.
માંડિઆં યુદ્ધ મહા પ્રૌઢ, દેખી બાણ થૈએ દિગમૂટ. ૯
જોધ શત્રુઘનના જેહ, જોતાં પાર ન આવે તેહ;
બાણ અનેક મૂકે શૂર, જ્યમ ઘન મેઘ વાદળ–પૂર. ૧૦
કુશ લવ સબળ બાહુ પ્રચંડ સઘળાં બાણ કરે શતખંડ,
કુશ લવ મેહેલે છે તે બાણ, હરે રથ્ય સુભટ કેરા પ્રાણ. ૧૧
બહુ અંધકાર બાણે થાય, રવિબિંબ વાદળની પેરે છ્યાય,
થઈ જૂજુવા જુદ્ધ કરે વીર, શોભિત કાંતિ સ્યામ શરીર. ૧૨
કોપ્યો શત્રુઘન માહંત, મોકલ્યો મંત્રી એ બળવંત;
'નગ' એહેવૂં નામ તેહેનૂં હોય,
બીજો 'કાળજિત' બળિઓ હોય. ૧૩
માંડ્યાં વિવિધ્ય પેરચનાં યુદ્ધ, મૂકે અનેક પેરે આયુદ્ધ.
વાજે વાજિંત્ર નવલી રીત; નાસે કાયર થઈ ભયભીત્ય. ૧૪
તેણે સમે લવ ભરાણો ક્રોધ, મારયો નગ નામે મંત્રી યોધ.
તેણે સમે દળમાંહાં પડ્યો ત્રાસ. નાઠા સુભટ, ત્રુટી આસ. ૧૫

મારયું સબળ સૈન્ય નાવે પાર, કીધો કાળજિતનો સંઘાર.
અહને મારિઆ બળરૂપ, કોપ્યો શત્રુઘન તવ ભૂપ. ૧૬
શી કહું યુદ્ધ રચ્યાની વાત? કુશ લવને દેખે ભ્રાત.
યુદ્ધ માંહાં જજુવા પડ્યા બંધુ,
જેણી પેરે નાવ ચાર્યાં સિંધુ. ૧૭
નગ જ્યમ પડ્યો અગ્નીમાંહિં, લવનું ચાપ ભાંગ્યું ત્યાંહિં.
લીધું અર્ધ ભાગ ધનુસનું હાથ્ય, માંડયું યુદ્ધ સુભટ સંઘાત્ય. ૧૮
એકેવે એક અયુત યોધ્ય સુજાત્ય, મેકેલે બાણ નાનાભાત્ય.
તવ લવ ચાલિઓ આકાશ, કટકો ધનુસનો છે પાસ. ૧૯
યોધા અયુત કોપે હાથ્ય, મેહેલે બાણ સુભટ સંઘાત્ય.
ફેરાં મેઘનાં જ્યમ હોય, એમ લવ ગગન ચાલે તોય. ૨૦
લઘુલાઘવી ગત્યના મર્મ, લવ તાંહાં કરે અંતરિ શ્રંમ.
પવનન્આધારે ચાલે ચરણ, સબળા જોધા ઢાળ્યા ધરણ. ૨૧
ત્યાંહાં દશ સહસ્ત્ર નાખી વીર ઢાળ્યા ધરાએ વીધીને શરીર.
તેમાંહિં પ્રચંડ યોધા જેહ, રહ્યા દળપ્રાક્રમી તેહ. ૨૨
હવે તે સુભટનાં કોડો નામ, જેહેનાં અતુલ ગતિ સંગ્રામ.
એક રુધિરાક્ષ, બીજો સુગંન, ત્રીજો ચક્રોમ બળિષ્ઠ તંન, ૨૩
ચોથો શલ્ય, પાંચમો દંમ, છઠ્ઠો કાળદર્શન જયંમ,
અનિલ સાતમો નાસિક, નદિ જેહેને રણ્ય વિખે મૃત્યુ-બીહીક, ૨૪
સૈંહિઅજિત આઠ્મ્યો- બલભરણ
રણમાંહા મરણ જાણે તરણ્ય,
નવમ્યો સમિત્યક તે પ્રૌઢ, દશમ્યો સુકેતની ગતિ ગૂઢ, ૨૫

વલણ

સુકેતની ગતિ ગૂઢ રે, દશે એ યોદ્ધા રહ્યા,
અંતરમાંહિં લવ સંઘાતે યુદ્ધ કરવા સત્વર .થયા. ૨૫ / ૬૫૮

## કડવું ૧૯ મું—રાગ રામગ્રી અંદોલ

કુશે બહુ સૈન્ય વેધ્યું, પડ્યું ધરા બાણે ભેદ્યું,
ક્ષત્રવટ રીત્યે છેદ્યું, જોદ્ધ ગજ રથની સંખ્યા નહિ એ. ૧
કુશ સાહામો શત્રુઘ્ન, એક સો સામંત તંન;
સહસ્રનાં હરી લે મંન, એવડા યોદ્ધા રણ્ય પામ્યો પરહિઆ રે. ૨

ઢાળ—કુશ શત્રુઘ્નનૂં યુદ્ધ, મૂકી અસ્ત્ર બાણ આયુદ્ધ,
મહાયુદ્ધ કેરા જાણ, બાણે કરી છાયો અતિ ભાણ. ૩
હવે અહીં લવ તણી કહું યુક્તિ; કુશની ધનુર્વિદ્યા યુક્ત.
દશ મહારથી કેમ જીતાય! તેને ધનુસ છે કરમાંહ. ૪
આસન ધર્યૂં પ્રેમ અપાર, સવિતા ઉપાસ્યા તેણી વાર:
'મહા મજાય કર્મ, સાખી દે., ધનુસને, નાથ આપો, એવ. ૫
'શ્રીભાસ્કર સૂર્ય રવિ આદિત્ય અર્ક દિવાકર ટાળો ભીત્ય.
'તરણિ તિગ્મતેજ ને ભાન, પૂષા શ્રીજ્યોતિ પરમનિધાન, ૬
'કરણી પ્રભાકર માર્તંડ, દહિઅર અગ્નિ-રૂપ પ્રચંડ,
'વેગી સુવર્ણરેત ને સોમ, વરુણ પ્રવાસી શોભિતવર્ણ, ૭
'વિશ્વરૂપ હસ્ત પદ્મ અપાર, જળહર પૂજ્ય, કીજે સાર.
'હું તો ધનુસ વિના કરગરું તમને, દયા કરીને આલો અમને. ૮
'નિસ દેવ પ્રભુ તપ્તિક તેજ, અર્ચિ નીકલંક સાક્ષિક હેજ,
'ત્વષ્ટા ભૂરચશ્રવા સર્વભદ, સ્વયંપ્રકાશિત યમ ને ધંદ, ૯
'ભગ વિવસ્વાન મહાબળચક્ષુ,
ઉચ્ચૈશ્રવા ધી હરિદશ્વ મુખ્ય,
'શ્રીહરિ મહારકંદ યમુનેશ, કરુણા કરો, દેવદેવેશ. ૧૦
'સદા અનાથ-દેહ-કૃપાળ, કીજે સેવકની સંભાળ.
'માહારી માતા પૂજે પ્રીત્ય, સઘળે તેજ તમ, આદિત્ય. ૧૧
'નહિ કો દેવ તમ સમાન, ત્રૈલોક્ય-તત્ત્વ તમ્યો, ભગવાન.'
સાંભળી સ્તુતિ તણાં વચંન અંતરિ પામિઆ રે આનંદ. ૧૨

ધનુખ તાંહાં મોકલ્યૂં સૂરરાજ; લવને પ્રસન્ન થયા મહારાજ.
અંતરિ વદા 'જય' આશીશ,
ધનુખ તાંહાં 'ધરજ્ય' નામી શીસ્ય. ૧૩
ધરા ઊપરે ધરિઆ પાઓ: હવે દશ યોધ, સત્વર થાઓ.'
એમ કહી બાણ દશ તાંહાં એવ લવે રહી મૂકયાં અશ્વમેવ. ૧૪
લાગ્યાં સુભટ કેરે તંન: 'જોજે, લવ, મનાવં તુજ મંન,
મેહેલ્યાં પાંચ બાણ પચાસ, લવે તે તો ઉડાડયાં આકાશ. ૧૫
સુભટે મેહેલ્યાં બાણ અમોઘ.
આંહાં લવ તણાં બાણ,સંજ્યોગ.
એમ રહી કરયૂં યુદ્ધ કરાળ, રણમાંહે વાધિઓ છે બાળ. ૧૬
તે દશત્રીશ મારયા જાંહ, પછે બહુ ગાજિઓ મુખમાંહ.
એણી પેરે કીધૂં સૈન્ય સંઘાર, નાઠા યોધ દેખી તે માર. ૧૭
તવ રઘુનાથ કેરો ભ્રાત મેહેલ્યાં બાણ સહસ્ર સંઘાત્ય,
દારુણ લવ તણો સંગ્રામ, સઘળૂં સૈન્ય નિપાત્યૂં રામ. ૧૮
શત્રુઘન મેહેલે ક્રોધે જેહ, મિથ્યા બાણ કરતા તેહ.
રણમાંહાં સીતા–સુત બળવંત બાધા સૈન્યનો આણ્યો અંત. ૧૯
શત્રુને બાણ મેહેલ્યાં મર્મ, કીધા ભેદ બહુ પ્રાક્રમ.
કુશ આગળે પામી હારય રણે મૂર્છા હતી તેણી વાર. ૨૦
શત્રૂઘન હવ્યા ભૂતળમાંહ, કેટલા ઘાયલ નાઠા તાંહ.
દીઠૂં રણ ભયાનિક બીત્ય, તવ ઝાંખા થયા આદિત્ય. ૨૧
કેટલા યોદ્ધા જાંહાં રઘુનાથ, ઘાએલ ચરણ અંગને હાથ;
કેહે શ્રીરામજીને વચંન: 'યુદ્ધ કરી હવ્યા શત્રુઘંન.
'બારબાર વરસના બે બાળ, મહાયુદ્ધ રણાંગણના કાળ; ૨૨
'તેણે તે બાંધિઓ રેવંત, આણ્યો સેન્ય સર્વનો અંત. ૨૩
'તેહેને બળ તણો નહિ પાર, વિદ્યાએ તેજના અંબાર;
'સાધક બાણ વિદ્યા–જાણ, દીસે જેમ રામરૂપ પ્રમાણ. ૨૪

### વલણ

'શ્રીરામસરખા રૂપ બહને, પ્રાક્રમી બળિયા બહુ;
'શત્રુઘનનું સૈન્ય સર્વે રણાંગણે મારયું સહુ.' ૨૫/૪૮૩

### કડવું ૨૦ મું—રાગ મારૂ, ચોપાઈ

મહામંડપ રચિઓ છે જાંહ,
રામ બેઠા છે યજ્ઞશાળામાંહ.
સભા મનોહર બેઠી વરી, ભણે નિગમ દ્વિજ બહુ ચાતુરી. ૧
દીક્ષા લેઈ બેઠા શ્રીરામ, અશ્વમેધનું કરવા કામ.
યુદ્ધ કરચનો સુણ્યો ખૂંખાર, જે બાળકે બાંધ્યો તોખાર. ૨
બાણવિદ્યાનો કુશળી બહુ, તેણે સૈન્ય અવટાડયું સહુ.
શબ્દ સુણી રાઘવજી દેવ લઘુ બાંધવ બોલાવ્યા એવ. ૩
લક્ષ્મણ બહુ ચઢાવી રીસ રાઘવચરણે નામિઓ શીશ:
'અરિસૂદનને જીતે જેહ, ત્રણ્ય લોકમાં નહિ બળિઓ તેહ. ૪
'મુજને મોટું આશ્ચર્ય થાય,
શત્રુઘન કયમ જીત્યો જાય?'
રાઘવજી કેહે: 'લક્ષ્મણ ભ્રાત, મોટી એહ અસંભવ્ય વાત. ૫
'બાર વરસના બાળક હોય,
કયમ જીતી સન્નાહ સર્વ કોય?
'માત તાત તેહને પૂછો જઈ, એને જીવતા લાવો અહીં. ૬
'સર્વ સૈન્ય સભાળી આજ, જાઓ હકારી, આવે કાજ.
'તે બાળકને પૂછી ભેદ, પછે આણજ્યો અંતરિ ખેદ.' ૭
રાઘવ ઘણું થયા વિગ્ર, લક્ષ્મણ વીર ચલાવ્યા શીઘ્ર,
તાંહાં યોદ્ધા સઘળા સજ થયા,
રીછ કપિ રાક્ષસ સંગે ગયા. ૮
શસ્ત્ર ધરી જે જાણે હાથ્ય, તે ચાલ્યૂ લક્ષ્મણ-સંઘાત્ય.
ગજ રથ સંખ્યા નહિ અસવાર, વાહન કરભ વૃષભ નહિ પાર. ૯

મૃગ રોઝ મીંઢાના રથ ઘણા, પાર ન લાભે પાળા તણા.
આયુધ ભરી શકટ તાંહાં બહુ,
એણી પેરે સૈન્ય ચાલિયું સહુ. ૧૦
દુંદુભિ વાગ્યાં બહુ ઘોર, હય ને યોધ તણા બહુ સોર.
ઊડી ખેહ ગગનમાંહાં ગઈ;
રવિ છાયો વાદળની પેરે થઈ. ૧૧
સૈન્ય તણું મુજને કોડો માન, જૈમુનિને પૂછે રાજાન;
માન કોડો, ચહિંશે જેટલું, લક્ષ્મણ સાથે છે એટલું. ૧૨
છ્યાહારી જ્યોજન તણું વન એક, તેહેમાં વૃક્ષનો નાવે છેક.
બહુ ખડ ઝાડી થઈ વળ્યાં, એક એકશું આવી મળ્યાં. ૧૩
તે અવટાણું સહુ પગતળે, જોતાં એક સળી નવ્ય મળે.
એક સમુદ્રગામ્યની નદીપ્રવાહ, મહાપૂર ચાલે તે માંહ. ૧૪
પ્રથમે નાવ બહુ સજ કરી કેટલું દળ એમ ગયું ઊતરી.
કેટલા પાએ ઊતરિયા નીર, બીજા કાદવે ચાલ્યા વીર. ૧૫
ચોથે નદી સૂકાણી સહી, ઊડી રેણુ ગગને ગઈ.
જે તુછ—ખાળિઆ નદીસંજ્યોગ, તેહ તણો અર્ધ ટાળ્યો ભોગ. ૧૬
એમ દળ આવ્યું રણમાંહે તેહ, પ્રલેકાળનો જાણે મેહ,
લવકુશ સબળ જુએ છે વાટ અંતરમાંહા કરતા ઊચાટ: ૧૭
'એહ સુભટનો લીજે પાર; પછે અહીને વળિએ તોખાર.
'જોઇએ જો કેડે એહ તણે, મારો આવે જો બળ ઘણે. ૧૮
'એ યોદ્ધની જોઇએ પેરય, પછે નિર્ભે થઈ વળિએ ઘેર.'
એટલે બહુ દળ દીઠું વીર, ખૂટે નહિ જ્યમ સાગરનીર. ૧૯
હરિખયો લઘુ બંધવ કુશ તણો: 'આંહાંનો પ્રતાપ દીસે ઘણો.'
એટલે દળ આવી રહ્યું રહ્યું, યુદ્ધ કરવાને સત્વર થયું. ૨૦
કરી સિંહનાદ ધસ્યા તાંહાં થકી, રણ દેખી લક્ષ્મણ થયા દુખી:
"આ સંગ્રામ નવ્ય દીઠો અમ્યો, અરે બાળ, કોડોના છો તમ્યો? ૨૧

'માતા પિતા કેરું શું નામ ? રેહેવા તણો મહને કોહો ઠામ.
'ધનુર્વિદ્યા કોણ પાસે ભણી ? સરખી કાંત્ય બંધવ બે તણી.' ૨૨
દૃષ્ટિ ધરી નિરખ્યા બે ભ્રાત, 'સરખી કાંત્યરૂપ—રઘુનાથ.'
લક્ષ્મણ વીર વિચારે મંન્ય: 'સીતાજીના નોહે તંન! ૨૩
'દ્વાદશ વરસ થયાં પરિપૂર્ણ, હોએ શ્રીસૂર્યવંશ—આચરણ.
લક્ષ્મણ સાથે બોલ્યા બાળ: 'માનપિતા સુત માયાજાળ. ૨૪
'તેહેનૂં નામ કહ્યે શું થાય ? અમે રહૂં રુષિઆશ્રમમાંય.
'અમ્યો તોરંગ ન મૂકૂં આજ, યુદ્ધ વિના સરશે નહિ કાજ. ૨૫

વલણ

'અમ્યો તોરંગ ન મૂકૂં આજ રે, કીજે બળ પ્રાક્રમ તણું.
'અસ્રવિદ્યા તણા સાધક, સેન્ય સંગ આવ્યૂં ઘણું. ૨૬/૫૦૯

## કડવક ૨૧ મું—રાગ કેદારો

કુશ લવ વાણી એમ વદે: 'સુભટ, જૂઓ સહુકો રુદે.
'આવટે ને દળ સબળૂં એ તમ તણું રે. ૧
'કહ્યું અમારું ચિત્ત ધરો; શા માટે મહૂકો મરો !
'ઊગરો જો ધૈર્ય મન ધરો. જ્યમ આવ્યા તમ પરવરો રે. ૨
ઢાલ—'પરવરો આંહાંથી જ્યમ આવ્યા, નહિતર માર્યા જાશો;
'વળી ફરી અવતાર ધરીને આવડા કહિએં થાશો ? ૩
'એ લવ કુશ ભ્રાત તમ્યો નવ્ય જાણ્યા,
આ જૂઓ સેન્ય સર્વ માહારૂં.
'એક લવ કેરા બાણ આગળે એ તાં સર્વકો હારયં ? ૪
'માત બ્રહ્મચારી, પરમ સાધવી, તેહેને કયમ લજાવૂં ?
'ગુરુને માથે ગાળ બેસારું, બાણાવળિ કયેમ કાહાવૂં ! ૫
'અમ્યો ગુરુને મોહે અભ્યાસ્યૂં, ધનુર્વિદ્યા જે સાધી,
'તો ઘોડો ગ્રહીને યુદ્ધ કરિએ સાહામા કાછડા બાંધી. ૬
'વળી બળિઆ થઈ પૂછતા. કોણ માત ને તાત ?
'એકવારકો હય છોડાવો, પછે કરીશે વાત.' ૭

એમ કહી બાણ મેહેલિયાં: 'જોજો, લક્ષ્મણ એહ.'
મહાસુભટે તાંહાં પૃચ્છિઆં શબ્દ સુણીને તેહ. ૮
એમ અન્યોઅન્યે પ્રથમ મેહેલ્યાં બાણે બાણ અનેક,
યોધ સર્વ સાથે યુદ્ધ કરતા સઘળા ભાગા છેક ૯
અસ્ત્રબાણ લક્ષમણે સાંધિઆં, કીધૂં યુદ્ધ મહાઘોર;
અંતરમાંહાં લવકુશ થઈને 'તે થયા દિગ્મૂઢ. ૧૦
નરનારાયણ ને શંકરજી યુદ્ધ કીધૂં જે ભાતિ,
કુશ લવ લક્ષ્મણ વઢ્યા ઘણૂં, યુદ્ધ દિન ને રાતિ, ૧૧
ત્રણ્ય દિવસનો અંતર. આગળે પતાપૂરણો દિન.
રાત્ય દિવસ સંગ્રામ કરી ભસ્મ કીધૂં સૈન્ય પતંન. ૧૨
અવની-પડ ઊપરે રહીને મારે માર આકાશ,
એણી પેરે દળ લક્ષ્મણનૂં તે સર્વ પમાડ્યું નાશ. ૧૩
હાહાકાર થયો રણમાંહે, કપિ રીંછ બહુ દળિઆ;
ઘાએલ થઈને એહેવા નાઠા કો કોને નવ્ય મળિઆ. ૧૪
કેટલા યોધ પોકારે રણમાંહાં, કેટલા માગે નીર;
કેટલાને એમ બાણે વેધ્યા, જે દીસે નહિ શરીર. ૧૫
શોણિત તણી નદી એમ ચાલી, કેહેનાં નાવે પાર;
લક્ષ્મણ વીર ગયા મૂર્છાગતિ, દીવો બાળકે માર. ૧૬
એહેવૂં રણમાંહા દુષ્ટ હવૂં છે, લવકુશનો સંગ્રામ,
કરી સિંહનાદ રહ્યા છે ઊભા, એહેવા સુત-શ્રીરામ. ૧૭
આંહીં રાઘવજી શોધિ નવ્ય પામ્યા, ધરિઓ દુઃખ અનંત:
'ભાઈઓ, સીધ કેહેવા કો નાવ્યો, આવ્યો સર્વનો અંત' ૧૮
'ઘણા તણા દિન ત્રણ એ રહ્યા છે, કોણ કરીશે મન્ય!
'ભાઈઓ, એ બાળક કેહેના! સર્વ સેન્યા મારી સત્ય.' ૧૯
ભરત વીરને કહે રામજી: 'એ બાળક કોણ ભણિઆ!
'શત્રુઘ્ન ને લક્ષ્મણ સરખા તેહેમને નવ્ય ગણિઆ. ૨૦

'ગર્ભતેજ પૂરણ દીઠાં'તાં, જોયો તે નોહે બાળ!
'કાં રે અંધકાર સહુએ દેખો છો, કરતા નથી સંભાળ! ૨૧
'બાર બાર વરસ તણા બે બાળક કરે યુદ્ધ કથન એમ?
'આપણું સૈન્ય સકળ રણ્ય પાડયું, એહને કુશળી ક્ષેમ.' ૨૨
એહવે સમે ત્યાંહાં થયો ખૂંખારવ: 'લક્ષ્મણ ઢળિયા ધરણ,
'મારયું સૈન્ય પડયું ભૂતળમાંહાં, જે કો ચાલે ધરણ્ય.' ૨૩
શબ્દ સુણી રાઘવજી તાહારે મૂકયો મુખે નિઃશ્વાસ:
'અરે ભરત, હવે અશ્વમેધની પૂરણ ત્રૂટી આસ.. ૨૪

વલણ

'આસ રેહેને ભરતથી આજના, શીઘ્ર થઈ જાઓ તહ્મ્યે.
'એ બાળકનું પ્રાક્રમ સુણીને આશ્ચર્ય બહુ પામ્યા અમે.' ૨૫

## ઝમક ૨૨ મું—રાગ [એ જ]

ભરતને રાઘવજી એમ કેહેઃ 'જોજ્યો, તે બાળક કયાંહાં રેહે.
'લેહે તે યુદ્ધની ગતિ જાણે ગતિ ક્યમ એવડી રે? ૧
ઢાળ—એવડી ગતિ જાણે જે બાળક તે કોણ કારણ-રૂપ?
'દેવ જક્ષ મુનિ રાક્ષસ રાજા કોણ નગરના ભૂપ?' ૨
એણે સમે સુગ્રીવ ને અંગદ નળ નીલ ને સુષેણ,
ભરત સંઘાતે કપિદળ કેરી અંતરિ ચાલી શ્રેણ. ૩
રાક્ષસ રીંછ હતું જે કેડે તે યુદ્ધ-કામે ધાએ.
શ્રીરાઘવની લેઈ આગન્યા ભરત વીર રણે જાએ. ૪
તાતા કરીને અશ્વ હકારયા, જે પોકોતા રણે ખેવ,
તે યુદ્ધ જોવાતે અંતરમાંહાં આવ્યા છે સર્વ દેવ. ૫
વેગળેથું દળ દીઠું બાળકે અને થયા સાવધાન,
ધનુસ-ટંકારવ કરી રણ ઊભા બાળક રૂપ-નિધાન. ૬
વેગળેથી ભરત અવિલોકયા શ્યામ વર્ણ ઘન-અંગ;
એહેવી કાંત્ય ઝળકે બે એહેવી જ્યમ કાંચળી વિના ભુજંગ. ૭

રવિનાં કિરણ સરખાં અંગ આપે, દીસે છે જાણ્યૂત્ય.
ભરત કેહે છે: 'ભાઈઓ મેં દીઠા નહિ આ તુલ્ય.' ૮
શોભિત ભાથા મહા શર ભરિયા,
રણ ઉત્સ્યૂં તાંહાં હાથ લેઈ.
ધનુસ-ટંકારવ સત્વર, એહેવા રહ્યા ભાથે કર દેઈ. ૯
રણ કીધૂં તે નયણે નિરખ્યૂં પોતા કેરા ભાઈ,
તાના અશ્વ કરી કુશ સાહામા રણમાંહાં આવ્યા ધાઈ. ૧૦
'ભરતનૂં દર્શન જેહેવા લક્ષ્મણ જેહેવા શત્રુઘ્ન,
ત્રણ્ય રૂપ સમાને દીસે.! કુશ લવ માન્યૂં મંન. ૧૧
પૂછે ભરત: 'કોહો રે સુભટો, મહાપ્રાક્રમ-બળધારી,
'ધનુર્વિદ્યા કોણ પાસે ભણિઆ? સૈન્ય સકળ ગયૂં હારી! ૧૨
'કોણ માતા, કોણ તાત તાહારે, કોણ રેહેવા કેરો દેશ?
'પ્રાક્રમનો અભ્યાસ ન લાગો બેહૂ તણે તન્ય લેશ! ૧૩
'અરે બાળકો, માતા કોણ કહિએ? કેહેના જનમ્યા વીર?
'બાણ અમારાં અંગ ન ભેદે એહેવા નિશ્ચળ શરીર!' ૧૪
વાક્ય સુણીને બાળક બોલ્યા: 'પરમ સાધવી માય,
'તેહ તણા આ આશિષ્ય-વચનથી શસ્ત્ર ન લાગે ઘાય. ૧૫
'વાલ્મીક રુખિ મહા-તપધારી, તેહેના ભણાવ્યા જાણો.
'હય બાંધ્યો છૂટે તે કરજ્યો; રખે માયા મન્ય આણો. ૧૬
'જો જાણો કુશળી રહિએ તો જાઓ તહમારે ઘેરય.
'નહિતો લક્ષ્મણ શત્રુઘ્ન કેરી હવડાં થાશે પેરય.' ૧૭
મનમાંહાં ભરતે એમ વિમાસ્યૂં: 'સઘળે થાએ ઉપકીર્ત્ય,
'એહ સંગાતે યુદ્ધ કરવૂં તે હય છોડાવા રીત્ય.' ૧૮
અગદ કેહે: 'શ્રીરાઘવ કેરા જાણે એહ કુમાર,
'યુદ્ધ કીધા પાખે નવ્ય આપે એ આપણો તોખાર. ૧૯
'રાઘવ સરખી કાંત્ય ઝળહળે, રાઘવ સરખા શૂરા;
'સર્વ યોધ રણમાંહિં પાડ્યા, વિદ્યાએ નહિ અધૂરા.' ૨૦

ભરતે ધનુખ–ટંકારવ કીધો, બાણ ધરયાં દશ હાથે;
લવકુશ ઊપરે તેહ ચલાવ્યાં, અહીં કુશે મેહલ્યાં દશ સાથે. ૨૧
બાંન્ને બાણુ મધ્યથી શૂરા, કો કોને નવ વાજે.
બાણ તણી બહુ વૃષ્ટિ કરે; મુખે શંખ તણી પેરે ગાજે. ૨૨
અસ્ત્ર બાણુ બહુભાત્ય મેહેલી યુદ્ધ કરે એમ બળિઆ.
અહીં ભરતની પાસાં યોદ્ધા રીછ કપિ નર મળિયા. ૨૩
તે સહૂકો રણે યુદ્ધ કરે છે; તાંહાં નવરો નહિ કોય.
લવકુશના કર કેરે બાણે અંધકાર રણ્ય હોય. ૨૪
ગજ પડ્યા, બહુ અશ્વ અલેખે, પડિઆ છે બહુ યોધ.
સીતાજીના કુંઅર રણમાંહાં એમ વઢે રણ્ય ક્રોધ. ૨૫
દારુણ યુદ્ધ વિપરીત્ય હવૂં છે, ભરત બાણ અતિ મર્મ;
મંત્ર બહુ લાઘવગતિ આણી એમ કરે આક્રંમ. ૨૬
ભરત વિચારે અંતરમાંહે : 'એહેને કોય ન જીતિ,
'રાઘવજીના કુંઅર નિશ્ચે, એહેની માતા સીત. ૨૭
'આવડ્યૂં પ્રાક્રમ કોય ન જાણે; ધન્ય રુખિ એ વાલ્મીક!
'કોણે રીત્યની વિદ્યા ભણાવી, કોહોની ન લાગે બીહીક,' ૨૮
સુરનર મુનિવર યુદ્ધ જોઇને સહુકો આશ્ચર્ય પામે.
પ્રાક્રમ ભરત વીર નવ્ય ચાલ્યૂં રણ્ય આવીને સાહામે. ૨૯
રીછ–કપિ–દળ સર્વ મારિઆં, ભરત ઢળ્યા છે ધરણ.
મહા સંગ્રામ હવો રણ્ય એવો જે કસ્યા કેટલે ચરણ. ૩૦

વલણ

કસ્યા કેટલે ચરણ રે, રવિ ઝાંખા તવ થઈ રહ્યા.
જૈમુનિ કેહે છે : એણે સમે રણ્ય ભરત મૂર્છાગતિ ગયા. ૩૧
સુભટ નાઠા રણ થકી, જૈ રામજીને સીધિ કહી.
નિઃશ્વાસ રામે મેહેલિઓ; અંતર ચિંતા બહુ થઇ. ૩૨

## ઝમક ૨૩ મું—રાગ ભૂપાળ

રાઘવજીએ રે સાંભળ્યું, ઊઠ્યાં અંગ્ય રોમ:
'ત્રૈલોક્ય કો બળિઓ નહિ, ભરતને પાડે જે ભોમ્ય. ૧
'મહંત શોકનો યજ્ઞ આરંભિઓ, અંતર પ્રગટ્યો તાપ.
'વાંક વિના ત્યજી જાનકી, તેહેનું પ્રગટ્યું પાપ. ૨
'લક્ષ્મણ સરખા રે રણ હણ્યા, ભ્રાત શત્રુઘ્ન વીર;
'ભરત સુભટ નવ્ય સાંખિઓ રે, નિવટ જેહેનું શરીર. ૩
'સૈન્ય સકળને રે શું થયું? યોદ્ધા રે બહુ બળવંત.
'સૈન્ય વિના એક બાળકે આણ્યો ય સર્વ અંત!' ૪
વસિષ્ઠ ગુરુજી બોલાવિઆ, વિદ્યા ધણી વામદેવ:
'ઉત્તમ મુહૂર્ત તમ્યો ભાખો; જાવું માહારે રણ્ય એવ.' ૫
દીક્ષા ત્યજીને રામજી ધસ્યા; રથ દીધા સબળ તોરંગ.
વીર વિભીષણ, અંજનિનો સુત છે હનુમંત સંગ્ય. ૬
પાંચસેં યોદ્ધ મંડપ હુતા અંગરખા શ્રીરામ.
કવચ આયુધ ધરી સાંચર્યા જીતવા રણસંગ્રામ. ૭
તાણ્યા અશ્વ હકારિઆ, રણમાંહાં આવ્યા રઘુરાય.
સઘળું રે સૈન્ય સંભાળિઉં, પૂર દીઠા રે ઘાય. ૮
ભરત ને શત્રુઘ્ન નિરખિઆ, વીર લક્ષ્મણ નાંદ:
'આમ રણ્ય દળ મારિઉં; સુભટને મોહ્યો, છે ક્યાંહ?' ૯
રથ અશ્વ હસ્તી નિહાળિઆ, મારી કરયું ચકચૂર.
નદીએ નણાણું તે નિરખિઉં રુધિરનું વૂઠું જે પૂર. ૧૦
જોતાં દિશો દિશે રણ્ય - તજી ચિંતા ઊપની પ્રાસ.
બહુ દળ પડ્યું રે નિરખિઉં, રામજી થયા રે દિગમૂઢ. ૧૧
એણે સમે રે બંધવ આવિઆ, રામને કર્યો પ્રણામ.
રથ મનોહર જગાડ્યો, નિર્મળ દીઠા રે શ્યામ. ૧૨

કળા રે કાંતિ મુખ સ્નેહ ઊપજે, દેખી પરમ ઉદાર;
લવકુશને કહે : 'ભાઇજી, કહીં આહાવું રે ન દીઠું તેજ. ૧૩
'નિરખતાં મુખ સ્નેહ ઊપજે, દેખી પરમ ઉદાર;
'નેત્રમાંહાં કરુણા રે બહુ ભરી, કૃપા તણો નહિ પાર. ૧૪
'માતાજીના મુખ સરિખૂં વદન એહેનૂં દીસે દયાળ.
'ભાઈ જી, તમ્યો સાંસતા થઈ પ્રાજિએ રૂપ સંભાળ.' ૧૫
રાઘવજિએ બહુને નિરખિયા સબળ શોભિત કાંત.
મનમાંહાં જાણ્યૂં કૃપાનાથજી : 'સીતા-કુંઅર સિદ્ધાંત.' ૧૬
ચરણથી વદન નિહાળિયા જાનકીના સરખૂં રૂપ;
મનડૂં ભરાણૂ છે નિરખતાં;' બોલ્યા ત્રિભોવન-ભૂપ: ૧૭
'અરે સુભટો, મુજને કહો, કોણ છે તમારી રે માય?
"કોણ રુખિને આશ્રમ રહો!
કોણ કહને ભણ્યા રે વિદ્યાય?, ૧૮

વલણ

'કીહે સ્થાનિક ભણ્યા વિદ્યા? કોણ રુખિને મહેરાહો?
'આગન્યા છે તમ માતની, જો મુજ આગળ સાચૂં ન કહો?' ૧૯/૫૮૫

ઝમક ૮૪ મું—રાગ દેશાખ

એમ લવકુશ બોલ્યા વચંન રે: 'વાલ્મીક નામે મુનિજંન રે,
'મઃ તેહેનો સદા પાવંન રે, દેવવૃક્ષ વિરાજિત વંન રે. ૧
'તેહેની પુત્રી તણ્યા અહમ્યો તંન રે,
મહા નિર્મળ જેહેનૂં મંન રે.
"જેહેથી ધર્મ સકળ ઉત્પન્ન રે,
જેહેના સત્યથી શોભે છે દિન રે. ૨
"વાલ્મીકે વિદ્યા અમ દીધી રે,
રુખિમંત્રે કાયા શુદ્ધ કીધી રે.
"રુખિ આયુધ આપિઆં પ્રીતે રે
શુદ્ધ ધનુર્વિદ્યાની રીતે રે. ૩

'માહારી માતા કેહે ત્યમ ચાલૂં રે,
પ્રાણ સૂધી માગે તેહેને આલૂં રે.
'કેહેનૂં આપ્યં અહ્મ્યે નવ્ય લીજે રે,
પૂજી દ્વિજની સેવા કીજે રે. ૪
'વિદ્યા કોહોને અહ્મ્યો ન ભણાવૂં રે,
હવ્ય વિપ્રને હાથે હોમાવૂં રે.
'માતા આગન્યા અસ્રને ગ્રહિએ રે,
રુખિ-આગન્યા યુદ્ધગત્ય લહિએ રે. ૫
'અહ્મ્યો ગોત્ર ને કુળ નવ્ય જાણૂં રે,
માહારી માતા-વચન ચિત્ત આણૂં રે.
'માતા કેહે તે પાળિએ ધર્મ રે,
નવ્ય જાણૂં ક્ષત્રી-દ્વિજ-કર્મ રે. ૬
'માહારી માતાનૂં દીધૂં આચરણ રે,
મત્ય જાણિએ રણમાંહે તરણ રે.
'અહ્મ્યો બાંધ્યો રેવંત છોડાવો રે.
મોહોટા યોધ મેન્યાપતિ કાહાવો રે.' ૭
સુણી રામજી તેહેની વાણી રે,
કરુણા બહુ અંતરિ આણી રે:
'સુત વૈદેહીના હોય રે, ન્યાહાળી સકળ લક્ષણ વાણી [સોય] રે. ૮
એહેની જોડ્ય જ મળી કોય ન આવે રે,
ગતિ વાણી વચન મન્ય ભાવે રે.
શર સુભટ ને નિર્મળ દીઠા રે, રામદષ્ટે પ્રાક્રમી એઠા રે: ૯
'સુભટ્રો, હય આપો અહ્મારો રે;
અશ્વ બાંધીને ઊપરે રથ્યા મારો રે.
'એવડો કાં કરો અન્યાય રે? સુખ નહિ ઊપજે તમ માય રે. ૧૦
ઢાળ—'સુખ પાંમશે નહિ જનેતા તમ. સાંભળો ને. વીર.
'તે માટે એ અશ્વ આપો, સુભટ રણના ધીર.' ૧૧

તે વચન સુણી બળભરે બોલ્યા : 'સુણો પરમ કૃપાળ,
'તહ્મ્યો કોહો તે કયમ કરું ? અમ રખે જાણો બાળ ! ૧૨
'યુદ્ધ કરી જીતો રણાંગણ તો મેહેલિએ તોખાર.
'અશ્વ એમ નથી આપવો, એ વિના-પામ્યે માર. ૧૩
'તે માટે તમે યુદ્ધ કરો. મન પ્રગલ સાથે આજ.
'બાળક જાણી રણાંગણમાંહાં રાખશો માં લાજ.' ૧૪
એમ કહી યુદ્ધ માંડિઊં, શર ધનુસ પૂરચાં વીર;
એકે બાણે આવતાં છેદિઆં શ્રીજગદીશ. ૧૫
વિભીષણ હનુમાન અંગદ દ્વિવિદ કૂટ્યું ગાત્ર. ૧૬
કુશે બહુ સંગ્રામ માંડચાં, જાણતો ન્થી એ તાત;
બાણ મૂકે, મંત્રસૂં રણ જીતવા નિઘાત. ૧૭
પછે પિતા પુત્રે યુદ્ધ માંડ્યું રણાંગણમાંહાં એવ.
શ્રીરામનો સંગ્રામ જોવા અંતરિ આવ્યા દેવ. ૧૮
પર્વત લાવે સમૂળા ગ્રહી મારવા બળવંત,
કપિ અંતરમાંહાં કરે, જેહેની બુદ્ધિ અનંત. ૧૯
બાણ-મારચા પડે પર્વત, ધરા થઈ શતખંડ.
લઘુ વેશે મોહાસ્ત્ર-સાધક અબળ બાહુ ઊદંડ. ૨૦
અરે તે તો મારચા કપિ દોદિશે પડિઆ, બાણે વેધી દેહ,
મહા સુભટ બળિઆ સેન્યાના અતિ શર કાહાવે તેહ. ૨૧
રઘુનાથ સાથે યુદ્ધ કરે છે જેષ્ઠ બાંધવ એમ,
વનખંડમાંહે પાવક પવને પ્રગટચો હોએ જેમ. ૨૨
બાણ ઊપરે બાણ મેહેલે કરી મુખે સૈંહનાદ,
જેણી રીતે સિંધુ સાગર ભરણના લેના વાદ. ૨૩
આડાંઅવળાં નાથજી રણમધ્ય મેહેલે બાણ.
મન્ય જાણે : 'કુઅર માહારા પ્રાક્રમી પરમાણ.' ૨૪

વલણ

પ્રાક્રમી પરમાણ રે, દેખી યુદ્ધ રણમાંહાં બહુ થયૂં,
સેન્ય આવ્યૂં રામ સાથે સહુકો મૂર્છાગતિ થયૂં. ૨૫/૬૧

## ઝમક ૨૭ મું—રાગ દેશાખ રામગ્રી

હવે દ્વિવિદ અંગદ સર્વ રાક્ષસ રણ્ય પડિઆ વીર રે.
અંજનીનો કુંઅર આંહાં બળિઆ શર ધીર. ૧
તે સહુકો રણમાંહાં પડ્યા, શુદ્ધિ નહિ લવલેશ.
સર્વ યોધનાં અંગમાંહાં લવ–બાણ પ્રવેશ. ૨
પછે લઘુ બાંધવ ધરી આવિઓ જેષ્ટ ભ્રાતા જાંહ;
યુદ્ધ માંડ્યું શ્રીરામશું, ગર્જતા મુખ માંહ. ૩
દારુણ યુદ્ધ રણમાંહાં હવું, ન્રુપ હવ્યા કૃપાળ.
રાઘવ પાસે આવિઆ મુખ જોવાને બાળ. ૪
ત્રિભુવનનાયક નિરખતા, બહને ધરી મંન્ય:
'આપણો તાત આવો ધરે રૂપ પરમ પાવન.' ૫
લવ કેહે છે એમ કુશ પ્રત્યે: 'રામજી દયાવંત;
મન સાથે યુદ્ધ ન્ય કરવું, નહિ તો આપણ અંત. ૬
ધનુખ રાઘવનું નિરખિઉં, ભાથાના ભેદ,
આપણ ઊપરે નાણિયો રાઘવજિએ ખેદ. ૭
નિર્મળ માતા આપણી જેહેવૂ નિર્મળ મુખ,
ત્યમ રાઘવને નિરખતાં, ઊપજે અતિસુખ. ૮
ભાઈઓ, માતાને દેખાડવા લીજે શણગાર.'
મુગટ કુંડળ મણિ બહેરખા કટિ સૂત્ર ને હાર, ૯
શણગાર ચ્યારે વીરના, લીધાં આયુદ્ધ,
સારિંગ ધનુષ મોહામણું ભાથામાંહાં શર શુદ્ધ. ૧૦
રથ ઊપરે સહુ ભરયૂં સાથે છે હનુમાન,
બીજો અંગદ ત્યાંહાં ગ્રહી ચાલ્યા સાવધાન ૧૧
ગગાજળ આગળે કરી, જાંહાં બેઠાં માત,
શણગાર આગળે નાંખિઆ લક્ષ્મણ—રઘુનાથ. ૧૨

રથ ગંગાજળા, બે કપિ જઈ ધરિઆ દૃષ્ટ,
ત્રાસ સીતાજી પામિઆં: 'શું કરચૂં રે અરિષ્ટ?' ૧૩
નેત્ર કરચાં તે નિરખતાં: 'કોણ કીધૂં કર્મ?
'સવિતા કેરા વંશનો આજ ટળ્યો ધર્મ.' ૧૪
સીતાજી મુર્છા ઢળ્યાં; નેત્રે ચાલે તોય:
'આજ કુંઅર, કરપાત તે મુજ પૂરણ હોય.' ૧૫
રૂષિપત્ની સઘળી મળી, રુખિ આવ્યા સહ,
પરશંસ્યા કરી સીતાને પાખસે બહુ. ૧૬
એહેવે વાલ્મીક આવિઆ. મન્ય વિશ્રમ થઈ:
'કાં રે બાઈ, ચિંતા ધરે?' રુખિએ વાણી કહી. ૧૭
પરશી બેઠી વરી: 'મુજને કેહે વાત.'
'બાપજી કુંઅરે જે કરચં લક્ષ્મણ ને રઘુનાથ. ૧૮
'પાવન રાઘવજી સદા, જૂઓ વાત વિચ્યારી.
'બાપજી, નિશ્ચે જાણજો, હૃં તો તેહેની નારી. ૧૯
'કુશ લવ કુઅર રામના, માહારા, તાતજી, જાણો.
'જેહ પ્રભુની કીર્તિને અહોરાત્રિ વિખાણો.' ૨૦
વાક્ય સુણીને લવ કુશ તદા પડિઆ છે ધરણ્ય:
'માહારી માતાજી, અહમ્યો કોણ કરચં રણમાહાં આચરણ? ૨૧
'આડાંઅવળાં મેહેલિયાં રણમાંહેં બાણ
'અમ ઊપરે ઘાતને નવ્ય કરચં સંધાણ. ૨૨
'અમે મનમાહે ત્યાંહાં ધરયૂં કાંઇ કારણ હોય.
'ત્રૈલોક્યમાહેં સમરથ નહિ જીતે રામને કોય.' ૨૩
અંજનીસુત હનુમાનને કર ફેરવ્યો માતા,
તવ ઊઠી બેઠો થયો. લખ્યો લેખ વિધાતા. ૧૪

વલણ

લખ્યો લેખ વિધાતા જાણો; સુગમ કપિ ચરણે નમ્યા,
જાનકીનૂં વદન નિરખે, તાપ અંતરના શમ્યા. ૨૫/૬૩૫

### કડવું ૨૬ મું—રાગ ધન્યાશ્રી

મહા દુઃખ સીતાએ આણિયું, વાલ્મીકે તે જાણિયું :
'શ્રીરાઘવજી તણી રે ઘરુણી સતી એ. ૧
'એહેનો શોક ત્યજાવિએ; શેષનાગનું અમિન લાવિએ;
'બોલાવિએ રાઘવ-દળને 'જયજય' કરી રે.' ૨

ઢાળ—એમ કહીને રુષિવર તારે પાતાળથી અમૃત લાવ્યા;
સીતા સંતોષી લવ કુશ તેડી વાનર સહિત સધાવ્યા. ૩
વેગવંત રણમાંહે આવિઆ અશ્વ સંઘાતે લેઈ;
પડ્યું સૈન્ય સર્વ બેઠું કીધું અમૃત-અભિષેક દેઈ. ૪
રાઘવ લક્ષ્મણ ભરત શત્રુઘન વીતી મૂર્છા ને શોક્યું;
મુખ આગળ વાલ્મીક રુષિ લવકુશ-કુંઅર દીઠા. ૫
અભિષેક દીધો અમૃત કેરો, સૈન્ય પડ્યું રણ્ય જેહ,
વાલ્મીક કેરી કરુણાથી સૈન્ય ઊઠ્યું સર્વ તેહ. ૬
બાળક બે રામજીને દેઈ રુષિ ધરે કરચ લેઈ:
'કૃપાનાથ, આ પુત્ર તમારા; માતા એની વૈદેહી. ૭
'પવિત્ર આશ્રમ કર્યો અમારો, પાવન કીધું વંન,
'ભાગ્ય અમારે એહ લભ્યા'તા તે મફળ થયા દિન. ૮
'ધનુર્વિદ્યા ને વેદશાસ્ત્રગતિ નિર્મળ રામ-ચરિત્ર,
'બાણવિદ્યા તણા એ કુશળી દાતા પરમ પવિત્ર.' ૯
ભરત શત્રુઘ્ન લક્ષ્મણ આવિઆ, કુશ લવ ત્યાંહાં નિરખે.
રાઘવજીએ હૃદેમાંહાં ભીડ્યા, મહા સુખ પામીને હરખે. ૧૦
અશ્વમેધ-હય દઈ ધરિઓ, ગરુડે નમ્યા થઈ દીન :
'મહા અપરાધ, તાતજી, કીધો, અમો થયા આધીન.' ૧૧
રાઘવજી કે'કે ; 'કર્મ એ જાણ્યું' તેહેનું ચોહ્યું પાપ.'
વાક્ય સુણી આણંદ પામિઆ તવ રાઘવજી બાપ. ૧૨

પુષ્પવૃષ્ટિ અમરે તાંહાં કીધી; વર્તો જયજયકાર.
રીછ કપિ-દળ સહુકો રીઝયું દેખી સુભટ કુમાર. ૧૩

રાઘવજી આંહાં આસન માંડી રુખિવર પૂજ્યા પ્રીત્ય,
દુંદુભિ કેરા ઘોષ હવા, રહ્ય પરમ હરખની રીત્ય : ૧૪

'પ્રજા અહ્મારી, રુખિવર, પાળી ઘણા દિવસ તહ્મ્યો, નાથ;
'હવે માહારે ઘેરય, કૃપા કરો, સ્વામી, તેડી રુખિનો સાથ.' ૧૫

રાઘવજી રુખિચરણ નમિઆ અને થયો ઘેઘાટ,
મહા પરિતાપ અંતરમાં હૂંતો, ટળિઆ સર્વ ઉચાટ. ૧૬

ભરત શત્રૂઘન લક્ષમણ મુખ જોઈ પુત્રને ભીડીને મળિઆ,
અંતરમાંહાં ઉહ્લાસ પામિઆ, તાપ રુદેના ટળિઆ. ૧૭

લક્ષમણ-વીર અંજનીકુંઅર, મોકલિઆ મહારાજ :
'પરમ સાધવીને તેડી આવો. રુખિવર રાખી લાજ. ૧૮

'ધન્ય એ વાલ્મીક તપધારી, ક્રિપા ઘણી અમ કીધી,
'બે બાળક, પુત્રી કરી પાળી સીતા નવી અમ દીધી.' ૧૯

લક્ષમણ ને હનુમાન ચાલિઆ, હરખિ ભરયાં છે ચક્ષુ,
ઈંદ્ર આદે અંતરમાંહાં સહૂ સુર 'જયજય' બોલે મુખ્ય. ૨૦

એ રથ મનોહર, યોધ કેટલા લક્ષમણ સંગે જાય,
આંહી સેન્ય હય લેઈને વળિઆ સુત સાથે રઘુરાય. ૨૧

વાલ્મીક લક્ષમણ સંઘાતે આવ્યા નિજ આશ્રંમ,
જનકસુતાને દંડવત કીધા, સહ્ય રૂપ અતિ રમ્ય. ૨૨

પાઓ-તળે મુસ્તક ધરી રહ્યા, નેત્રથી ચાલે નીર :
'કોહો, થયા સન્મુખ રામજી મૂહને; અ તરિ, લક્ષમણ વીર.' ૨૩

એહેવૂં કેહેતાં જાનકીને રુદે થયો શોક અનંત:
'ક્યમ વિછોહ સહૂં, માહારા નાથજી?
કરો સદા નેત્ર કરુણાવંત. ૨૪

વલણ

'વિછોહ ક્યમ સહ્યું રામજીનો? તમારો તો શું કહું?
'ગર્ભ માટે પ્રાણ ન ગયા, જાણજ્યો એણી પેરે સહ્યું.' ૨૫/૬૬૦

## કડવું ૨૭ મું—રાગ મેવાડો ધન્યાશ્રી

લક્ષ્મણ અંજની—સુત ત્યાંહ, બહુ સ્તુતિવચન કહે મુખમાંહ:
'જેણે સમે જે લખ્યું હોયે જાંહ,
ફરતો પામે જ્યમ વૃક્ષ છાંહ, ૧
'એ કર્મનો નાવે પાર, તેહેનો કરવો કશો વિચાર?
'કેહી પેરે ત્યજે રામ ઉદાર, જે કરે વિશ્વ કેરી સાર? ૨
'મેં ક્યમ મેહેલી વન જવાય?
કહીં કોય સુતે ત્યજી છે માય?
'દુઃખ નમથી અધિકું થાય, રામજીને દુર્દે શોક ન માય. ૩
'કોય આગળે દુઃખ ન કેહેવાય; આ અશ્વમેધ શોકે થાય.
'આવ્યાજી તમારા ઘરમાંહ; એ ફળ પામ્યા રાઘવરાય. ૪
'આજ થકી ઉદે પામ્યા સુર, સઘળાં પાપ થયાં ચકચૂર,
'ચાલ્યાં દુઃખ તણાં બહુ પૂર, જે સાંભળે ન ફાટે ઉર. ૫
'દુઃખના વહી ગયા જે દિન, એકે નવ્ય ધરવું તે મન્ય.
'લીજે યજ્ઞ કેરું પુણ્ય. દેશે અભિષેક સર્વ મુનિજન.' ૬
એમ કહી વીર નમિઆ ચરણ, રુખિ સર્વ થાએ વર્ણાવર્ણ.
ધરિઆ મન્ય બહુ ઉલ્લાસ; ધશી આવિઆ સર્વ પાસ. ૭
રુખિમક તણી નારી જેહ, તેડી કુટુંબ સાથે તેહ.
દ્વિજ સહૂ સાથ આણી સ્નેહ, જેહેની સદા પાવન દેહ. ૮
રુખિ વાલ્મીક તેડી તાત, સઘળો સાધુજન સંઘાત;
લક્ષ્મણ હેત તણી કહે વાત, શીઘ્ર થઇ રથ્ય બેઠાં માત. ૯
વાહન સર્વકોને દીધ: 'આજ માહારે મન્ય મનોરથ સિદ્ધ.
'કરુણા રુખિવરે કીધ, તપફળ ભાગ્યથી અમ દીધ. ૧૦

એમ સર્વ સુખાળૂં કીધૂં અત્ય, આવ્યા અયોદ્યાપુરી સત્ય,
જાનકીની સદા નિર્મળ મત્ય, રીઝયા ત્રણ્ય ભુવન–ભૂપત્ય. ૧૧
ધાઈ સાહામા આવ્યા લોક, સહૂને ટળ્યો સઘળોઅ શોક,
સીતાજી વિના સર્વ ફોક, ન જાણે લવ કુશ બેને લોક. ૧૨
નગરે વાધિઊં બહુ તેજ, સાસૂ-રામને બહુ હેજ,
બાળક રામજીના એહે જ, જીત્યા સુભટ રામજીના સેન્ય. ૧૩
નારી સર્વ સુખને જોય, દેખી પરમ આશ્ચર્ય હોય.
સુખિઆ વર્ણ થયા સર્વ લોક રામજી વદને દેખી મોહ. ૧૪
મંડપમાંહાં થયો બહુ રંગ, દેખી પાવન નિર્મળ અંગ;
લવ કુશ રામને રહ્યા સંગ્ય, સઘળાં તો દુઃખ પામ્યાં ભંગ. ૧૫
શોભ્યૂં શ્રીરામજીનૂં રાજ્યધાન; માન્યની મધુર સ્વરથી ગાન.
વાજે દંવિક વાદ નિદાન; ગાંધર્વ અપ્છરા લેની તાન. ૧૬
બ્રાહ્મણ ભણે મધુરો વેદ: એક ન્યાયશાસ્ત્રના કેહે ભેદ,
કોયથી ન કરે ત્યાંહાં ખેદ, પરિમલ પુષ્પથી સ્વેદ, ૧૭
નમિઆ કુશલ્યાજીને પાગ્ય· 'આજથી પરમ ઉદયૂં ભાગ્ય.
'ભાઈ, સુત–દંથતાં સુખ માગ્ય; હવે પુણ્ય ફળ લીજે વાગ્ય.' ૧૮
અમરે કીધી પુષ્પની વૃષ્ટિ, ટળિઊં સકળ જીવ–અરિષ્ટ.
ભાંગાં જાનકીનાં કષ્ટ, વાગી ગર્જના બહુ સ્પષ્ટ. ૧૯
એણી પેરે થયો પૂરણ યાગ, પામ્યા દેવ હવ્યાવિભાગ.
મંડપે વિપ્રને નહિ માગ, કીધા પૂર્ણ પૂજીને પાગ, ૨૦
આપી આગન્યા સર્વ ભૂપ, વાધાં સર્વને અતિરૂપ.
આપી કીધાં દિવ્ય સ્વરૂપ, બાંધી જયપતાકા–જૂપ. ૨૧
આપી સર્વકોહોને દાન, કીધૂં અવભૃથ તાંહાં સ્નાન.
શોભિત રામનૂં રાજ્યધાન, સીતા સંગ્ય પરમ નિધાન, ૨૨
રાજ્ય તાંહાં વરસ સહસ્ર અગ્યાર,
સર્વને રાજ્યમાંહાં સુખ સાર.
પરમ આનંદના નહિ પાર, એહેવા રામજીના કુમાર. ૨૩

૧૮. વાગ્ય=વાચાથી, વાણીથી, એટલે આશીર્વાદથી.

જૈમુન્ય કેહે: સુણિએ, રાય, એ પિતા પુત્ર-યુદ્ધ સંવાય.
એ લવકુશ તણી રે કથાય, એ આખ્યાન પૂરણ, રાય. ૨૪

વલણ

લવકુશ તણું આખ્યાન પૂરણ, હરજીસુત વાણી વદે.
ભક્તવત્સલ પ્રભુજી, તમે સદાકાળ રેહેજ્યો રુદે. ૨૫/૯૮૫

કડવું ૨૮ મું—રાગ ધન્યાશ્રી

લવકુશ કેરું એ આખ્યાન જી,
યુદ્ધ સુત-તાતનું કરયું, રાજાન જી.
હવે પાંડવની કથા છે એહ જી,
યુદ્ધ પુરાતન રામજીનું તેહ જી. ૧

ઢાળ—એહેવું યુદ્ધ શ્રીરામજીનું કુંઅર સાથે કીધ,
જાનકી અર્ધાંગ્ય શોભિત રાજ્ય કરી એમ લીધ. ૨
એમ રામ લવકુશ જે વઢ્યા, તે સુર નર જાણે વાત.
એણી રીતે બભ્રૂવાહન વઢ્યા સુત અર્જુન તાત. ૩
'જય' શબ્દ રણમાંહે થયો, ભગવાન આવ્યા તાંહ.
પંચરાત્રિ રાખી કરી સેવા મનોહર પુરમાંહ. ૪
ભીમસેન્ય સઘળો સાથ વાળ્યો હસ્તિનાપુર નાથ,
ભગવાનજી સાંપ્રત થયા અર્જુન કેરે સાથ. ૫
તોરંગ પૂજી મેહેલિએ ધરી નાનાવિધ શણગાર.
સૈન્ય સઘળું સંચ્ય ચાલ્યું; થયો જેજેકાર. ૬
નિશાણ દમકયાં વિવિધ્ય પેરનાં, સાથે શ્રીજગદીશ.
સર્વ સૈન્ય લેઈ આગન્ય થયો પુર તણો તાંહાં ધીશ. ૭
ચતુરાંગ દળ કેડે થયું; તોરંગ ચાલ્યો ગેર.
યોધ વાહેન સર્વ દળ સાંચરયું છે ચોરા કેર. ૮

૮. ગેર=ચોરેરા, ફેરા, માર્ગ. 'સેર' એવી લેખણી પણ પ્રેમાનંદની આ પદોમાં મળી છે. બન્ને અર્થ 'માર્ગ' થાય છે.

તાંહાં થકી રેવંત જૈ રહ્યો જાંહાં મયૂરધ્વજનો દેશ;
આનંદ કરતો અશ્વ-પાંડવ કરયો તાંહાં પ્રવેશ. ૯

આખ્યાન એહ પૂરણ થયું, પદ છસે ચાળીસ હોય,
ઝમક અઠ્ઠાવીસ પૂરણ બાંધિયાં પદ જોય. ૧૦

હરજીસુત કાહાનડ વદે: પદબંધ એહ રસાળ;
ભક્તજનની સદાકાળે કરુણા કરો ક્રિપાળ. ૧૧

વલણ

કરુણા કરો, ક્રિપાળ સ્વામી, સદા કાળે સુખ ઘણું.
જેહેને નાથજીનું નામ વહાલ, તે પ્રભુને પોતા તણું. ૧૨/૬૪૦

૧૨. આંખ્યાંન લવકુશનૂ સંપૂર્ણ ॥ આખ્યાંન ૧૧ ॥

## ૧૨. મયૂરધ્વજનું આખ્યાન[1]

### કડવું ૧ લું—રાગ રામગ્રી

શ્રીદામોદરચરણ-પ્રતાપ જી, જેહેને નામે ટળે ત્રય તાપ જી.
પ્રથમે પ્રભુને પાએ શિર નામું જી
સકળ પદારથ જેણે માંગું જી. ૧
ઢાળ—સકળ પદારથ પામિએ નામથી વિશ્વાધાર.
વિશ્વપાળક, વિશ્વકર્તા વિશ્વનો આધાર. ૨
ત્રૈલોકયસુંદર એક સ્વામી તત્ત્વ નામ ગોવિંદ,
સુખકરણ શ્રીહરિ સર્વદા, સુખરૂપ રાજ આનંદ. ૩
સર્વવ્યાપક સર્વમાંહાં અળગા નહિ લવલેશ,
ભરપૂર અંદર ઉપાસકને મળે શ્રીઈશ્વરેશ. ૪
તે નાથને ચરણે નમાવું સદા કાળે શીસ.
તીવ્ર બુદ્ધિદાયક સદા દુઃખહરણ શ્રીજગદીશ. ૫
લક્ષ્મીપતિ મહારાજજીને જે સદા કાળે ધ્યાય,
વાંછિત મનના મનોરથ. અભિનવાં ફળને પાય, ૬
હવે મયૂરધ્વજ આખ્યાન સુંદર કથા કહૂં રસાળ,
સાંભળતાં અઘ-ઓઘ ત્રાસે, પવિત્ર થાએ આબાળ. ૭

---

૧. હવે આસ્યાંન મયૂરધ્વજનૂ કેહેવાશે ॥

મણિપુરથી હય મેહેલિયો, પૂજિઓ અંગ્યોઅંગ્ય.
પત્ર નિલવટે ઝળહળે, ચતુરાંગ દળ છે સગ્ય. ૮
અર્જુન કેરા કુંઅર સાથે સૈન્યમાંહાં અગ્રેશ.
અર્જુન કેરી કૃપા કરવા સાથે દેવદેવેશ. ૯
ચ્યોહો પાસાંથી દળ સાંચરે અને મધ્યે રથ અર્જુન.
ચૌદ ભ્રુવન રીઝી રહ્યા જે સાથે જગજીવન. ૧૦
વાજિંત્ર વાજે વિવિધ્ય પેરનાં, ધરાતળ ધ્રુમકાર.
શેષનાગ આસન ઉદ્ધસ્યા; એમ સૈન્યનો બહુ ભાર. ૧૧
આયુધ શોભે, કવચ શોભે, શોભિતા વીર વીર.
ચાલતાં દળ દેખિએ જ્યમ સાગર લેહેરી નીર. ૧૨
જમુન્ય કેહે: તે સૈન્ય દેખી પરદળ પામે ત્રાસ;
અરિયૂથ કોટિ કોટિ નાસે મૂકતા નિઃશ્વાસ. ૧૩
હવે રેવ: ગયો ચાલી, જાંહાં મયૂરધ્વજનું રાજ્ય,
તેણે યજ્ઞ આરંભિયો, મેહેલ્યો ગંગાજળ વાજ્ય. ૧૪
જેહેવો રે હય પાંડવ તણો દેખિએ તેહેવી રીત્ય;
શોભા જોતાં અશ્વની ઉપજે સહુને પ્રીત્ય. ૧૫
તોરંગ તેહેવો આવિઓ ચાલતો સુંદર વાટ.
તામ્રધ્વજનૂ સૈન્ય પૂઠે, થઈ રહ્યો ઘેઘાટ. ૧૬
સાહામાહામાં તોરંગ બે એમ મળ્યા મારગમાંહ,
એક એકને આમ્રણ કરીને પછે ગ્રીવાયે સાહાય. ૧૭
ફુતકાર મુખમાંહે કરીને કીધા પ્રકારે પ્રહાર.
ભમરિએ કુંડે ફરે બળભરયા બે તોખાર. ૧૮
ચરણ બેહુએ ઊભા થઈ કરે ઉરસ્થળ મુખે ઘાત.
દાંતે કરડી ચરણ મેહેલે, ધરાએ થાએ નિપાત. ૧૯
દારુણ યુદ્ધ હયવર કરે, રજ સમળ ઊડે તાંહ.
અન્યોઅન્યે વળગતા તે પડ્યા અબ્ધનીમાંહ. ૨૦

---

૧૭. આમ્રણ=આઘ્રાણ, સૂંઘવાનું

નિઃશ્વાસ થઈને ધરાતળમાંહાં પડ્યા એ રેવંત;
એટલે આવ્યો તામ્રધ્વજ; તે કેડે સૈન્ય અનંત: ૨૧
'ભાઈઓ, અશ્વ કેહેનો આવિઓ? યુદ્ધ કરીને દળિઆ ધરણ્ય.
'એહને પત્ર નિલવટે ઝળહળે; અશ્વ મેધ્યનો એક વર્ણ. ૨૨
'પત્ર લાવો એહ તણું. કોણે વાન્ય મેહેલ્યો એહ ?
'અશ્વમેધની ઇછા કરે; અમને ન જાણે તેહ.' ૨૩
પત્ર જોતાં પરમ સુખ ઊપનૂં અંતરમાંહે પ્રૌઢ.
વાંચતાં ઊપરે લખ્યા છે, માંહે દીઠા છે ગરુડારૂઢ. ૨૪

વલણ

દીઠા ગરુડારૂઢ, જોતાં આનંદ અંતરમાંહાં ઘણો.
અર્જુન પાંડવ નિરખિયા; એ ઘોડો છે યદુવર તણો. ૨૫

કડવું ૨ જું—રાગ ગોડી, ચોપાઇ

પત્ર વાંચી અંતરિ પ્રેમ: 'હસ્તિનાપુર પાંડવ ઘેરચ ક્ષેમ,
'પાંડુના પુત્ર યુધિષ્ઠિર રાય, જેહેને કૃષ્ણ તણી કૃપા થાય. ૧
'પાચ સુભટ મહા બળિઆ ભ્રાત,
તેહેમાં અર્જુન વેદવિખ્યાત.
'તેહેને ગોત્રકંદનનું પાતક થાય, યજ્ઞ કરાવે શ્રીજગદીશ. ૨
'અશ્વમેધ આરંભ્યો ઘેરચ,' યૌવનાશ્વ ગય જીત્યો પેરચ.
'તેહેનો અશ્વ યજ્ઞમાંહાં વરચો, વળી અનુશાલવ પ્રાજે કરચો. ૩
'નીલધ્વજ સંઘાતે લીધ. મહાયુદ્ધ સુરથ સુધન્વા કીધ.
'તેહેનો તાત સબળ હંસકેત, સાથે લીધો સૈન્ય સમેત. ૪
'મહાયુદ્ધ રાક્ષસને પુરે કરી,
તાંહાંથી મણિપુર આવ્યો તુરી.
'બભ્રુવાહન અર્જુનનો તંન, યુદ્ધ કરી સબળ મનાવ્યું મંન. ૫

---

૨૨. 'અશ્વમેધનો' શબ્દ લખેલો છે, જેમાં 'મેધ્યનો' જ અક્ષર ઠીક છે.

'તે બળિઆ સાથે આવિયા, સૈન્યઘટા સાથે લાવિઆ.
'યાદવ-દળ કૃતબ્રહ્મા હોય, યુદ્ધમાંહાં જેહેને ન જીતે કોય. ૬
'પ્રદ્યુમન લક્ષ્મીના સુત સહી, તેહેની જોડે રણ્ય કો નહિ.
'અનિરુદ્ધ, વૃખકેત સુતકર્ણ, માયાવી સાથે મેઘવર્ણ. ૭
'એટલા ધનુર્વિદ્યાના જાણ, સંઘાતે શ્રીસારિંગપાણ્ય.'
પત્ર વાંચી રળિઆત્ય જ થયો; તાપ રુદેનો સઘળો ગયો : ૮
'પાંડવ પાસે ત્રિભોવનધણી, જેહેની ભક્તિ તાત-ધ્રેરજ ઘણી.
'શ્રીહરિચરણકમળના દાસ, અમ ધ્રેરજ નામ તણો વિશ્વાસ. ૯
'એહ તોરંગમ બાંધો આજ; દર્શન કીજે શ્રીમહારાજ.
'પ્રભુને નહિ કો તમ સમાન્ય; અમ ધ્રેરજ વશવર્તી ભગવાન. ૧૦
'સાવધાન, સુભટો, થાઓ તમ્યો;
અર્જુનશું યુદ્ધ કરવું અહ્મ્યો.
'કર્ણ તણો મેં સુણિઓ બાળ, બીજા અમ મેવડે ભૂપાળ.' ૧૧
દુંદુભિ ઘોર વજાડી રહ્યો, યુદ્ધ કરવાને સત્વર થયો.
એહેવે દળ અર્જુનનું ઘણું, બહુ આક્રમ બળ છે તેહ તણું, ૧૨
આવ્યું રણમાંહાં હરિ સઘાત્ય, રથ સવાર શોભે બહુ ભાત્ય.
તામ્રધ્વજે ગ્રહ્યો તોખાર; રણમાંહાં સૈન્ય મળ્યાં તેણી વાર. ૧૩
અર્જુન કેહે : 'શ્રીયદુનંદન, કોણ દેશ પુર એ રાજન?
'શોભા અનેક સૈન્યની હોય; આ દળ રંગ ન દીઠો કોય. ૧૪
'માતા અશ્વ, રથના બહુ રંગ; માતા ગજ, યોદ્ધ ભલ્લ સંગ.'
શ્રીભગવાન કેહે : 'કહું એહ, એહેને વિષ્ણુભક્તશું સ્નેહ. ૧૫
'નામ રત્નપુર નગરી સહી; હરિ વિણ મુખે કો બોલે નહિ.
'મયૂરધ્વજ ભૂપતિ મહાશક્ત, મન તે હરિશું આશક્ત. ૧૬
'મહાભક્ત તેહેનું રાજ્યધાન, બલિધ્વજ તેહેનો પરધાન.
'કુમોદવતી નારીનું નામ, નિર્મળ ભક્તિ ભલી એહ કામ. ૧૭
'તામ્રધ્વજ આ સુત બળવંત, દારુણ યુદ્ધ આણે અરિઅંત.
'ભક્ત નિર્મળ તેહ જ ખરો; વિશ્વાધારશું નવ્ય રેહે પરો. ૧૮

'અધિક કર્ણપેં દાનેશ્વરી; વળી માહાત્મ્ય આણ;' કેહે શ્રીહરિ.
'એહશું બળ ન ચાલે તહ્મ્યો; એહેને ધૈર્ય વશવર્તી અહ્મ્યો. ૧૯
'પિતા–પુત્ર હરિચંદ ધૈરય જ્યંમ, મયૂરધ્વજ તામ્રધ્વજ ત્યંમ.
'તારાલોચની સરખી નારય, કુમુદ્વતી મહાગુણભંડાર. ૨૦
'પિતા–પુત્ર–નારી ચિત્ત એક, તેહેનો, પાર્થ, શો કહૂ વિવેક ?
'ધર્માધર્મ એહેનો દેશ, પાપ તણો કહીં નહિ લવલેશ. ૨૧
'રતનપુર તે ગ્રામે પુરી, વિષ્ણુભક્તિ તેહેમાં બહુ ભરી.
'ધૈરય ધૈરય હરિનૂં નામ, બીજૂં કોય ન જાણે કામ. ૨૨
'જો ઊગરશો રણ એહ, તજો તો તેડી,જાજો એહેને આંગણે.
'એહેની દેખાડૂં ભક્તિ તહ્મને; કહિણ કામ કરવૂં મહ્મને. ૨૩
'મયૂરકેત મોટો મહારાજ; દૂભૂં નહિ પણ તાહારૂં કાજ.
'હવે એહેની ભક્તિ શી હૂં કહૂં ? એહેના પુરમાહાં વાસે રહૂં. ૨૪
'શ્રીવિષ્ણુભક્ત ઘણા પુરમાંહ, એહેની જોડે કોય ન થાય.
'વળી ધનુર્વિદ્યા એહેના ઘર તણી, શ્રીમહારુદ્ર થકી તેં ઘણી. ૨૫

### વલણ

'ધનુર્વિદ્યા ઘણી જાણે રે, એહેને કો જીતે નહિ.'
અર્જુન માવે કૃષ્ણજીએ ભક્તિ તામ્રધ્વજની કહી. ૨૬/૬૧

### કડવું ૩ જું—રાગ કેદારો, તાલ પડતાળો

હવે અર્જુન દળના યોદ્ધા હો જેહ,
આપી આગન્યા ગ્રહ ચાલ્યા હો તેહ.
જેહેને સંગ્રામ કરવા પર સ્નેહ,
સાધક મંત્રવિદ્યાએ જેહેની દેહ ૧
ત્યાંહાં પ્રદ્યુમન તેડીને પ્રેરયા નાથે:
'વ્યૂહ રચી જાઓ સુભટ જે સાથે.
'ધનુર્વિદ્યા તામ્રધ્વજ હાથે; નોહે ઊડળ ભરો જે બાથે. ૨

પ્રદ્યુમન શાસ્ય નામી રણ્ય વળિઆ;
વ્યૂહ રચી યોધ સરખા મળિયા.
લઘુલાઘવ ગતિ જે જૂધે વળિઆ,
અસ્ત્રઘાતે નવ્ય જાએ કોહોના કળિઆ. ૩
કમળઆકારે રચ્યો વ્યૂહ એહેવી, ફરતી ચંદ્રતણા બિંબ જેહેવી.
તામ્રધ્વજ સાહામો આવ્યો વીર, જેહ તણું મન સદા ગંભીર. ૪
તામ્રધ્વજે બાણ મેહેલ્યાં તેણી વાર:
'જેજે કૃષ્ણકુંઅર, નમસ્કાર.'
વળી પ્રદ્યુમન બહુ બાણને મૂકે, કરી સિંહનાદ મુખે બહુ હૂકે. ૫
કેહે તામ્રધ્વજ સુણો : 'કુળ-શુદ્ધ;
નોકે એ તો યાદવકુળનું રે યુદ્ધ.
'એ તો શ્રીકૃષ્ણભક્ત મુજ તાત,
યુદ્ધ કીધાની દેખાડું રે વાત.' ૬
ત્રણ્ય બાણ મૂક્યાં બળધારી, હય રથ સારથિને રહ્યો મારી.
પછે પ્રદ્યુમન બહુ પામ્યો ખેદ, બાણ મૂક્યાં બહુ ભેદાભેદ; ૭
કીધું રે દારુણ યુદ્ધ ઉદંડ, અસ્ત્ર બાણ બહુ મેહેલી પ્રચંડ.
બહુ હય હસ્તી ને રથ ભાગા,
સેન્ય પડ્યાં બાણ પૂરણ લાગાં. ૮
જૈમુનિ કેહે : સુણિએ, રાજંન,
ઘણું વ્યદ્યાં રણ્યે ત્યાંહાં પ્રદ્યુમંન.
બાણે વેધ્યો અવનીમાંહે ઢળિઓ,
અનિરુદ્ધ બાણ મૂકી રણ્ય મળિઓ. ૯
તામ્રધ્વજનું બહુ દળ મારયું;
બાણેકોહે રથસહિત સંધારયું.
પાંચ પાંચ રથ ભાંગા યુદ્ધમાંહાં,
બાણ સમાતે ભેદ્યાં બહને તનમાંહાં. ૧૦

અનિરુદ્ધને મૂર્છા થઈ જ્યહારે,
રણે બભ્રુવાહન આવ્યો ત્યહારે,
ગરહર વ્યૂહ રચી મન્ય જાણી,
આપ સમાન્ય સુભટ સર્વ આણી: ૧૧
'જોઈએ યુદ્ધ, મયૂરધ્વજના પુત્ર,
સાધક બાણ દેખાડું અસ્ત્રસૂત્ર.
'યુદ્ધ કરી તાહારૂં મનાવૂં મંન,
તો જાણે કુંઅર આવ્યો અર્જુન. ૧૨
'સાવધાન, રથ સાહામો રે લાવ્યો,
યુદ્ધ કરવાની રીતે રે આવ્યો.
'હું બભ્રુવાહન મણિપુરધીશ,
ચરણ-ઉપાસક શ્રીજગદીશ.' ૧૩
તામ્રધ્વજ કેહે : 'ધિક્ અવતાર!
રણે આવ્યો થઈ પિતાનો માર?
'તાત સમાન્યે પદારથ કોય, માતપિતા ત્રિવેણીતૂં તોય. ૧૪
'રામજીએ તાતવચન શિર ધરિઓ,
ચૌદ વરસ મુખ પાછું ન કરિઓ.
'ધન્ય ધરમાંગદ શિર જેણે આપ્યું,
તાતવચન રોહિતાસે થાપ્યૂં. ૧૫
'તાત વચન જેહ નવ્ય પાળે,
માત જન્મતૂં તે સુકિત બાળે.
'તાતભક્તિ કરે જન જેહ, ઇંદ્રનો વૈભવ પામે તેહ. ૧૬
'પિતાભક્તિ પુરુષનો નહિ છેક,
પામે તે સ્વર્ગના ભોગ અનેક.
'તાતની ભક્તિ જેણે રે અભ્યાસી.
તે થયા વિષ્ણુલોકના રે વાસી. ૧૭

---

૧૧. ગરહર (?) -અર્થ સમજાતો નથી.

'તાતને કષ્ટ પમાડ્યાં રે જેણે, યમનાં રૂપ ધર્યાં સુત તેણે.
'સંયમની રથ્યા થઈ ઉદાસી,
મહા નરક મધ્ય તેહેના રે વાસી. ૧૮
મળ મૂત્ર પુરિષ તેહેને દુર્લભ આહાર,
તો ક્યાંહાં છૂટે રે વિનાનો માર?'
બભ્રુવાહન કેહે: 'એ સત્ય ધર્મ;
માહારા ભાગ્યમાંહાં લખિઊં એ કર્મ. ૧૯
'કો સમે પુત્ર અપરાધે મારાય, તાતની કૃપાથી કર્મ મૂકાય.
'કૃપા કરે મૂહને માહારો રે તાત,
પ્રભુએ પાપ ટાળ્યૂં; સુણય, ભ્રાત. ૨૦
'રુદે થકો દાઘ સઘળો એ છાંડી, ક્ષત્રવટ જૂઓ દષ્ટે માંડી.
'સાચૂં રે તે કેહેનાં દુઃખ નવ્ય હોય;
તાત સમાન્યે પદારથ [ન] કોય. ૨૧
'ભક્તરાજ તુજને હૂં જાણૂં, ધર્મવાદીમાંહે પ્રથમ વિખાણૂં.
'દાનેશ્વરીમાંહે ઉપનામ, રણનો કાળ મહાસંગ્રામ.' ૨૨
તવ તામ્રધ્વજ હરખી બોલે·
કો બેહ્ય, બભ્રુવાહન, નહિ તમ તોલે.
પછે ઊભા થઈ નામ્યૂં શીસ્ય; મ્હને ભક્ત મળ્યા જગદીય. ૨૩
સુર નર ગણ-ગાંધર્વ મુનિ જોય,
દુંદુભિ નાદ હય અનાહત હોય.
શંખતણી ધૂન્ય મુખ થકી વાજે, સાહામા આવે વીરવિરાજે. ૨૪

વલણ

વીર વિરાજે માહામા આવી, કેહેવા યુદ્ધ બળિઆ કરે.
જૈમુનિ કેહે છે કથા સુંદર, જન્મેજય શ્રવણે ધરે. ૨૫
૯૬

૨૩. બેહ્ય=બેલી રક્ષક (ફારસી શબ્દ), અથવા 'કામિલ' હોય.

### ઝમક ૪ થું-રાગ કેદારો

'હવે દળ, આગળ્ય રથ અશ્વવાહંન,
એમ બોલ્યો ચિત્રાંગદાનો તંન :
'આ યુદ્ધ નિરખે કેવળ બ્રહ્મ, તે માટે રે કરજ્યો શ્રમ. ૧
'શ્રીનારાયણને મન્ય આવે, જ્યે કેહેવા યુદ્ધમાંહાં કાહાવે!'
એહેવાં વચન સુણી આનંદ પામી
રહ્યો બભ્રુવાહનને શિશ્ય નામી: ૨
"મૂહને અંતરમાંહાં દુઃખ બહુ થાતું,
ગત્ય દિવસ તે તો નવ્ય જાતું.
'માહારી ધાનવિદ્યા કેહેને દેખાડું?
યુદ્ધની રે હામ ક્યમ પોહોંચાડું? ૩
'મેં તને સુણ્યો સબળ, ભાઈ,
હવે યુદ્ધ આરંભો ધનુર્ષ સાહી.'
ત્યાંહાં પ્રસન્ન વદન, મન રંગાણાં,
ભાથે ભરયાં છે પૂરણ બાણાં. ૪
અંતરિ કેહેને કેહેશું નહિ ખેદ,
કીધા ધનુષ-ટંકારવના ભેદ.
તાહાં બભ્રુવાહનનાં બાણ ત્રણ્ય, શુકપંખાં શોભિત-વર્ણ; ૫
તેણ્યે બાણે કરી રથ ફેરિઓ,
અર્ધ જોજન લગે રથ ઘેરિઓ.
ફરી, રણમાંહાં રથ લાવિઓ,
બાણ ગ્રહી બભ્રુવાહન બોલાવિઓ. ૬
બાણ ત્રણ્ય મૂકી જ્હી જોય, અગ્નિવર્ણ સરખાં હોય.
તીન ધાર ને અણી શુદ્ધ, જૂએ બભ્રુવાહન આ યુદ્ધ. ૭
એહ્યે મારયા ચ્યાર રથ સમરથ. ત્રીજે બાણે ભાગો રથ.
વળી રથ્ય બેઠો બીજે જઈ, પાંચ બાણ મેહેલ્યાં સત્વર થઈ. ૮

ઢાળ—પાંચ બાણ બભ્રૂવાહને મેહેલ્યાં, સુવર્ણપંખાં જે કરાળ.
તામ્રધ્વજનો રથ ભાંગ્યો, વળી પ્રગટી પાવક-ઝાળ. ૯
કેટલા યોધ તેણે કરી દાધા રણથી દોહો દિશે નાસે.
બીજા સુભટ સુભટની સાથે વઢતા જે બભ્રૂવાહનની પાસે. ૧૦
પાળો પાળાશું, રથનો રથશું, અસવારે અસવાર,
ગજ સાથે ગજ જઈ ભડે છે, થૈ રહ્યો મારામારય. ૧૧
પછે બભ્રૂવાહને સર્પ તણાં તાંહાં મૂક્યાં બાણ અનેક,
મહા ફણીધર દીસે દળમાંહાં, તેહેનો નાવે છેક. ૧૨
તામ્રધ્વજે ગરુડાસ્ત્ર મેહેલિઆં, કીધા સર્પ તે ભક્ષ.
વળી તામ્રધ્વજે પર્વતાસ્ત્ર મેહેલિશં, સહુકો નિરખે ચક્ષ. ૧૩
વજ્ર તણાં બહુ બાણ મેહેલી બભ્રવાહને છેદ્યાં તેહ.
તે યુદ્ધ જોતાં સુર નર મુનિજન સર્વ પામિઆ સ્નેહ. ૧૪
બભ્રૂવાહને વ્યાઘ્રાસ્ત્ર મેહેલિઆં પંચાયણ બહુ પ્રૌઢ,
તામ્રધ્વજે સિંહાસ્ત્ર મેહેલિઆં, તે જોઈ થૈએ દિગમૂઢ. ૧૫
વળી તામ્રધ્વજે બાણ મેહેલિયા, પાવક અગ્નિ અમોઘ,
દશે દિશામાંહાં પાવક પ્રગટ્યો મહા વિદ્યુત સંજોગ. ૧૬
બભ્રવાહને મેઘાસ્ત્ર મેહેલિઆં, વાદળ છાણો ભાણ;
પ્રલેકાળનો મેઘ જથાવત, એમ કરે છે બાણ. ૧૭
બાણે બાણ નિવારણ કીધા, બહુવિધિ વાજિંત્ર વાજે.
તે દ્રુમકારના નાદ થકી પડછંદા દોહો દિશે ગાજે. ૧૮
અગણિત બાણ સહસ્ર મેહેલ્યા અર્જુન કેરા તંન;
બહુ, તામ્રધ્વજ કેરા મારથી પામ્યું સેન્ય પેતંન. ૧૯
એણી પેરે યોદ્ધા બહુ ભડિઆ, બાણે બાણ ન દીસે.
કાયર રણથી દોહો દિશે નાઠા, સુભટ તણાં મન હીસે. ૨૦
પરાયા પાગ ન કરે કો પાછા, એહ ક્ષત્રીની રીત્ય.
બભ્રવાહનના રણમાંહે એમ સેન્ય વઢ્યાં બે પ્રીત્ય. ૨૧

શોણિત તણી તાંહાં નદી ચાલી, સુભટ પડ્યા એમ ધાએ.
વાહનની સંખ્યા નવ્ય લાભે, તાણ્યું રુધિરપ્રવાહે. ૨૨
કરયું સંહાર થકી રણ અધિકું, બભ્રુવાહને યુદ્ધ કીધું.
અનેક યોધ ગજ અશ્વ તણું તે રણ પૂરું લીધું. ૨૩

### વલણ

સબળ રણ માંજે કરીને બભ્રુવાહન મૂર્છા લહ્યા.
વૃખકેત બળિઓ સહી ઘણા યોધ સંઘાતે લેઈ પળ્યા. ૨૪/૧૦૭

### કડવું ૫ મું–રાગ અસાવરી

કર્ણ-કુંઅર ત્યાંહ રણમાંહાં આવ્યો જી;
બહુ બળિઆ ઘણા સંઘાતે લાવ્યો જી;
તામ્રધ્વજ તાંહાં આવી બોલાવ્યો જી;
કર્ણકુંઅર તાંહાં બાણે વધાવ્યો જી. ૧
ઢાળ—બાણે વધાવ્યો કર્ણકુંઅર આવતે રણમાંહે.
વૃખકેતે બાણ મેહેલ્યાં ગગન તેણે છયાંહે. ૨
ઘણે કાળે વિરહી ઘર ભણી મારગે આવે જેમ,
તામ્રધ્વજ વૃખકેન સાહામો, આવિઓ રથ ત્યમ. ૩
કૃતબ્રહ્મા યાદવ સાત્યકી અનુશાલ્વ યૌવનાશ્વ,
નીલધ્વજ મેઘવર્ણ યોદ્ધા આવિઓ સર્વ પાસ. ૪
વ્યૂહ રચી વૃખકેત માથે ધનુસને આકારથ.
મહારથી આવી રહ્યા, રથ ગણ્યા હારોહારથ. ૫
તામ્રધ્વજના મહારથી અતિરથી હતા જેહ,
શકટને આકારે આવ્યા, વ્યૂહ રચીને તેહ, ૬
સાહામસાહામા હવે સુભટ વઢિઆ જોઈ સમાન્યે વીર.
સિંહનાદ કેરા ઘોષ ચાલે, માનક સર્વ શરીર. ૭
એક એક સાથે સાદ કરી તે માંડિઆ સંગ્રામ.
ખડગ મુદ્ગર ફરશી અંકુશ મેહેલતા તેણે ઠામ. ૮

કુંત ભાલા કોવાડા ગ્રહી ગદા મેહેલે મર્મ;
ત્રિશળ તીક્ષણ હાથનાળ્યો, કરે બહુ ગતિ શ્રંમ. ૯
નાળ્યો સાથે શસ્ત્ર સઘળાં, મંત્રના બહુ ભેદ;
દારુણ યુદ્ધ રણમાંહાં કરે બહુ અંતર પામી ખેદ. ૧૦
સન્નાહ ત્રટે, અગન્ય ઊડે બાણને આઘાત.
યુદ્ધ વિખે યોધ બહુ પડિઆ, ગજ અશ્વ થાએ નિપાત. ૧૧
રથ ભાંજે તે ગગન્ય ઊડે, ધરા કંપિતવાન;
અર્જુન આશ્રજ પામિઆં; જોઈ ઉદ્મસ્યા ભગવાન. ૧૨
બાણ ચાલે કર થકી, જાણે વિદ્યુતના ઝાતકાર;
રુધિર ઊડે અંગથી, જાણે વૃખા કેરી ધાર. ૧૩
વૃખકેત તામ્રધ્વજ કેરું યુદ્ધ હવૂં એમ અરિષ્ટ;
દશે દિશથી બાણ ચાલે, પ્રલેની જયમ વૃષ્ટિ. ૧૪
સૂર્ય તાંહાં ઝાંખા થયા, રંગ અગન્ય કેરા વર્ણ.
વંટોળ ઊડે પવનથી, ભોમ્યે કંપિત હોએ રણ્ય. ૧૫
કર્ણકુંઅર તામ્રધ્વજ એમ વઢે બે સમરથ.
ત્રણસે રથ હય અનુક્રમે ભાંગા, થયો મહા અનરથ. ૧૬
શત બાણ મેહેલ્યાં કર્ણકુંઅરે; જુએ શ્રીઅવિનાશ.
તામ્રધ્વજનો રથ ઊડાડી થંભિઓ આકાશ. ૧૭
પોતાને પ્રાક્રમ કરી રથ લાવ્યા અવ્યનીમાંહ.
વૃખકેતને અશ્વ પ્રેરી ખડ્ગ મેહેલે ધાય. ૧૮
મૂર્છાથૈ વૃખકેતને; બેઠો થયો બળવંત;
તામ્રધ્વજને સાંગ્ય મેહેલી આણવા રણ-અંત. ૧૯
મૂર્છા થઈ મેદની પડિઓ, ઊઠ્યો કરી હુંહનાદ;
ત્રણ્ય બાણ મેહેલ્યાં કર્ણસુતને : 'વળી લેજો વાદ'. ૨૦
મૂર્છા થઈ અન્યની દળ્યો, દળ પમાડ્યું સર્વ ભગ.
મહારથી અન્નની પડ્યા, શર બેદ્યાં અંગોઅંગ. ૨૧

૫૭ કૃષ્ણાર્જુને આવિયા, મુખે પૂરીને પંચજન્ય.
આવીને વદન નિહાળિઓ, 'વૃષકેતુ ધન્ય ધન્ય.' ૨૨
તામ્રધ્વજ બોલાવિઓ : 'બળવંત કુંઅર થર,
'ભલો વાધ્યો રણાંગણમાંહાં, સૈન્ય કીધું ચૂર.' ૨૩
એ પાંડુ-કુંઅર નામ અર્જુન રણ પ્રગટ્યો કાળ.
પાર્થ કેરાં બાણ જાણે અગ્નિ કેરી ઝાળ. ૨૪

વલણ

અગ્નિ કેરી ઝાળ જાણે, બાણ સવ્યસાચી સહી.
તામ્રધ્વજને હસીને શ્રીકૃષ્ણદેવે વાણી કહી. ૨૫/૧૨૫

## કડવું ૬ ઠ્ઠું—રાગ સામેરી

એણી પેરે બોલ્યો મયૂરધ્વજ-તન જી,
નીચો થઈ નમ્યો જગજીવન જી :
'ભલે પધારયા રથ્ય અર્જુન જી;
યુદ્ધ દેખાડું, મનાવું મન જી. ૧
ઢાળ—'મનાવું મન યુદ્ધ વિખે, તમ્યો ભલે આવ્યા આજ.
'કૃપા અમ મોટી કરી; હવે સરયાં સઘળાં કાજ. ૨
'અશ્વમેધ આરંભ્યો અહ્મે તે થયો પૂરણ જાગ.
'પુણ્ય પ્રગટ થયું, સ્વામી, જે તહ્મે ભરિઆ પાગ. ૩
'જગનયાજન ત્યાંહાં લગે, નથી પામિઓ જાંહાં ભક્તિ.
'વ્રત ઉદ્યાપન શું કરે, જાંહાં કૃષ્ણ સેવા-મુક્તિ? ૪
'શ્રીકૃષ્ણ કેરા નામથી અઘ કોટિ દૂરે પળાયે.
'હૃદેમાંહે જેહેને શ્યામસુંદર તે શાહાને તીરથ નાહે? ૫
'અનેક તપ, દેહનાં દમન, બહુ કરે ધૂમ્રપાન,
'શાહાને કાજે દેહ દમે જેહેને ભક્તિ-શ્રીભગવાન? ૬

૨૨. પંચજન=પાંચજન્ય શંખ

'મેં સાંભળ્યું'તું : હેત ઘણું ભગવાન પાંડવ-ઘેરય.
'નાથજી, કરુણા કરે તો આ યજ્ઞની કોણ પેચ? ૭
'હવે અર્જુન, જુઓ તહ્મ્યો ભગવાનજીની પ્રોત્ય,
'આજ તુજને દેખાડું હરિભક્તિ કેરી નીત્ય. ૮
'સ્નેહ ધરે તમને નાથજી, તે માટે હય છોડાય.
'બાણવિદ્યા તમારી આંહાં થકી નવિ મેહેલાય. ૯
'તમ કૃપાનિધિ બુદ્ધય આપશે, પરપંચ રચશે દેવ;
'તે પ્રભુ હય મેહેલાવશે, જેહેની ઘરમાંહાં સેવ.' ૧૦
એમ કહી દશ બાણ લીધાં ધનુસ પૂરી-લીધ,
ગુડાકેશે બ્યોહો બાણે તેહ કટકા કીધ. ૧૧
શત બાણ મેહેલ્યાં અર્જુને, વળી તામ્રધ્વજે તાંહાં સહસ્ર,
લક્ષધા કોટાનકોટિ અર્જુન મેહેલિઆં શરઅસ્ત્ર. ૧૨
સૈન્ય ક્ષોહેણી સો સંઘાતે તામ્રધ્વજ-દળ પ્રૌઢ.
તે બાણ ભેદ્યાં સહસ્ર અંગે, જોઈ થયએ દિગ્મૂઢ. ૧૩
પછે તામ્રધ્વજ એહેવો વઢ્યો, જ્યમ રેણુ સંખ્યા હોય,
બાણ એહેવાં ચલાવ્યા ભેદિયાં દળ સર્વ કોય, ૧૪
ઉભેથી બે સૈન્યને બાણ ભેદ્યાં એમ,
સ્યાહુડીને સિસોળિઆં અંગમાંહાં પૂરણ જેમ. ૧૫
ગુડાકેશે બાણ ખટ મૂકિઆં તેણી વાર,
તામ્રધ્વજનો રથ ઊડાડ્યો તાંહાંથી જ્યોજન ચ્યાર. ૧૬
સાંસતો થઈ રથ લાવિઓ વળી કરતો દારુણ યુદ્ધ;
અર્જુન કેરા યોધ નાહા નાખતાં આયુદ્ધ: ૧૭
કુલાહલ સબળો થયો; એમ રચ્યો રણય વિપરીત્ય.
બાણધારા સબળ દેખી થયો અર્જુન ભીત્ય. ૧૮
પાંચ દિન ને પાંચ રણમાંહાં એમ થઈ છે રાત્ય;
વર્ણવું શો યુદ્ધનો કરું? રણ રચ્યું છે અદ્ભુત્ય. ૧૯

પછે સાત બાણે અર્જુનનો રથ, ઊડાડ્યો અવનીમધ્ય.
પાંચ યોજન લગે ચાલ્યો, મંત્રની એમ શુદ્ધ. ૨૦
એહવે રણ રજની થઈ, વળ્યો મયૂરકેતનો તંન,
અશ્વ બે આગળ્ય કરી, ઉલ્લસ્યું સઘળું મંન: ૨૧
'માહારા તાતને તોરંગ સમર્પી નમૂં જનેં ચરણ.
સંગ્રામ જીત્યો પાંડવનો સાંનિધ્ય ' અશરણશરણ.' ૨૨
હવે રથ ફેરી આવ્યા દળમાંહાં, અર્જુન શ્રીભગવાન.
પ્રભુ કેહે છે પારથ સાથે: 'હવે થાઓ સાવધાન. ૨૩
'તોરંગ લેઈને એહ વળ્યો, હવે ઉપાય કીજે, બ્રાત,
'ચરિત્ર તુજને દેખાડું ધૈર્ય એહેને જે તાત. ૨૪

વલણ

'ધૈર્ય એહેનાં માત તાત રે, વળી ભક્તિ શ્રીનરહરિ તણી.
'અર્જુન, વિપ્રનો વેશ ધરિઓ: દેખાડું તમ વિધિ ઘણી. ૨૫/૧૫૦

## કડવું ૭ મું—રાગ શ્રીરાગ, તાલ પડતાળો

તામ્રધ્વજ રણથી વળ્યો બે હયવર લેઈ:
'તાતને ચરણ જૈ નમૂં મુખ આગળે દેઈ;
આનંદ્યો ધૈર્ય આવિઓ જીતી અર્જુન.
તે માટે અતિ ઉલટ્યું અંતરમાંહાં મંન. ૧
નિશા ગઈ, સૂર ઊગતે પુરમાંહે આવ્યો.
ગંગાજળ બે શોભિતા તાત આગળ લાવ્યો. ૨
હયવરને દષ્ટે ધરી નંમ્યો તાતને પાએ:
'રણ જીતીને આવિઓ' એમ કુંઅર ઊછાય. ૩
મયૂરકેત જોઈ બોલિઓ: 'સુંદર તોખાર
'આ શુદ્ધ ગંગાજળ કેહે. તણાં? રૂપનો નહિ પાર. ૪
આવાન દીસે શસ્ત્રના; કહીં સંગ્રામ કીધો?
'કેહે કુંઅર, કોણ ભૂપનો તેં ઘોડો લીધો?' ૫

તામ્રધ્વજે જૈ તાતને પાએ નામ્યૂં શીશ :
" પાંડવનો હય, રાયજી, જેહેને ધેર્ય જગદીશ. ૬
" કૃષ્ણાર્જુન રણ મધ્યે જીતિઓ સંગ્રામ.
" સૈન્ય સકળ પ્રાજે કરી હય લાવ્યો આમ. ૭
' શ્રીરઘુનંદન, સારથિ કરી રથ્ય પ્રાજે,
" તાંહાં શોભા ઘણી પામિઓ તમ કુંઅર વિરાજે.' ૮
વચન સુણીને રાયજી પામ્યા મન ત્રાસ;
કરમાંહેથી માળા પડી; મૂક્યો નિ:શ્વાસ : ૯
' અરે કુંઅર, શૂં કરયૂં તેં દારુણ કર્મ ?
" શસ્ત્ર કેહી પેરે મેહેલિએ જાહાં શ્રીપરબ્રહ્મ ? ૧૦
' વૈકુંઠનાયક નાથજી દુર્લભ મહારાજ;
' દૂહવી પ્રભુને આવિઓ, કોણ કીધૂં કાજ ? ૧૧
" યદુવરને ક્યમ પામિએ, કીજે કોટિ ઉપાય ?
' દુર્લભ જે રુષિ દેવને; દમતાં તપે કાય. ૧૨
' આ યજ્ઞ જજ્ઞને પામિએ સ્વામી ભગવાન.
" દીક્ષા લઈ બેઠા અહ્મ્યે, અંતરિ હરિધ્યાન. ૧૩
' કોણ કુંઅર, કીધૂં તમે એહ તાં આચરણ ચરણ ?
' અશ્વમેધ મિથ્યા કર્યો, દૂભવી અશરણશરણ. ૧૪
" જા રે માહારી દષ્ટેથો; ધિક તુજ દર્શન.'
જૈમુનિ કેહે : દુ:ખ પામિઓ તાંહાં બહુ રાજન. ૧૫
માનભંગ સમજો થયો તામ્રધ્વજ વીર :
" દારુણ કર્મ મેં તાહાં કરયૂં, દૂભવ્યા શ્યામશરીર.' ૧૬
તામ્રધ્વજ મન્ય દુ:ખ ધરી ઘરમાંહે જૈ બેઠો :
' અમે કારજ્ય શૂં કરયૂં ?' ચિંતામાંહે પેઠો. ૧૭
ગુડાકેશ પ્રભુ આવિઆ, રથ્ય વીની રાત્ય,
યોધ સંભાળ્યા સર્વ કો ' અર્જુન પરભાત્ય ૧૮

૧૩. જજ્ઞને=યજ્ઞને

તાંહાં સૂર્ય કોહોને દીસે નહિ, નહિ શ્યવર રૂપ,
સાહામૂં દળ નવ્ય દેખિએ તામ્રધ્વજ ભૂપ. ૧૯
અર્જુન કેહે: 'કૃપાનાથજી, તોરંગ લેઈ વળિઓ.
'પ્રાક્રમ કોણે ચાખૂ નહિ; એવડો કયમ બળિઓ?' ૨૦
કૃષ્ણ કેહે અર્જુન પ્રત્યે: 'એ છે હરિના દાસ.
'એહેના પુરમાં કૃષ્ણનો સદા કાળ છે વાસ. ૨૧
'વશવર્તી ભગવાનજી, તેણે સિદ્ધિ થાય।
'કીર્તન નામ કથા—હરિ ઘેરઘેર સેવાય. ૨૨
'અર્જુન, ભક્તિ એહેની ઘણી દેખાડૂં, તમને.
'વસ્ય કરીને નગરી મધ્યે રહ્યા છે મહૂ અમને.' ૨૩
અર્જુન કેહે 'કૃપાનાથજી, દેખાડો ભક્તિ;
'કેહેવા ધર્મ દાનેશ્વરી, કેહેવી છે યુક્તિ.' ૨૪
નારાયણ આગળ થયા, અર્જુન છે સંઘાતે.
મલિન વસ્ત્ર ઓઢિઆ, નવ્ય દેખે કો રાતે. ૨૫
એક જામ્ય રજની જતે પેઠા પુરમાંહે;
વિપ્રને મંદિરે આવિઆ પેહેલા વેકુંઠરાયે. ૨૬
સેવાવિધિ સુત નારને શીખવિ નિજ સ્નેહી.
જોઇને આઘા માચરયા, દીઠી વિષ્ણુએ દેહી. ૨૭
તાહાંથી શ્રીયદુનાથજી ક્ષત્રીને દ્વારય,
હરિ વિણ મુખ્ય બોલે નહિ સુત નર ને નાર્ય. ૨૮
વૈશ્ય તણે મંદિરે ગયા તાહા દીનદયાળ;
હરિકીર્તન ને હરિ કથા જોઈ વળ્યા કૃપાળ. ૨૯
શુદ્ર તણે મંદિરે ગયા, દેખાડે દેવ;
અર્જુન આનંદ પામિઆ દેખી હરિ-સેવ. ૩૦
સૂત્રધાર-મંદિરે ગયા, જોયો અર્જુન;
હરિ વિણ મુખે બોલે નહિ, વળ્યા જગજીવન. ૩૧

૨૬. જામ્ય=યામ, પહોર

પ્રજાપતિ-મંદિરે ગયા, હરિભક્તિ દેખાડી;
કીર્તન બોલે નાથનું ભલું નામ ભરવાડી. ૩૨
તંતુકાર-મંદિરે ગયા શ્રીત્રિભોવન-ધીશ;
તેહેને મંદિર સર્વકો બોલે જગદીશ. ૩૩
કંસકાર-ઘેરે આવિઆ શ્રીત્રિભોવન-તાત;
કૃષ્ણકથા વિણ અન્યકો ન કરે ઘેરે વાત. ૩૪
લોહકારને ઘેરે થઇ જાંહાં સોવર્ણકાર,
અર્જુનશું એટલે ફરયા જાંહાં વિશ્વાધાર. ૩૫
છાના નગરીમાંહાં ફરે, મધ્ય રજની હોય,
છાના હેરીને જૂએ સર્વ વૈષ્ણવ કોય. ૩૬
પુષ્પકાર-ઘેરે આવિઆ જોવા યદુરાઈ,
કંથ આગળે નારી રહી કરમાંહાં જળ સાહી: ૩૭
કૃપાનાથજી શ્રીહરિ ધરિઆ અવતાર,
મીન કૂર્મ વારાહજી તેહેનો કરચો વિસ્તાર. ૩૮
શ્રીનરસિંહ વામન સદા પરશુરામ શ્રીરામ,
શ્રીનરહરિ બુધ્ધદેવ જે કલંકી કોણ કામ? ૩૯
અનુક્રમે મુજને કોહો જે રૂપ ચોવીસ.
બાહાર તેહને દેખે નહિ, અર્જુન જગદીશ. ૪૦
મંદિર ઊપરે ચઢચા જ્યમ કો એ ન જાણે,
કામકળાને એ ત્યજી કોણ ભક્તિ વિખાણે. ૪૧
નળિઆં પાછાં તાંહાં કરી જાલાંતરિ નિરખે;
નવયૌવન બે નિરખિઆં; હરિ અર્જુન હરખે. ૪૨
નારી ભીની હરિ-નામશું જ્યમ લખી ચિત્રામ.
ચલણ વલણ ગતિ તાંહાં ટળી, ઊભી તેણે ઠામ્ય. ૪૩
અવતાર જે જે નાથજી ધાર્યાની રીત્ય,
કથા સર્વ માંડી કરી; બેહુને અતિ પ્રીત્ય. ૪૪

અર્જુન જોઇ રીઝયા ઘણું: 'ધન્ય એહ નરેશ.
વિષ્ણુભક્ત વસે સહુ, નહિ પાપ પ્રવેશ.' ૪૫
એમ કહેતાં સર્વ હરિકથા હવો પ્રાતઃકાળ:
'હવે અર્જુન, આવો તમે, નિરખો ભૂપાળ.' ૪૬
છાનાં ઘર મૂકી પળ્યા દ્વિજનાં ધરી રૂપ,
તિલક કમડંળ ડંડ તાંહાં ધરી ત્રિભોવન-ભૂપ. ૪૭

વલણ

ધરી બ્રાહ્મણ-વેશ એહેવા રાજદ્વારે તે પળ્યા.
જૈમુનિ કહે છે: રાએ જી, હવે કોણ રીત્યે તે મળ્યા. ૪૮ / ૧૯૮

કડવું ૮ મું—રાગ દેશાખ

વિપ્ર ચાલી આવિઆ રે, સભામાંહાં બેઠા જાંહાં રાજંન.
કાલ્ય તેહેની ઝળહળે રે, ઘટિકા ચ્યાર ચઢયો છે દિંન. ૧
અર્જુન વિદ્યાર્થી રે, ગુરુજી ત્રિભોવનનાયક દેવ,
અંગ તાંહાં ઝળહળે રે, આવ્યા રાજસભા મધ્યે, એવ. ૨
બે કર જોડિઆ રે, રાયને આશીર્વાદ તાંહાં દીધ.
ભૂપતિ કહે: 'તહ્મે રે કૃપાનિધિ અમ મોટો કીધ. ૩
'મેં નવ્ય નામિશ રે, સ્વામીજી, પ્રથમે તમને શીસ્ય.
'શિર નામ્યા વિના રે.સ્વામીજી, કાં દીધી આશીસ્ય? ૪

દેશી ફેર, તાલ પડતાલો

'શિર નામ્યૂં રે નાથ, વિશાંસ્યા. દીનદયાળ.
'નમસ્કાર વિના રે આશીર્વાદ દીજિએ તો કયમ કિપાળ? ૫
'જન્મનૂં મુક્તિ જાએ રે, વદે એમ વેદ પુરાણ,
'વળી નિગમ ને શાસ્ત્ર અનેક દીસો બહુ ધર્મના જાણ.' ૬
એહેવા વચન સુણીને દ્વિજ બોલિઆ;
'મયૂરધ્વજ, કહૂં મહિમાય.
'એ તો નારાયણનાં રૂપ ભૂપત્ય ત્રીજી ગાય. ૭

'દ્વિજને પહેલો નમસ્કાર, ભૂપ ધન્ય આશીર્વાદ,
'તે માટે પ્રથમે રે હોએ,' રાયજી, તેહનું નહિ બાધ. ૮
'વળી રાજા વિપ્ર હોએ નોહે, મન તેહેનું રે હાસ્ય,
'અહમ્યે દીધો જે આશીર્વાદ, ભૂપત્ય, છે તમ શું રે કામ. ૯

વલણ.

'કામ ભૂપતિ, તમ સંઘાતે, આશીર્વાદ દીધો અહમ્યે.
'યજ્ઞ કેરા કામમાંહેં દીક્ષ્યા લઇ બેઠા તમ્યે. ૧૦/૨૦૮

## ઝમક ૯ મું—રાગ [એ જ]

હવે રાયજી તાંહાં ઊભા થયા, કીધા દંડવત ચ્યાર;
કર જોડીને સ્તવન કરે : 'પુણ્યનો નહિ પાર. ૧
'કૃપાનાથ, ભલે આવિઆ, કીધા પવિત્ર આજ,
'યજ્ઞ માહારો પૂરણ થયો, સરયાં સઘળાં કાજ. ૨
'દીન જાણીને દયા કરી, ધન્ય આજનો દિન.
'અહમ્યો અપૂર્વ પામિઆ, સ્વામી, દર્શન.' ૩
'આહાવી સુંદર કાંતિ સોહામણી નહિ ત્રિભોવનમાંહ,
'નેત્ર ભ્યાવંત દેખિએ;' કહી નમિઓ પાય. ૪
'આસન સુંદર માંડિઆં, બેઠા ભગવાન,
અતિ આદર બહુ ભાવશું પૂજે રાજાન, ૫
કુસુમ હાર કંઠે ધરયા, કૃષ્ણાગરના ધૂપ,
વળી દંડવત ભૂપે પાંચ કરયા જોઈ દ્વિજરૂપ. ૬
જોવાને સહુકો મળ્યા. રાયનું બહુ ભાગ્ય,
આ યજ્ઞ તણું ફળ પાંમિઆ; સહુ નમિઆં પાગ્ય. ૭
પછે ભૂપત્ય એમ ઊચરયા : 'કાંઈ માગોજી, સ્વામ્ય.
'જેહ પદારથ મન વિષે હું આવું તે કામ્ય.' ૮
વાક્ય સુણી મુખ્ય હરિ વદ્યા : 'સાંભળો, નિજ ભ્રાત,
'દાન લેવા અમ્યો આવિઆ; છે વસમી વાત. ૯

'માગ્યા પૂં રે, રાયજી, રખે ભણો રે નાકાર!
'તમે દાનેશ્વરી સાંભળ્યા, તો આવ્યા કારય. ૧૦
'આ યજ્ઞ મંડ્યો છે તે થકી: કામ અધિકું હોય,
'આ મંડપે દુખિ મોટા વરયા તે સહુકો હોય. ૧૧
'અહ્મે વિહિવાતા, રાયજી, વર સાથે આંહ,
'આનંદ કરતા આવિઆ સીમ તાહારી માંહ. ૧૨
'પંચાયણ એક પ્રગટ્યો, ઘણો મારચો સાથ;
'એમ કરતાં વર આવિઓ, રાય. તેહેને હાથ. ૧૩
'વાઘ તણી સ્તુતિ બહુ કરી, તેહેનો કહ્યું ભેદ,
'અમને આદરશું કહ્યું મન મેહેલીને ખેદ. ૧૪
'તમ આગળે વર ઊગરે તે કોહોજી રીત્ય,
'અમે તમને આપિએ ધરી અંતર પ્રીત્ય. ૧૫
'પંચાયણ તે ઊચરચો: તમને કહું મર્મ.
'તેણે માગ્યું તે આપવું જે જ્યમ રેહે તમ ધર્મ. ૧૬
'દક્ષિણાતું અંગ રાજા તણું વેહેરી અર્ધ શરીર,
'મુજને આણીને આપિએ, ઊગરે વર વીર. ૧૭
'વળી અમને તેણે કહ્યું: વામ પાસું જોહે,
'કામ્ય માહારે આવે નહિ, લાવશો માં વેહે. ૧૮
'અહ્મે સાર્દૂ વાચશું કરૂં તો વર મૂકાય,
'તે માટે અંગ આપિએ, દાનેશ્વરી, રાય. ૧૯
'એ જાચવાને આવિઆ, રાય, તાહારે પાસ'
એમ કહીને બેઉ થયા સ્વામી અવિનાશ: ૨૦
'જો આપે તો અતિ ભલું, નાપે તો બળ કાંઈ?
'ઈછા કરે તાહારા અંગની તો આવ્યા આંહિં. ૨૧
ભૂપતિ કેહે: 'બેસો તમે; તમ આપૂં દાન,
વર મૂકાએ તે કરજ્યો, સુખ પામે જાન. ૨૨

---

૧૩ પંચાયણ–પંચાનન, સિંહ. અહીં 'વાઘ',

'દ્વિજ આડું ક્ષત્રી ધરે પોતાનું અંગ.
'પ્રાણને આપે માગતાં દેહનો કરી ભંગ. ૨૩
'બ્રાહ્મણ-કામે નિર્મિઆ ક્ષત્રીના પ્રાણ.
'બ્રાહ્મણ-કામે નિર્મિઆ ભૂજબળવાં સ વાણ. ૨૪
'ધન દારા સુત પ્રાણ તે દ્વિજ કેરે કાજ્ય;
'ઇછા હોય તો લીજિએ એ ઉપરે મુજ રાજ્ય. ૨૫
'સ્વામીજી, ભલે આવિઆ, લીજે મહારાજ,
'ભાગ્ય માહારા અર્ધ અંગનૂં આવે તમ કાજ્ય.' ૨૬
આસન ફેરી બેસારિઆ· 'સ્વતિ ભણિએ, દેવ.
'વેહેરી આપૂં અંગ મુજ તણૂં તમને હું, એવ. ૨૭
'સ્વામી, ઇછા માહારે મન્ય હતીઃ આવ્યા શ્રીગોવિંદ,
'દર્શન નાથનૂ પામવા પામતો આનંદ. ૨૮
'સુતે માહારે ઘણૂ દૂહવિઆ સ્વામી દીનોદ્ધરણ;
'તે માટે ઇછા હતી, જૈને અહૂ ચરણ. ૨૯
'ત્રિભોવનનાયક નાથજી તે સદા ક્રિપાળ,
'ભક્તના દોષ દેખે નહિ; કરે નાથ સભાળ. ૩૦
'નામ તણે આધારે જે રેહે વિશ્વ મોઝારય,
'તેહ તણી કરુણા કરે સ્વામી દેવ મોરારય. ૩૧
'તમ દર્શને હરિ પામિઓ; તમ્યો શ્રીજગદીશ.'
મયૂરકેત ચરણે તદા જઈ નામ્યૂ શીસ્ય. ૩૨
સભા સર્વ બેઠી હતી તેહ પામી ત્રાસ.
સન્મુખ થઈ બેસા હરિ; પોહોતી મનની આસ ૩૩
વર્ણાવર્ણ નગર મધ્યે દુખ પામ્યૂં સહૂઅ.
મંડપ મધ્યે આવિઆં જોવાને બહુઅ. ૩૪
કમોદવતી તે સાંભળી પામી અંતરિ દુખ,
ધશી કંથને ચરણયે નમી ઉતારીને સુખ : ૩૫

'સ્વામી, નારી કંથ બહુને ભાગી એક અંગ પ્રમાણ,
'અર્ધઅંગ નારી સદા; પૂછો મોટા જાણ. ૩૬
'કામિની હોય તે કંથથી અળગી નવ્ય થાય,
'કામિની હોય તે કંથની બહુ કરે સેવાય. ૩૭
'દેવહૂતિ કર્દમ તણી જૂઓને કોણ દાસ.
'અનસૂયાએ સેવા કરી રહી અત્રિને પાસ. ૩૮
'સાંડલિએ સેવા કરી પ્રાણ આપ્યા કંથ.
'રેણુકા અંગ આદ્રું ધર્યું, ચાલી ધર્મને પંથ. ૩૯
'દમયંતી વન્ય સાંચરી સાથે નળરાજંન,
'અધવચ્ચ મેહેલી વન્ય મધ્યે, નવ્ય ત્રુટ્યું મંન. ૪૦
'તારાલોચની કંથની બહુ કરી સેવાય.
'વૈદેહી રામસેવકી ચાલી વનમાંય. ૪૧
'તે માટે હૂં સેવકી વીસારો તમ કાંય ?
'અર્ધ અંગ મૂહને આપિએ, દ્વિજના કરમાંય.' ૪૨

વલણ

'આપો, કૃપાનાથ, મુજને, તમારી દાસી સદા.
'પંચાયણ મૂહને દેખશે તે રિદ્ધિ બહુ પામી મુદા. ૪૩/૨૫૫૧

કડવું ૧૦ મું—રાગ કેદારો, મારુ

પરમ સાધવી ગુણવંતી એણી પેરે બોલી સતી :
'સેવકી કુમુદ્વતી નમ ચરણની રે. ૧
ઢાળ—'ચરણકમળની દાસ સદા હૂં અર્ધ અંગે તે નારી.'
એવુંયે સમે તામ્રધ્વજ આવ્યો : 'આ તાતજી, કાંત્ય તમારી. ૨
'માહારૂં અંગ આપૂં જો દ્વિજને; પિતાપુત્ર એકરૂપ,
'પંચાયણને-અર્થે, તાતજી, નિમ્યું પુત્ર-સ્વરૂપ. ૩

'હું જાણતો'તો અંતરમાંહે : ધન્ય કુંઅર રોહિદાસ,
'પિતાભક્તિ જેણે બહુ કીધી; અંતરમાંહ્યાં તેનો વાસ. ૪
'હું જાણતો'તો : ધન્ય રાઘવજી; આજ્ઞા પાળી તાત,
'ચૌદ વરસ રહ્યા વનફળ-આહારી, ધન્ય લક્ષ્મણ એ ભ્રાત. ૫
'હું જાણતો'તો : ધન્ય ધર્માંગદ પિતા-વચન કોણ કીધું,
'કર જોડીને ઊભો રહ્યો, અંગ પ્રાણ લગે શિર દીધું. ૬
'હું જાણતો'તો : કુશકેતનો તન ધન્ય કુંઅર ધન્યકેત,
'તાત-આજ્ઞા શિર ધરી વન ચાલ્યો સ્ત્રી સમેત. ૭
'હું જાણતો'તો : ધન્ય એ ગાંગેય, ભક્ત પિતાનો જે હોય,
'અનેક પુત્ર હુઆ છે આગે, એહેની જોડે નહિ કોય. ૮
'તાતને અર્થે તજ્યું રાજ્યસુખ, તજી નારી ને સંતાન;
'ઢીમરતનયા માતા કીધી, ધેરચ શંતુન રાજાન. ૯
'તે માટે તાત, આ અંગ તમારું આપો, વિપ્ર લોકને સધાવે,
'આહાર આપે જ તે વાઘને. એ વરને મૂકાવે.' ૧૦
એમ કહીને ચરણ નમિઓ : 'શીઘ્ર તાતજી દીજે.'
એણ્યે સમે નારાયણ બોલ્યા : 'અહ્મે માત પુત્ર નવ્ય લીજે. ૧૧
'વળી વાઘે અમને એમ કહ્યું'તું : અર્ધ મયૂરધ્વજ-અંગ,
'બીજું માહારે કામ્ય ન આવે, રખે લાવતા સંગ્ય ! ૧૨
'વળી વાઘે એમ કહ્યું છે : માતાપુત્ર બે થઈને કરવત તાણે,
'પાછા વળીને તમ્યે આવજ્યો, જો કોય નેત્રમાંહે જળ આણે. ૧૩
'એટલાનું આપ્યું નવ્ય લીજે,' જે આપે કરમાં રોઈ,
'તેહ તણું તાં દાન ન લીજે, જે આપે મોહો જોઈ. ૧૪
'કીર્તિ બોલાવાને જે આપે તેહેનું મિથ્યા દાન.
'કૃપણ તણું આપ્યું નવ્ય લેવું; વિપ્રને ધરવું જ્ઞાન. ૧૫
'અભિમાનીનું દાન ન લેવું; ક્રોધે આપે જેહ,
'કોહોનું અપાવ્યું જે તાં આપે, દાન ન લેવું તેહ. ૧૬

'તે માટે અતિ આદર સાથે જો, ભૂપતિ, મુજને આલો.
'તો રાજાજી, શીઘ્ર આપિયે, નહિ તો વાંદ શો હાલો?' ૧૭
રાજા કેહે છેઃ 'હા સ્વામીજી, અંગ આપું છું તમને,
"ભલે પધાર્યા કૃપાનાયજી સનાથ કરવા અમને.' ૧૮
બલિધ્વજ મંત્રી બોલાવ્યો : 'જુગ્મ સ્થંભ રોપાવો,
'તીક્ષધાર દાંતા શુદ્ધ કેરે કરવત શીઘ્ર અણાવો. ૧૯
'નિઘટ બંધ કરી મુજને બાંધો, કરવત મેહેલો એહેવું,
"પુત્ર કામ્નતીના કરમાં એહેનાં જુગ્મ ભાગ થાયે તેહેવું.' ૨૦
એહેવો સોર થયો નગરીમાંહાં, 'વર્ણાવર્ણ સર્વ ધાયે :
'દાનમાંહિ અંગ અર્ધ આપ્યું, કરવત મેહેલે રાય.' ૨૧
નર નારી જોવાને મળિઆં, મંડપમાંહાં નહિ માંગ.
મહા પવિત્ર વૈષ્ણવ છે રાજા, લેશ નહિ અનુરાગ. ૨૨
સુર નર જોવા અંતરિ આવ્યા દાનેશ્વરી અતિ ઉગ્ર,
તે રાજાનું ધૈર્ય જોઇને અર્જુન થયા મન્ય વિગ્ર. ૨૩
શંખ ચક્ર અંગે શુભ માળા તુલસી ટોડર ધરિયાં,
ચરણામૃત-પ્રાશન, દ્વિજ પૂજી, મહા દાન તાંહાં કરિયાં. ૨૪

વલણ

મહા દાન તાંહાં કરિઆં રે; પછે મયૂરધ્વજ સત્વર થયા,
જૈમુનિ કેહે છે સ્થંભ બોહે તાંહાં બંધાવી ઊભા રહ્યા. ૨૫/૭૬

### કડવું ૧૧ મું—રાગ વિરાડી

તાંહાં વિપ્ર વદે એમ વાણી રે :
'મેહેલો કરવત રાયજીને આણી રે.
"એક પાસા કુંઅર રેહે તાહારો રે,
બાઈ, અર્ધ સરે જન્મ માહારો રે. ૧

'માતા કુંઅર મ્યળી કરો કામ રે,
પોહોંચે માહારા મનની હામ રે.'
શ્રીકેશવ કૃષ્ણ કૃપાળા રે; શીઘ્ર તેડ્યો કૃષ્ણ ભૂપાળ રે.' ૨
'તાંહાં કરવત કર ગ્રહી લાવો રે, રાય, રાણીને બોલાવો રે'
આવી કરવત તાણ્યૂં છે શીશ રે, હરિ ભયહર્તા જગદીશ રે. ૩
તાંહાં શ્રીહરિ અર્જુન જોય રે,
મન્ય દેખીને આશ્ચર્ય હોય રે.
'આમ કામ કરે કરુણાવંત રે,' અંતરિ કેહે દેવ અનંત રે. ૪
રુખિ બેઠા જે મંડપમાંહે રે, સહુકો ભજે વૈકુંઠરાયે રે:
'આ કામ—કરતા કોણ હોય રે?'
સર્વ જન બેઠા દષ્ટે જોય રે. ૫
'રાજા નિર્મળ ને ઉગ્ર દાતા રે,
કોણ લખિઓ લેખ વિધાતા રે?
'હવે કરવત મેલી તાણે રે, જો ત્રણ્યમાંહા કો આંસૂ આણે રે, ૬
'તો અધવચ્ય મૂકીને જઈએ રે,
આ દૂહવી ત્રણ્યને કૈહિએ રે.
'સર્વ દેખતાં કેહે છિએ અહ્મ્યો રે,
પછે રખે દૂભાતા તમ્યો રે!' ૭
જન્મેજય કેહે: વૈશંપાયન રે, સુખ્યે રગ કેહેવો રાજન રે? 
કળા માંડી દીસે જેહેવો મોર રે, જેહેવું સુખ ચંદ્ર ચકોર રે, ૮
મુખ થયૂં છે કમળવત ત્યાહારે રે,
આવ્યૂં નિલવટે કરવત જ્યારે રે.
કેટલા જન અવનીમાંહાં ઢળિઆ રે,
કેટલા દુ:ખ પામીને વળિઆ રે, ૯
રવિ આપ કંપ્યા તેણીવાર રે, વિણ વાદળ થયો અંધકાર રે.
જોઈ બાળ નરનારી ધ્રૂજે રે, તેહેને એકે કામ ન સૂઝે રે. ૧૦

એમ કરવત હેઠું ઊતરિઊં રે, કંઠ ગળા મધ્યે પરવરિઊં રે,
ત્યાહારે ઘાંટીમાંહાં ડધડ હોય રે,
ડાબી આંખેથી પડિઊં તોય રે. ૧૧
વિપ્ર કહે : 'વેહેરો તમે શાંથં રે,
જૂઓ રાયના નેત્રમાંહિ આંસૂ રે,
'નવ્યુ દાન રોતાનું લીજે રે; એહ માગે તેહને હવે દીજે રે.' ૧૨
એમ કહીને દ્વિજ પરવરિઆ રે; પાગ તતપર વૈને ભરિઆ રે.
મેહેલી કરવત પુત્ર ને માત રે,
નમ્યાં જે બ્રાહ્મણને પાગે વિખ્યાત રે. ૧૩
ભૂપ કહે : 'તે સાંભળો, સ્વામી રે,
શા માટે વળ્યા દુઃખ પામી રે?'
ત્યાંહાં વિપ્રને તેડી લાવે રે, દ્વિજ ક્રોધાતુર થૈ આવે રે. ૧૪
કાઢી કરવત ભીડ્યૂં છે શીસ્ય રે,
તવ બોલ્યા રતનપુરધીશ રે:
'કૃપાનાથ, ન પામો ખેદ રે, કહૂં આંસૂ પડ્યાનો ભેદ રે. ૧૫
'વામ પાસૂં રૂએ એમ સ્વામિ રે:
હૂં તો નાવ્યૂ વિપ્રને કામ રે;
'નિર્માલ્ય થયૂં હું આજ રે, તે માટે રૂએ છે, મહારાજ રે. ૧૬
'ઉપકીર્તિ એહેવી થાશે રે,
પર જમણા તણું બોલાશે રે.'
રાયે કહ્યું : તમે તો ભલ્લ રે, હવે કામ કરી લો હલ્ય રે.' ૧૭
પછે ફરીને કરવત ધરિઊં રે, અર્જુન–અર્થે એમ કરિઊં રે:
'ભલો ગંનિસ્પૂરી તૂં ધીર રે; તુજ સરખો નહિ કો વીર રે.' ૧૮
કરવત તાણે સુત ને નારી રે: 'કરુણાનિધિ દેવ મોરારી રે,
'ભયહરણ સુંદર ભગવાન રે, સુખદાયક સામળવાન રે. ૧૯
'કષ્ટહરણ કૃપાનિધ્ય રે, દેવ દાયક–બળ મહાસુધ્ય રે.
'લક્ષ્મીવર દીનોદ્ધરણ રે, દુઃખહરના અશરણશરણ્ય રે. ૨૦

'મીન કૂર્મ વારાહ કેહે રે, નરસંહજીનો પાર ન લહે રે,
'વામનજી શ્રીપરશુરામ રે, સીતાપતિ સુખ વિશ્રામ રે, ૨૧
'દેવકીજી-નંદન નાથ રે, વ્રજવાસી વૈષ્ણવ-સાથ રે,
'કરે પાંડવ નાથ કૃપાય રે, પ્રભુ આવશે અમ પુરમાંહ રે. ૨૨
'ત્રિભોવનનાયક નાથ રે આવી સાહાશે કુંઅરને હાથ્ય રે'.
કરે કુમુદવતી મુખ્ય ગાન રે; ઊર્ધ રોમ થયાં ભગવાન રે. ૨૩

વલણ

ઊર્ધ રોમ થયાં ભગવાનજીને, નેત્રમાંહિં જળ ભરે.
જૈમુન્ય કેહે છે: મયૂરધ્વજને નાથ નેત્રસુધા ધરે. ૨૪/૩૦૨

ઝમક ૧૨ મું—રાગ મારુ, ચોપૈ

શ્રીભગવાન ભયહરતા હરિ નાથ રહ્યા રૂપ એહેવું ધરી.
સ્યામ સજળતન શોભિતરૂપ લોકાલોકય-પોષણ સુંદર ભૂપ. ૧
વિકસિત નેત્રકમળ, ભુજ ચ્યાર શંખ ગદા કર ચક્ર અપાર,
પંકજ રમ્ય, પીતાંબર ધૂત, મકરાકૃત કુંડળ અદ્ભુત, ૨
મણિમય મુગટ રત્નમય હાર, મધે કૌસ્તભ કેરો ઝાતકાર,
શ્રીવસ્યલાંછન-શોભિત દેવ પ્રગટ્યું રૂપ તદા તતખેવ. ૩
વૈકુંઠનાયક ત્રિભોવનધીશ આગળ્ય વાહન શ્રીજગદીશ.
કરવત શીઘ્ર ગ્રહ્યું જઇ નાથ, અંગ મુખ મસ્તક ફેરયો હાથ. ૪
પોતા તણું માંડે ધરિઊ તેજ, પછે આલિંગન દીધું હેજ.
પંચયજ સ્વર પૂરયો હરિ, પુષ્પવૃષ્ટિ અંતરથી કરી. ૫
'જય જય' સ્તવન બોલે મુખ્ય બહુ;
રાયને જોવા મળિઆ સહુ.
ઇંદ્રાદિક સુર આવી રહ્યા, અર્જુન રૂપ હતું તે થયાં. ૬
તામ્રધ્વજ ધરિઓ હરિ હૃદે. કુમોદવતીને 'જય' વાણી વદે.
કૃપાવંત મોટા રાજાન ત્રૈલોકયમાંડે. ભક્ત ભગવાન. ૭

૨. ધ્રુત-ધોત, ધોયેલું ઊજળું ૫. પંચયજ્ઞ-પાંચજન્ય શંખ

સુર સઘળા બોલ્યા આશીસ્ય, પ્રસન્ન થઈ બેઠા જગદીશ.
મયૂરધ્વજ મુખ આગળ્ય લીધ, મહાકૃપા પ્રભુએ તવ કીધ. ૮
પરસ્વેદ મુખ્ય ઊપરે જેહ, પ્રભુએ પીતાંબરે લૂછયાં તેહ.
ચમર કરે શ્રીત્રિભુવન-ધણી, ક્રિપા રાયએમ કીધી ઘણી : ૯
'તમ ઘેરે સદા અમારો વાસ;માહારા ભક્તતણો હૂં દાસ.'
તવ સુખ પામ્યા સર્વે માન, નમ્યા નાથને સહુ રાજાન. ૧૦
કરે સ્તવન દ્વિજ પાખલે મળી, દે અભિષેક મંત્રથં વળી.
નારી નગરની મળી અનેક ગાયે ગીત, ન લાભે છેક. ૧૧
કનકથાળ મુક્તાફળ ભરી આવી, વધાવે સર્વ સુંદરી.
સુભટ માત્ર રાજાના જેહ, નમ્યા પ્રભુને આવી તેહ. ૧૨
જયજયકાર થઇને ગયો, તાપ શોક સહુકોહોનો ગયો.
મો દંડવત કરી પ્રણામ પછે પૂજિઆ સુંદરસ્યામ. ૧૩
ચરણામૃત ઘર પાવન કીધ, વસ્ત માત્ર પ્રભુને કરય દીધ.
અર્જુન મેળવિઆ કર ગ્રહી: 'એ ભૂપતિ–હસ્તિનાપુર સહી. ૧૪
'અર્જુનનામ સુધિ ...પ્રાન, પાંચ બાંધવ, ધેરય કુંતીમાન.
'કરયું સંઘાર તણું જે કર્મ, અશ્વમેધ આરંભ્યો ધર્મ. ૧૫
'તે હય પૂઠે આવ્યા અહો, આજ તોરંગ ગ્રહ્યો છે તહીં.
'મહાયુદ્ધ તામ્રધ્વજથં થયૂ, સૈન્ય સકળ મૂર્છાગત્ય ગયૂ. ૧૬
'મે તામ્રધ્વજ વારયો દીન,
અમ્યો છૂં ચરણકમળ-આધીન,'
મંત્રી 'સુત,સાથે રાજાન રથ જોડી અર્જુન ભગવાન, ૧૭
મહા સંગ્રામ હવો છે જાંહ
આવ્યા મયૂરધ્વજ શ્રીહરિ તાંહ.
પૂરી શંખતણી ધ્વન્ય સુખ્ય,સહુકોને તાંહાં આપ્યું સુખ્ય. ૧૮
પરસ્પેરે મળિઆં સર્વકોય, પ્રણમન વૃખકેત જે હોય.
સુભટ માત્ર આવીને નમ્યા, તાપ અંતરના સહુને શમ્યા. ૧૯

સકળ યોધ અર્જુન સંઘાત્ય આવ્યા નગરમાંહાં વૈકુંઠનાથ.
ભક્તિ ભૂપતે કીધી ઘણી, સુખ પામ્યા બહુ ત્રિભોવનધણી. ૨૦
સઘળું સૈન્ય થયું રળિઆત્ય; સેવા કીધી નાનાભાત્ય.
ખાજય પીજય નાનાવિધિ અન્ન,
બહુ પકવાન શાક ભોજંન. ૨૧
બહુચંદન વિધિકુસુમ અપાર, નાનાવિધિ ધરિઆ શણગાર.
તાંબોળ તૈન કૃષ્ણાગર ધૂપ, યોધ સમાર્યા કાંતિસ્વરૂપ ૨૨
કુસુમ વીંજણા વાળા તણા તેણે વાયુ ઢોળાએ ઘણા.
અનેક તૂનાયાં પર્યંક પાટ, સુખનિદ્રા કીધી ઢોળાં-ખાટ. ૨૩
દિવ્ય ચંદ્રુવા ચિત્રિત કામ, મુક્તાફળના લટકે દામ.
એમ મહુકોની સેવા કરી કૃપાનાથ સંતોષ્યા હરિ. ૨૪
ભલી પેરચની ભક્તિ કરે,
એહેવા અભિલાખ કૃષ્ણ પર ધરે.
ગજ હય વૃષભ વેસરચિત્તરા, પોખ્યા સુખ મીંચાણા પ્રગ. ૨૫

વલણ

પોખ્યા ગીચાણા પચાયણ શાર્દૂલ મગળ સંતોખિઆ.
જે જે આહાર જેહેને ઘટે, તે તે આપીને પોખિઆ. ૨૬/૩૬૨

## કડવું ૧૩ મું—રાગ ધન્યાશ્રી

મયૂરધ્વજ કેરો પૂરણ જાગ જી,
સુર સહુ પામ્યા હવ્યના ભાગ જી.
હયને સ્થાનિક હવ્ય હોમાવ્યું જી;
પ્રભુની દૃષ્ટે ઉત્તમ ભાવ્યું જી. ૧
ઢાળ—પ્રભુની દૃષ્ટે ઉત્તમ ભાવ્યું; રંગ તાંહાં સબળો થયો.
કોટિ જન્મનાં પાપ ટાળ્યાં, તાપ અંતરનો ગયો. ૨

પુષ્પવૃષ્ટિ અંબરે કરી, આશિષ્ય બોલ્યા ઇંદ્ર,
બ્રહ્મા શંકર આદિત્યે સુર, જય વદી વળિઆ ચંદ્ર. ૩
અનેક આપી દાન રથ સંતોખિઆ રુષિજન,
પછે અવભૂથ સ્નાન કીધું, સુખિ થયા રાજન. ૪
વેદમંત્રની આશિષ્ય દીધી, વધાવ્યા તાંહાં ભૂપ.
પ્રભુને ચરણે નમ્યા પછી, વાધિઓ તેનું રૂપ. ૫
પ્રભુ આપે સૈન્ય અર્જુન, આદે રાજા જેહ,
નાનાવિધિ શણગાર આયુધ આપિઆં સર્વ તેહ. ૬
અનેક હય હસ્તી ઘણા, રથ તણો નાવે પાર.
અર્જુનને કરચ સમર્પ્ય, સાંનિધ્ય વિશ્વાધાર. ૭
ભંડારમાંહે જે ધન હતું, તે સમર્પ્યું ગોવિંદ,
ઉત્તમ પદાર્થ સર્વ સોંપી, પામિઓ આનંદ. ૮
કુંઅર સાથે અશ્વ આણ્યો, સમર્પ્યો મહારાજ,
રાજા સુત ચરણે નમ્યા, પોહોતા મનોરથ આજ. ૯
અર્જુન આનંદ પામિઆ, બહુ સંતોખાણા નાથ.
આનંદ સહુકો પામિઆં. હવે પાંડવ હરિનો સાથ. ૧૦
કામ્યની સુત મયૂરધ્વજ, જે બલિધ્વજ પ્રધાન,
સેવા કરી બહુ પ્રભુની, સંતોષિઆ ભગવાન. ૧૧
શ્રીભગવાન કહે છે મયૂરધ્વજને: તમો જે વાક્ય.
'આંહાં થકી બે અશ્વ મેહેલો. પાંડવ કેરે કાજ.' ૧૨
તોરંગ આણી પ્રભુ આગળ ધરયાં બુધ્ય ભવ્ય,
પૂજા કરીને પંચ આંખ્યા શોભિતાં બે દિવ્ય. ૧૩
તાંહાં વિવિધ્ય પેરની કરી પૂજા, મેહેલિઆ તોરંગ
તે પૂંઠે રથ હાંકિયા, તેડી, મયૂરધ્વજ સંગ. ૧૪
શ્રીકૃષ્ણ અર્જુન સુભટ સાથે, મયૂરધ્વજ-પરિવાર,
સૈન્ય સઘળું હંકારયું, આગમ્ય કરવા તોખાર. ૧૫

વાજિંત્ર વાજે વિવિધ પેરચનાં, મહા માંગલ્ય થાય.
અશ્વ ત્યાંહાંથી જે રહ્યા, વીરવર્મી નામે રાય. ૧૬

આખ્યાન એહ પૂરણ થયું, વિષ્ણુભક્ત તણું ચરિત્ર.
હરજીસુત કે'ે: દાસ હરિના, અશ્વમેધ પવિત્ર. ૧૭

ત્રણ્યમેં'હે પદબંધ એહમાંહાં, ઝમક તેર રસાળ;
હરજી-સુત કાહાનડ-પ્રભુ, ભક્તને વશ ગોપાળ. ૧૮

વલણ

ભકતને વશ ગોપાળ સ્વામી. સદા કરુણાકર હરિ.
કાહાનજીને રુદે નાર્યું, રેહેજ્યો સદા કાળ નેહ ધરી. ૧૯/૩૪૫

---

૧૯. આખ્યાન મયૂરધ્વજનૂં સંપૂર્ણ ॥ આખ્યાન ॥ ૧૨ ॥

## ૧૩. વીરવર્માનું આખ્યાન

*કડવું ૧ લું—રાગ કેદારો

શ્રીદામોદરજી સ્વામી, તમ ચરણકમળ મસ્તક નામી,
પામી ને હરખે સ્તવૂં જશ હરિ તણા રે.
ઢાળ—શ્રીનરહરિના ગુણને સ્તવિએ, વંદી ગુરુજીના પાય.
કોટિ કલ્પના કલિમળ ત્રાસે. નામે મન શુદ્ધ થાય.
તત્વ નામ ત્રૈલોક્ય પ્રભુનૂં, યત્નમાર તે નામ.
નામ—જપે નાહ્યા તીર્થ સર્વ, વ્રત તે નામે ઉદ્દામ.
નામ જપંતાં મન શુદ્ધ થાયે, મહા જીવ પાવંન.
સાધન એહ તેહ નર નારી, જે ભજિઆ જુગજીવંન.
સૂતાં બેઠાં પાયે ચાલતાં,¹ રસનાએ , હરિગુણ કેહે.
નામે કરીને અર્થ કામ મોક્ષ ફળ, ચ્યાર પદારથ લેહે.

---

* ૩ જા કડવાના અંત સુધી દરેકને 'ઝમક' કહેલ છે; ૪ થાને અંત 'કડવા ૪' એમ લખેલું છે, વળી આ આખ્યાન પૂરું થાય છે તે ઉપરી કડીઓમાં '૧૬ કડવાં' નું કહ્યું છે, તેથી કવિને 'કડવું' ઇષ્ટ માની પહેલાં ચારેને પણ 'કડવું' થી અહીં નોંધ્યું છું.

૧. હવે આખ્યાંન વિરવર્માનું કેહેવારો

નામે કરીને વાધે ગર્જના, ઊંચું રે આસન પામે.
જે હરિનામ તણો રે સ્નેહી, તેહેને સહુકો મસ્તક નામે. ૬
હવે **શ્રીમહાભારથ–અશ્વમેધ જે, વીરવર્મા–આખ્યાન.**
પાંડવ કેરો હય બાંધ્યો તેણે, રણ્ય આવ્યા ભગવાન. ૭
જૈમુન્ય કેહે છે જન્મેજયને, એહ પ્રાક્રમ–વિસ્તાર.
કર્મકાંડની માંહે કથા છે, તે તમને કહું સાર. ૮
એહ કર જોડી પાય નમી કેહે, જન્મેજય રાજંન:
ઉત્તમ કથા મુજને સંભળાવી, જીવિતવ્ય માહારૂં ધન્ય. ૯
રત્નપુરથી એહુએ હય મેહેલ્યા, એહ કથા કોહો, સ્વામિ.
પરિક્ષિત રાજાનો સુત બોલિયો, ચરણે મસ્તક નામિ ૧૦
જૈમુનિ કેહે: સુણો, પરમ સુભાગી, શ્રીહરિ કેરા દાસ;
યુગ્મ હય પૂજીને મેહેલ્યા પ્રીતે નિશ્વાનામ. ૧૧
નિલવટે પત્ર મનોહર બાંધી, પૂજ્યાં અંગોઅંગ;
મયૂરધ્વજને ઘેરથી મેહેલ્યા, પિતા–પુત્ર બે સંગ્ય. ૧૨
ચતુરંગ દળ કેડે ચાલ્યૂં, અર્જુન કેવળ બ્રહ્મ,
અનેક બળિઆ સુભટ સંઘાતે, જેહેનાં બહુ પ્રાક્રંમ. ૧૩
ચોહો દિશમાંહાંથી દળ ચાલે છે; વાજિત્ર વાજે પ્રૌઢ;
તે દળને જે નિરખે આવી, તે થઈ રેહે દિગમૂઢ. ૧૪
શ્રીભગવાન–સંઘાતે અર્જુન શોભા પરમ વિરાજે.
તે દળ આગળ્ય શંકર સુરપતિ દેવ તણું દળ લાજે. ૧૫
હવે તોરંગ ચાલી તાંહાં પોહોતા, સારસ્વતપુર એક જાંહ
વીરવર્મા એક શૂરશિરોમણિ રાજ્ય કરે છે ત્યાંહ. ૧૬
તેહેને નગરે જૈ પોહોતા; તે કેહેવો છે ભૂપ?
નગર સર્વને સખા મિત્ર સુત; દળનૂં કેહેવૂં રૂપ? ૧૭
મણિ જડ્યૂં તે નગર વિરાજે, સુવર્ણ ઘણા અવાસ.
વિષ્ણુભક્તિ સહકોને વલ્લભ, કૃષ્ણ–ચરણના દાસ. ૧૮

તેહ નગરમાહાં જરા ન પેસે, અકાળે નાવે મરણ.
ચ્યોહો પગે ત્યાંહાં ધર્મ, સંપૂરણ એહેવું રાય-આચરણ. ૧૯
એકે રોગ દેશમાંહે નાવે, મોટી એહ કૃપાય.
સંયમનીનો ધર્મ રાજા તે જ્યામાત્ર છે ઘરમાંહ. ૨૦
તે માટે તે રાજા મોટો, તેહેનું ઊપરચ્ય શીશ;
પણ તે મોટો ભક્તરાજ તે અંતરલય-જગદીશ. ૨૧
સેન્ય સબળ યોદ્ધા છે સાધક ધનુર્વિદ્યાના ભેદ.
તે રાજા સંઘાતે પરદળ કોય કરે નહિ છેદ. ૨૨
કેટલા યોધ નગર આગળ્યે તે હયવરને નિરખે.
અશ્વમેધના ઘોડા જોઇને મંન સંઘાતે હરખે: ૨૩
'અશ્વમેધ કોણ યજ્ઞ કરે છે? અજ્ઞાની કો મોટો!
'આંહાથી અશ્વ બાંધ્યા નવ્ય છૂટે; યજ્ઞ આરંભ્યા ખોટા. ૨૪

વલણ

'યજ્ઞ આરંભ્યા ખોટા રે;' દોરી રાય પાસે જૈ રહ્યા.
ઘોડા દેખી જોધ સઘળા યુદ્ધને સાંમ્રત્ય થયા. ૨૫

## કૈડવું ૨ જું—રાગ રામગ્રી

તે રાજાને મંત્રી ચ્યાર જી,
તે બળિઆ ઘણું, બુધ્ય અપાર જી.
મન નામે તાંહાં મંત્રી બોલાવ્યો જી,
પત્ર હયનાં ગ્રહી રાય કહ્ને આવ્યો જી:
'વાંચો પત્ર ને કોણ નરેશ જી?
કયમ હય આવ્યા આણે દેશ જી? ૧
ઢાળ—'કયમ દેશ ઓળંઘી આપણો અશ્વ કેહી પેરે જાય?
'જૂઓ, કોણ લખ્યા છે પત્રમાંહાં હરિ; હશે કો રણભાય? ૨
'ભાઇઓ, તાં કૌતયક નથી દીઠું, હય મેહેલ્યા છે જોડ્ય.
'સાથે બેહૂ અશ્વમેધ જાત્યા તણુ એહેને કોડ. ૩

'એ અશ્વ બધાની નગરી પાગ આવ્યા મેણે કામ્ય
'શણગાર એહેના ઉતારી હવે અશ્વ ગ્રાહો ગમ્ય' ૪
મંત્રી કહે છે 'રાયજી, હવે પત્ર સુણિએ ! એહ
'માહે કૌતક સમગ્ર લખિઉં, સાંભળોને તેહ ૫
'પત્ર ઊપરે જે લખ્યા છે—મધાતે ભગવાન
'એ તો કૌતક સમગ્ર ભામ, સાંભળો, રાજન' ૬
જૈમુનિ કહે છે રાયજી, તેહેને ધર્મ છે જ્યામાત્ર
તે માટે દૂકે ઘણું, બ, બને ભરિયા ગાત્ર ૭
ઊપર હોયે બળિયા તણુ, તેહના ધરાએ ન છમે ચરણ
અભિમાને હોડે આવરયા, હવે કોણ પમાડે મરણ? ૮
હીણ-બૂધ્યના મન તણા તે એહેવા હોય વિચાર
પાડવને શિર નાથ ગાજે, તેના મણ ગ્રેહ તોખાર? ૯
'હસ્તિનાપુર તણી—રાગા કહે પાચ પાંડવ વીર,
અર્જુનની જોડે મન એક છકા શ્યામશરીર, ૧૦
'અશ્વમેધ તેણે આરંભીને મેહેલ્યો છે તેણે વાજ્ય
'મઘાતે રાજા ઘણા અર્જુન-રક્ષ્યા કાજ, ૧૧
'પ્રદ્યુમન કુઅર સઘાતે કૃતવર્મા ને અનિરુદ્ધ,
'સાત્યકી યાદવ મહામળિઓ મેઘનણ મહાબુધ્ય ૧૨
'કર્ણકુઅર વૃષકેત માંથે અનુશાલ્વ છે દૈત્ય
યૌવનાશ્વરાય સુવેગરા, ઊગ્યા જ્યમ આદિત્ય ૧૩
'નીલધ્વજ હસકેત બળિઓ અશ્વાહનરાયે,
'મયૂરધ્વજ ને તામ્રધ્વજ એ તો લખ્યા છે માહ ૧૪
'ત્રૈલોક્યમાહે એક અર્જુન, તે તણા રખત,
'બળિઓ હોય તે એહેને બાંધ અ પારથ આણે અત ૧૫
'બનહીણ હોય તે નમે ચરણે ધન સેન્ય સઘાત
'બળિઓ બાંધે અશ્વને, રણે યુદ્ધ કરે ભલી ભાત' ૧૬

એહેવું સુણતાં રાય કોપ્યો, બહુ ચઢી છે રીસ:
'અરે, અશ્વ બાંધો હામે જઈ; ભલે આવિઆ જગદીશ. ૧૭
'આજ યુદ્ધ રણ વિષે કરવૂં; આ યોધ સઘળા સંગ્ય;
'માર જઈ એહેવો કરો, જે પમાડો દળ ભંગ.' ૧૮
મૂંછે વળ ભરી બોલિઓ: હવે અશ્વ આવ્યા હામ્ય.
'આજ રણ જે રચૂં એહેવૂં, જે સુર જૂએ સંગ્રામ.' ૧૯
ઊઠ્યો આસન થકી તે; સબળ નાંખે હાથ;
પોતા તણો તાં વહારીને સજ્જ કર્યો છે સાથ. ૨૦
યોધે સઘળા સજ્જ થયા, તાંહાં સજ્જ થયો ભૂપાળ.
તે વીર દીસે વાઓના, જ્યમ વન દાવાનળ કાળ. ૨૧
તેહેને દેખી પાંડવ કેરા યોદ્ધા હતા જેહ,
તોરંગ સોંપી પાર્થને જે જાણું કીધૂં તેહ. ૨૨
તે સાંભળી ચતુરાગ દળશુ કુંતીનંદન એવ
અશ્વ હંકારી આવિઆ રણ મધ્ય શ્રીકૃષ્ણદેવ. ૨૩
ધરી સર્વ કંપિત હવી; ગજ અશ્વ રથના થોખ.
તે સૈન્ય દેખી ધસી આવ્યા સર્વ લોકાલોક. ૨૪

**વલણ**

સુર નર મુનિજન સર્વ તાંહાં જોવાને આવી રહ્યા.
અર્જુન કેરૂં સૈન્ય દેખી સર્વ લોક આશ્ચર્ય થયા. ૨૫/૫૦

**ઝમક ૩ જું–[રાગ એ જ], હંસનંદન તાલ**

પાંડવસૈન્ય જોવા મળ્યા જન તાંહાં સર્વ કોય.
સૈન્યઘટા–રંગ જોઈને સહુ આશ્ચર્ય હોય. ૧
ભદ્રજાતિક દંતી ઘણા, રથ જડિત–સુવર્ણ,
મણિ જડિઆ ઝળકે ઘણું, જાણે રવિકિરણ. ૨

અનેક તોરંગ અભિનવા, તેહેના બહુ રંગ.
આયુધ લાગાં શોભિતાં, સુર સરખાં અંગ. ૩
પાળા, આગળથ શોભિતા, જેહેવા અસવાર,
વાજિંત્ર વાજે અભિનવાં, દળનો બહુ ભાર. ૪
ધ્વજ ફરહરે અભિનવી, બહુ ચમર ઢળાય.
અર્જુનના મુખ આગળે બહુ માંગણ ગાય. ૫
કૃષ્ણાગર મેહેકે ઘણાં ચૂઆ ચંદન વાસ;
કુસુમ ટોડરે કસ્તૂરિકા, મન પામે ઉલ્લાસ. ૬
પવન થકી તે તેલ વાસના તે તો ચાલે દૂર;
મહુ જોઈને રીઝિઆ, તે દળનૂં પૂર. ૭
એણી પેરે આવી રહ્યું અર્જુન-દળ તાંહ.
હવે વીરવર્મા યુદ્ધને ચઢ્યો પુરમાંહાંથી આંહ. ૮
સૈન્ય અસંખ્ય તેહ તણું, બહુ વીરે વીર;
જાણે સાગર સિંધુમાંહાં લેઈ ચાલ્યો નીર. ૯
સૈન્ય સપાયત સર્વશં વાગાં નિશાણ.
રણમાંહે દળ આવિઆ કોણ રીત્ય પ્રમાણ. ૧૦
એમ રણમાં આવી રહ્યો બહુ દુંદુભિ-ઘોર.
શંખ તણી ધૂન્ય અતિઘણી, સિંહનાદના સોર. ૧૧
અધિપત્ય સંયમની તણો આવ્યો બળવંત,
મૃત્યુ કરી મુખ આગળે સંગે રોગ અનંત. ૧૨
છત્ર તણી સંખ્યા નહિ, ધરિઆં રોગરાજ;
દળ લેઈ આવી રહ્યો રણ જીતવા કાજ્ય. ૧૩
દળ સપરાણું નિરખિઓ, અર્જુન કેહે: 'નાથ;
'રોગદળ લેઈ આવિઓ, જ્યમ મોડે સાથ. ૧૪
'આ પાંચ સુભટ મોંહોં આગળે એહેનાં કોણ નામ?
'કારણ' કહો એ પ્રભુનૂં, કેહેવો સંગ્રામ.' ૧૫

કૃપાનાથ એમ બોલિયા: 'સુણો, અર્જુન' વાણ્ય;'
'પાંચ કુઅર રાજા તણા;' કેહે સારિંગપાણ્ય. ૧૬
'નામ સુનોકી સુત વડો રાયને, અર્જુન.
'સરભ તેથી લઘુના સહી, તેહેનું ધિર્ય મંન. ૧૭
'કુવલ નામ ત્રીજા તણું;' એમ કેહે ભગવાન:
'સરળ ચોથાને જાણિએ; યુદ્ધમાંહાં સાવધાન. ૧૮
'નીલ નામે તે પાંચમો, એ તો પાંચ પુત્ર.
'એ વિદ્યાવંત બાણાવળિ; એહેનાં યુદ્ધ ચરિત્ર. ૧૯
'યમમાલણી નામે સુતા રાજાને એક;
'અર્જુન, સાંભળો તેહ તણી કહું બુદ્ધિ વિવેક. ૨૦
'કન્યાકાળ જાહારે થયો તાહારે પૂછ્યા તાત:
'કાહો તો સ્વયંવર કીજિએ; ધન દીજે હાથ; ૨૧
'કાહો તો જોઈને તેડિએ, કો ધેરય રાજાન,
'માતપિતા કેહે બાળને: દીજે કન્યાદાન. ૨૨
'તનયા ત્યાહારે એમ વદી: તાતજી, અવિધારો.
'સાધવી નામ ધરાવતાં ધર્મ ન રેહે માહારો. ૨૩
'અતિ કાયા મેહેલતાં યમ આગળે જાવું.
'તેહેને પરણી,' તાતજી, સાધવી કયમ કાહાવું? ૨૪

વલણ

'પતિવ્રતાનો ધર્મ ન રેહે; કેહી પેરે કાહાવું સતી?
'જો વરું તો ધર્મરાયને; તાત, તમ કહું વીનતી. ૨૫/૭૫

કડવું ૪ થું—રાગ મારુણી

શ્રીકૃષ્ણ કેહે 'અર્જુન, સુણો; તે સાધવીનો મહિમા ઘણો.
'તેહ તણો ભાવ અંતરમાંહાં એમ સહી રે ૧
ઢાળ—'અંતરમાંહે બિરદ તેહેને એહવું
જેણી પેરે 'સતી' કાહાવું રે.
'સહુકો જાણે જે પરમ સાધવી, આચરણ એહવું લાવું રે. ૨

'જો રે વરું તો સંયમનીનો અધિપસ; ગાન,વીનતી માહારી રે.
'નહિ તો ચતુરાનનની સુતા સરસ્વતી તે કેમ રહી કુંઆરી રે?' ૩
તાત કહે છેઃ 'સુણો, પુત્રીજી; એવડું બિરદ ન ક્યમ કીજે.
"કોય યોગે માનુષી પામે કન્યા, કન્યાદાન જો દીજે. ૪

'વેદવિયોગતિ એક પુત્રીનૂં જો દેવાએ કન્યાદાન,
'સપ્ત દ્વીપવતી મેર સંત્રાતે પુણ્ય તેહ સામાન્ય. ૫
'વળી,સુરના ભોગ સકળ તે પામે બ્રહ્મસદનનો વાસી.
'વિહિવા એક સુતાનો કીધે યમના ટાળે ઉદાસી. ૬
'યજ્ઞ યાગ બહુ વ્રત ઉદ્યાપન તીર્થ જઈ તપ કીધે,
'તે ફળ સર્વથિં અધિક જાણવૂં કન્યાદાન એક દીધે. ૭

મહાપવિત્ર સદાનૂં નિર્મળ પરમ પાવની હોય,
'આટલા પાછૂં એમ કરીને યમને વરિયૂં કોય?' ૮
વાક્ય સુણીને તનયા કહે છેઃ 'યમ તમ મંદિર આવે,
'કન્યાદાન, તાતજી, તમ્હે આપો, જેણે કરી તમ ભાવે. ૯

'એહેવૂં તપ કૈ સાધૂં ધર્મનૂં, બાંધૂં નિવડ આસંન.
'થોડા કાળમાંહાં સુણો, તાતજી, મુજને થાએ પ્રસન્ન. ૧૦
'સેવા કરૂં યમની બહુ રીત્યે તો 'યમમાલ્યણી' કેહેવાઊં.
'દેવહૂતિ રેણુકા અનસૂયા હૂં તમ જોતાં થાઊં. ૧૧

ધર્મકામ નામે વન કેહે તાંહાં જઈને તપ માંડયૂં.
ધ્યાન ધરી યમનૂં તાંહાં બેઠી; અન્ન ઉદક તાંહાં છાંડયૂં. ૧૨

ધિર્યપણું આણી ત્યાંહાં બેઠી, અંતરમાંહાં વિશ્વાસ.
કૃપા કરીને ધર્મ આવિઆ થોડા દિવસમાંહાં પાસ. ૧૩

માંગ્યૂં તે વરદાન આપિઊં, યમમાલ્યણીને વરિઓ.
કન્યાદાન આપે તે રાજા, ધર્મ સંગ્ય ઊચરિઓઃ ૧૪
'સ્વામી, કોયક કાળને જ્યોગે કહીં કરવો પડે સંગ્રામ,
'સૈન્ય તમારૂં સંગ્ય લઈને અમ પૂરજ્યો ચિત્ત હામ. ૧૫

'સત્ય વચન ધર્મેં દીધું છે, તે માટે આજ આવ્યો.
'આ છત્રે છત્ર દીસે દળમાંહાં, એ રોગ સંગાતે લાવ્યો. ૧૬
'આયુધ વિના એ રોગે મારે; એહેને ન જીતે કોય.
'આસન ધર્મ તણું છે મોટું, મરણ સાધ્ય જેહેને હોય. ૧૭
'બ્રહ્મા દેવ શંકર રુખિ સર્વજન તેહેનાં આયુનાં જાણે માન.
'મરણ રોગ એહેના મુખ આગળે મારવાને સાવધાન, ૧૮
'આ લીલી નસો ને સૂકો શરીરે, સંકોચ સઘળી ખાલ.
'પીળાં નેત્ર ને પાંપિણી પાખે ત્રૂટીને ગૂંગ્યા ગાલ. ૧૯
'સૂકાં હાડે નેરસ છે એહેનાં, રંગ પીળો પેટ પાખે.
'દુઃખે ઓંખારી મુખમાંહથી જ્વાલ (?) જોને નાંખે. ૨૦
'મલિન વસ્ત્ર છે અંગ એહેને, ચમર ફરે છે શ્યામ.
'પીળી ધ્વજ મુખ આગળે ધરી છે,'ખઇ રોગ' એહેનું નામ ૨૧
'ધાતુક્ષય, એ સર્વમાંહાં મોટો એ રોગરાજ.
'પાપ થકી રે શરીરે ભેદે.' પાર્થને કહે મહારાજ. ૨૨
'આ ઉધરસ સસણી બાઈજે મૂર્છા કોશર ટાળી દેખો.
'આ શ્વાસ કાસ લિટાંટિઓ આગળ્ય કુટંબ એહેનું પેખો. ૨૩
'હિક્કા શ્લેષ્મા ભ્રમર ભગંદર પાંડુ ગુલ્મ લોહીસાર,
'અરચોળ્ય પીહો ઊંદરિઓ આગળે હરસ વિષમ-ગતિ માર. ૨૪
'રગત-પ્રવાહ ને શળ સખળગતિ શીત રગતપિત્ત ને કોઢ,
'વાયુ વિષૂચિકા વાત પિત્ત,આ પ્રમેહ વિષમ, નહિ જોડ્ય. ૨૫

વલણ

'પ્રમેહ વિષમ, નહિ જોડ્ય રે, એ કુટુંબ ધાતુક્ષય સહી.'
અર્જુનને ભગવાનજિએ રોગ દેખાડ્યા મહી. ૨૬/૧૦૧

૨૦. જ્વાલ (?)=સંભવ છે કે 'બળખો' અર્થ હોય.

## કડવું ૫ મું–રાગ ગોડી, ચોપૈ

'કર્કરમગરો મંગ્રહણી અતિસાર, હર હરસરુઆનો દારુણમાર.
'વાયુ વમન ને વ્યથા પાર પ્રલાપ રેચક મૂત્રકૃચ્છ માર. ૧
'રગત ખડ શીતજ્વર બળી, કર્મભોગ તન્ય આવી મળી.
'રોગ તણો તે બહુ પ્રકાર, તેહ તણો તે અસંત માર. ૨
'જ્વર વેલા જ્વર તરિયો તાવ, ચોથનારિઓ એકાતર ભાવ.
'કાળજ્વર ઉગ્ર મહાકાળ, એકમ જ્વરો મહાવિખ વ્યાળ. ૩
'પક્ષાવાત જાહાનુઓ જોય, હાડ ગભીર કર્ણંક મગ્યે હોય,
'કફમળા વિસ્ફોટક રોગ એ અંગ્યે પામે કર્મવિભોગ. ૪
'પ્રમેહ સન્નેપાત એ ઘણા દારુણ રોગમાંહાં નહિ મણા,
'રોગરૂપ સર્વ યોધ જ હોય, જૂઓ સેન્ય સંયમની સોય. ૫
'આંતરગત જે વિકલધા વ્યાધિ, નાળકર સોજા ને સાધી,
'તે ક્ષણ ટાઢે હડહડે ઘણૂ, પચ તાવ મૃત્યુ લાગે ઘણૂ. ૬
'આદોરગીની કળતર શીસ્ય, મુખપાક ક્રોધ ગડુ શીશ,
'રમોળી ગડગૂમડ ગૂત્ય, આ ખસ પકન કરે અવધૂત. ૭
'મહાકર્ય પાકુ સુખપાક નાસૂર પીનસ પડતૂ નાક,
'કૂબા વાખધી ને એકચક્ષ, અધ રાજા મૂગો આમખ્ય. ૮
'લુલમરાજ પગૂ ને ખોડચ, બેહેરો રોગ ન પૂછ્ડ જોડચ.
'વરાષ્ય અષ્ટોત્તર શત રહી કાળયોગ્યની આગળ સહી. ૯
'મરણયોગ્યની આગત્ય મૃત્યુ, અનાગાગની જોડે અસત્ય
'મહા ભયાનિક રળતી રીત્ય દેખી રૂપ થઇએ ભયભીત્ય' ૧૦
શ્રીકૃષ્ણ કેહે 'સાભળે તૂ વીર, એગણમાહા મન નવ્ય રેહે ધીર.'
તવ કુતીસુત નમિઓ પાય 'કૃપાનાથ, કોહો, વૈકુંઠરાય ૧૧
'કોહોને અગ્ય ન ભેદે એહ કર્મ–રોગગતિ સઘળી જેહ?
'કોણ કર્મે કોણ પામે રોગ? થાય નિવારણ ને કોણ યોગ? ૧૨
'રોગ નદીઠા દારુણ–રૂપ, એ મજને કોહો સત્ય સ્વરૂપ'
શ્રીકૃષ્ણ કેહે 'સુણિએ, અર્જુન, પાપમતિને આવે તન્ય. ૧૩
'એ સવિતા અરુણ તણો સવાર કર્મવિપાકી કેરો સાર,
'જેહેવૂ પૂર્વજન્મનૂ કર્મ, પામે ભોગ કર તે મર્મ. ૧૪

---

૧. અહીંથી આ પૂર્વના જમક માટે 'કડવા ॥૪॥' એમ 'કડવુ' નિર્દેશ્યુ છે

'માતપિતા ગુરુ દ્વિજની કાય, ક્રોધ કરી જે મેલે પાય,
'તેહને ગઢરોગ જાણજો. તેહનો જન્મ નીચે કુળ હુઓ. ૧૫
'આન નદીનો સંગમ જાંહ, નાહે ખટમાસ રહીને તાંહ,
'નિશરાત્રિ, વ્રતને આચરે, એક સંવત્સર સૂધી કરે, ૧૬
'જવતિલ ભક્ષણ કરીને રહે, જપે શ્રીહરિ સદાશિવ કહે,'
'ધેનુ કપિલા આપે એક, વ્રત ઉદ્યાપન કરે વિવેક. ૧૭
'રાત્ર દિવસ શિવ જપતાં જાય, કર્મ ટળે કુળ ઉત્તમ થાય,
'પંગુ પાએ કે હાડ ગંભીર; કહું રોગ સુણો, અર્જુન વીર. ૧૮

'વૃષભ નીલ કેરું જે રૂપ, તે શંકરજી કેરું સ્વરૂપ,
'ચરણ તેહને ઘાય મેલે જેહ, હાડગંભીર પંગુ થાયે તેહ. ૧૯
'ક્ષિપ્રાવની નાહે ખટમાસ, બ્રહ્મચર્ય ને રહે ઉદાસ,
'મહાકાળેશ્વર પૂજે શરીર, પયધારા વેદોગતિ નીર, ૨૦
'અનેક-કુસુમ ચંદન ગતિ ઘણી, ભક્તિ કરે એમ શંકર તણી,
'નીલોત્સર્ગ—વિદિવા આદરે, દ્વિજ પોખે વિધિ ભોજન કરે, ૨૧
'એહ રોગનું પાપ વિધાન;' અર્જુનને કહિ શ્રીભગવાન.
'શ્વાસ,રોગ ધાતુક્ષય ધીર, હિક્કા સમણી ભગંદર વીર, ૨૨
'ઊંદરિઓ ઉધરસ સન્નેપાત, પાપ રોગ દારુણ એ ઘાત.
'બધવ ભગની કેરો માર, અસ્ત્રીહત્યા, વિખનો પાનાર, ૨૩
'એનરોગ પ્રગટે તેહની કાય, નહિનો વિમન રોગ મહા થાય.
'અન્ય ઊંદરિઓ ઉધરસ હોય, કૂંભીમાર તે સમણી જોય. ૨૪
'ગર્ભવતીને કરે પતંન, ગુલ્મ રોગ ભગંદર તંન.
'હિક્કા શ્વાસ સબળ તેહને, બાળહત્યા સ્ત્રીહત્યાયે જેહને. ૨૫

વલણ

'એણે પાપે એ રોગ આવે, ટળ્યા કેવરી વિધિ કહું.
'કર્મે કર્મ એ તાં બંધાય, એહથી હું અગનો રહું. ૨૬/૧૨૮૭

## કડવું ૬ ઠ્ઠું—રાગ રામગ્રી

જૈમુનિ બોલ્યા : સુણ્ય, રાજન રે, અર્જુનને કેહે જગજીવન રે,
એણે પાપે એ રોગ આવે રે, જયેણી રીતે રોગ સધાવે રે. ૧
ઢાળ—સધાવે રે રોગ હવે તાંહાં, તે કહું હું મર્મ.
તેહેને અંગે ભેદે નહિ જો આચરે એ ધર્મ. ૨
કૃચ્છ્ર ચાંદ્રાયણ વ્રત કરે, યવ ચાંદ્રાયણ, જેહ,
અષ્ટ મહા દાન આપે જ્યુગતશું, શુદ્ધ કરે તેહેની દેહ. ૩
રેવાન્તટિ રેહે સહસ્ત્ર કુળ, શંકર પૂજે નિત્ય,
હવ્યાન્ન અન્ન અકેન પાળે, બ્રહ્મચાર્ય રેહે ભયભીત્ય, ૪
ભૂમિસેન્ય, મુખે 'શિવ શિવ' જપે, એમ કરે સંવસ્થર ત્રણ્ય,
દશ ધેનુ કપિલા તરુણ આપે, દક્ષિણાયે સોવર્ણ, ૫
અર્ધ જળ રહી રેવા તણે, ઊપરે દાસી દાન,
સહસ્ત્ર દ્વિજ ભોજન કરાવે, ભૂષણ વસ્ત્ર સંમાન્ય, ૬
એટલા રોગનું નિવારણ એણી પેરે કર્મ મૂકાય.
હવે મહાપ્રમેહ ને હરસ, નપુંસક, કહું રક્તપ્રવાહ, ૭
વાંઝિઓ વિસ્ફોટ પાંગળો અને હોએ જે અંધ,
પાંડુ કર્ણક એકચક્ષુ, એ રોગ એક સમંધ. ૮
કર વિના મુખપાક પીનસ, બોબડાનો બોલ,
એ રોગ સઘળા એક કર્મે, પાપ નહિ એહ તોલ્ય. ૯
ભ્રાત બંધુ માતુલા નારી કુટુંબ જાયા જણ્ય,
ગુરું તણી નારી અપર માતા કામકળા મન્ય આણ્ય, ૧૦
બ્રાહ્મણી ભગની અન્ય નારી સંગ વાંછે ભોગ,
ઘાત પાત ચૌર્ય કર્મે એહ પામે રોગ. ૧૧
ગર્ભપાત કરતા, પશુ હણતા, તે વાંઝિયા વૃદ્ધળ રૂપ,
વિશ્વાસઘાતે જે હણતા, કર વિના તેહ સ્વરૂપ, ૧૨

‘એટલા કર્મનું નિવારણ એણી પેરે થાયે, વીર,
‘પ્રદક્ષિણા મેદનીપર, સર્વ તીર્થ નાહે નીર. ૧૩
‘શાસ્ત્ર સઘળાં સાંભળે, વળી તપે આળે કાય;
‘કાલાષ્ટમી વ્રત કરે, વિધિગતિ પૂજે શંકરરાય. ૧૪
‘વ્રતનું ઉદ્યાપન કરે, બ્રહ્મપુરી આપે માન,
‘બહુ દ્વિજ ભોજન પંચામૃતે હવ્ય દક્ષણા હાથ્ય, ૧૫
‘જ્યોતિર્લિંગ છે જ્યાંહાં શિવ તણાં ત્યાંહાં કરે જૈને તપ,
‘રોગ કર્મ જાએ અંગથી; એ કહ્યો સાધન ખપ. ૧૬
‘પિત્ત પાંડુ ને એક રક્ત-કોઢી, રક્તપિત્ત જેહેને અંગ્ય,
‘વળી ગરુણ સઘળા રોગ પામે બધિરતાને સંગ્ય. ૧૭
‘વળી પક્ષાઘાત ને [illegible] થાયે જેહેને રોગ,
‘તેહ કેરા કર્મનો [illegible] સાંભળો, અર્જુન, ભોગ. ૧૮
‘દેવ દ્વિજ ગુરુ સંતાન માતા ધેનુહત્યા જેહ,
‘કન્યાવિક્રય સોવર્ણ-હર્તા, રોગ પામે તેહ. ૧૯
‘હરિકથા કીર્તન, ભમે તીર્થ, ત્રવેણી જે નાહે,
‘પ્રયાગ યમુના સરસ્વતી ગંગામાંહાં અંગ અવગાહે, ૨૦
‘કાશીમાંહાં તિલ કુસુમ નાના સર્વ પૂજે લિંગ,
‘પય કરે પ્રાશન દીન થૈને, શુદ્ધ રાખે અંગ, ૨૧
‘દશ જન્મ સેવે શિવપુરી વિશ્વનાથ-પૂજા પ્રેમ,
‘પછે પયોવ્રતને આચરે, અગ્નિનારાયણ એમ, ૨૨
‘બ્રહ્મપુરી ધેનુ ને ધરા દાસી કનક રથ તોરંગ,
‘અષ્ટ મહાવિધિ દાન આપે, કરે રોગનો ભંગ. ૨૩
‘સહસ્ર દશ વિપ્રને આપે નાનાવિધિ ભોજન,
‘એમ કરતાં રોગ જાએ; સાંભળો, અર્જુન. ૨૪

વલણ

‘સાંભળો, અર્જુન રે, એ પાપ તોડે છૂટે નહિ.
‘એ પુણ્ય કેરા પ્રભાવે રે રોગ જાવા કેરી વિધિ કહી. ૨૫/૧૫૫૨

## કડવું ૭ મું—રાગ [એ જ]

જૈમુન્ય કે'કે: સુણો, રાજંન; જીવિતવ્ય તાહારે ધન્ય,
મહા, રોગ મહા પાપથી આવે સહી રે. ૧
ઢાળ—પાંમે રોગ મોટા એણ્યે પાપે, તેહેનૂં વિધાન જને થાએ,
દેહદમન જપ તપ પુણ્ય કરતાં કર્મ થકી મૂકાય. ૨
અનુક્રમે સઘળાં વ્રત કરતાં એકે રોગ ન આવે;
વ્રત-ઉદ્યાપન દેહદમનથી સઘળાં કર્મ સધાવે, ૩
હવે અર્જુન કેહે છે: 'કૃપાનાથજી, વાયુ-વ્યથા ને અતિસાર,
'કર્ક સંગ્રહણી સદા નિરંતર કોકોજી ભ્રમ-પ્રકાર. ૪
'ત્રિયો તાવ ચહે કોણ પાપથી, શીત જ્વર? કોહો, સ્વામી.
'કોશ તણી મૂર્છા એ પામે? પૂછું, સુરતક નામી.' ૫
'પુત્રી ભગની બ્રાહ્મણનૂં ધન છેતરી લે જેહ,
'તેણ્યે પાપે કોશવાહિની સૂંઝે પામે તેહ. ૬
'ત્રિયો તાવ ચહે તે પાતકે જારવંતીનૂં ધંન,
'ચોરી કર્મ કરે, લંચાનૂં જેહ કરે ભોજંન, ૭
'ત્યાગ કરે તાત જનુની કેરો, ત્યાગ કરે નિજ નારી,
'દીન અનાથ સાધુને પીડે. તે જ્વર । અધિકારી. ૮
'ભ્રમ કર્ક અતિસાર સંગ્રહણી રગતવમનનૂં પાપ,
'આંતરદાહ આંતરગળ ઝૂએ પાવકની પેરે તાપ, ૯
'ચોરી કરે ધંન મહા તીર્થમાંહાં. મારે છળે, વિખ પાય,
'ભ્રમ રોગ તેહને કર્ક સંગ્રહણી, રુધિરવમન મુખે થાય. ૧૦
'વૃષભ અશ્વ બાળક ને કન્યા કરે તેહેનૂં હરણ,
'શ્વાસ રોગ અંતરગળ કેરો તેહને થાએ આભરણ. ૧૧
'એટલા રોગ, કહ્યૂં તેહેનં પાતક એણી પેરે છૂટે સત્ય,
'સોમનાથ જે પ્રાચી માધવ સેવે સારસ્વતી અત્ય. ૧૨

'બિલ્વપત્ર દુર્વા દધિ સાથે કનક પુષ્પ બહુભાસ,
'ચંદન કમળ નાનાવિધિ કુસુમે પૂજા કરે મધ્ય ગાત, ૧૩
'એક અવસ્યગ જ્યોતિર્લિંગ તે સેવે સોમનાથ,
'અષ્ટ મહા દાન તિન સધાને આપે દ્વિજને હાથ, ૧૪
'દક્ષિણા દશ વેદ-વિદ્વાનને રૂપે આપે ગાય,
'સહસ્ર દ્વિજને ભોજન આપે, તે તો કર્મ મનાય. ૧૫
'સકળ રોગ એ ધર્મ માને કર્મ થકી તન્ય વાવે,
'જન્મ થકી જે શાસ્ત્ર સાંભળે, તેણી ગતિ આવે, ૧૬
'વન શિવનૂ નામ જપે, શિવનાગે કર્યું શિવગાન,
'કથા શંકરની, ઓછવ શિવના, પૂજે વિધિ શિવગાત્ર, ૧૭
'દધિ પયધારા મધ ઘૃત સાથે અને શર્કરા સત્ય,
'વેદમંત્ર વિધિપૂર્વક પૂજે, પછી રુદ્રે એમ અર્ચ્ય, ૧૮
'શ્રાખાદિવિ ત્રિપત્રે, કુસુમ બહુ કનકપુષ્પ બહુ દુર્વા,
'અર્ક અગથિઓ કમળ તાડુન પરમ બકિલ એવા ૧૯
'કૃષ્ણાગર ચૂઆ ચંદન-ચર્ચિત ઉગ્ર આગની લીજે,
'નાનાવિધિના ભોગ મહાને એવી પેરે પૂજા કીજે, ૨૦
'મનને યોગ પેરે ગાળી કેરવૂ, શિવનો આતમ જાણ,
'તો સઘળા કર્મથી મૂકાય, રોગ નાશે તનમાંહ ૨૧
'એણી પેરે કર્મનિવારણ થાયે, ન ઠરે રોગ પ્રવેશ,
'સહુવિધિ વિપ્ર પંચામૃત પોખે, જાણી રૂપ-મહેશ ૨૨
'હોમી દ્રવ્ય સમર્પે શિવને એણી પેરે રેવે ઉલ્લાસ,
'સર્વ કર્મ રેહે તેહેના અળગા', એમ કેઇ વિશ્વાવાસ. ૨૩
'તે ઈંદ્ર તણા વૈભવને પામે અમરલોકનો વાસી,
'એણી પેરે શંકરની કરે સેવા, તે જમનો ટળે ઉદાસી ૨૪

વલણ

'તે જમનો ટળે ઉદાસી રે, અકાળ મૃત્યુ પામે નહિ'
શ્રીભગવાન અર્જુન સાથે કર્મ કેરી વિધિ કહી. ૨૫/૧૭૭

## કડવું ૮ મું—રાગ [એ જ]

હવે જૈમુનિ કે્ડે છેઃ રાયજી, રોગ કેરા યોગ,
સંકેતે એ તાંહાં કહ્યો, અર્જુનને ભોગ્ય. ૧
હવે રણમાંહેં દળ ગાજ્યાં એહ પાસાં જોડ,
કેહેવૂં રણ રહીને રચ્યૂં સુણો, ભૂપત્ય, તેહ. ૨
વીરવર્માં રણ્ય આવિઓ દળનો બહુ ભાર,
સંયમનીનો અધિપતિ એ તાં બળભંડાર. ૩
ચ્યાર સુભટ મુખ આગળે રાય ને પરધાન,
'મન' નામે મંત્રી વડો યુદ્ધમાંહાં સાવધાન. ૪
'હેજ' નામ બીજા તણૂં, ત્રીજો 'અતુલ' વીર,
નામ 'ભયાનિક' જાણિએ ચોથો રણધીર. ૫
મુખ આગળ રાયને એહ ચ્યાર પ્રચંડ;
યુદ્ધમાંહાં આયુધ શરનાં તે કરે શત ખંડ. ૬
પાંચ કુંઅર રાજા તણા શિર ધરિઆં છત્ર,
વ્યૂહ રંગાળાં તાહાં રચ્યાં, વાજે બહુ વાજિંત્ર. ૭
નામ 'સુતોળી' એકનૂં, બીજો તે 'સરભ,'
'કુવળ' નામ ત્રીજા તણૂં, યુદ્ધ જાણે સર્વ. ૮
'મરળ' નામ ચોથા તણૂં, 'નીલ' પાંચમો હોય,
વિદ્યાવંત બાણાવળિ એકેના નહિ કોય. ૯
સુંદર રૂપે ઝળહળે, યૌવનના તેજ,
દર્શન દેખી સર્વને ઊપજે મન્ય હેજ. ૧૦
પાંચે વ્યૂહ તેહેના જૂજુવા, મંત્રીના ચ્યાર,
એક વ્યૂહ રાજા તણો, એમ સૈન્ય અપાર. ૧૧
અધિપત્ય સંયમની તણો વ્યૂહ તેહેનો એક,
મૃત્યુ રચૂં તતપર થઇ; રોગનો નહિ છેક. ૧૨
શી શોભા દળની કહૂં? બહુ હાથી રંગ,
રથ મનોહર ઝળહળે ત્યમ હયનાં અંગ. ૧૩

તેહેવા , પાળા આગળે મધળાં આયુદ્ધ,
વીરત્વમાં એમ રણ્યે રચ્યો યુદ્ધ કરવા શુદ્ધ ૧૪
ઘોષ દુંદુભિના અતિઘણા તે વાજે એમ
મહા પ્રચેમાંહા ગર્જના હોયે માધવ તેમ ૧૫
ધ્વજા પતાકા ફરહરે, દળ દીસે ભંગ,
ધર્મ માટે રીઝી રહ્યા, મહુકો કેહે હન. ૧૬
એક ધનુષના ગણુને નિહાળતાં, એક ભાથા જોય;
એક મન્નાહ મભાળતા ખડગે દૃષ્ટિ હોય ૧૭
એક રેવતને ફેરવી રથ યુક્તિને જોડે,
ધનુષ-ટંકારવ એક કરે આહાવૂ નવિ હોઇ ૧૮
બગે ભગ્યા એક બોલતા 'કોણ અર્જુન, ભાઇ?
'દારુણ રોગ આ, આપણા મરણ માટે ધાઇ. ૧૯
'હાન્યરાજ્ય એણ્યે યુદ્ધ કરી મૂકાવ્યો તોરગ,
'એ નાશ જાશે આહા થકી મહ પામી ભગ' ૨૦
મહ કેહે 'એ એટલું કાય યુદ્ધ નહિ થાય
'આ ધર્મરાયના કોપથી મર્વ નાઠૂ જાય' ૨૧
એમ સુભટના મન વિષે છે એહેવો ગર્વ.
રોગ દેખી રીઝી રહ્યુ દળ તેહેનુ મર્વ ૨૨
ધર્મરાય તવ બોલિઆ 'સાભળોને, ભૂપ,
'દેખાડવા નારાયણ વિષે તમ યોદ્ધાના રૂપ ૨૩
'આ માહારે ગગન, દળ ન કરે પ્રવેશ.
'અર્જુન-રથે માન્યિ માહામા ન્વેશ ૨૪

વલણ

'અર્જુન રણમાંહા શ્રીનારાયણ, મૃત્યુ તાહા કયમ પરવરે?'
જૈમુનિ કેહે છે ધર્મરાજ આરત્ય અંતરમાંહા કરે ૨૫/૮૦૨

## કડવું ૯ મું-[રાગ એજ], ચોપાઈ

ધર્મરાય કહે: 'રથ લાવો, શીઘ્ર માહારે પાસે આવો.'
'દેખાડું હું તમને શૂર, જોજો અર્જુન, દળ મહાપૂર.' ૧
દળ દેખી પામીને ત્રાસ વીરવર્મા કહે યમ-પાસ:
'આ દ્વારકાં-દળ ગરૂડારૂઢ, સાત્યિકી કૃતવર્મા પ્રૌઢ. ૨
'સોરઠિયા રે અશ્વ નિહાળો, ધ્વજ ઉજ્જ્વળ પ્રભાને ભાળો.'
'આ કામ તણો અવતાર, જોઈ પુત્ર-શ્રીવિશ્વાધાર! ૩
'કસુંબી ધ્વજ અતિ રંગાળી, વિધાતાએ રૂપની લીહ વાળી.
'અનિરુદ્ધ કુંઅર આ દેખો, ધ્વજા અરુણ તણો રંગ પેખો. ૪
'કર્ણ કેરો કુંઅર વૃષકેત, ધરે અર્જુન શ્રીહરિ હેત,
'પતાકાયે વૃષભ છે જેહેને, યુદ્ધમાંહાં કો ન જીતે તેહેને. ૫
'અશ્વ પાગ જુએ નહિ ધરણ્ય, રૂપે રૂપ દાનેશ્વરી કર્ણ.
'મેઘાડંબર દેખો આ છત્ર, મેઘવર્ણ ભીમના પુત્ર. ૬
'ધ્વજ રત્નમે દિવ્ય સોહાવી, બળિયો મત્ય મહામાયાવી.
'અનુશાલ્વ અગ્નિ ધ્વજાય માયાવી કુંભ રણમાંહાં જીતાય. ૭
'આગળે નીલી ધ્વજ ધરાઈ, નીલકેત, એહેને અગ્નિ જમાઈ.
'એહેના કુંઅર માર્યો રે પ્રવીર,
માતા બળી જઈ જાહ્નવી-તીર ૮
'ગંગાજી પ્રેર્યા, દીધો છે શ્રાપ; બાણ કીધું પોતાનું આપ.
'બભ્રુવાહને અર્જુન માર્યા, વૃષકેત શ્રી નવા અવતાર્યા. ૯
'હંસ બેઠો ધ્વજ પરિ જેહ ચંપકપુરનો ભૂપતિ તેહ.
'ધ્વજ પીળી આગળ્ય આ કેડ, રાક્ષસનો અધિપતિ સેહે. ૧૦
'ધ્વજ-અશ્વ શોભે નવરંગી, તુળમાહાર હરિરૂપ સંગી.
'અર્જુન તવ શોભિત કાય, મણિપુર બભ્રુવાહન રાય. ૧૧
'ધ્વજ ઊપરે મયૂર જેહેને, આ તામ્રધ્વજ-સુત તેહેને.
'કૃષ્ણ અર્જુન દ્વિજ થઈ આવી રક્ષા કરવત શીશ મેહેલાવી. ૧૨

'સર્વ વૈષ્ણવ નિર્મળ-રૂપ દાનેશ્વરીએ મોટા ભૂપ.
'કપિ બેઠા ધ્વજ પરે ધીર, સારથિ જુઓ શ્યામશરીર. ૧૩
'તેજ ત્રિભોવન કેરું ઓપે, ક્ષુદ્ર રોગ કહી પેરે લોપે?
'પાપરૂપને ભેટે અંગ્ય; વિષ્ણુભક્તથી પામે ભંગ. ૧૪
'ક્રીજે, ભૂપત્ય, આપ સંભાળ; રણે આવ્યા શ્રીદેવકૃપાળ.
'પાંડવનો હય ક્યમ બંધાય? સહૂ મક્ત શ્રીવૈકુંઠરાય. ૧૫
જેહેને રથ શ્રીકૃપાનિધિ ગાજે,
તેહેની શોભા પરમ વિરાજે.
'કોણ કોણ નમ્યા પાપે બળિઆ?
જૂઓ માહલે ભૂપતિ મળિઆ. ૧૬
'શોભિત હય હાથી ને રથ, યોદ્ધ આયુધશૂં સમરથ.
'દાનેશ્વરી ને સત્યવાદી વિષ્ણુભક્તિ ભલી વિધિ સાધી. ૧૭
'અર્જુન-શોભા કોણ દીસે? સુર નાગ મુનિમન હીસે.
'પતાકાયે કપિ મહા બળવંત, જેણે આણ્યો રાક્ષસનો અંત. ૧૮
'રથે સારથિ કેવળ બ્રહ્મ; કોહોનૂ નવ્ય ચાલે પ્રાક્રમ.
'વિષ્ણુભક્ત નમ્યો રથ પૂરા,
વિચ્યારચા વિણ થયા અધૂરા. ૧૯
'હવે યુદ્ધ કરવૂં ભલી રીત્ય, રહો ધર-શિરોમણિ નિત્ય.
'કૃપાનાથ તણે ચિત્ત આવે, આપણા યોધ ઉત્તમ ભાવે. ૨૦
'માહારૂં યુદ્ધ આજ દેખાડૂં, રણે પૂરણ રાજ્ય પોહોંચાડૂં.
'અર્જુનનું સર્વ સૈન્ય સંઘારૂં, હકારી રોગ એ દળ મારૂં.' ૨૧
એહેવે બોલ્યો સુનોળી બળિઓ,
ચોસઠ બાન-સાધક છળિઓ:
'આજ રણની રચૂં હૈ રીત્ય, ઉપજાવૂં સહૂકોને પ્રીત્ય.' ૨૨
એમ કહીને પૂરચો શંખનાદ, હકારચો રથ લેવાને વાદ.
યોધ સુભટ સમાને રે લીધ, અર્ધચંદ્ર તણી પેરે કીધ. ૨૩

રણમાંડે આવ્યા સુતોળી, શંખનાદ પૂરચો રણ રોળી.
વ્યૂહ રચ્યા રણમાંડે જોય; બોલાવે યુદ્ધ: 'બળિઓ કો હોય, ૨૪
'પેહેલો આવો કો યુદ્ધનો જાણી, હોયે ધનુર્વિદ્યા ઉગ્રબાણી.
'પ્રથમ આવે જેહેને શૂર, જ્યમ સરિતા હોયે વેહેતે પૂર. ૨૫

વલણ

'ધનુર્વિદ્યા–જાણ રણનો પેહેલો આવી તે યુદ્ધ કરો.'
ઊભા થઈ નમસ્કાર કીધો: 'શીઘ્ર રણમાંહાં પરવરો.' ૨૬/૨૨૮

## કડવું ૧૦ મુ–રાગ સામેરી

અનિરુદ્ધ રણમાંહાં ધાઈને આવે રે,
દળ પોતાનું સંગ્ય લાવે રે.
પ્રદ્યુમન કેરો કુઅર વીર રે,
તે બળિઓ ઘણું મહારણધીર રે. ૧
ઢાળ—બળિઓ બળવંત તે ઘણું લઘુ વીર વિષય સુત કામ,
વ્યૂહ રચી રણ્ય આવિઓ; જાણે અનેક ગતિ સંગ્રામ. ૨
દશ બાણ મેહેલ્યાં આવતે, ખટ સુતોળીનાં હોય;
તે બાણ છેદ્યાં મધ્યથી 'હવે અનિરુદ્ધ, જોય.' ૩
એમ કહી પાંચ બાણ ધરચાં અણીશુદ્ધ સમેત.
અનિરુદ્ધ ઉપરે મેહેલિઆં, યુદ્ધ તણું અંતર હેત. ૪
આવતા છેદ્યાં મધ્યથી તે જૂએ સઘળા વીર.
સાત બાણ મેહેલ્યાં કામકુંઅરે, જૂએ શ્યામશરીર. ૫
ચ્યાર બાણે રથ તણા તોરંગ વેધ્યા ચ્યાર,
એકે બાણે સારથિ, એકે રથ, એકે લાગ્યૂ ધનુસ અપાર. ૬
બીજે રથે તે વીર બેઠો; મગળ વ્યાપ્યો કાળ;
ત્રણ્ય બાણ મેહેલ્યાં ધનુર્વિદ્યા કરી મંત્ર સંભાળ. ૭
એક બાણે ધ્વજ તોરણ છેદિયાં ક્ષણમાંહ.
એકે સારથિ રથ ઊતારી નાખિઓ

ત્રીજે બાણે ધનુસગણ, કાપી કરચા બે ભાગ.
પછે યોધ હકારિઆ, પરહિઆ રણમાંહાં પાગ. ૯
અહીં અનિરુદ્ધના યોધ આવ્યા ધંશી રણમાંહાં એવ;
સમાને સહકો વરી યુદ્ધ માંડયું અવસ્યમેવ. ૧૦
અહીં અનિરુદ્ધ અહીં સુતાળી, અહીં વ્યૂહ તણા સર્વ વીર;
વાહને વાહનશું, પાળે પાળા, સુભટ સર્વ શરીર. ૧૧
સિંહનાદ કરીને અન્યોઅન્યે, મેહેલે બાણ-સમોહ;
મેઘને આકારે રણમાંહાં સબળ વરસે લોહ. ૧૨
એમ પ્રભુની દૃષ્ટિ આગળે કરે દારુણ યુદ્ધ.
જોવાને સહકો મળ્યું સંગ્રામ તે અનિરુદ્ધ. ૧૩
શસ્ત્રવિદ્યાએ સુભટ બહુને સંગ્રામ કીધો પ્રૌઢ.
તે યુદ્ધ જોઈને ઉભે દળના યોધ થયા દિગ્મૂઢ. ૧૪
એહેવી પેરચના બે ભડ્યા, જ્યમ ઇંદ્ર બળિ રાજાન.
બાણની સંખ્યા શી કહું ? જો, વિખાણ્યા ભગવાન. ૧૫
લઘુલાઘવી ગતિ સર્વ આણી સંભારીને ઘાત.
માહામસાહામા અસ્ત્ર-ધાએ કરે શર નિપાત. ૧૬
રુધિરે ભીનાં અંગના વાગા થયા છે ઈમ.
વન મધ્યે કેશુ મોરિઆઃ દૂરથી દીસે ત્યંમ. ૧૭
સંગ્રામ દીપ્યો, રણ ભલું, જોઈ વાધ્યે સુભટને શૂર.
કાયર નાસે બાણ દેખી, જાણ્યે વાધ્યું ઊર. ૧૮
એક કરે બૂંબારવ અતિઘણા; એક કરે સ્વરના ઘોર;
એક અશ્વને ફેરવી બાણ મેહેલે ને સુભટ કરે મોર. ૧૯
સાહામમાહામા રથ ઘણા ભાગા સમાને બે બળવંત.
અશ્વ વેમર કરભ ગજ બહુ સુભટ આણ્યા અંત. ૨૦
અનિરુદ્ધ મૂર્છાએ હણ્યો, ધરા આવિઆ વૃષકેત.
અતળીબળ પ્રાક્રમે પૂરો સુભટ સર્વ સમેત. ૨૧

સિંહનાદ કરી શંખની ધ્વન્ય પૂરી રહ્યો રણ્ય કાળ.
એહવે રાજા કહે જયમને: 'કીજિએ સંભાળ. ૨૨
'આ કર્ણકુંઅર આવિઓ, દિનકર સમાન્યે તેજ;
'અર્જુન કેરા સૈન્યમાંહાં દીવો પ્રથમે એ જ: ૨૩
'કર્ણથી એ અધિક, બળિઓ ધનુર્વિદ્યા-મર્મ.
'સૈન્ય એહેનું એહ સમાન્યે સબળ ગતિ આક્રમ. ૨૪

### વલણ

'સબળ બળ આક્રમ રે, અર્જુનથી બળિઓ ઘણું.
'તે માટે રણમાંહાં પધારો સૈન્ય લેઈ સજ્ય આપણું. ૨૫ / ૨૫૩

## કડવું ૬૬ મું—રાગ દેશી ભ્રમરગત્ય

'કેપરથ કીજે અમારું, યુદ્ધને સધાવો,
'સર્વથી આસન મોટું. આજ માની કાહાવો. ૧
'ભગ કીજે સૈન્ય સર્વ; આજ રહે લાજ.
'આહાવૂ દળ મ્યચ્છ કયાથી? શીઘ્ર કીજે કાજ. ૨
'આટલા સુભટમાહે જયમ રહે પાણી,
'તે માટે સધાવો રણ્યે દળ પાંડવનું જાણી. ૩
'હોએ નોહે અખુટે પમાડોને મરણ.
'માર દેખી હારીહારય ભરે પાછા ચરણ. ૪
'એહ રોગના રૂપ દેખાડ, જૂઓ યુદ્ધનો રંગ.
'ભલી ભાતે ભેળ કરો, જયમ પામે ભગ.' ૫
સાંભળી વચન શુદ્ધ ધર્મ ધાયો સદ્ય.
'હે બળવતો, દેખાડિ આપણું બળ યુદ્ધય.' ૬
મોટા રોગ છત્ર ધારી મોકલ્યા છે માર:
'ઘેરીને સકળ સૈન્ય કીજિએ સંધાર.' ૭

એકાંતરિઆ ત્રિયો. . તાવ વેળાજ્વરે આવી.
બળવતે રહીને પેડેલૂં ટાઢ તાંહાં બોલાવી: ૮
'સૈન્યમાંડિ' મોકલી લીધ ફેરી વાળો. શીન.
'ભલી પેરે ભેળ પાડો, સહુકો ' થયૂં જીત્ય.' ૯

આગન્યા આપી હકારી ટાઢ્ય ધાંઈ એમ.
યોધના. અંગમાંહાં 'જેટી ' હાડ ગળે જ્યંમ. ૧૦
અગ્નિને તાપે ન જાયે; . સહુ પોકારે અત્ય.
મહા શીતે ભેળ કીધો, બળ ટાળ્યાં સત્ય. ૧૧
બળ ભાંગાં ને બુદ્ધ્ય ગઈ છે; સૈન્ય કલાહલ હોય.
કચેડે થકી હવે તાવ ચલાવ્યો, મેહેલ્યા રોગ સર્વ કોય. ૧૨

દારુણ રોગ સર્વ સૈન્ય પરવરિઆં, તીવ ટાઢ, મહા તાવ,
વેળાજ્વરમાંહિં ત્રિયો તાવ, કાળજ્વરના ભાવ. ૧૩

પાહાં, કર્ણક, હરસ, ભગંદર, ગુલ્મ, ઊદરિઆ વાઈ,
શ્વાસ, ધાતુક્ષય, સસણી, મૂર્છા. શળ, સંઘરણી ધાઈ. ૧૪
કર્ક, વાઢય, મરડો, હળદરુઓ, ધનુર્વા સ્નેહ-પાન;
ક્રોધે રોગ સર્વ દળમાંહિં કરે વિષમ ગતિ-થાન. ૧૫

થયા યોધ ભયભીત્ય સર્વકો, હામ્યહામ્ય હડહડિઆ;
મહા ગજ અશ્વ યૌવનના માના તે સઘળા અડવડિઆ. ૧૬
કોહોનો હાથ ન થાયે ઊંચો, એમ કોપિઆ ધર્મ.
રોગ આવરયા સર્વકોને તન્ય, યમનૂં એહ પ્રાક્રમ. ૧૭

કૃતવર્મા સાત્યિકી પ્રદ્યુમન જે યૌવનાશ્વ વૃષકેત,
હંસધ્વજ અનુશાલ્વ મયૂરધ્વજ નામકેત સમેત. ૧૮
એહેના તનમાંહાં રોગ ન બેઘા; ભક્તરાજ છે એહ,
તુળસી ટોડર શસ્યા શુદ્ધ કંડે પૂરણ પ્રભુથંં સ્નેહ, ૧૯
સૈન્ય સહુ રણમાંહિં હળિઉં; વર્ત્યો હાહાકાર;
કેહે સામા રહી યુદ્ધ કરે તે વિષમ રોગના માર. ૨૦

સર્વ મુભટ જોઇ કેહે: 'શું કરવું? ચિંતા પ્રગટી પ્રૌઢ.'
અર્જુન કેહે: 'દેવકીજીના કુંઅર, નિરખો ગરુડારૂઢ. ૨૧
'સ્વામી, દષ્ટ તહ્મ્યારી આગળે ધર્મ કરે કોણ કામ?
'મહે આવસ્યો અંધ થયો, નવ્ય દેખે સુંદરસ્યામ. ૨૨
'સુંદર વર લક્ષ્મીજી કેરા, સત્યભામાના નાથ,
'પંચાળી પાંડવના પ્રતિપાલણ, અમ્યો ગ્રહ્યા છૂં હાથ.' ૨૩
'સદા નિરંતર કુંતીજીને, નાથ, કરો હેત એહેવૂં,
'ગોકુળમાંહિં નંદ તણે ઘેરય પ્રેમ જસોદા જેહેવૂં. ૨૪

વલણ

'હેત જસોદા જેહેવૂં રે, સ્વામી, અમારી રક્ષ્યા કરો,
'સ્વામી, સદાકાળે ધાઓ વાહારે, નેત્ર અમૃતનાં ધરો.' ૨૫
૨૭૮

## કડવું ૧૨ મું—રાગ રામગ્રી

જૈમુનિ બોલ્યા: સુણ્ય, રાજંન જી;
પ્રભુજીને વાહાલા ઘણૂં અર્જુનજી જી,
નાથજીને સમર્પ્યાં મંન જી, અતિ પ્રેમે ભજે જગજીવંન જી. ૧
ઢાળ—પ્રેમ વાહાલો પ્રભુને; રાવજી, સુણિએ રીત્ય;
પયપાન કીધૂં જસોદાને, એહ અંતરિ પ્રીત્ય; ૨
નહિ તો કોણ સમરથ ત્રણ્ય લોકે? પ્રભુ ક્યમ બંધાય?
પ્રેમના લીધા દામણે બાંધ્યા જસોદા માય. ૩
વળી જસોદાના પ્રેમ માટે કીધી મૃત્યકા ભક્ષ,
મુખ વિખે લોકાલોક સર્વે દેખાડ્યું મર્મ ચક્ષ. ૪
ગોપ-અંગનાના પ્રેમ માટે કીધૂં પાવક પાન.'
પ્રેમના લીધા વછ ગોવાળ નિર્મિઆં ભગવાન. ૫
ગોપ-અંગનાના પ્રેમ માટે ધરચો ગોવર્ધન,
નવનીત્ય પય દધિ તક્ર સૂધી ચોરી કીધૂં પ્રાશંન. ૬

ગોપ-અંગનાના પ્રેમ માટે હરશાં અંબર જેય;
ગોપ-અંગનાના પ્રેમ માટે રાસલીલા કીધ. ૭
એક માધવ યુગ્મ શ્યામા, શ્યામસુંદર એક;
એણી રીતે રાસમંડળ રચ્યો નાથ વિવેક. ૮
પ્રેમ માટે પ્રગટ રસ ત્રણ્ય લોકમાંહે રાસ,
શિવ વિરંચિ શક્ર સુર મોહ પામ્યા જોઈ વિલાસ ૯

અક્રૂર વૈષ્ણવ પ્રેમ માટે જગ મધ્યે યદુવીર,
રથે શ્રીહરિ નિરખિયા, તે નાથ યમુનાનીર. ૧૦
નૌતન- યૌવન પરમ સુંદર કુબ્જાનું રૂપ,
માંગ્યું તે વરદાન આપ્યું. પ્રેમ વૈકુંઠભૂપ. ૧૧
સાંદીપન ગુરુ પ્રેમ માટે આણી આપ્યો તન.
દેવકીજીના પ્રેમ માટે કીધો કંસ પતન. ૧૨
રુક્ષ્મણીજીના પ્રેમ માટે ધાયા શ્રીગોપાળ
મુખ ભમ કીધું, વળ્યો ત્યાંથી નિર્માલ્ય થઈ શિશુપાળ ૧૩
પંચાળીના પ્રેમ માટે ધર્યા નવલા રંગ;
નવ્ય નિરખિયાં તે ચીર પૂર્યાં, કોણે ન દીઠું અંગ. ૧૪
એમ કૃપા કેરો પાર ન આવે; ભક્તિવશ્ય મહારાજ.
અર્જુન કહે : 'સ્વામી, દ્રુપદીની રણમાંહાં રાખો લાજ. ૧૫
'આ રોગ સાહામું, કોહો કયેઈ રીતે અંગે વેધે બાણ?
'આ ધર્મ કેરા રણ વિષે તમ, કૃપાસાગર, પાણ્ય.' ૧૬
અર્જુન કેરા વચનથી પછે હસ્યા ત્રિભોવનતાન.
પછે વૈષ્ણવ યોધ હકારિઆ : 'કરો અન્ય સર્વ નિપાન.'. ૧૭

આગન્યા યદુવર તણી; શ્રીકૃષ્ણ કોપ્યા કાહાન,
હામોહામ્યથી રથ હકારિઆ; સર્વ ભક્ત થયા સાવધાન.. ૧૮
અર્જુન કેરા ભાથામાંહાંથી બાણ લીધાં સાત,
વિકુંઠનાયક વિષ્ણુ કેરું તેજ મેહેલ્યું હાથ, ૧૯

વૈષ્ણવાસ્ત્ર કરીને આવિયાં ગર; અર્જુનને કહે દેવ :
'આ રોગ સઘળા-નિવારણને અર્થે મેહેલો ખેલ.' ૨૦
પારથ ક્રોધે બાણ મેહેલે; મંત્ર સાધે ઈમ,
શત સહસ્ર વાધે લક્ષધા મેઘનાં ફોરાં જ્યંમ. ૨૧
રોગ સાહામા જે રહ્યો ભેદિયાં અંગોઅંગ્ય,
પંચજન્ય કૃષ્ણે નાદ પૂર્યો, સર્વ પામ્યા ભંગ. ૨૨
દશ બાણ મેહેલ્યાં ધર્મ ઉપરે, કાલાનળ અર્ધચંદ્ર,
ભંગ પામ્યો સૈન્ય સાથે; દેવ નિરખે ઇંદ્ર ૨૩
જૈમુન્ય કહે છે : રાઓજી, બાણનો થયો અંધકાર.
રોગ યમ યમદૂત મૃત્યુ સર્વ નાઠું તેણી વાર. ૨૪

**વલણ**

સર્વ નાઠું તેણી વાર રે; વીરવર્મા રણમાંહાં આવિઓ,
પુત્ર મંત્રી સુભટ સહુકો પોતાનું દળ લાવિઓ. ૨૫/૭૦૩

## કડવું ૧૩ મું—રાગ સામેરી

વ્યૂહ રચીને આવિઓ, લાવિઓ દળ પોતા તણું,
મયૂરધ્વજની સેન્ય સાથે યોદ્ધા દીસે છે ઘણું. ૧
મયૂરધ્વજ ને તામ્રધ્વજ યુદ્ધ-અર્થે આવી રહ્યા.
પિતાપુત્ર પુરુષોત્તમ-ઉપાસક, પ્રભુની પૂરણ મયા. ૨

**દેશી ફેર, ચોપઈ**

રણભૂમિ રંગાળી રે જ્યાંહ, વીરે વીર સુભટ ગાજ્યા ત્યાંહ,
અશ્વવાહન ને વૃષકેત, સાત્યિક કૃતવર્મા સમેત, ૩
મેઘવર્ણ હંસધ્વજ વીર, પ્રદ્યુમન અનિરુદ્ધ રણધીર,
અનુશાલ્વ રાય યૌવનાશ્વ, સુત સુવેગ નીલધ્વજ અશ્વ. ૪
એટલા રથી પારથ મધ્યાને, બહુ ધનર્વિદ્યા અસ્ત્ર હાથે,
મધ્ય પારથનો રથ વિરાજે, જેહેને સારથિ શ્રીમહારાજે. ૫

સજળ જળ ઘનશ્યામ, કૌસ્તુભ મણિ પરમ ઉદ્દામ,
પટ પીત મનોહર ધારી, તેજે ત્રિભોવન દેવમોરારી. ૬
કૃપા કોટિ કૃપાનિધિ ઈશ અર્જુન-રથ શ્રીજગદીશ,
ચંદ્રકાંતિ મનોહર જેહેવા, અર્જુન-રથે બેઠા એહેવા. ૭
કેવળ બ્રહ્મ રથ સમાન્ય સવ્યસાચીનો પરમ નિધાન,
ધ્વજા ઊપરે કપિ બ્રહ્મચારી,લંકા ભસ્મી જેણે બળ ધારી. ૮
મુખે ગાજે ઘોર બળ માટે, સુણી અરિનાં રુદે રણય ફાટે,
દળ સબળ ઘટા ઘનઘોર, ગજ અશ્વ કરભ સ્વર સોર. ૯
એમ સુભટ સૈન્ય દળભાર અવનીપડ થાયે ઠૂમકાર,
તેહેનો ઘોષ સબળ ગતિ વાજે, શંખનાગ તેણે શિર ગાજે. ૧૦
ફરકરે ધ્વજ ચમર ઢળાય, શંખનાદ માગણ મધ્ય ગાય.
મોટાં નિશાણ ઠૂમકે છે ભૂપ, સૈન્ય અસંખ્ય દળ સર્વે ભૂપ. ૧૧
વાણી રાય જન્મેજય બોલે : ધન્ય યુધિષ્ઠિર, નહિ તમ તોલે.
હવે કોહો વીરવર્માની રીત્ય, સુણી પરમ ઊપજે પ્રીત્ય. ૧૨
સૈન્ય સબળ ઘટા સજ સાથી ભદ્રજાતિક માંહ દળ હાથી,
મેઘવર્ણ સિંદૂરના રંગ પીળી કાંતિ ઉજ્જવળ મદ-અંગ ૧૩
લક્ષ બાવન મહા મદવંત, બળ તેહ તણાં રે અનંત,
રથ કોટ્ય એક સહસ્ર ચ્યાર, બે કરોડ ભલા અસવાર. ૧૪
ચ્યાર ક્રોડ પાયદળ ચાલે, પાગ રણ્યે પરાચો નવ્ય વાળે.
સૈન્ય સબળ દીપે છે રે તેહ, પાંડવના સમાને રે એહ. ૧૫
સુનોણી બોલિઓ, સરભ બળિઓ, રણે કુવલ વીર વલકલિઓ.
વીર સરળ મહાકાળ-બાણી, નહિકો ધનુર્વિદ્યા એહેવો જાણી. ૧૬
પાંચમો નીલરાય કુમાર તેહેના બાણનો દારુણ માર,
મન નામે સુભટ બળભરિઓ, વાદ નામે પેહેલો પરવરિઓ. ૧૭
વીર નામે મહાબળકાળ, ચિત્તહર મહા વિખની ઝાળ.
એમ અનેક સુભટ શૂરા જંન, બોલાવે રણમાંહાં અર્જુન. ૧૮

ભાઈ, અર્જુનના ભડ આવ્યા, બાણ મૂકીને સુભટ વધાવ્યા,
વીરે વીરડી વેઢે મળ્યા ધાય, અશ્વપતિ ચઢાવીને પાય. ૧૯
પણ પરશુ અંકુશ કુંત ભલ્લ મુદ્દગર કુહાડા મારે હલ્લ,
ચક્ર ત્રિશૂળ તીક્ષણધાર અર્ધચંદ્રના દારુણ માર. ૨૦
અગ્નિઅસ્ત્ર ગોળી ગોળા મર્મ, ધનુષે ધરી રથ નાંખે પ્રાક્રમ.
ઊડે લોહ, કરે સિંહનાદ; પાળે પાળા રથે રણવાદ. ૨૧
વીરવર્મા અહીં સવ્યસાચી; નવરો રણમાંહાં નહિ કો બાકી,
રણ ક્રર નિશાણના ઘોર, સુણે પાળા સૂધી તે સોર. ૨૨
રણ એહેવું રચ્યું તે ગાજી, ગગનાંગણ ગર્જના વાજી.
વીરવર્મા એમ આવ્યો બાજી, અર્જુન અગ્યે ધનુષ સંધાણે. ૨૩
દ્રોણાચાર્યે હેતે ભણાવ્યા, તે તે બાણ મધે લાવ્યા,
વીરવર્મા એહેલે બાણ વાંદી, શિવ તપ કરીને વિદ્યા સાધી. ૨૪
બાણે બાણનો વાદ જ હોય, દેવ-ઇંદ્ર અતિક્ષ આવી જોય,
ગણ ગાંધર્વ આશ્ચર્ય થાય, વિમાણે જે વૈકુંઠરાય. ૨૫

વલણ

વિમાણે વૈકુંઠરાય રે; એમ સબળ રણ ગાજી રહ્યું.
જૈમુનિ કેહે છે: રાયજી, વીરવર્માનૂ યુદ્ધ એહેવું થયૂ. $\frac{૨૬}{૩૨૯}$

## કડવું ૧૪ મું—રાગ મારુણી

પાંડવ યોધ અનેક, રણે યુદ્ધ, બાણ તણો નહિ છેક,
બહુ ધનુસવિદ્યાના વિવેક, યુદ્ધ સબળાં કરે રે. ૧
અહીં વીરવર્માને જે શર, બહુ બળ ભરિઆ તેહેને ઊરચ.
વાગે જયગ ઘન વાદળપૂર; યુદ્ધ સબળાં કરે રે. ૨
બહુ ગજ અશ્વ પડ્યા ભૂમાંહ રથ સારથિ કરભ સંખ્યા ન થાય.
પરભેરે ધશાને મેહેલે ધાય; યુદ્ધ સબળાં કરે રે. ૩

વનમાંહે કેશુ ફૂલ્યા જ્યંમ, દૂરે ઉપરેથી દીસે ત્યંમ.
સઘળા સુભટ થઈ રહ્યા એમ. શોભે શોણિત અંગ તણાં રે. ૪

ઢાળ—અસ્ત્ર બાણથી શોણિત ચાલ્યાં, ખાળે ખાળથી એહેવાં.
ત્ર્યંબાકોળે હામેધમ્યથી ચાલે પ્રવાહ પાણીના જેહેવાં, ૫
ત્યારે પ્રધાન જે વીરવર્માના રણમાંહે અગ્રેશ,
એક ધણી 'યોદ્ધો' મનહર નામે વિરમ્ય કરે નહિ લેશ. ૬
દેજ મહાભટ, અતુલ મહાભટ, ભયાનક ભડ માગે,
'પાંડર' 'ત્રેક' સૈન્ય દૃઢ આગળે સુભટને સંધાગે. ૭
એમ આહાગમાહામા બહુ સુભટ મળિઆ

તેહ રણાંગણે પડિઆ.

પૂરણ બાણ ભરયાં તનમાંહે અવની માંથે જડિઆં, ૮
તામ્રધ્વજ વૃષકેત બભ્રુવાહન અને રુકમણી-નંદ,
રણમાંહાં રહી યુદ્ધ એહેવાં કરયાં, જે યદુવરજી કહે ધન્ય. ૯
હવે સવ્યસાચી અહીં વીરવર્માનું યુદ્ધ હવું છે જેહેવું,
ગણ ગાંધર્વ સુર નર મુનિ પંનગ લોક જોવા મળિઆં તેહેવું. ૧૦
જૈમુન્ય કહે: જનમેજય રાજા, બાણ નાખ્યા બહુ ભેદ.
મંત્ર ભમાન્યે પ્રભુની દૃષ્ટે કારી થકે નહિ ભેદ. ૧૧
નાગાસ્ત્ર પ્રથમે બાણ મેહેલિઉં, યમમાવણી જેહેને પુત્રી;
નાગ તણાં પૃથ થઈઆવ્યાં છે, બળે ભરયો તે ક્ષત્રી. ૧૨
પાંડવપુત્રે અહીં બાણ મેહેલ્યાં તે ગરુડ મયૂરનાં હોય;
સર્પ આવતા ભક્ષ કરયા તે મૂહુકો કૌતક જોય. ૧૩
વ્યાઘ્રાસ્ત્ર મેહેલ્યાં વીરવર્માએ, મોહાસ્ત્ર તેહ અમૂળ.
અહીં કપિધ્વજે ક્રોધ કરીને મેહેલ્યાં છે શાર્દૂલ. ૧૪
પાવકાસ્ત્ર બાણ મેહેલ્યું વીરવર્માએ; પાવક મોટો કિધો પ્રૌઢ.
અર્જુને બાણ મેહેલ્યાં મેઘનાં, જોઈ થઈઆ દિગ્મૂઢ. ૧૫
વૃષ્ટિ હવી, જળ અમોઘ ચાલ્યાં, બાણ નિવારણ કીધું.
વીરવર્માએ ક્રોધ કરી પછે શસ્ત્રાસ્ત્ર મૂકી દીધું. ૧૬

કૃપાનિધાને આપી આગન્યા અંજનિ-સુતને તાહારે,
દશદ કેરાં બાણ આવતાં દીઠાં ક્રોધનાં ઝંકારે. ૧૭
કરી ગર્જના કપિવર ઊઠ્યો, સાહામો જઈને સાહાએ,
ચરણે કરી અવનીમાંહાં નાખે અને ગાલને વાહે. ૧૮
હનુમંત હાક વજાડી ધાઓ, ગજ રથ સાહી અફળાવે.
કેટલાને રૂપ દેખાડે એહેવૂં જે કો સાહામો રણ્ય નાવે. ૧૯
કરી ફૂતકાર ને પૂંછ વધારય, તે કીધા છે પુંછપ્રહાર.
ભંગ પડ્યો, દળ સઘળૂં નાઠું, વર્ત્યો હાહાકાર. ૨૦
ત્રણ્ય બાણ અર્જુને મેહેલિઆં ક્રોધ કરી તતકાળ;
રથ ઊડાડ્યો ત્રણ્ય જોજન એણ્યે, બેઠો છે ભૂપાળ. ૨૧
વળી રણમાંહેં રથ લાવીને કીધૂં યુદ્ધ અનેક.
સાધી વિદ્યા ધનુર્વિદ્યાએ, બાણ તણા નહિ છેક. ૨૨
દારુણ યુદ્ધ દેખી શ્રીયદુવરે કપિમુખ જોયૂં રીસ,
રથ સહિત ગ્રહી ભૂપત્ય આણી ચરણે નમાવ્યૂં શીશ્ય. ૨૩
વીરવર્મી કરચ ગ્રહી ગોવિંદે દીધૂં આલિંગન,
શ્રીભગવાને પ્રેમ સ્વ-હાતે ભેટાડિઆ અર્જુન. ૨૪

વલણ

ભેટાડ્યા અર્જુન રે; જયજયકાર થયો ઘણો.
સુભટ સઘળા વારિઆ; હવે શોક ભાગો યુદ્ધ તણો. ૨૫/૩૫૪

કડવું ૧૫ મું—રાગ ભૂપાળ

યુદ્ધ ત્યાંહાં વારિઊં, સુભટ બોલાવ્યા જી,
શ્રીહરિચરણ્યે સહુ ધશી આવ્યા જી.
રાયે સ્તુતિ કીધી, નામ્યૂં શીશ્ય જી:
'અમ ઘેરય કરુણા કીધી જગદીશ જી. ૧
ઢાળ—'દયાનિધિ દુઃખહરણ સ્વામી દીનદયાળ દેવ.
'સુખકરણ શ્યામ સોહામણા, શી કરી જાણૂં સેવ? ૨

'આદ્ય મધ્ય ને અંત, સ્વામી, સદા રૂપ જ એક,
'સર્વકર્તા સર્વપાળક સર્વ ઉપર સ્નેહ. ૩
'નિરંજન નિર્લેપ સ્વામી નિરામય નિરાકાર.
'આશપૂરણ સર્વકો જીવ માત્રના આધાર. ૪
'વસ્તુ સર્વમાં તહ્મો વામી વાસુદેવ શ્રીવિષ્ણુ,
'કર્તુમકર્તા અન્યથા સમરથ સ્વામી કૃષ્ણ. ૫
'ત્રૈલોક્ય-પોષણ વિશ્વમાતા વિશ્વ કેરા તાત,
'અખિલ એક ઈશ્વરેશ, ભક્તિ નામ સાક્ષાત. ૬
'તમ થકી અન્યથા બીજો તેહ આ સંસાર,
'અસંવત્તમાંહિં વૈષ્ણવી, કોણ પામે તેહેનો પાર? ૭
'નામે જે ઉધરયા તમ જન તે પરમ વૈષ્ણવ હોય,
'શ્રીકૃષ્ણ વિના અન્યથા. બીજો ભક્ત નહિ કોય. ૮
'હું અલ્પમતિ કોણ માત્ર કેહે? જીવન મુજ તુજ નામ,
'મંદિર અમારે ભક્તિ સેવા એક તમ સુખધામ. ૯
'તમ થકી અળગાં વ્રત તીરથ તપ તેહ સમાન્ય,
'યજન યાજન નેમનેમાદિક શીલ. સામગવાન ૧૦
'તમ ભક્તિ ભાખે કનકમંદિર કનક-કળશ પ્રચંડ,
'કામિની ભૂષણ ગજ તોરંગમ યમ તણો એ દંડ. ૧૧
'વિષ્ણુભક્ત જે અર્પણ કરે તે શ્રેષ્ઠ શ્રીપરબ્રહ્મ
'દત્ત બીજું કીર્ત્યરૂપી સર્વ એમે કર્મ. ૧૨
'સંસારમાંહિં તે રહે, ભોગવે નવલાં રૂપ.
'ભક્ત કેરે સદા વશ્ય છે નાથ સત્યસ્વરૂપ. ૧૩
'ભક્ત-પાલણ ભક્ત-પોષણ ભક્ત-વશ્ય મહારાજ,
'દુઃખ ટાળે ભક્તનાં તે મહાકાળે લાજ.' ૧૪
એમ કહી ચરણે નમ્યો; જૈમુનિ કેહે: રાજન:
વાંક્ય સુણી સન્મુખ થવા હેતધારી જનાર્દન. ૧૫

સૈન્ય સઘળું ઊતરયું વર્તિયું પરમ કલ્યાણ,
ઉભે દળના બંદીજન આવી બોલે કીર્ત્ત વિખાણ. ૧૬
પ્રદ્યુમન અર્જુનાદિક સર્વ યોધ ભેટ્યો વીર;
સન્મુખ થઈને પધારયા એ મંદિર શ્યામશરીર. ૧૭
ઘેરય ઘેરય ઓછવ ધ્વજા તોરણ, કૃષ્ણાગર વાસ,
પગર ભરિઆ પુષ્પના, પામિઓ સહુ ઉલ્લાસ. ૧૮
રાજમંદિરે બહુ મેહેલા વધાવી દે માન.
પ્રેમદા પ્રભુ-ચરણ નમી બોલે કૃષ્ણચરિત્ર ગાન. ૧૯
મોહોલ મંદિર ઉત્તમ સ્થાનિક ઊતરયા જગન્નાથ.
નગરમાંહે ઊતારયો સર્વ પ્રભુ કેરો સાથ. ૨૦
મનોહર આસન ઊપરે, બેસારયા કૃષ્ણદેવ.
અર્ઘપાદ્ય પુષ્પ બાવના ચંદન સફળ કીધી સેવ. ૨૧
પેરય પેરય તણાં પકવાન બહુ ખાદ્ય ભોગ અનેક.
શ્રીકૃષ્ણ અર્જુન સુભટ સહુની કીધી ભક્તિ વિવેક. ૨૨
રાય રાણી કુઅર સહ સેવા કરી બહુ રીત્ય.
કેહેતા રમના પાર નાવે પ્રભુચરણે પ્રીત્ય. ૨૩

વલણ

પ્રભુ-ચરણે પ્રીત્ય સેવા રાજાએ કીધી ઘણી,
દામાનદાસ તે દિશ થઈને સર્વ વસ્તુ સોંપી આપણી. ૨૪/૩૭૮

કડવું ૧૬ મું--રાગ ધન્યાશ્રી

વીરવર્માએ સ્વાગત સહુનું કીધું રે,
ભક્ષ્ય ભોજન બહુ પેરે દીધું રે.
દીધું રે કારજ્ય વૈષ્ણવને, અતિ સેવા થકી રે. ૧
ઢાળ-કૃષ્ણસેવા થકી સુખ પામ્યો, પોહોતી મનની આસ.
ભૂષણ અંબર આ ઔખધ આપ્યાં, થઈ રહ્યો તંવ દાસ. ૨
બહુ કાંતિ ઉજ્જ્વળ ગજ અતિ સુંદર યદુવર દષ્ટે કીધા.
પવનવેગ બહુ પાણીપન્થા ઉજ્જ્વળ અંગ હય દીધા. ૩

રત્નજડિત રથ ઉત્તમ આપ્યા વેસર કરભ અનંત,
ધન ભંડાર સર્વ ત્યાં સોંપી સંતોષ્યા કમળાકંથ. ૪

આણી અશ્વ ધરચા બે દ્વારે; વિવિધ-પ્રરચા શણગાર;
અંગોઅંગે પૂજા બહુ કીધી, બાંધી પત્ર, અપાર. ૫

અર્જુન પરમ મહા સુખ પામ્યા, અંતર સઘળું હરિખ્યું.
પ્રભુપ્રેમનો મહિમા મોટો, તેણે સર્વસ્વ દૃષ્ટે ધરિયું. ૬

પ્રભુ કેહે: 'વીરવર્મા, ધન્ય તૂં, ધન્ય ધન્ય તાહારૂં રાજ્ય,
'ગજ રથ અશ્વ ભંડાર તણું ધન આવ્યું પાંડવ કાજ્ય.' ૭

પંચરાત્રિ રહી માગી આગન્યા કૃષ્ણાર્જુન વીર,
વીરવર્મા સંઘાતે તેડ્યો, સન્મુખ શ્યામશરીર. ૮

નિશાણનાદ તણા સ્વર પૂરચા, સૈન્ય હલાહલ હોય,
વીરવર્માનૂં સૈન્ય સંઘાતે સાંચય થયૂં સર્વ કોય. ૯

થઈ સુખાળા યોધ સર્વશું સુખ પામી અંતર હરિઆ,
આયુધ હય રથ ગજ સંઘાતે અણુવાણા પગવરિઆ. ૧૦

પાચ કુઅર સાથે વીરવર્મા વૈષ્ણવચિહ્ન ધરી અંગ,
ચરણામૃત પાવન પુરુષોત્તમ શિવા શુદ્ધને સંગ. ૧૧

તિલક ભલા તુળશી ચક્ર-અંકિત નિર્મળ નરહરિસ્મરણ,
કંઠે શિલા શુદ્ધ, રુદે ત્રિભંગી, એ વૈષ્ણવ-આચરણ. ૧૨

ભલી ભક્તિશું આયુધ સઘળાં, સિંદૂર રથ તોખાર,
દળ પોતાનૂ કરી મુખ આગળે નમિઓ વિશ્વાધાર. ૧૩

પરમ પ્રેમ કુંતીસુત પ્રગટ્યો, હરિઆ ત્રિભોવનધીશ,
સન્મુખ થઈ હરિ અશ્વ હંકારચા સ્વામી શ્રીજગદીશ. ૧૪

ચતુરાગ દળ ચોકો પાસાંથી ધાઈ ચઢ્યૂં સર્વ શેર;
આગલથી બે હયવર ચાલે, સૈન્ય ઘટા ચોફેર. ૧૫

---

૧૫. શેર, સેર=સેરડો, કેડો, માર્ગ—આ પહેલાં પણ અનેક ઠેકાણે આ શબ્દ આવ્યો છે

નાનાવિધિ વાજિંત્ર, બહુ દુંદુભિ, ગહક બંદીજન કેરા,
હયવરના હેનલ, રથના ધડાકા, તેહેના ઘોર અનેરા. ૧૬
ચમર ફરે ને ધ્વજા ફરહરે, ઘંટા–ઓળ્ય, ગજ–શ્રેણ્ય.
ઘૂઘર ઘમકે, વાજે શરણાઈ, મધુરી મૌઅર વેણ્ય. ૧૭
છત્ર ઝળહળે, પાયદળ આગળે, ચતુરંગ દળ શોભાવે,
અમરલોક સર્વ મુનિવર જોતાં અપાર ઉત્તમ ભાવે. ૧૮
જૈમુનિ કહે છે: જન્મેજય ભૂપત્ય, કુંતલપુર ચંદ્રહાસ,
અશ્વમેધના હય ત્યાંહાં પોહોતા, તે છે હરિનો દાસ. ૧૯
**વીરવર્માની** કથા સંપૂરણ, જૈમુન્ય રુખિની વાણી,
**હરજીસુત** હરિદાસ **કાહાનજી** એ બુદ્ધિમાન્યે વિખાણી. ૨૦
કડવાં સોળ ને પદ ચ્યાહારસેં એ માંડે પદબંધ,
શ્રીદામોદરજી તણી કૃપાયે કીધો **ભારથ**–સમંધ. ૨૧
ત્રયો તાવ વેળાજ્વર ઊપરે ન થાએ સંગ રોગ;
એ કથા સાંભળ્યે તતક્ષણ નાસે; તેહેનો પોહોંચે ભોગ.॥ ૨૨
તેહેને ઘેરચ યમદૂત કો નાવે, કથા તણો મહિમાય,
અતુલ પુણ્ય એ કથા સાંભળ્યે વૈષ્ણવ તણો સંવાય. ૨૩
વૈષ્ણવ દ્વિજ **હરજી–સુત**, વૈષ્ણવ, વૈષ્ણવ–કુળે હરિગાન;
નામ નારાયણ ભક્તિ પદારથ નહિ કો એહ સમાન્ય. ૨૪
કલૌ કીર્તન પુરુષોત્તમ વૈષ્ણવ વલ્લભ એ યુગ–મહિમા પ્રૌઢ.
તેહેને મંદિરે સદા નિરંતરે વાસે ગરુડારૂઢ. ૨૫

વલણ

વાસે ગરુડારૂઢ મંદિર; ભક્તને વશ્ય શ્રીહરિ.
**હરજીસુત** કહે: સદા કાળે હ્રદેમાંહાં પ્રભુ રાખો ધરી. ૨૬
૪૦૪

૨૧. બુદ્ધિમાન્યે=બુદ્ધિમાને=બુદ્ધિના માન–માપ પ્રમાણે, યથાબુદ્ધિ.
૨૬. ઇતિ આક્ષાંત વિરવર્માનું સંપૂર્ણ ॥ આક્ષાંત ॥ ૧૩ ॥

## ૧૪. ચંદ્રહાસનું આખ્યાન

### કડવું ૧ લું—રાગ કેદારો

શ્રીગોપાળ ગુરુ વંદું પાય, જેહ કૃપાથી હરિયશ કેહેવાય.
શ્રીમહાભારથ મેરી જે કથા તે તું સાંભળને સર્વથા. ૧
હયમેધાદિક પાંડવ તણો પ્રતાપ પ્રભુએ વધાર્યો વણો.
તેહ કથા કહું વિસ્તારી, અર્જુન હયની રક્ષા કરી. ૨
સત્તર જેહેમાં છે આખ્યાન વૈષ્ણવરાજ પરમનિધાન
પાંડવ તણા આકંપ્યા આપ, ગોત્રકદનનૂં એહુ પાપ ૩
જ્ઞાનચક્ષુથ કરચો વિચાર, અંધૂં કર્મ કરી સંહાર,
ભૂમ્ય પડયા મૂકિ નિશ્વાસ; હવે વ્યાસ પધારયા પાસ. ૪
ચરણે નમિઆ કુંતીનંદન, અતિ સુંદર માંડ્યું આસન,
પૂજન કરી વ્યાસની પ્રેમ, પછે પૂછિજે કુશળીક્ષેમ. ૫
વ્યાસ આગળે દુખિયા થયા : 'ગોત્રકદનની નાવી દયા,
'અહ્મ્યો અનાહુત આચર્યૂં કર્મ, ચંદ્રવંશનો ટાળ્યો ધર્મ. ૬
'વળી કર્મ કરચૂં દુષ્ટે જગદીશ, મોટાં અઘ બેઠાં અમ શીશ.
'મોટા દુષ્ટ ધરામાં થયા; હવે પ્રભુ કયમ આણે દયા ?' ૭

---

૧. હવે આખ્યાન ચંદ્રહાસનૂં કેહેવાય.

વ્યાસ કહે : 'દુ:ખ છાંડો . . જો,
યાગ આરંભો; કહું છું અહન્ઓ.'
પ્રથમ આખ્યાન આરંભ તણું, તોરંગમેધ જે કારણ ઘણું. ૮
કહીને વ્યાસ પધારયા સહી, અશ્વમેધની ઇચ્છા થઈ.
મેઘવર્ણ ચાલ્યા વૃષકેત ભીમાદિક સંઘાતે હેત. ૯
ભદ્રાવતી થકી તોખાર લ્યાવ્યા, તાંહાં ન લાગી વાર.
બીજું આખ્યાન તે યૌવનાશ્વ, ત્રિજે ભીમ ગયો હરિપાસ. ૧૦
કુટુંબ સહિત સ્વામી ભગવાન ઘેરય આવ્યા, ત્રીજૂં આખ્યાન,
ચોથે આખ્યાને ઘોડો હરયો, અનુશાલ્વ દાનવ બળભરયો. ૧૧
હય મેલ્યો તે ચાલી ગયો, નીલકેત–કુંઅરે બાંધિઓ;
એહ આખ્યાન પાંચમૂં સહી; તાંથી હયવર પોહોતો છે જઈ, ૧૨
છઠે અબળા ચંડી જેહ, આપે શલ્યાં થઈ જેહેની દેહ.
સાતમૂં હંસધ્વજ ભૂપાળ, સુરથ સુધન્વા જેહેના બાળ. ૧૩
આઠમે સ્ત્રિયારાજમાં ગયો, પ્રમેલાયે યુદ્ધ કરના ગ્રહ્યો.
ઉમયા–વનમાંહાં વડવા–અંગ, વળી સાર કરી શ્રીરંગ. ૧૪
નવમે ઝાડખંડની કથા, માણસ વૃક્ષ જોઇયે સર્વથા.
તાંહાંથી રાક્ષસ ભીષણ તણૂં, હય બાંધ્યો તેહેનૂ બળ ઘણૂ. ૧૫
એકાદશમે મણિપુર નામં બભ્રૂવાહનનો મહા સંગ્રામ,
દ્વાદશમે લવકુશનૂં કહ્યું, શ્રીરામ સંઘાતે મહાયુદ્ધ થયં. ૧૬
એક સરોવરમાંહાંયૂં પીધૂં નીર, હય પચાયણ તણૂ શરીર.
મારગમાંહ જયમ મળિયા જેહ, યુદ્ધ કીધૂં, તોરંગમ એહ. ૧૭
તામ્રધ્વજશું યુદ્ધ જગદીશ, મયૂરધ્વજે વેહેરાવ્યૂં શીસ્ય;
ત્રયોદશમું તે આખ્યાન, એ હય મેહેલ્યા ભગવાન. ૧૮
સારસ્વતપુર પોહોતા હરિ, રોગસહિત યુદ્ધ કીધૂં ફરી,
કુંતલપુર વૈષ્ણવ ચંદ્રહાસ ભક્ત મેળાવ્યા વિશ્વાવાસ. ૧૯
તે પંનરમૂં શુભ જાણિએ, વિષ્ણુભક્ત કુહે આણિએ.
સોળમૂં બકદાલભિ રૂષિ તાપસમાંહે શિરોમણિ સુખી. ૨૦

જયદ્રથસુત પામ્યો બહુ ખેદ, સત્તરમે પૂરચો અશ્વમેધ.
હવે ચતુર ચંદ્રહાસ હરિભક્ત, તેહ કથાની કહું સર્વ વગત્ય. ૨૧
યુદ્ધ કરી વીરવર્મા સાથે તોરંગ બે મેહેલ્યા સંધાતે :
ચંદ્રહાસની સીમ મોઝારય રમતા બે આવ્યા તોખાર. ૨૨
કુંઅર બે મૃગયા સાંચરચા, આણ્ય પોતાનીમાં પરવરચા,
ચંદ્રહાસ કેરા સુત સહી, હય દીઠા તે બાંધ્યા ગ્રહી. ૨૩
મકરકેત, બીજો પદ્માક્ષ, વિષ્ણુભક્ત પૂરો સાક્ષાત,
ધનુર્વિદ્યા જાણે કરી યુદ્ધ બાથા અસ્ત્ર સબળ આયુદ્ધ. ૨૪
અર્જુન-સૈન્ય જાણિઉં મન્ય : 'હરિ આવ્યા ફીરે દર્શન'
અનેક રાય સંઘાતે ઘણા, પ્રતાપ જાણ્યા પાંડવ તણા. ૨૫
'તોરંગ કોણ છોડાવે આજ ? આપણે મસ્તકે શ્રીમહારાજ.'
જાણે હરિની ભક્તિ સમૂલ બહુને કુંઅર જ્યમ શાર્દૂલ. ૨૬
બહુને અગોચર ઘોડા થયા, દેખે નહિ, દળ થંભી રહ્યાં,
દિશોદિશ માર્ગ સર્વ શેર પર્વતની રક્ષા ચોકી ફેર. ૨૭
ચિંતા કરે યોધ સર્વ મળી; હામ અગોચર નિરખ્યા વળી

કો કેહે : 'હય અંતરિ કોણે હરચા.'

કો કેહે : 'સુતળિ અગોચરિ કરચા.' ૨૮

એમ ચિંતા આણે છે સહુ, મળિઉં અર્જુનનું દળ બહુ;
એટલે નારદ આવ્યા તાંહ, પાર્થ ને શ્રીકૃષ્ણ છે જાંહ, ૨૯
ગુડાકેશ કૈ નમિઆ ચરણ્ય નારદ સકળ દુઃખના હરણ.
સૈન્ય ઊતરચું તેણ્યે ઠારય, સભા રચી મહાવંન મોઝાર. ૩૦
યોદ્ધા સર્વ મચીને રહ્યા, સભા મધ્યે સર્વ ગહઘયા,
સ્તવન કરે કુંતીનો પુત્ર; એટલે પ્રથમ થયું એક સૂત્ર. ૩૧

---

૩૧. ગહઘયા=ગહગથા. 'હ' પૂર્વ તરફ ખસી 'ગ' સાથે 'ઘ' રૂપે થયેલો મળે છે.

**વલણ**

પ્રથમ થયું ત્યાંહાં સૂત્ર રે, નારદ અર્જુનને મળ્યા.
સભા રચીને સર્વે બેઠું, તાપ અંતરના ટળ્યા. ૩૨

## સૂત્ર ૨ જું—રાગ [એ જ]

જૈમુનિ કહે છે: સુણ્ય, રાય જી; હય તોરંગ અગોચર જનયજી.
હય નવ્ય દીઠો, થયા દિગ્મૂઢ જી,
વૈરાગ પ્રગટ્યો અર્જુનને પ્રૌઢ જી. ૧

ઢાળ—હવે શોક નિવારી નારદજી બોલ્યા છે અતિ પ્રેમ:
'અરે સવ્યસાચી, જાણજે તાહારે સદા કુશળી ક્ષેમ. ૨
'તમારે પાસે પ્રભુ તે જગત કેરો નાથ.
'ત્રૈલોક્ય રૂઠી શું કરે, હરિ બેઠે જેહેના હાથ? ૩
'નહિ તો તેણી દિશાએ આવિયા હય ન છાંડે કોય.
'વિષ્ણુભક્ત રાજા સત્યવાદી તેથું યુદ્ધ કયમ હોય? ૪
'તે માટે, અર્જુન, સુણો; શી ધરો ચિંતા મંન્ય?
'તહારે પાસે સદા ભયહરણ જગજીવંન. ૫
'અરે અર્જુન, તમ ઉપરે પ્રભુને છે હેત;
'નહિ તો મયૂરધ્વજને કોણ ગાંજે? તેહેનો કહ્યો સંકેત. ૬
'જશ આપે છે જગદીશ તુજને, મેહેલ્ય સઘળો ભર્મ,
'તાહારા ભાગ્યનો શો પાર કહેુ? સારથિ પરબ્રહ્મ. ૭
'હવે રેવંત ગયા છે તે કહું હું તુજને રીત્ય.
'ચંદ્રહાસ નામે એક વૈષ્ણવ, સબળ હરિશું પ્રીત્ય. ૮
'પરબ્રહ્મ સાથે પ્રીત્ય, અર્જુન, એકાંતિ કિમે ન થાય;
'સંસાર માયા તણા રંગમાંહાં બહુવિધિ રંગાય.' ૯
'હરિભક્તિનો મારગ ગ્રહી જે ધરે વૈષ્ણવ નામ,
'સંસ્કાર વિણ આવે નહિ, એ, પાર્થ, મોટું કામ. ૧૦

'દારા સુત વાહન વૈભવ મંદિર ધન બહુ રંગ,
'તેણે વળગી આપણાં રેહે કરી રહેલાં અંગ. ૧૧
'અજ્ઞાની જાણે નહિ શ્રીકૃષ્ણમારગ જેહ,
'અન્યથા ભૂર ભમે ઘણા, નહિ શુદ્ધ આણી નેહ. ૧૨
'બહુ તીરથ સેવી તપ કરી મનને કરે જેહ શુદ્ધ,
'કો જન્મયોગે નીપજે વૈષ્ણવ તણી તો બુદ્ધ. ૧૩
'વૈષ્ણવ કેરાં અંગમાંહિં વિષ્ણુ કેરો વાસ.
'રૂપ તેહેનૂં જાણિએ શ્રીકૃષ્ણ-જ્યોતિપ્રકાશ. ૧૪
'તેહેને મળતાં જાણિએ, હરિ તણૂં જ્યમ દર્શન.
'ધર્મોદય એમ જાણિએ ભગવાનમાંહાં નહિ ભિન્ન. ૧૫
'ચંદ્રહાસને એમ જાણિએ, જ્યમ નાથ કેરૂં રૂપ;
'હરિચરણ કેરો દાસ એહેવો પ્રભુ આપ-સ્વરૂપ. ૧૬
'તેહેને નગરે ગયા ઘોડા; સાંભળ્યને, અર્જુન.
'તેહેને કુંઅરે બાંધિયા, યુદ્ધ કરવા ઊપરે મંન. ૧૭
'ચંદ્રહાસની જે કથા આદ્યથી કચમ કેહેવાય?
'નહમ્યો, અર્જુન, સ્વસ્થ નહિ; આંહાં રહ્યા છો, વિસ્મયમાંહ. ૧૮
'એહ કથા એહેવી સહી, જ્યમ કૃષ્ણ તણાં ચરિત્ર,
'ચંદ્રહાસને ત્યમ જાણિએ વિષ્ણુભક્ત પરમ પવિત્ર.' ૧૯
દેવરુખિને ચરણે નમ્યા અર્જુન તેણી વાર :
'સ્વામી, મુજને હેત સૂભળૂ; કથા કોહો વિસ્તાર. ૨૦
'અષ્ટાદશ ક્ષોહિણી મળી કુરુક્ષેત્રમાંહિં પ્રૌઢ,
'બેહૂ સૈન્ય મધ્યે રાખી રથ માહારો ગરુડારૂઢ, ૨૧
'ભગવંતજી ભાવ સમજે કહ્યાં કર્મ ને નિષ્કર્મ.
'કિશ્યો તાહારે સ્વસ્થ હનો? હેત શ્રીપરબ્રહ્મ. ૨૨
'તે માટે મુજને કોહો વિષ્ણુભક્તકથા રસાળ.
'તે મુજને વલ્લભ ઘણૂં, જેહેને વાહાલા શ્રીગોપાળ.' ૨૩

નારદજી રળિઆત થયા શ્રીકૃષ્ણનું મુખ જોય.
ભગવાનજી કહે : 'કાહો કથા, જેમ સાંભળે સર્વ કોય.' ૨૪
પતાકા બહુ ચમર ફરકે, ચર્મ શસ્ત્ર અનેક,
ટોપ બગતર ઘંટાદળ જોતાં ન આવે છેક. ૨૫
અનેક હય હસ્તી ઘણા રથ પાલખી બહુ સાથ.
સૈન્ય ફરતું સાંભળે; એમ ધર્યાં આયુધ હાથ. ૨૬
નારદજી મુખથી વદ્યા : આદ્યથી કહૂં આખ્યાન.
કૃતવર્મા સાત્વિક પ્રદ્યુમન યૌવનાશ્વ સુત રાજાન, ૨૭
અનુશાલ્વશં નીલકેત રાજા હંસધ્વજ જે હોય,
ભીષણ રાક્ષસ બભ્રુવાહન સાંભળે સર્વ કોય. ૨૮
મયૂરધ્વજ ને વીરવર્મા વૃષકેત સમેત,
ધનંજય ભગવાનજી એહ કથા સુણવા હેત. ૨૯
બહુ યોધ બીજા જેહને જે ટળ્યા છે અધિકાર,
તે તે આવી આસન બેઠા, રહ્યા તેણે હારય. ૩૦
કઈરલ દેશમાંહે નગર કૈકલ, શોભા કહિય ન જાય.
વિષ્ણુભક્ત નિર્મળ સત્યવાદી સુધર્મિક તાંહાંનો રાય. ૩૧
સુખસેન્યા નામે સુંદરી સાધવી નિર્મળ સત્ય.
ભરતાર-ભક્તિ પતિવ્રતા શ્રીકૃષ્ણ-ચરણે મત્ય. ૩૨
પંડા વાજે દેશમાંહે; કાહાવે એમ નરેશ :
'જે ભક્તિ ન કરે કૃષ્ણની તે છાંડજો માહારો દેશ.' ૩૩
હરિ નામને આધારે રાજા સબળ સેવા હોય.
વૈષ્ણવ કેરા ચિહ્ન પાખે તાંહાં ન દીસે કોય. ૩૪
પ્રભુની સેવા કરે અહોરાત્ર તે ભૂપાળ.
તેહને ઘેરે પ્રગટયો 'ચંદ્રહાસ' નામે બાળ. ૩૫
નગરમાંહેથી વિપ્ર તેડી પુછિઓ તેહને ભેદ.
'અવયોગમાંહે આવિઓ;' રાય સુણી પામ્યો ખેદ. ૩૬

વલણ

એ: પામ્યો રાય રે; સુત દેખી સર્વ હરખિજ.
સૂત્ર બીજું અહીં થકી એટલે પૂરણ થયું. ૨૭/૧૯

## સૂત્ર ૩ જું—રાગ કેદારો

જૈમુન્ય બોલ્યા : સુણિયે, રાય જી,
કેહવે જ્યોગે તેહેનો જન્મ થાય જી.
સર્વ મળીને પૂછે છે સમાય જી:
'તહ્ને પ્રશ્ન કરીને, ગુણિરાય જી. ૧
ઢાળ—'કેહેવા જ્યોગમાંહાં જન્મ થયો ?
ત્યાહારે કોણ હતું નક્ષત્ર ?'
વિપ્ર એહેવું બોલિયા નિર્ધારિણ જોઈ પત્ર : ૨
'મૂળયોગે જન્મ એહેનો હુઓ તેણે કાળ.
'વામ કરની આંગળી વાધતી છે એક બાળ. ૩
'અન્યથા લક્ષણ સર્વ સુંદર, નહિ કો એહ સમાન્ય.'
વિપ્રને સંતોષ્યા ઘણું સુખ પામિઓ રાજાન. ૪
એમ કરતાં થયો તે મોટો સબળ તેહેની બુદ્ધ.
નેત્રપંકજ અંગ નિર્મળ વદન જિહ્વા શુદ્ધ. ૫
એક સંવસ્તર પૂરણ થયો; નારદ કેહે : અર્જુન;
એહેવે પરદળ બહુ સંગ્યે લેઈ કો આવિઆ રાજન. ૬
સુધર્મિક સાહામો ગયો; યુદ્ધ સબળ કીધૂં ત્યાંહ.
યોદ્ધા વાધ્યા અતિ ઘણા, પછે મુઓ તે રણમાંહ. ૭
તેહેની નારિયે સહગમન કીધું અને પડિઓ ત્રાસ.
નગર કંપ્યાં લોક નાઠા, જીવ્યા તણી નહિ આસ. ૮
રાણી સમાને રાયને ધૈરજ હતી દાસી જેહ,
ધત્રરાવની તે બાળને સંગ્યે લેઈ નાઠી તેહ. ૯
સબળ આયા તેહેને, ચંદહાસ ઊપરે પ્રીત્ય.
ત્યાંહાં થકી નાઠી કુંતલપુરમાંહાં પોહોતી કહી રીત્ય. ૧૦

એક સામટાં મંદિર ઘણાં, બ્રાહ્મણ રેહે જે દારચ,
તે બાળક લેઈ, ઉતાવળી આવી રહી તે નારય ૧૧.
બ્રહ્મપુરીમાં આશ્રમ કરીને રહી એકે ઠામ્ય,
ઉદર અર્થે વિપ્રનાં ઘર તણાં કરતી કામ. ૧૨
બાળકને દૂહવે નહિ, તે કરે બહુ રક્ષાય.
એમ કરતાં, સુખે કરીને તેહ તણા દિન જાય; ૧૩
પોતાનાં ઘર પ્રેમદા સહુ કરચાં તે કાજ્ય.
તેહેના પુત્રને દૂહવે નહિ, સહુકો કરે સંભાળ્ય. ૧૪
એમ બાળકને સહુ ઉછેરતા, તે ધાવ્ય પામી મરણ.
ચંદ્રહાસ થયો છે એકલો, તેહેને કોણ રાખે શરણ? ૧૫
ત્રાસ અંતરિ પામિઓ, કો આગળ જઇ કેહે દુઃખ?
હાય. અંતરમાંહાં પડચો, તેણે કરમણું થયું મુખ. ૧૬
બાળક સાથે જઈ રમે: 'જાણે વીસરે મુજ માત.
ગન્ય અંગ થઈ છે ચરણની, મૂળથી રહ્યા એ હાથ.' ૧૭
એકાંતે બેશી રેહે, દુઃખ ખમે તેહ શરીર;
એક નામ કહીંથું આવડચૂ રસનાયે કેહે: 'જદુવીર.' ૧૮
ભૂખ્યો કોહોને કહે નહિ, માગે નહિ તે તોય.
કો દેખતાં બોલે નહિ, એકાંત્ય રહીને રોય. ૧૯
વિપ્રના તે બાળ સંઘાતે રમે છે અનુદિન.
એમ કરતાં તે શિલા શુદ્ધ તેહેને જડચા સામળવર્ણ. ૨૦
શાલિગ્રામ સ્વરૂપ સૂક્ષ્મ જડચા રમતાં ત્યાંહ;
હેને આણી બાળકે રાખિઆ મુખમાંહ, ૨૧
કોય તણી દષ્ટે તે નવ્ય કરે અને રેહે પવિત્ર.
મન વિષે થઇ એમ ધારણા, જેણે ધરચું શિર છત્ર; ૨૨
મન વચને પૂજા કરે, ધૂપ દીપ બહુ શણગાર,
ક્ષણ માત્ર તે અળગૂ ન મેહેલે, રાખે વદન મોઝાર્ય. ૨૩

પ્રસુતે પામ્યા પછી બાળક ધરે બહુ હેત,
જમે પોહોર એકશ રેહે ચંદ્રહાસ સમેત. ૨૪
ધાત્યના મનમાં હતું: 'સુખ આગળે બહુ થાય,'
'રાજબીજને એ ઊછરે તો મુજને જાણે માય.' ૨૫
મન તણું કલ્પ્યું સર્વ મિથ્યા; જે વચ્યું છૂટી ગત્ય,
તે લેખ તાંહાં, સાચો સહી; કાંઈ નહિ આપણે હાથ્ય. ૨૬
અહોરાત્રિ કીજે કલ્પના પરપંચ કોડાકોડ્ય,
'માહારૂં ઝરચૂં ને હું કરું;' હીંડતા મોડામોડ; ૨૭
એહ તાંહાં, અર્જુન, સર્વ મિથ્યા, ભમે ભૂલ્યા ભર્મ,
ભોગવ્યા વિણ નવ્ય છૂટિએ જે લેખ લખિઓ કર્મ. ૨૮
તે તે વિચ્યારચૂં મિથ્યા થયું ને એકલો સુત હોય;
માત તાત ભ્રાતા કુટુંબ મંદિર નહિ તેહેને કોય. ૨૯
એકલો તે બાળક ફરે, રેહેવા તણો નહિ સ્થાન,
આધાર સુખ કર શીશ રાખે એક શ્રીભગવાન. ૩૦
સખા જેવડો રૂપ સુંદર તેજનો અંબાર,
અહોરાત્રિ તે સેવા કરે ચંદ્રહાસનો આધાર. ૩૧
મન વિષે જાણે: 'એહ થકી તે પામશું નવ નિદ્ધ,
'શિલા શુદ્ધ ને સેવિયે, માહારે એહ સઘળી રિદ્ધ'. ૩૨
હરિકથા કીર્તન કરે ગાએ, સાંભળે હરિનામ,
એમ કરતાં જ્ઞાન પામ્યો, વાહાલા સુંદરશ્યામ. ૩૩
તેની ભક્તિ માટે નાથજી હવે કરે કરુણા જેહ,
ધનંજય, એકમન થઈ સાંભળ્યને કહું તેહ. ૩૪
કુંતલપુરનો રાયજી આપશે તેહને રાજ્ય,
મંત્રીન્તનયા રાજસુતા કામની સેવા કાજ્ય. ૩૫
સુગમ નારી પામશે ને કોવંદ થાશે તાત,
મેધાવની હારયની એહની આગળે થાશે માત. ૩૬

જેહેને નાથજી કરુણા કરે, જેહ ઊપરે હોયે દષ્ટ,
દુરિજન કોપી શું કરે? તેહેને ટળે કોટિ અરિષ્ટ. ૩૭
ચક્રવર્તી કૃપા પામે પવને લીધા જાય,
પ્રભુની કરુણા થકી રાંકને છત્ર ધરાય. ૩૮
એકને મસ્તકે સહસ્ર ગાજે, તે ઘેરચથી પામે મરણ,
એકને પ્રભુ કરુણા કરે તે ઊગરે સાગર અરણ્ય. ૩૯

**વલણ**

ઊગરે સાગર અરણ્યમાંહે પ્રભુની રક્ષા થકી.
સૂત્ર ત્રીજે જાણિએ, ચંદ્રહાસ હવે કીધો સુખી. ૪૦/૧૦૯

## સૂત્ર ૪ થું—રાગ અસાઊરી

હવે જૈમુનિ રુખિ એમ ઊચરે; જન્મેજય શ્રવણે ધરે;
મન હરે, કથા સાંભળી છે, પ્રેમ અતિ ઘણો રે. ૧

ઢાળ—મન હરિખે, હવે રાજા કેહે છે:
ધન્ય રુખિજી, એહ વાણી,
નારદજીનાં વચન કોહો હવે મહા માયા મન્ય આણી. ૨
જૈમુનિ કેહે છે સુણ, જન્મેજય; ચંદ્રહાસ છે એહેવો.
બાળપણામાંહાં બુધિ પામ્યો જાણે ભક્ત પરાપર તેહેવો. ૩
માતાના ગુણ સર્વ વીસારી બાળક સાથે રમતો.
કલેશ તણી તે વાત ન જાણે, બોલ કેહે સહુ ગમતો. ૪
જે જે બાળક સાથે રમે છે રમત્ય એહ બહુ માંડી,
તેહ આગળે બૂધ્ય નવ્ય ચાલે, મહકો રેહે છે છાંડી. ૫
બાળક કેહે છે જૈમુનિ એહેવૂ આપ આપણે ઘેરચ:
'માતાજી, તહ્મ પ્રેમ ધરો બહુ ચંદ્રહાસ ઊપેરચ.' ૬
એક આપણા બાળક સાથે તેડી ઘેરચ જમાડે.
એક સૂખડા ચોડી ગૂંથી બાળક રમત્ય રમાડે. ૭

એક કુસુમના હાર ધરે શિર, એક પછેડો આલે.
એક પગરખી નવી શિવડાવે; સુખે કરી જયમ ચાલે. ૮
એક ઝૂલડી કરી મોળિયાં, મખમળ પ્રકેરી રંગ,
એક, કડી મુદ્રિકા હાર કટિબંધ શણગાર્યું સર્વ અંગ. ૯
દાસ્યદાસ્યથી રક્ષા કરે છે નગરનિવાસી જંન;
સંભાળી, મંદિરમાંહાં રાખે, સાર કરે મુનિજંન. ૧૦
એમ કરતાં હવે પાંચ વરસનો તેહ થયો એહ રીત્ય;
શાલિગ્રામ શિલા શુદ્ધ ઊપરે તેહેને સબળી પ્રીત્ય. ૧૧
કુંતલપુર કેરા અધિપતિને ધૃષ્ટબુદ્ધિ છે મંત્રી;
વિષ્ણુભક્તિનો માર્ગ ન જાણે, ક્રોધ ભરચો તે ક્ષત્રી. ૧૨
હરિનૂં નામ પોતાની રસના કો કાળે નવિ બોલે.
ચતુર-શિરોમણિ જ્ઞાનવંત જાણે:'નહિ કો મુજ તોલે.' ૧૩
તેહેને મંદિર વિપ્ર તેડિયા ભોજન અર્થે મુખ્ય.
વિદ્યાવંત, તેમાંહાં છે સબળા, મહેળ ગાલવ કેહે મુખ્ય. ૧૪
આરોગીને સ્વસ્થપણે બ્રાહ્મણ બેઠા છે ત્યાંહ.
ધૃષ્ટબુદ્ધિ આગળે છે ઊભો, પ્રેમ વધ્યો મનમાંહ. ૧૫
મંત્રી કેરો કુંઅર કેહે તેહેનૂં નામ મદંન,
તે સંઘાતે રમતો આવ્યો ચંદ્રહાસ પાવંન. ૧૬
વેગળેથી બાળક બહુ દીઠો દ્વિજે બોલાવી લીધો.
રાજપુત્ર-લક્ષણ છે સુંદર; મંત્રી દષ્ટે કીધો. ૧૭
ચરણ થકી બાળકને નિરખ્યો; લક્ષણ દીઠાં પ્રૌઢ;
તેહેના અંગની શોભા જોઈને મનમાંહાં થયો દિગ્મૂઢ. ૧૮
બ્રાહ્મણને કેહે:'બાળક કોહોનો? માત તાત કોણ કહિએ?'
દ્વિજ બોલ્યા:'અહો ગામઠામ, ને માત પિતા નવ્ય લહીએ. ૧૯
'એહ તણી જે માતા હતી, ઘેરઘ વિપ્રને રેહેતી,
'બ્રાહ્મણ કેરી સેવા કરતી, પણ પૂછ્યું નવ્ય કેહેતી. ૨૦

૧૨. બધે 'દરિગૂઢ' કે 'કપટબુદ્ધ' એવી એવી જાતની જોડણી મળે છે.

'એ બાળકનાં લક્ષણ એહેવાં ચિત્ત અમારી ભાસે.
'કુંતલપુર કેરો અધિકારી એહેને રાખિએ પાસે. ૨૧

'શાસ્ત્રમાંહે જે લક્ષણ બોલ્યાં તે એહેને અંગ્ય દીસે.
'એ બાળકની શોભા જોતાં ચિત્ત અમ્હારાં હીસે. ૨૨

'કર્ણ કપોલ નેત્ર નાસિકા વિશાળ મસ્તક હોય;
'પાણ્ય ઉરસ્થલ નાભિ કટિરેખા જંઘા ને પદ જોય. ૨૩

'અધર તાળવું રસના એહેની અરુણ તણે આકાર;
'રેખા ત્રણ્ય નેત્રમાંહાં સુંદર શોભી રહી અપરંપાર. ૨૪

'પાહાની પાદ નખ સુંદર ગાતા, તેહેમાં ચંદ્રની જ્યોત્ય.
'કનિષ્ઠિકા ને તર્જની એહેની, દિનકર-અપર ઉદ્યોત્ય. ૨૫

'કનિષ્ઠિકાથી રેખા ચાલી અને તર્જની જાંહ,
'દીર્ઘ આયુતા એહેવો દીસે વેધી નહિ વિચ્ય માંહ. ૨૬

'અંકુશ ધ્વજા ચમર ને યવ છે ધનરેખા ને છત્ર,
'રાજ્ય તણા બહુ વૈભવ એહેને, નાનાવિધિ વાજિંત્ર. ૨૭

'દીર્ઘ આંગળી એહેના ચરણની, વંક વળ્યા છે પાય.
'એહેને ચરણે આવીને નમશે સહુ અવનીના રાય. ૨૮

'વળી ધૃષ્ટબુદ્ધિ, અહ્મે એમ જાણું છું તાહારે ખાંપશે ધંન.
'એહ તણો તે સેવાવર્તી થાશે પુત્ર મદન.' ૨૯

એમ કહીને બ્રાહ્મણ સહુકો આવ્યા આપાપણે ધામ્ય.
મંત્રીને મહા ક્રોધ ઉપનો: 'હવે કરું એહ કામ. ૩૦

'કોહોનો બાળક, જાતિ ભાતી, કો માતા પિતા તવ્ય જાણે.
'હું છતું ત્યાંહાં રાજ્ય કરે કચમ રહી કુંતલપુર આણે? ૩૧

'માહારો કુંવર થાએ કચમ સેવક?
ધન પામે કચમ માહારુ?
'એહ બ્રાહ્મણ બોલ્યા તે સાચું. હવે એહેને ન ઊગારું.' ૩૨

'કુંતલપુરેશને પુત્ર નથી,' મંત્રી જાણે એ મન્ય:
'આગળ્ય જાતાં રાજ્ય અમારું પામે પુત્ર મદન.' ૩૩
મનમાંહે તાં એમ જાણે છે, તેણે ગર્વિત અપાર:
'એહ બાળ તાં હવે મારવો; એહેનો દોષ નવ ગણવો લગાર.' ૩૪
એવું વિચારી વેગવત, પછે તેડ્યા છે ચાંડાળ:
'આંહાં થકી તે દૂર જઈ એક મારી આવો બાળ. ૩૫
'કુંતલમેન્યના રાજ્ય મધ્યે કો મારો ન બોલે વાણી.
'કામ કરો તે સઘું કરજ્યો, ઠામ અગોચર જાણી. ૩૬
'દુષ્ટ અગોચર વન્ય જાજ્યો જાંહાં કોહોનો ન પડે ચરણ.
આણું હેત ઘણું તમ ઉપરે; એહ પમાડો મરણ.' ૩૭
'સ્વામીજી, અમને શું દેશો? પછે એ કામ કીજે:'
'અહીં ચ્યાર થઈ ગામ અરચેટું મહિપી સાથે લીજે.' ૩૮
'તગદ્યો, કહ્યું તે અહ્મ્યો આપવું, હવે મ લાવો વાર.'
પછે બાળકને એહેવા ચલ્યા; સૂત્ર થયાં અહીં ચ્યાર. ૩૯

વલણ

સૂત્ર થયાં અહીં ચ્યાર રે, તે બાળક તેડી નીસર્યા.
વહીને આગળ ક્રચ્યો, મારવા અર્થે પરવર્યા. ૪૦/૧૪૯

## સૂત્ર ૫ મું—રાગ મારુણી

તાંહાંથી બાળક લઈને પરવરિયા રે,
પાપ ચિંતવીને પાય ભરિયા રે.
તે તો વાહીને પમાડ્યો છે ભ્રંમ રે:
'ક્યાંહાં કરશું અગોચર કર્મ રે?' ૧
હવે નગર તજીને જાય રે; નાહાનડિઆને ચિંતા થાય રે.
તેણી વેળાં ચાલ્યા છે જોય રે, તેહેને સાહામો ન મળ્યો કોય રે. ૨
તાહારે બાળકે ચિંતા માંડી રે, રહ્યો ધિર્ય હૃદેનું છાંડી રે.
મનમાંહાં જાણ્યું: 'મ દૂને મારે રે.' ક્ષણ વાસુદેવ ન વીસારે રે. ૩

માંહોમાંહે બોલ્યા એમ દુષ્ટ રે: 'આ મારવો બાળ અરિષ્ટ રે.'
એક કહે: 'આપે છે ગામ રે; શોં બાળક કેહવો કામ્ય રે? ૪
'એહને સગાં નહિં માત ને તાત રે;
કોણ જાણશે મારયાની વાત રે?'
એક કહે છે: 'રૂપને તો નિરખો રે; કો નગરે નહિ એહ સરખો રે.' ૫
એક કહે છે: વાત શી, ભાઇ રે? એહને મારો વેગે કર સાહી રે.'
તે બાળકને દોડાવે રે, એમ કરતાં વનમાંહાં આવે રે. ૬
લઘુવયનો ચલાવે ચરણ રે, તેણે કાને તે સુણિઉં મરણ રે
બાળક કહે છે: 'અન્યાય રે, મેં નવ્ય કીધો પુરમાંહ રે. ૭
'મુજને માર્યે શું થાશે રે? કિહ્યો છત્રપતિ લૂટાશે રે?'
પછે નેત્ર ઝરે તે વાર રે: 'માહારે શાલિગ્રામ આધાર રે.' ૮
એક કંટાળિનું વન કાહાવ્યુ રે; બીજૂં જન્તુ ઉપરે [ન] આવ્યૂં રે.
એક દારુણ દીઠો ઠામ રે, જ્યાંહાં માણસનૂં નહિ નામ રે. ૯
તે તો અંગ્યે ક્રોધ ભરાણા રે, હવે મારવા થયા સપરાણા રે.
પછે ખડગ કાઢ્યાં તેણી વાર રે; ઝળક્યાં તેહેની દીઠી ધાર રે ૧૦
'ગુણસાગર શ્રીગોપાળ રે, ગોપીવર કરે સભાળ રે.
'હૂં તો નાનડિઓ નવ્ય જાણૂ રે,
તાહારૂં નામ હ્રદેમાંહે આણૂં રે.' ૧૧
'રખે શાલિગ્રામ લે એહ રે.' પછે મુખમાંહાં મેહેલ્યા તેહ રે.
એહવે એક કહે: 'એમ કીજે રે.
એહને વનમાંહાં' મૂકી દીજે રે. ૧૨
'જૂઓ, બાળક કેરી મત્ય રે, હરનામ ન મેહેલે સત્ય રે.
'આપણો તે ધિક અવતાર રે.
જૂઓ, આંહાં નાથઇ આવ્યા માર રે. ૧૩
'ખૂચ્ય બાળકની નિહાળો રે, એમ મહિપી ગામને બાળો રે.
'આ વાધની આંગળી કાપો રે, એહેને એંધાણ જઈ ને આપો રે.' ૧૪

જય કનિષ્ઠિકાને છેદી રે, વજ્યા મંત્રીને વાત નિવેદી રે,
તેણે જઈ દીધું એંધાણ રે; તેહેને આપ્યાં ગામ પરમાણ રે. ૧૫
નારદ કહે : સુણો, અર્જુન રે, એણી પેરે રાખ્યો નંદન રે.
જ્યમ ગ્રાહથી ગજ ઉગાર્યો રે,
જ્યમ અમરિખ-શોક નિવાર્યો રે, ૧૬
જ્યમ મામકીનું કામ કીધું રે, પય તેહેના કરનું પીધું રે,
જ્યમ સુતનામે પ્રભુનામ રે, અજામેલ પામ્યો વિશ્રામ રે. ૧૭
જ્યમ પ્રહ્લાદ રાખ્યો નાથ રે, ચંદ્રહાસ દીધા ત્યમ હાથ રે.
જેહેને પ્રભુ કરે કરુણાય રે, તેહેને એમ રાખે વનમાંહ રે. ૧૮

## બીજી દેશી

વળી તમને કોણ કૃપા કરી હરિ, ગુડાકેશ, સુણ્ય વાણી.
વિખમોદિક લાખાગ્રેહેમાં રાખ્યા સારિંગપાણી. ૧૯
વનમાંહે આણીને પૂર્યાં કૃપાનાયકે અન્ન;
દુર્વાસા સઘળા રુખિ સાથે પામ્યો તે ભોજંન. ૨૦
દ્રુપદીને પટ પૂર્યાં સભામાંહાં, તેહેનો પાર ન લહે.
એહેવી કૃપા નાં કહીને હવી છે; સાંભળિ, અર્જુન, કહે. ૨૧
એણી પેરે ચંદ્રહાસ રાખ્યો વનમાંહે તે ભક્ત.
કથા આગળે કોણ હવી છે તેહ તણી કહૂં યુક્ત. ૨૨
છેદી આંગળી, બાળક નાહાનો વનમાંહે ફેંકાય
દશે દિશમાંહે કોય ન દેખે, નયણે નીર ન માય. ૨૩
પાંખ વડે તાં વનમાંહાં પક્ષી છાયા કરવા આવ્યાં;
કેટલાં ચાંચ ભરીને પાવા પાણી લઈને લાવ્યાં. ૨૪
અવની ઊપરે જે ચાલે છે સાંભર રોઝ શૃંગાલ,
પંચાયણ સુધી તાંહાં આવ્યાં રક્ષા કરવા વ્યાલ. ૨૫
એક પૂછ વડે તેહેને વાયુ કરે છે, એક જિહ્વાયે ચાટે.
આપઆપણી બોલિયે કહે : શોક ધરે શા માટે? ૨૬

અહવે ચંદ્રાવતીનો કોલંદ રાજા તે વન આવ્યો ધાઈ;
અશ્વ ત્યજી બાળકને પૂછે; પ્રેમ કરે કર સાહી : ૨૭
'માણુસ જો વનમાંહે નાવે, કેહેનો ન પડે ચરણ,
'તે વનમાંહિં બાળ ક્યાંહાંથી, રૂપ અનોપમ વર્ણ? ૨૮
'માત તાત તાહારે કોણ કેહે, ગામ ઠામ રેહેવાનો?'
વસ્ત્ર વડે ત્યાંહાં આંસૂ લોહ્યાં : 'કેહે મુજને રહી છાનો.' ૨૯
પોતાના હ્રુદેમાંહે ભીડિઓ; શોક નિવાર્યો ભૂપ.
તેહેને કાંઈ સંતાન નથી તે બાળક દીઠો રૂપ. ૩૦
'મુકુંદ માતા, ભ્રાતા ભૂદર, પિતા શ્રીપરબ્રહ્મ,
'ગામઠામ રેહેવાનૂં હ્રુદયા; બોલૂં, રાજા, ધર્મ. ૩૧
'પ્રભુ વિના હૂં કાંઈ નવ્ય જાણૂં; નામ તણો આધાર.
'પ્રભુએ પ્રેરિત તમ્યો મોકલ્યા દારુણ વન મોઝાર.' ૩૨
પછે કોલંદે મન્ય એમ જાણ્યે : 'એહેને કરૂં હૂં પુત્ર.
'રાજરીત્ય લક્ષણ છે સઘળા, શોભા પરમ વિચિત્ર.' ૩૩
વિને કરીને બાળક તેડ્યા, આગળ્ય આણ્યૂં નીર.
પોતા કેરા હાથ વડે તેહેનૂં કીધૂં શુધ્ધ શરીર. ૩૪
તોરંગ ઊપરે તેહ ચઢાવ્યો, ચંદનાવતિએ લાવ્યો;
પોતા કચેરી જાંહાં પ્રેમદા, તાંહાં હરખનો આવ્યો. ૩૫
કામ્યનિએ કુંઅર તે દીઠો, પામી મન્ય આનંદ :
'સ્વામી, માહારા, ક્યાંહાંથી લાવ્યા આહાવો પુત્ર-રતંન?' ૩૬
'અરે ભામ્યની, શ્રીભગવાને આપણને એ દીધો.'
શુભ યોગે મંદિરમાંહાં લાવી પુત્ર પોતાનો કીધો. ૩૭
તેડ્યા બ્રાહ્મણ, જન્મપત્રિકા ગ્રહના ભાવ મંડાવે :
'દેશોદેશના રાજા જીની તેહેનાં બળ છંડાવે.' ૩૮
બ્રાહ્મણે કેરાં વાક્ય સાંભળી માતાતને ઉલ્લાસ.
પ્રથમ હવૂં તે નામ આવિઉં તેહ તણૂં ચંદ્રહાસ. ૩૯

વલણ

નામ ધરેચ ચંદ્રાહાસ તેહેનઃ પ્રાક્રમી બળિઓ ઘણું.
પાંચ સૂત્ર પ્રમાણ અહીંથી; લક્ષ એ સુણિશ તેહ તણું. ૪૦/૨૮૯

## સૂત્ર ૬ ઠું—રાગ ભૈરવ, પૂર્વછાયો

ચંદનાવતિએ મેહેલિઓ તે કોલંદે રાખ્યો દેશ.
ચોર માર તે થઇ રહી કુંતલસેન્ય નરેશ. ૧
તે સુત સુંદર પામિઓ તેહેનૂં નામ ધરયૂં ચંદ્રહાસ.
નિર્મળ કુંઅર આવિઓ વૈષ્ણવભક્તિ, અભ્યાસ. ૨

ચોપૈ

વૈષ્ણવ ભક્તિ વાણી નિર્મળા, વદન ઇંદુ પૂરણું જયમ કળા.
મેધાવતીને મહાસુખ થયૂં, સુત પામ્યે દુઃખ સઘળૂં ગયૂં. ૩
જાણ્યે પોતે પ્રસવ્યો એહ, અંતરિ હેત, ન લાભે છેહ.
કોલંદ નેત્રે જોઇને હસ્યા, માત તાત બેહુએ સ્નેહભર્યાં : ૪
'ભાગ્ય આપણુનો નહિ પાર,વિષ્ણુભક્ત સુત આવ્યો દ્વાર.'
કોલંદને વાહાલા શ્રીહરિ; પતિવ્રતા તેહેની સુંદરી. ૫
સ્ત્રીભરતાર તણાં ચિત્ત એક; વૈષ્ણવ જાણે ભક્તિ વિવેક.
તેહેવો સુત આવીને મળ્યો, તાપ અંતરનો સઘળો ટળ્યો. ૬
શઠયા શુદ્ધની સેવા કરે, ચરણામૃત પ્રાશી ડગ ભરે.
માળા મુદ્રા તિલક વિશાળ, રસના ગુણ ગોવિંદ રસાળ. ૭
જેહ ચંદ્રહાસશૂં માંડી પ્રીત્ય, આપ સમાન્ય કરે તેહ રીત્ય.
ઘંટા ઝલ્લરી ચંગ મૃદંગ, નૃત્ય કળા હરિ આગળ રંગ. ૮
રાજરીત્ય ભણુવાને ઘણી, વિદ્યા જે અધ્યારૂ તણી.
'આદ્યે જે અક્ષર બાવંન, વિદ્યા સકળ ભણાવો તંન.' ૯
એમ કહી અધ્યારૂ પાસ ભણવાને મેહેલ્યો ચંદ્રહાસ.
નીસાળિઆમાં ભણે સંઘાત્ય, અક્ષર એક [તણો] શ્રીનાથ : ૧૦
'ભલે ભણું ભવનારણુ નામ, બીડે શૂન્યમાં રાખેશ હામ.'
બહુ મૂલ્ય આગળિઓ ઓંકાર, ધરે જે ધ્યાન અગોચર દાસ. ૧૧

નારાયણશું રાખે નેહ, મુકુંદ નામે મન માન્યું તેહ.
રામકૃષ્ણ લાડૂ કર ધર્યો; હરિમારગ વિણ સર્વ પરહર્યો. ૧૨
અધ્યારૂ કહે : 'બાળક, સુણો, મારગ તજો અવિદ્યા તણો.
'દૂહવે દુઃખ પામશો તહ્મે; રાજપુત્ર, નહિ ગણીએ અહ્મે. ૧૩
'તે માટે ભણિએ શુદ્ધ કરી, એહ વિદ્યા મેહેલિએ પરહરી.'
'અવિદ્યા સઘળી પરહરૂં; માહારૂં ભણવૂં સાચૂં ખરૂં. ૧૪
'રસના વાક્ય ન બોલે કોય; માહારે શ્રીનારાયણ હોય.
'એ વિદ્યા મુજને આવડી; જન્મ થકી માહારે ચિત ચઢી.' ૧૫
સુણી અધ્યારૂ ઊઠી ગયા, નગરમાંહે ભમી આવિઆ.
વળી જોવા આવ્યા નીસાળ, સઘળાને મન્ય શ્રીગોપાળ. ૧૬
'સાંભળ, ચંદ્રહાસ, કહૂં તૂંને; શાને દુઃખ પમાડે મૂને?
'શધ્યો–સૂત્રને ભણિએ, ભ્રાત, તાહારો ઘેરન પૂછશે તાત.' ૧૭
'સિદ્ધ–વર્ણ વ્યાપક વિસ્તાર, સકળ લોક તેહેને આધાર.
'સકળ વિશ્વનો વ્યાપક જેહ, કરતા સૃષ્ટિ સકળની દેહ, ૧૮
'તે વિદ્યા તો સર્વે ખરી; સઘળા શબ્દમાહે શ્રીહરિ.'
'અક્ષર કાના માતર મર્મ, રેકા શરા(?) જાણો પરબ્રહ્મ. ૧૯
'હરિનામે મુજને ઉલ્લાસ;' તેહેની નિત્ય ભણે ચંદ્રહાસ.
'કૃષ્ણ નામ વલ્લભ મુજ મન્ય, સાચી વિદ્યા જુગજીવંન.' ૨૦
ગુરુજી ક્રોધ ભરાણા ઘણૂ, લક્ષણ જોઇ બાળક તણું.
બાહે ગ્રહીને લાવ્યા તાહં, કોલંદ ભૂપતિ બેઠા જાહં. ૨૧
'માહારૂં ભણાવ્યૂ એ નવ્ય ભણે,
સઘળા હરિ વલ્લભ તેહ તણે.
'ભણાવ્યૂં મિથ્યા જાણે સહી,
વિષ્ણુ વિના મુખ બોલે નહિ.' ૨૨
'કુંઅરને દૂહવે જે કોય, વેરી અમારો તે તો હોય.
'એહેની વિદ્યા સઘળી શુદ્ધ; સકળ કળાએ જાણે બુદ્ધ્ય. ૨૩

---

૧૭. શધ્યો–સૂત્ર='સિદ્ધો વર્ણસમામ્નાય:' એ સૂત્રથી ગુરુ વ્યાકરણનો આરંભ ભણાવતાં કરે છે તે. કડી ૧૮મીમાં જુઓ.

'વાહન હેમ માહારૂં આ રાજ્ય.
ગામ દેશ સર્વ એહેને કાજ્ય.
'જે ભણશે એ માહારો પુત્ર,
તે વિદ્યા જાણજો સર્વ સુત્ર.' ૨૪
અધ્યારને કહ્યું વિશેક: 'માહારે લાડગેહેલડો એક,
'આણી હેત ભણાવો તાત.' એહેવે વરસ થયાં છે સાત. ૨૫
'એણી પેરે વિદ્યા આવડી, શ્રવણ માત્ર કેહેનાં ચિત્ત ચઢી.
નવ વરશે આપ્યું ઉપવીત. ભણિઓ ધનુર્વિદ્યા બહુ રીત્ય. ૨૬
વેદ ભણાવ્યો હેત બહુ કરી, ચોસઠ સકળ કળા ચાતુરી.
મલ્લવિદ્યા બહુ વાજ્યૂં અંગ;
સાધ્યાં અસ્ત્ર બાણ સર્વ અંગ. ૨૭
જ્યમ દિનકર ઊગ્યે સૈર્વ દેખિયે,
તે એમ વિદ્યા નાન પેખિએ.
નૌતન વિદ્યા અહેરી ચરણ. અને શોભિતો તેહેનો વર્ણ. ૨૮
વૈષ્ણવ ચિહ્ન ધરી પગ ભરે, કૃષ્ણકથા સુણતાં મન કરે.
કીર્તન તણી ચલાવી રીત્ય, પ્રભુનામશું સબળી પ્રીત્ય. ૨૯
નગરનિવાસી સઘળા વર્ણ તેહેનાં એમ કીધાં આચરણ;
નિત્ય ચંદ્રહાસ કેરી જે યુક્તિ,
એમ કરે છે નિત્યે ભક્તિ. ૩૦
પૂજે માતપિતાનાં ગાત્ર, પૂજે ધેનુ સવચ્છી પાત્ર.
પૂજે પીપળ તુળશી વંન, પૂજે દેવળ દ્વિજ પાવંન. ૩૧
પૂજે નિગમ દિવાકર દેવ, કુળદેવ્યાની કરતો સેવ.
શાલિગ્રામ સેવે દિન રાત્ય, પૂજા કરે વિધોગતિ હાથ્ય. ૩૨
નગરમાંહે ચાલ્યો આચાર, વૈષ્ણવ કીધા વર્ણ અઢાર.
માત તાત બહુ સુખિઆં થયાં;
પરંપરા કેરાં દુઃખ ગયાં. ૩૩
સુતનું વદન નિહાળે ફરી, પૂરણ ભક્તિ સબળ ચાતુરી.
નેત્રમાંહે હરિ આવી રહ્યા; જેહ મળ્યા તે સરખા થયા. ૩૪

એકાદશીવ્રત માંડે મહીં, વૈષ્ણવ દિન પુરાતંન ગ્રહી.
દશમ તણે તાં દિન ગધિએ,
ભૂમિશયન બ્રહ્મચર્ય બાંધિએ. ૩૫
એકાદશીને દિન કીર્તન, દ્વાદશીમાંહાં કરે ભોજન.
કેશવનામ ગર્જના બહુ, તેહેનો મોહ લાગો જન સહુ. ૩૬
ચંદ્રહાસને ઈછા ઘણી દિગવિજે ત્યાહાં કરવા તણી.
પછે માત પિતાને નામ્યૂં શીશ્ય 'જસ આપે મુજને જગદીશ. ૩૭
'તાત, આગન્યા અમ દીજિએ, વૈષ્ણવ દેશ સકળ કીજિએ.
'સકળ દેશ કેરા રાજાન મુજને જીતાવે ભગવાન.' ૩૮
તાત કેહે. 'જે કુંતલરાય ધૃષ્ટબુદ્ધિ મંત્રી પુરમાય,
'તે આપણા સ્વામી છે બળવંત, જો જાણે તો આણે અંત. ૩૯

વલણ

'પુત્ર, સાંભળે તેહ બળિઆ, દંડ દીજે તો રેહે.
'દિગવિજે જો કરચો જાણે તો, આપણ દોહેલા થૈયે. ૪૦/૯૨૯

## સૂત્ર ૭ મું—રાગ અસાવરી, સહિઆનંદ તાલે

હવે ચંદ્રહાસ વાણી વદો. 'તાતજી, અવિધારો;
'આપણે છે, શ્રીકૃષ્ણજી, તો શા માટે હારો? ૧
'જેહેની ઈછાએ નીપજે સર્વ લોકાલોક,
'કરુણા વિના નવ્ય પામિએ, તાત, કેહેં શોક, ૨
'કો પ્રભુથી અળગો નથી, જેહેને આરત્ય કાય.
'ચિંતામણિ જો પામિઆ તો દુખિયા કાં થાય? ૩
'એહને ત્યજીને કીજિયે બીજૂ સર્વ કામ.
'સ્વામી, જાણી મેહેલિએ ટાગીને ગાંમ' ૪
પાય રથી લેઈ નીમસ્યો છે આપે બળિઓ.
યુદ્ધના મારગ ગમ્ય છે નવ્ય જાએ કળિઓ. ૬

'તિલક માળા મુદ્રા ધરી અને શંખ શુદ્ધ અંગ,
'સેવા' કરતો સાંચરે અને નિર્મળ અંગ. ૬
તેહેના પ્રતાપથી આવી મળ્યા સઘળા રાજાન.
હય રથ ને શિબિકા ઘણી, આપી ધન ધાન્ય, ૭
મણિ મુક્તાફળ અતિ ઘણાં, રત્નનો નહિ પાર;
ભૂપતિ સહ ચરણે નમ્યા આવીને તેણી વાર. ૮
ભક્તિ ભલી ભૂદર તણી, વૈષ્ણવ તે સર્વ નરેશ,
આપ સમાન્યે સર્વ કરયા ત્યાંહાં દેશ વિદેશ. ૯

સઘળે જય પામી વળ્યો સર્વ રાજા સાથ,
ચરણે નમાવ્યા તાતને; યશ આપ્યો નાથ. ૧૦
અનેક હય રથ ગજ ઘણા આપ્યું જે ધન્ય,
દૃષ્ટે ધરી ચરણે નમ્યો આવીને તન ૧૧
માત તાત સુખ પામિઆં; મન અમળું હીસે.
ઇંદ્રભોવનથી આગળું પોતાનું દીસે. ૧૨

જેહ સુખ મંદિર પૂરણું કરયું, તે કહ્યું ન જાય
ખટ દશ વરસ તેણે સમે ચંદ્રહાસને થાય. ૧૩
તાતે વિચાર્યું મન વિષે: 'રાજ્ય આપું એહેને.
'ભૂપત્ય' સઘળાયે નમે છે આવી તેહેને.' ૧૪
બ્રાહ્મણ તેડીને પૂછિઓ. 'જોઇને શુભ યોગ;
'રાજ્ય સમર્પું પુત્રને, પામ્યો બહુ ભોગ' ૧૫

ભાટ બંદીજન જય વદે; મહને બહુ નેહ
ચંદ્રહાસને રાજ્ય આપતાં વૂઠા દૂધના મેહ. ૧૬
પ્રજા સર્વ સુખણી થઈ, દુઃખ નહિ લવ લેશ.
ચંદ્રહાસ કેરા રાજ્યમાંહાં નહિ અન્ય-પરવેશ. ૧૭
આઠ દિવસ નગર થકી મારગ છે જેહ,
દોરી નાંખી સમારિઆ, શુદ્ધ કીધા તેહ. ૧૮

તે મધ્યે ત્યાં જે હતા તેહ ટાળ્યા ફેર,
સમરાવીને શલ્ય કરચા પાધરા સર્વ શેર. ૧૯
માર્ગે વૃક્ષ રોપાવિયાં બેહુ પાસાં હારયે,
છાયા આવીને મળી, સર્વ શોભે દ્વાર. ૨૦
વાપી કૂપ ને સર ઘણાં, જળ સારી સીમ,
જાંહાં જોઇએ તાંહાં થઈ રહ્યૂં છે લીલૂં હીમ. ૨૧
કોસ તણા તે અર્ધમાંહાં મંડાવ્યાં હાટ,
અવેરિ દાન તે ચાલતાં કરચાં સઘળી વાટ. ૨૨
શિખરબંધ દેવળ કરચાં રાજ્યમાંહાં અનેક,
હરિમંદિર સંખ્યા નહિ, આરામે વિવેક. ૨૩
વિષ્ણુભક્ત મારગ સહૂ ચાલે બહુ ધર્મ,
કો બીજે મારગ નવ લેહે, સેવે પરબ્રહ્મ. ૨૪
એહેવૂં રાજ્ય શોભી રહ્યું ચંદ્રહાસનૂં ત્યાંહ,
એણે સમે તાંહાં બોલિઓ સુતશૂં મુખમાંહ: ૨૫
'આપણે, કુંઅર એમ છે વીસ સહસ્ર સુવર્ણ,
'કુંતલપુરને આપિએ: રેહેવૂ તેહેને શરણ. ૨૬
'વરસ પ્રત્યે તે નેમશૂં આપિએ છિએ દંડ.
'તે રાજાને ધૃષ્ટબુદ્ધિ મંત્રી છે પ્રચંડ. ૨૭
'દશ સહસ્ર સુવર્ણ તેહેને આપિએ કુંતલ-રાજાન,
'પાંચ સહસ્ર તે આપિએ તેહેનો પરધાન, ૨૮
'પાંચ તણૂં અર્ધ આપિએ રાયનારી-હાથ્ય,
'થાકતૂં ગુરુને આપિએ એટલૂં સંઘાત્ય. ૨૯
'કુંઅર, તાહારે ચિત્તે ચઢે તો તો આપો ધંન,
'એ આપણો સ્વામી સદા સંતોખાએ રાજંન.' ૩૦
તાતનૂં વચન સાંભળી બોલ્યો ચંદ્રહાસ:
'જો જાણો તે મોકલો ધન રાયને પાસ.' ૩૧

સેવક સાથે મોકલ્યું કુંતલપુર—માંહ,
નારદ કહે : અર્જુન, સુણો; તેહેના કહું મહિમાય. ૩૨

વલણ

હવે કહું તે સાંભળો, અર્જુનને નારદ કહે.
સાતમું અહીંથી સત્ર પૂરણ જન્મેજય શ્રવણે લહે. ૩૩

## સત્ર ૮ મું—રાગ સામેરી

પ્રાતઃકાળે લાવ્યા ધંન છ, સભા પૂરી બેઠા રાજંન છ,
રાન કળા છત્રીસે હોય છ, સાહામસાહામા યોધ જોય છ. ૧
ઢાળ—સભામહિં જાહારે રાજા બેઠો યોધ સકળ સમેત,
પોતાના મંત્રી ઉપરે સબળ રાયને હેત. બેઠો રાયછ, સુણિએ. ૨
ધ્વજ પતાકા ફરહરે, વદે બંદીજન જયજયકાર,
જેહેને જે અધિકાર છે, તે તે યોધ તેણે ઠારય. બેઠો૦ ૩
સભાની રચના ઘણી, એણી પેરે બેઠો ભૂપ.
ચમર ઢોળે ચોહોમાં અતિ કાંતય શોભે રૂપ. બેઠો૦ ૪
એણે સમે સેવક આવિયા રે, કોલંદ કેરા જેહ,
ચંદનાવતીથી મોકલ્યું ધન લાવ્યા છે તેહ. બેઠો૦ ૫
ધૃષ્ટબુદ્ધિની દ્રષ્ટે ચડયા વેગળેથી તે સાથ રે;
તિલક માળા અને મુદ્રા, ગ્રહી માળા હાથ. બેઠો૦ ૬
માર્જન કરીને આવિયા રે એકાદશીનો દિન;
અંકૂ પોતિકાં નામ અને વૈષ્ણવ ચિહ્ન. બેઠો૦ ७
પરધાન તેહેનો દુષ્ટ છે, મુખેથી કહે નહિ રામ:
'કોણ વેશ ધરીને આવે છે આ સભામાંહિ આમ?' બેઠો૦ ८
ક્રોધ ભરી સાહામો ધસીને વાક્ય બોલ્યો મર્મ:
'અરે દુષ્ટો, કયાંહાંથી આવ્યા? કોણ કહિએ ધર્મ? બેઠો૦ ९

'રમે, માહારી સભામાંહિં કરો તહ્મે પરવેશ !
'વેગળા રહીને વાત કરજ્યો, કોણ તમારો દેશ?' અહો૦ ૧૦
'કોલંદના પુરથી આવિઆ, લાવિઆ સુવર્ણ,
'ચંદ્રહાસ કેરા પ્રેરયા, સ્વામી, તમારે શરણ્ય.' અહો૦ ૧૧
'અરે કોલંદ મરણ પામ્યો, આ કોણ હેડે વેખ?
'ચંદ્રહાસ એહેવૂં નામ પૂંઠે, જીવતો કોય એક.' અહો૦ ૧૨
'મેં જાણ્યૂં સહૂ મરણ પામ્યૂં તેહ તણા પુર માંહ;
'અરે દૂષ્ટો, કર્મ કરી કોણ આવિઆ છો આંહ?' અહો૦ ૧૩
વાક્ય એહેવાં સાંભળીને વદ્યા સેવક વાણ:
'કોલંદને ધેરય સદા કરુણા કરે સારિંગપાણ્ય. અહો૦ ૧૪
'આજ જેનાં અમારે મન્ય નહિ કો એહ સમાન્ય,
'કોલંદની રાજ્યધાની આગળે ન માંડે રાજાન. અહો૦ ૧૫
'કોલંદને ધેરય પુત્ર વૈષ્ણવ, સબળ શોભા હોય;
'દિગવિજે કીધો ભૂપ સહૂનો, જીતિઆ સર્વ કોય. અહો૦ ૧૬
'હામેશાય્ય કીર્તન ભક્તિ હરિની, થઈ રહ્યો આનંદ,
'દેવાળની સંખ્યા નહિ, પરસાદ પરમાનંદ. અહો૦ ૧૭
'ઉત્તમ મધ્યમ વર્ણ સઘળા કરયા વૈષ્ણવ લોક;
'દશે દિશામાંહાં જે રેહે તેહ તણા ટાળ્યા શોક. અહો૦ ૧૮
'અમ્યો જાણૂં છું: ધરામાંહિં ભલે પામિઆ અવતાર,
'ચંદ્રહાસે વૈષ્ણવ કીધા; ભક્તિ વિશ્વાધાર.' અહો૦ ૧૯
એમ કરી લાવ્યા હતા તે આપિઉં ત્યમ ત્યંમ,
પછે ઝાલી કારાગ્રેહે ધરયા, 'આંહાંથી જાશો કયંમ?' અહો૦ ૨૦
રાય કહને આગના માગી મંત્રી આવ્યો ધેરય:
'હવે જઈ ઉતાવળો કરૂં કોલંદ કેરી પેરય.' અહો૦ ૨૧
મદનને તેડી શિખામણ પછે દીધી વિવિધ પ્રકાર:
'ચંદનાવતિએ કોલંદ સુધી, હું જઇ આવું કુમાર.'
અહો કુંઅર, સુણિજે. ૨૨

'આપણા કુળ કેરી, કુંઅર, તહ્મ્યો ચલાવજો સર્વ રીત્ય.
'ભક્તિ કરજ્યો રાયની તહીં, સભાયે જાઓ નિત્ય. અહો૦ ૨૩
'ત્યાંહાં થકી જે 'કાગળ લખૂં તે વાંચી કરજ્યો તેહ,
'સદાકાળે રાખિએ તાહારી માત ' ઉપરે સ્નેહ.' અહો૦ ૨૪
સાજી હય શણગારિઆ, રથ પાળખી બહુ સાથ;
યોધ સઘળા તેડિઆ લેઈ અનેક આયુધ સાથ્ય. અહો૦ ૨૫
કુંતલ ભાલા ભલ ભાગ ખડગ ને ફરશી પાણ્ય,
કટારી ને ત્રિશૂળ મુદ્‌ગર સઘળા મેટક આણ્ય. અહો૦ ૨૬
નરવારે તાછ તીક્ષધારા સઘળા બાધા હોય.
ધનુષગણ ગાઢ રહ્યા, કર બાણ બહુ ત્યાં જોય. અહો૦ ૨૭
બંધૂક સઘળી હાથનાળ્યો અગ્નિ—અસ્ત્ર અનેક.
બહુ ભાત્યનાં આયુધ બીજાં ગણતાં નાવે છેક. અહો૦ ૨૮
સઘળા વાગા શોભિતા જૂજુવા તેહેના રંગ.
હાર કુંડળ મુદ્રિકા 'કટિસૂત્ર ઝળકે અંગ. અહો૦ ૨૯
આયુધે સુવર્ણ રૂપનાં, રત્ન જડિઆં જ્યોત્ય.
યોધ ફરતા આગળે એમ થઈ રહ્યું ઉદ્યોત્ય. અહો૦ ૩૦
ધ્વજ ફરકે અતી આગળ્ય રહ્યા સેવક ત્યાંહ.
ભાટ બંદીજન ઘણા બોલતા જશ મુખમાંહ. અહો૦ ૩૧
આરોગીને સજ થયો, ચાલવા સત્વર – થાય.
સઘળી વાહાલી તેહને તનયા 'વિષયા' જે કેહેવાય; અહો૦ ૩૨
હુદેમાંહિં બાહીને પ્રેમથઈ કેહે એમ વાત;
'ચંદનાવતિએ જઈ આવૂં છું.' બોલિઆ એમ તાત. અહો૦ ૩૩
'શુભ કાર્ય વેહેધાં કીજિએ તહ્મ્યો મધાવો તેહ્‌ કારજ.
'આપજી, માહારે વર જોઈને, તેડી લાવજો કારજ.'
અહો ગવજી, સુણિએ. ૩૪
તે સાંભળીને સાંચરે રથ બેઠો તે બળવંત.
મન મધ્ય કરી ને કલ્પના : 'આજનો કોનંદ અંત.' અહો૦ ૩૫

દુંદુભિના ઘોર સબળા; સૈન્ય સંગ બહુ હોય.
તે દુષ્ટ કેરા પ્રતાપથી કંપ્યા જન સર્વ જોય. અહો૦ ૩૬
ચંદનાવતિએ આવિઓ દોડતો એકે પાય.
કોલંદ સાંહાગો આવિઓ તે ધશી નમિઓ પાય. અહો૦ ૩૭
મંદિરમાંહાં ઊતારિઆ, આપિઆં શુભ આસંન.
કામ્યની આરતી નમી તેહેને; થયો દુષ્ટ તંન. અહો૦ ૩૮
રૂપ તેહેનૂં નિરખિઉં ને લક્ષણ સઘળાં અંગ.
ત્રાસ અંતરિ ઊપનો, મન વિષે પામ્યો ભંગ અહો૦ ૩૯
આસન આગળ બેસારીને નિરખિઉં સર્વ ગાત્ર:
'અરે કોલંદ, તાહારે ઘેરય ક્યાંહાથી કુંઅર પાત્ર? અહો૦ ૪૦

વલણ

'ક્યાંહાંથી કુંઅંર પાત્ર પામ્યો, તે મુજને તૂં કેહે સહી.'
પરધાને એમ પૂછિઉં; આરમૂં સૂત્ર પુરૂં થહીં. ૪૧ ૩૦૩

## સૂત્ર ૯ મું—રાગ કેદારો ગોડી

હવે ધૃષ્ટબુદ્ધિ કેહે વાણી, બહુ દ્વેષ હ્રુદેમાં આણી:
'આ તાહારે ક્યાંહાંથી તંન? જોઈ હીસ્યૂં માહારૂં મન.' ૧
ત્યાહારે કોલંદ કેહે: 'સુંણો સ્વામી; તમને કહૂં મસ્તક નામી.
'મૃગયા રમતો'તો વનમાંહ, એક કંટાળ્યનૂં વૃક્ષ તાંહ; ૨
'તાહાં રોતો બાળક દીઠો વેગળેથી મીટ બેઠો,
'છેદી અંગળી એક બાળ, મેં દીઠી કાંત્ય વિશાળળ. ૩
'ચાલે રુધિર તણી કર ધાર, પાખલે પક્ષીનો નહિ પાર.
'મેં લક્ષણ દીઠાં દેહ, મુઝને અંતરિ ઊપનો નેહ. ૪
'ઘેરચ આણીને કીધો પુત્ર; શોભા કહી પરમ વિચિત્ર,'
તે સુણી પામિઓ ત્રાસ; મંનમાંહિં આવ્યો વિશ્વાસ: ૫
'મુઝને વિપ્રે કહ્યું'તૂં જેહ કુંતલપુર–ભૂપતિ એહ;
'તેણે દુષ્ટ નવ્ય કીધૂં કામ; મેહેલ્યો જીવતો તે આમ. ૬

'હવે કીજે શીઘ્ર ઉપાય, જેમ સુજને શીતળ થાય.'
પછે કીધો મન વિચ્યાર: 'મોકલું જાહાં માહારો કુમાર, ૭
'શીઘ્ર રચૂં હૂં મર્મ, તો રેહેશે માહારો ધર્મ.
'હવે સત્વર કામ એ કીજે, લખી કાગળ એક કર દીજે. ૮
એહેના આયુને પુરણ કરાવું, દેવરાવી ગરલ મરાવું.'
'એહેવું ચિંતવી પોતે મંન્ય, પછે કોલંદ વિખાણે તંન: ૯
'ભાગ્ય તમારૂં કહિએ, આ પુત્ર સૌભાગ્ય લેહે.'
ત્યાહારે કોલંદર્ય હશી બોલે: 'આજ નહિ કો તમારે તોલે. ૧૦
'માહારા મદન કેરી એ જોડ્ય, સરખા, નહિ કોયમાં ખોડ.
'માહારા કુંઅરને કેહેવું વીસરિજી;હવડાં માહારે ચિત્ત ચડિજી. ૧૧
'ચંદ્રહાસ મોકલિએ ત્યાંહ, માહારો મદન કુંઅર છે જાંહ.
'એક કાગળ આપૂં હાથ્ય. જાએ અશ્વ ને પોતે સંગાત્ય. ૧૨
'માહારો મદન સેવા બહુ કરશે, સ્નેહ તેહેની જનેતા ધરશે.
'પણ બીજા તણું નહિ કામ; ચંદ્રહાસ જાએ તેણે ઠામ્ય. ૧૩
'વળી પુત્ર તમારો જાણી સંહુકો રેહેશે સ્નેહ આણી.
'અહ્મ્યો લખશૂં બહુ પ્રકાર, એહેને જાતાં લાગશે વાર. ૧૪
'હવે શીઘ્ર થઈને જાવૂં, ક્ષણ માત્ર કહીં વિલંબ ન થાવૂં.'
હવે કોલદે સાંભળ્યું એહેવું, મન માંહે હીંડ્યૂં વિખ જેહેવૂં: ૧૫
'એ ધૃષ્ટબુદ્ધિ છે કાળ; હૂં તો દુઃખે પાંમિઓ બાળ.'
પછે પુત્ર તેડીને સધાવ્યો, નારી સંગ્યે એકાંતે આવ્યો: ૧૬
'હવે આપણે, નારી, શૂં કરવૂં? સુત જાતે નિશ્ચે મરવું.'
માત તાત પામિઆં શોક; પામે રહી પુત્ર અવિલોક. ૧૭
'તજો દુઃખ છાંડોને, માત, ચિંતા નવ્ય ધરેવી, તાત.
'મનમાંહે નવ્ય રેહેશો હારી, પ્રભુ કૃપા કરશે તમારી. ૧૮
'એ અંતરથી દુ:ખ છાંડો; સ્નેહ હરિને ચરણે માંડો.
'કો પ્રભુ થકી નહિ બળિઓ; કોણે નાથ ન જાયે છળિયો. ૧૯

---

૧૭. અવિલોક=અવિલોકિ=અવલોકે છે.

'બાપજી, માહારે કરવૂં કામ, માહારે પાસે શાલિગ્રામ,
'હરિભક્તને કોય ન ગાજે; મહા વિઘ્ન અપરિમિત ભાજે.' ૨૦
પછે માતને ચરણે નમિઓ, હરિનામ થકી તાપ શમિઓ:
'હરિભક્તના મારગ જાણો, તો ભય શા માટે આણોયો ? ૨૧
ત્યાંહાં કોલંદને ચંદ્રહાસ આવ્યા મત્રી કેરે પાસ,
આવી નામ્યૂં શીશ્ય કોલંદ, પછે બોલ્યો વાક્ય સમંધ્ય: ૨૨
'સ્વામી,આજ્ઞા આપો તો જઈએ, જે કોડો તે મદનને કહિએ.
'હૂં છૂંજી કાગળિઓ તહ્મ્યારો,
એ કુંઅર રહેવા દ્યોને માહારો. ૨૩
ધૃષ્ટબુદ્ધિ કેહે: 'તૂં નવ્ય જાણ્ય;
કાં ચિંતા તૂં મનમાંહાં આણ્ય ?
'ચંદ્રહાસ મદન સરખાય, હૂં જાણૂં છૂં, થાયે ભાઈ.' ૨૪
હવે જૈમુનિ કેહે: સુણો, રાય, તેહેને મોઢે કોણે ન બોલાય.
લખ્વા કર કાગળ લીધો, મોકલવાને સત્વર કીધો. ૨૫

વલણ

ચંદ્રહાસ સત્વર ત્યાંહાં કરચો છે, કાગળ લખાને ચલાવશે,
મારવાને રીઝી રહ્યો, પણ પ્રભુ છત્ર ધરાવશે. ૨૬ ૬૨૯

## સૂત્ર ૧૦ મું—રાગ [એ જ]

હવે મહા ક્રોધ અંતર ધરી લખિઓ છે વિવિધ્ય કરી:
'ચતુર છે માહારો મદન, કામ કરશે સહી. ૧
ઢાળ—'કરશે કામ માહારો નિજ કુંઅર, જેહેનૂં નામ મદન.'
કાગળ લખતાં મનમાંહે એમ પામ્યો છે આનંદ: ૨
'મહાનગર શ્રીકુંતલપુર, સદા શોભિત રાજ્યધ્યાની.
'સદા નિરંતર કુશળ વિરાજિત મદન અતુલ-બૂધ્ય જ્ઞાની. ૩
'આ ચંદનાવતીથી શીઘ્ર મોકલ્યો કુંતલનો સુત જાણો.
'અમ્યુંનીમાંહે એહની જોડે બીજો નહિ સપરાણો. ૪

'તે માટે, કુંઅર, તું નાં કાંઈ કરવો નહિ વિચાર;
'એહ તણું ત્યાં કુળ માં જોઈશ, માતપિતા–આચાર; ૫
'એહ તણું ત્યાંહ રૂપ નવ્ય જોવું અને નવ્ય જોવી વાણી;
'એહ તણી ત્યાં ભક્તિ ન જોવી, સેવક–સારિંગપાણી; ૬
'એહ તણી ત્યાં શુદ્ધ્ય ન જોવી, વિદ્યા ને પ્રાક્રંમ;
'પવિત્રપણું એહેનૂં નવ્ય જોવૂં અને ન જોવો ધર્મ. ૭
'સદા નિરંતર શુભ વાંછે તો લખ્યૂં પાળજે, તાન.
'દષ્ટે દીઠે વિષ દેજે; રખે કાંઈ વિચારે ધ્યાન! ૮
'ફરી ફરીને એમ લખૂં છૂં - ચતુર–શિરોમણ તંન,
'એ કારજ્ય કીધું સાંભળતાં સુખ પામે મુજ મંન.' ૯
એમ લખીને કાગળ બીડી અને નાખિઓ ધરણ્ય,
તેહેવો અશ્વ પલાણો જઈને પવન–વેગ જેહેના ચરણ્ય. ૧૦
કાગળ શીશ્ય ધરીને વળિઓ હયશાળામાંહેં આવ્યો;
અરુણ તણે આકારે તોરંગમ તે જોતાં મન ભાવ્યો. ૧૧
સેવકને કેહે:'શીઘ્ર થઈ શણગારીને હય લાવ્ય.
'માહારી માતાજીને પાયે નમું જૈ, એટલા પેહેલો આવ્ય.' ૧૨
મેધાવની પાસે સુત આવ્યો, ચરણે નમાવ્યૂં શીસ્ય:
'માતાજી, કાં ચિંતા ધરો છો? આપણે શ્રીજગદીશ.' ૧૩
'અરે કુંઅર, એ સદા દુષ્ટ છે, એહેના મનમાંહાં પાપ.
'જેહ ઘડીનો એહ આવ્યો છે, માહારું કંપે આપ. ૧૪
'આપણને વાહાલા નારાયણ, એહેને નૂ ગમે તેહ.
'કાગળ બીડીને જે આપ્યો, કપટ જાણજે એહ. ૧૫
'તાહારો પિતા તો પરમ સાધુ છે અને સાધવીમાય;
'આપણને ત્યાં કરુણા કરશે સ્વામી વૈકુંઠરાય. ૧૬

૯. આખી હાથપ્રતમાં 'ષ' અને 'ખ' વચ્ચે ભેદ નથી; મોટે ભાગે જ્યારે જ 'ષ' લખ્યો છે, ત્યાં ખરે કવિને ઉચ્ચાર 'ખ' ઇષ્ટ છે.

'કોટિ વિઘ્ન નારાયણ કાપે; પ્રભુ તણો તું દાસ;
'મહા વનમાંહે રાખ્યો કરી કરુણા. એમ હરિ તુજ પાસ.' ૧૭
એમ કહીને દૃઢ મન કીધું સમરી વિશ્વાધાર:
'નારાયણનો સન્નાહ પહેરાઉં; બેસો, માહારા કુમાર.' ૧૮
આસન ઉપરત્ય કુંઅર બેસાર્યો, રક્ષા દીધી માત:
'સકળ અંગ સન્નાહ તમારો સ્વામી વૈકુંઠનાથ. ૧૯
'શીશમાંહે શ્રીવર તુને રાખો; તાલુવે શ્રીનીકંમ;
'મસ્તકે ફરતા માહાવ રાખે, બ્રહ્મરંધ્ર પરબ્રહ્મ. ૨૦
'કપોલે શ્રીકૃષ્ણની રક્ષ્યા, નિલવટે નરસિંહ દેવ.
'તિલકને દામે ત્રિભોવનનાયક તુજને રાખે એવ. ૨૧
'કર્ણ મુખ કેશવજી રાખે, કંઠે શ્રીઅકલંક.
'ભ્રૂયમધ્યે ભગવાન રાખે, ભમરિ તણા બે વંક, ૨૨
'નાસિકા દેવ નિરંજન રાખે, નેત્રને રાખે નાથ.
'પાંપણને પુરુષોત્તમ રાખે પ્રભુ દેઈને હાથ, ૨૩
'તાહારા ગાલને ગોવિંદજી રાખે મુખ રાખે મોરારી.
'અધર ઓષ્ઠને અખિલેશ્વર રાખે, દાંતના દોષ નિવારી. ૨૪
'તાહારી રસનાને શ્રીહરિ રાખે, ગોવિંદજી રે ગ્રીવાય;
'કોટને કમળાકર આવી સઘળે કરે રક્ષાય. ૨૫
'તાહારા સ્કંધને કરુણાનિધિ રાખે, દૃષ્ટિને પરમાનંદ.
'બાહુ ભુજા જગદીશ રાખે; એણી પેરે આનંદ. ૨૬
'તાહારું વક્ષસ્થળ વામનજી રાખે, સ્તનને ત્રિભોવનસ્વામી.
'ચર્મને ચતુર્ભુજની રક્ષ્યા, ઉરને અંતરજામી. ૨૭
'તાહારા પેટને પુરુષોત્તમ રાખે, પાસાંને પરબ્રહ્મ.
'કમળેશ્વર તારી કૂખને રાખે, નાભિકમળ શ્રીધર્મ. ૨૮
'કટિબંધ આગળ પાછળ કરુણા કરે દેવ અનંત.
'દૃષ્ટિ થકી દળ સઘળૂં રાખે, ઇંદ્રી કમળાકંથ. ૨૯

'મૂલાધાર લગે મધુસૂદન તુજને રાખે. ભાઈ.
'જગન્નાથ જંઘાને રાખે, ઢીંચણ વૈકુંઠરાઈ. ૩૦
'પીંડીને પરમેશ્વર રાખે ઢીંચણ-વલણ વારાહ.
'પાહાની ઘૂંટી પગનાં તળિયાં રાખે શંખેશ્વરાય. ૩૧
'ચરણ આંગળી નયને રાખે નરહરજી તે આવી.
'ભુજમાં ભૂધરજી વાસ પૂરે કષ્ટને દૂર ગમાવી. ૩૨
'માથાને મુકુંદજી રાખે કોહોણીને શ્રીકૃષ્ણ.
'કલાઈ પોહોંચા ને હથેળી આંગુલી રાખે વિષ્ણુ. ૩૩
'વાસુદેવ આવી નખથી અંગે પૂરે સઘળે વાસ.
'સર્વાંગ જિહ્વા લક્ષ્મીવર રાખે, તુજને ચંદ્રહાસ. ૩૪
'કેશ ત્વચાને ત્રિભોવનનાયક રાખે તાહારું તન.
'અસ્થિ મજ્જા માંસ શોણિત રાખે જગજીવન. ૩૫
'નસા-જાળને નરોત્તમ રાખે કંદર્પ દેવદ્વિપાળ.
'એણી પેરે સર્વાંગ રાખે દેવકીપુત્ર ગોપાળ.' ૩૬

એમ રક્ષા દીધી માતાએ તિલક કુંકુમનું ધરિઉં,
પોતા કેરો પુત્ર વધાવી ઝળહળ પ્રેમે કરિઉં. ૩૭

નારદ કેહે છે: અર્જુન, સાંભળ્ય; ચંદ્રહાસ પરવરિઓ.
તેણે સમે તાં હય શણગારી સેવકે આગળ ધરિઓ. ૩૮
સેવક પાંચ સંઘાતે તેડી અને થયો અસવાર.
બેઘડે પગ માંડી હાંકતાં રેવંત કરે ફૂનકાર. ૩૯
કુમારિકા જળકુંભ લેઈને મારગ સાહામી આવે.
પૂજી ધેનુ સાહામી એક આવી, પુત્ર પોતાનો ધાવે. ૪૦
મત્ત મેગળ મલપંતો સાહામો; માતા શુકનને જોય.
દેવળ-શિખર ડાબી બેઠી શબ્દ દુર્ગાનો હોય. ૪૧

નકુળ ઊભો મારગમાંહાં સાહામો: 'જય પામશો તમે, તંન.'
શુકન જોઈ માતાજી વળિયાં; સ્નેહ ભરાણું મંન. ૪૨

વેગવત તાંહાંથી હય હાંક્યો, કુંતલપુર છે જાંહ;
નગર આગળે વાડી સુંદર, ઊતરિઓ તેમાંહ. ૪૩
થયો શ્રમાતુર તે વાડીમાંહાં પેઠો, તડકો લાગો વાટે,
કુસુમ લતા સુંદર વાડીમાંહાં, ઊતરિઓ તે માટે. ૪૪

વલણ

ઊતરિઓ તે માટે આવી, વનસ્પતિ સંખ્યા નહિ.
દશમે સૂત્રે વાડીમાંહિં ચંદ્રહાસ પોહોતો સહી. ૪૫ ૩૭૪

## સૂત્ર ૧૧ મું—રાગ મેવાડ કેદારો

આવિઓ રે વાડીમાંહાં ચંદ્રહાસ,
સેવક પાંચ છે તેહેની પાસ.
મારગે બહુ ભરાણા શ્વાસ, આવીને છવાલા પૂરચો વાસ. ૧
શોભા બહુ વાડીની હોય તે દૃષ્ટે નિહાળીને જોય,
આંબી બહુ નીક, ચાલે તોય.
પ્રેમલ કુસુમ દેખી મન મોહ. ૨
ચંદન ચિત્ર પુષ્પ તે અનેક, માંહિં કેતકી વેય વિવેક.
જાય જાઈ ને ગલ્લ વિશેક, જોતાં તેહેનો નાવે છેક. ૩
વાળો મોગરા મુચકુંદ, મરુવા માલતી સુખમંદ.
નાગરવેલ્ય દમણુની દંદ, કુંકુમ કણેરી આનંદ. ૪
જાસૂ શેવંત્રી નારિંગ, કરેણાં કેસર સુકડ લવ્યંગ.
માંહિં એલચી અગર સુચંગ, બહુ બલસરો જાતક સંગ. ૫
ત્યાંહાં જાયફળ ત્યજ સેહેકાર, હરડે બીજોરી ફળભાર.
બેર ખજૂરી દાડિમ સાર, બદરી જંબીરી નહિ પાર. ૬
નાળિકેળી, અખોડ બદામ, જાંબૂ દ્રાખ–મંડપ હામ.
ફણુસ ફાલસી ફોફળ કામ, બહુ બોરસલી રાજ્ય આમ્ય. ૭

રુદ્રાક્ષ આંબલી ને તમાલ, સૂગળ ખજૂરી શુભ-ડાળ.
બહુ કર્મદી કરંજ વિશાળ, અમૃત ફળ કેળ રસાળ. ૮
બહુ પુષ્પનો નાવે પાર, પરિમલ સબળ હારોહાર.
પાખલે શોભિતો પ્રાકાર, તેહેના મણિ જડ્યા છે દ્વાર. ૯
તે દ્વીપની સ્વર્ગ સમાન્ય, બેસવા ક્રીડાનાં બહુ સ્થાન.
જેહને એક હામનિધાન અંતરિ સમરિઆ ભગવાન. ૧૦
પાસે બાંધિયો રેવંત, છાયાએ તિષ્ઠિઓ બળવંત.
પાથરીને રત્ન કંબળ ભોમ્ય, તેહેની જ્યોત્ય ચાલે વ્યોમ, ૧૧
કીધું સૈન્ય ખેટક શીસ્ય, તેહેને રક્ષા કરે જગદીશ.
સેવક પાંચ સૂતા ત્યાંહ, વૃક્ષ-સમોડ છાયા જાંહ. ૧૨
શીતળ મંદ આવે વાય, પક્ષી શબ્દ મધુરા થાય.
પરિમલ કુસુમથી પામ્યા સુખ, ટળિઉં અંતર કેરૂં દુઃખ. ૧૩
નારદ કેહે: અર્જુન વીર, સાંભળ્ય, પ્રાક્રમી રણધીર.
તુજને કથા કહું એહ રસાળ, કુંતલસેન્ય જે ભૂપાળ, ૧૪
તેહેને ઘેરચ તનયા જેહ ચંપકમાળ્યણી શુભ દેહ,
સખિયો તેહી સુંદર રૂપ એક એકથી દિવ્ય સ્વરૂપ, ૧૫
જલક્રીડાયે ચાલી નાર્ય, સરોવર સબળ ભરિઉં વાર.
વિષયા બોલાવી તતખેવ, દર્શન ઝળહળે જ્યમ દેવ. ૧૬
દાસી સંગ્યે યૂથ અનેક, જાણે સકળ બુદ્ધિ વિવેક.
વિષયા ભૂપત્ય-તનયા મંન્ય વરને ઇછિ છે અનુદિન. ૧૭
આગમ યૌવન કેડ હોય, દર્પણ ફરી ફરીને જોય.
ઇચ્છ લગ્નની, ગેહેલી આપ; કન્યાદાન તો આપે બાપ. ૧૮
જિનકા રંભા નહિ એહ સમાન્ય, એહેવાં બહેને રૂપ નિધાન.
મુખ ઝળહળે પૂરણચંદ; ઝીલવા ચાલિઆં આનંદ. ૧૯

---

૧૧. સૈન્ય=શયન ૧૫. અહીં 'વિષયા' લખેલું છે. પણ એ રીતે 'ષેવ' લખ્યું છે. કવિને 'ષ' નો ઉચ્ચાર મોટે ભાગે 'ખ' ઇષ્ટ છે, છતાં શુદ્ધિ ખાતર 'વિષયા' જ રાખ્યું છે. ૧૬. વાર=વારિ, પાણી

સરોવર ભરિયાં સુંદર નીર, પાખલે વનસ્પતિ ગંભીર.
વાડી અનેક શોભે પાસ્ય. જળમાંહા ઝૂંબે તરુવરડાળ. ૨૦
રાજ્ય શોભે સાત પ્રકાર, પાખને ભમર કરે ગુંજાર.
કારણવ કણેર બક દાદુર માગ્મ સારિકા શુક શર, ૨૧
ટગ તારી ટોકા ને ટેંપ માડી મધુર કરતા સેએશ્ય.
બહુ ઢીકની આડ્ય સોહાય કોકિલા પૂરની સ્વરમાંય. ૨૨
ચચિક ચકોર ને બહુ હંસ, શોભિત કામ-કુંપપ-અંશ.
બહુ પારેવા કુર્કુટ ચામ, પક્ષી ચકળ કુળનો વામે. ૨૩
તે જળમાંહા ક્રીડા કરે મહુ, પક્ષી કરે કલેવર સહુ.
એહેવૂ શોભિતૂ સરવાગર, આવી ઝીનના ત્યાહા નારય ૨૪
પાખ્યે આવી ઊભી રહી સરખી સમાણી સગી સહી.
'વિષયા' 'ચંપકમાલ્યણી' નામ, રૂપે લાજે રંભા કામ ૨૫
તજી શણગાર જળમાંહા જાય,
એક એક તણા કર ત્યાહા સાહાય.
ભરી ગલુશ ફૂંકે નીર, એક એક તણૂ છાંટે શરીર. ૨૬
ફરતી રહી નારી અનેક, ક્રીડા તણો નાવે છેક.
લીધા કમળ બહુ હાથ્ય, ઝીની વળ્યો સર્વ સઘાત. ૨૭
ચંપકમાલ્યણી શુભ શેર, પાખ્યે નારી છે ચોકા ફેર.
ધરિયા મનોહર આભરણ, સહુ ઝમકતા નેપુર ચરણ ૨૮
એમ તાહા થઈ રહ્યો થેયકર, ઝળકે ઉરસ્થનના હાર
દર્પણ જોઈને કરતી હાશ તાળિઓ દેતી સખિઓ પાસ્ય. ૨૯
વિષયા કેહે 'કુસમ આરામ આગર્ય મળ્યૂ આવી હામ.'
એક સખી તણો સઘાત્ય, એક કર કમળ દર્પણ હાથ્ય, ૩૦
વાડી વન શોભત જાહ, પ્રેમદા પ્રેમ આવી તાહ.
લીધા પુષ્પ પરિમલ જેહ, આગર્ય ધરયા પાલવ્ય તેહ. ૩૧

---

૨૧. કારણવ = કારંડવ  કણેર = પાણીનું ગીજું પક્ષી.
૨૨ 'ટગ' વગેરે પક્ષીઓ જાણ્યા છે  ૨૪. કલેવર=કલરવ.

રેખા તિલક શોભિત ભાલ, મૃગવત નેત્ર છે અણિઆળ.
કાજળ ભર્યાં વિરહી વંક, રેખા અરુણ કેરા અંક. ૩૨
ભમરીના વંક ધનુસ સમાન્ય, જોતાં ભૂલે તાપસ ધ્યાન.
નાસિકા શુક તણી છે ચંચ; વેસરે ધરયાં મુક્તા પંચ. ૩૩
શોભિત ગલ કેરા રંગ, જાણ્યે અનંગ-ફળના રંગ.
સંપટ હેમ કેસૂ જ્યમ, અધર સિંદૂર ભરિઆ ત્યમ. ૩૪
વેણિએ વાસુકિ જ્યમ હોય, આભરણ અંગ્ય સઘળાં જોય.
નખશિખ લખી જ્યમ ચિત્રામ, ત્યમ કામ્યની શોભિત કામ. ૩૫
રાજીવપત્ર તળિઆં પાય, નેપુર શબ્દ સબળા થાય.
એમ ચાલતી હંસની ગત્ય, ચતુરા ચપળ છે બહુ મત્ય. ૩૬
વાડી કુસુમ જોતાં વૃક્ષ, એહેવે તોરંગ દીઠો ચક્ષ.
ચાલી શીઘ્ર જોવા હેત, પાસે આવી સખી સમેત. ૩૭
અબળા પાંચવર્ણો તોખાર, જાણ્યે કામદેવ-અવતાર.
ઘૂંટણ થકી હેઠો વાન, દીપના અર્ધ-જ્યોતિ સમાન્ય. ૩૮
તેહેને વરન્ય દીપે અરુણ, શોભિત રૂપ તિમિકા કર્ણ.
ઊજ્વળ નીલ પીતમ હોય, કહે રંગ પડિઆ જોય. ૩૯
તેહેને પૂંછ પીતમ રંગ, અન્યથા સિંદૂરાદિક અંગ્ય.
ફરતો સબળ રેવંત અત્ય, ઘડિઓ વિધાતા કો મત્ય. ૪૦
તેહેના સબળ ચંચળ પાવ, શોભારૂપ કહી નવ્ય જાય.
બહુ રત્ન જડિત પલાણ; મુક્તા મોહોવટી ચિત્રામ ૪૧
આયુધ સોહાવ્યાં નિજ ગાત્ર; સબળો નિરખિઓ હય પાત્ર.
દેખી સબળ રીઝી મંન્ય : 'આ જેહેને ચઢણે તેહેને ધન્ય. ૪૨

વલણ

'ધન્ય તેહને જાણિએ, અસવાર થઈ ને જે ફરે.'
ઘોડાની શોભા ઘણી મહામુનિ કેરાં મન હરે. ૪૩ ૪૧૭

## કડવું ૧૨ મું—રાગ કેદારો

હવે ન્યાહાળી જૂએ છે કામ્યની, નર સૂતો દીઠો ભામ્યની,
જાણ્યે બેહુ અનંગ-ભરી ઘડિઆં,
બેહૂ જણ એક રૂપે મળિઆં. ૧
અતિ આછૂં વસ્ત્રમાંહાંથી નિરખે,
મુખ શોભા જોઇ મનશું હરખે.
તેહેની કાંત્ય વદન અડ્‌કુ ઝળહળે કામ્યની કામાતુર થઈ ભળે. ૨
'માહારા મનની માની, સુરૂપ, સખી
આજ મુજ જેવડી કો નહિ દુખી,
'આ યૌવન અંગ્ય પૂરણ થયૂં, જોને કન્યાવ્રત માહારૂં ગયૂં.' ૩
અંગ જોઈ દર્પણમાંહાં મુખ ધરી,
પછે નયણાંમાંહાં જળ ભરી:
'આ કો કામરૂપ સૂતો દીસે, એહેને દેખી માહારૂં મન હીસે. ૪
'હવે કોણ વિધ્યે પાસે જાશું?
એહેનૂં મુખ જોવા વિહ્‌વળ થાશું.
'એ કદાચ નીંદ્ર છાંડશે, જો મુજ ઊપરચ દૃષ્ટિ માંડશે, ૫
'તો માહારી સઘળી બુદ્ધય જાશે, તો મરણપેં અધકૂં થાશે.'
સખી કેહે: 'સાંસનાં થઈ તમે ઊતાવળાં આવો જઈ. ૬
'આપણને કોયે જાણશે, તો સાચૂં જૂઠું પ્રમાણશે,
'જો એહેને નિરખ્યા પામે નવ્ય જૈએ,
તો માહારી બેહેનાજી, સત્વર થૈએ.' ૭
પછે સચ્ચિદાનંદ ચિંતન ધરી એણી રીતે વિષયા સાંચરી.
હવે ઝાંઝરિઆં ઊંચાં ધરિઆં, વસ્ત્ર સંકોચી એકઠાં કરિઆં. ૮
હવે ચતુરા એણી પેરે પગ માંડે, એક પરહીને બીજો છાંડે.
એણી પેરે વિષયા પગ ભરે, વાછિઆ ઝાંઝરીના સ્વર હે.' ૯

એમ આવીને પાસે રહી, મુખ રૂંધી શ્વાસ નિરખે મહી,
પાછળ ફરીને નિહાળિઓ,
ચરણ શીસ્ય લગે તે તો ભાળિઓ : ૧૦

'શુભ વિધાતાયે આપે ઘડ્યો, ત્રૈલોક્ય તણે તે તેજે જડ્યો.'
'એહેની જોડે તો કંદર્પ નાવે.
અંગ લક્ષણ મુખ મેહેલા ભાવે. ૧૧
અમૃત ભરી તેહેની આંખડી, પાંપણો પોયણ–પાંખડી.
અધર તણો એહેવો વાન. જાણ્યે કીધું સદ્ય સુધાપાન. ૧૨

તેહેનું નાસિકા ગલ્લ નિલવટ જોઈ,
તેહેનાં તિલક રેખા ઉપરે મોહી,
મુખ સાહામું આવીને રહ્યું,
જોતાં ભામ્મનીનું મન ભળી ગયું. ૧૩
તેહેની હથેળી ને પગની તળી, તેહેના ઉરમાંહે અબળા ભળી.
તેહેની નખ આંગળી રેખા નિરખી,
જોડાજોડી માંડી જોયું છે સરખી. ૧૪

માંડી દર્પણમાંહાં મુખ બે ધર્યાં,
વિષયાગ્નિ સબળ સ્નેહે ભર્યાં:
'એ તાં કો કારણ રૂપ. કો નગર તણો દીસે ભૂપ. ૧૫
'એહેનો વિરહે સબળો થયો, માહારા રુદે માંહે વશી ગયો,
'કેહી પેરે આંહાંથી વળું! હું ત્રટી આગે કચમ પળું! ૧૬
'તેહેને અબળા જોઈ આવશે, પણ માહારે વર એહેવો ઘટે.
'શું બ જગાડી પૂછું કાંઈ? એ શે કામે આવ્યો આંહિં?' ૧૭
એહેવે સમે કાગળ દૃષ્ટિ પડ્યો;
ઝગામાંહિં અંતરિ કસશું જડ્યો.
રૂંધી શ્વાસ સત્વર થઈ, ચતુરાએ કાગળ છોડ્યા જઈ. ૧૮

બીડ્યો ઊકેલનાં ઘૂજી આપ,
એહેવે અક્ષર નિરખ્યા નિજબાપ..
મહા મદન તણૂ દીધૂં નામ:
'એ મોકલ્યો દીસે મુજ કામ્ય. ૧૯

'શ્રીમહાનગર કુંતલપુરી, સદા નિરંતરિ સુખભરી.
'સદા શુભ માહારા તંન, કુશળ કાગળ ધરજે મંન્ય. ૨૦

'આ કાગળ લેઈ મોકલ્યો જેહ,
બાઈ, કારણ-રૂપ જાણો એહ.
'માહારા મદન, તૂ મન્ય જાણજે,
એ લખ્યો કાગળ ચિત્ત આણજે. ૨૧

'કોલંદકુંઅર મોકલ્યો સહી, એહેનૂં કુળ ક્રિયા જોવૂં નહિ.
'એહેના સગા સ્વરૂપ વદન વાણી,
અસ્ત્રવિદ્યા માં જોઇશ ચિત્ત આણી. ૨૨

'એહે કળા ન જોઈશ આચરણ,
સુત, માં જોઇશ એહેનો વર્ણ.
'પત્ર વાંચીને શીઘ્ર તૂં કરજે,
એહને દૃષ્ટે દીઠે વિખ દેજે. ૨૩

'એ કામ કરચે સુખ બહુ થાશે,
આપણૂં કષ્ટ સકળ જાશે.'
તે વાંચીને વિભ્રમ થઈ:
'માંહિં યા ; લખવો વીસરચો સહી. ૨૪

'શું મેં બાપજી વિગ્રહ થયા?
કે અધવચ્ચ કહીં ઊડી ગયા?
'કે વિચમાંહિં કેહેશે વાત કરી?
કે પ્રેમ થકી શુદ્ધ વીસરી? ૨૫

'કે નિશા તણો લખિયો તાન?
કે કોણે વિખની કીધી વાત?
'યા લખવો મહિં વીસરચો,
કે શીઘ્રપણે એ નીમરચો! ૨૬

'હું તો ભાગ્ય થકી આવી આંહ;
ભાઇ શું વાંચન કાગળ માંહ'?
કજ્જળ શલેખા મેશે ભરી, યા લખિઓ માંહે શુદ્ધ કરી. ૨૭
કાગળ–બીડી હૂતી જ્યંમ, વળી ફેરીને બાંધ્યો ત્યંમ.
અતરમાંહે તે મયળ હરી, પછે છપની તે પાછી વળી. ૨૮
એણી પેરે તે પરવરે, જ્યમ જળમાંહાં બગ પગલાં ધરે,
સખી સંગે આવી મૂકચો શ્યામ,
તેહેનું ઊટ્યું મન, થઈ છે આમ : ૨૯
'હેવે ધન્ય ધન્ય આજૂનો દિન,
મખી સુણો, માહારું:હરિશં મંન્ય.
'હવે શીઘ્ર થઈ આપણુ જઇએ;
કો આગળ વાન નવ્ય કેહે.' ૩૦

**દેશી ઓજી, વેલાવલ વાણી, પડતાલો તાલે**

કામ્યની કામ–ગેહેલડી બેલડી મખી તણી સાથ :
'મનડચં સોંપ્યું માહારા કંથને. પાંજરડું ચેરય જાય.' ૩૧
વાત કરે મન રાખતા ચતુરાનું ચિત્ત હામ્ય;
કંદર્પરૂપ જે નિરખિયો, કામ્યની પ્રગટચો છે કામ. ૩૨
મખિઓયે જાણ્યું : 'મન માનિનીં, શાહાને પૂછું ભેદ?'
વિપ્ર થઈ આશી વિષયા ઘણું; અંતરિ શિપનો ભેદ. ૩૩

૨૯ ઊટચું–સં. 'આવર્તિત,' વળ્યું.

વાત કરે પણ શુદ્ધ નહિ, શીઘ્ર આવ્યાં છે ઘેરય.
સખા મૂકીને સધાવિઆં; કોહો વિષયાની પેરય. ૩૪
અંતરમાંહે અવલોકિઉં : 'વિષ દેવું લખ્યું હતું જાંહ.
'ત્રીજે અક્ષર મેં યા કરચો, **વિષયા** શુદ્ધ કરી ત્યાંહ.' ૩૫
ગોખ્ય ચઢીને નિહાળતી સબળ જૂએ છે વાટ;
ક્ષણ મંદિર ક્ષણ આંગણે અબળા કરે ઉચાટ. ૩૬
શ્વાસ નિઃશ્વાસ, ને મુખ ટળ્યું; અનંગની લાગી જ્વાળ.
પવન ગરમિત તાં થયો, બોલ બોલે પંપાળ. ૩૭
કેહે આગળે કહી નવ્ય સકે, માન્યની ન મૂકે માન.
નારદ કેહે : અર્જુન, સુણો, એહ લીલા—ભગવાન. ૩૮
હવે ચંદ્રહાસ ઊતર્યા વાડિએ, મુખશુધ્ય જળશું કીધ,
શાલિગ્રામને કંઠે ધારી પગ જઈ પ્યેગડે દીધ. ૩૯
સેવકને આગળ કરી રેવંત હાંકચો રંગ,
મદન તણે ઘેરય આવિયા અતિ ઝળહળતે અંગ્ય. ૪૦

**વલણ**

અતિ ઝળહળતે રૂપ આવી મદનને કાહાવી રહ્યા.
સૂત્ર દ્વાદશ થયાં પૂરણ; તાપ વિષયાના ગયા. ૪૧/૪૫૮

## સૂત્ર ૧૩ મું—રાગ દેશાખ

મદનને જઈ કહ્યું, બોલ્યો પ્રતિહાર રે:
'કોયક કાગળ લાવિઓ, માકંત દ્વારે રે. ૧
ઢાળ—'મહાનુભાવ કો આવિઓ, મોકલ્યો કાગળ તાત;
'કો 'દેવરૂપ સ્વરૂપ સુંદર; અસંભવ્ય છે વાત.' ૨
મદન કેહે : 'આંહાં મોકલો, લાવિઓ કાગળ જેહ,
'માહારે બાપજિએ આંહાં મોકલ્યો,
કાંઇ કારણ ભણિએ તેહ.' ૩

પછે ચંદ્રહાસ બોલાવિઆ, આવિઆ મંદિર માંહ,
દર્શન દેખી મદન સાહામો શીઘ્ર નમિઓ પાય. ૪
પછે પ્રેમ સાથે આલિંઘન લેતા હવા છે વીર.
મદન ત્યાંહાં રીઝી રહ્યો: 'કો પ્રાક્રમી રણધીર.' ૫
એહેવે કાગળ કરમાં આપનાં તે ચઢાવ્યો લેઈ શીસ્ય,
ચંદ્રહાસ કેહે : 'એકાંત્ય વાંચો, મદન મહા ગુણ-ધીશ.' ૬
મદન કેહે : 'તમથી છાનો રાખી વાંચિએ કોણ ધર્મ?'
'તહ્મ્યે મંદિર પધારયા તે અમારૂં શુભ કર્મ.' ૭
હાથે ધરી ઊકેલતાં મન વિખે થયો મદનને આનંદ.
'શ્રીકુંતલપુર મહા નગર શોભિત સદા રંગના કંદ; ૮
'સદા શુભ માહારા મદન, તુજને ધૃષ્ટબુદ્ધિ-વચંન.
'કોલંદ-કુંઅર મોકલ્યો તુજ ભણી શીઘ્ર, મદંન. ૯
'દીઠે આવ્યા પછી, કુંઅર, રખે કરે વિચાર!
'કોલંદ કેરૂં રૂપ માં જોઈશ, લક્ષણ ગતિ આચાર. ૧૦
'ચંદનાવતી સાહામૂં માં જોઈશ રૂપરંગ ને વાણ્ય,
'વૈષ્ણવને વિદ્યા માં જોઈશ, અસ્ત્ર માં જોઈશ પાણ્ય. ૧૧
'સગાં ધન ને ગામમાં જોઈશ, સખાવત નવ્ય શૂર,
'દીઠે દીકે વિષયા દેજે તો જાણેશ તુજને ચતુર. ૧૨
'આવતાં આંહાંથી સાંભળૂં ત્યારે મુજને બહુ સુખ થાય.
'એ કામ કરતાં કુંઅર માહારા, કષ્ટ સઘળૂં જાય.' ૧૩
મદન એહેવૂં વાંચતાં આનંદ પામ્યો વીર,
વિષયાએ અંતરિ સાંભળ્યું ભરયૂં અમૃત સકળ શરીર. ૧૪
બ્રાહ્મણ તેડી લગ્ન પૂછ્યું: 'શીઘ્ર કેહેજો આજ,
'ચંદ્રહાસ ઊતારે કરજો, માહારે સરયાં સઘળાં કાજ.' ૧૫
ધૃષ્ટબુદ્ધ્ય કેરી કામની તે દીકે પામી સુખ,
વિષયાએ આનંદ પામ્યાં, ટળ્યૂં અંતર કેરૂં દુઃખ. ૧૬

શુદ્ધ લગ્ન તાંહાં આવિઊં, આપિઊં છે તતકાળ,
પોતા કેરા ભક્તને તાંહાં કૃપા કરે કિૃપાળ. ૧૭
માન્યનિઓ તેડી ઘણી, મધુર સ્વરશું ગાન;
મધુર ગત્ય તાંહાં વાદ્ય વાજે, અવછરા લેતી તાન. ૧૮
શુભ માંગનાં બંદીજન મુખે વદે જયજયકાર.
બ્રાહ્મણની સંખ્યા નહિ, બહુ મળ્યા માંગણહાર. ૧૯
વિપ્ર કચેરા વાકયથી તે મદન પામ્યો રંગ;
ચંદ્રહાસ અંતરમાંહાં લખ્યો, જાણે પરાપર એક અંગ. ૨૦

## દેશી ત્રોટકની

જાણે પરાવર એક અંગ, બે મળ્યા સ્નેહને સંગ્ય.
સાવધાન કીધા બંભ: 'રખે કરો વિલંબ.' ૨૧
તેડી તોરણ તાં ચંદ્રહાસ પોંહોકિઆ અતિ ઉલ્લાસ.
સાંહેરૂં ગ્રચિઊં તાંહ, મંડપ વિરાજિત જાંહ. ૨૨
વર નિરખવાને કાન્યની સહ મળ્યું તેણે ગામ્ય.
આપિઊં કન્યાદાન, વરકન્યા જોડ્ય સમાન્ય. ૨૩
બહુ ભૂષણ મણિ સઘાત્યે; આપ્યાં વિધોગતિ ત્યાંહાં માથે.
થઈ રહ્યો જયજયકાર; ત્યાંહાં રંગનો નહિ માર. ૨૪
ચોરિએ શોભી જોડ્ય; કંસાર જમિઆં કોડ્ય.
અતિ આગલ્ય વર્ત્યાં ચ્યાર. આપ્યા હસ્તી રથ તોખાર, ૨૫
બહુ દાસ દાસી ગાય, ધન સોંપીને નમિયો પાય.
ઊપરે થયો છે એ દાસ 'તમ સેવક હૂં, ચંદ્રહાસ.' ૨૬
બહુ વિપ્ર વદે આશીસ્ય, કીધી કૃપા શ્રીજગદીસ.
ચંદ્રહાસ વિષયા નાર્ય અતિ સુખ તણો નહિ પાર. ૨૭
બહુ ભાટ બ્રાહ્મણ જેહ, આપી કરચા અહૂરણ તેહ.
એમ કરતાં ગઈ છે રાત્ય, સહૂ લેઈ વળ્યા પરભાત્ય. ૨૮

જૈમુનય કેહે છે: ભૂપત્ય, હવે ધૃષ્ટબુદ્ધિની કહું મત્ય.
હવે મેધાવતીનો કોનંદ તેને નીવડ બાંધ્ય બંધ, ૨૯
તેહેને સબળ દીધા માર, ઘર લૂટિઆં ભંડાર.
ગજ રથ હય જે હોય, લૂંટી લીધૂં તે સર્વ કોય. ૩૦
તેહને મબળ સાંકળપાય, રાખ્યા કારાગ્રેહેમાંહ,
બહુ કષ્ટના વિશેક, તાડિઓ ભાત્ય અનેક. ૩૧
'તાહારા પુત્રનો આવ્યો અંત;' એમ કહી વળ્યો બળવંત.
હવે ધ્યાન તે ગામ્ય ગયું, સકળ સૈન્ય તયાર થયૂં. ૩૨

ઢાળ—એમ કહીને કુતલ પુરે સાંચરયો છે પરધાન.
પોતા કેરૂં સૈન્ય સંગ્યે, સબળ થયો સાવધાન. ૩૩
મારગમાંહિં ચાલતાં તેહેને મળ્યો સાહામો સાપ:
'શાને કાજે દુઃખિઓ વિષ્ણુભક્ત કેરો બાપ? ૩૪
'તાહારે સહને સર્વ આપ્યૂં, સંતોષ્યો ચંદ્રહાસ;
'મંદિરમાંહાં લીલા કરે છે; થયો પોતે દાસ.' ૩૫
એહેવૂં કહીને સર્પ ચાલ્યો અને લાગી ઝાળ.
ઊતાવળો રથ હાંકિઓ વદન કરી વિકરાળ. ૩૬
વધામણિઆ બંદીજન ધસી મ્યળ્યા મારગમાંહ:
'ચંદ્રહાસ વિષયા પરણિઆં, ઉલ્લાસ સહુને થાય?' ૩૭
શબ્દ એહેવો સાંભળીને મરાવ્યો સર્વ સાથ.
ચરણ ભાંગા, શીસ્ય કાટર્યાં, ઊતરયા કોહોના હાથ. ૩૮
નગરમાંહિં ધસી પેઠો: કીર્તિ બોલે બહુ;
પૂછ્યાં એરચી વિપ્ર મળિઆ. 'સંતોષ્યૂં છે સહૂ, ૩૯
વિલસિવા વિષયાનો 'સુણ્યો, ચંદ્રહાસ કેરૂં નામ;
સહુ મરાવીને પાયરયા ભૂમિમાંહાં તેણે' દામ્ય. ૪૦
એમ કરતાં મંદિર આવ્યો ધ્વજ તોરણ દ્વારય.
: તેડયો કુંઅર: 'કાગળ લાવો; શું કરયૂં આ નારય?' ૪૧

મદન એહવે આવિઓ : 'મેં કરયૂં છે શુભ કર્મ.
'વિષયા પૂઠે સર્વ આપી :રાખિઓ તમ ધર્મ.' ૪૨
'અરે દુષ્ટ કુંઅર, લાવ્ય કાગળ.' ચઢાવી બહુ રીસ.
વિષયા દીઠી વાંચતાં પછે પછાડયૂં શીસ્ય: ૪૩

વલણ

પછે પછાડયૂં નિજ શીસ્ય રે :
'હવે માહારા કર કાપવા ઘટે.'
નામ 'વિષયા' નિરખિઉં તે અંતરમાહિં આવટે. ૪૪/૫૭૨

## સૂત્ર ૧૪ મું—રાગ મેવાડો અસાવરી

કાગળ જોઈ ધૃષ્ટબુદ્ધિ શુદ્ધ્ય સઘળી ગઈ:
'લખવા વેળાયે વિષ જૂઓ વિષયા થઈ.' ૧
અંતરમાંહિં આલોચ : 'કેહેને કેહેવૂં નહિ.
"એ કોહોનો ન્યામાત્ર ? એહેને મરાવૂં સહી, ૨
'તો મુજનો સુખ થાય. એહ કરૂં હૂં કામ.
'ચંદ્રહાસ કોણ નામ ? એહેનો ફેહૂં હામ.' ૩
નારદ કેહે : અર્જુન, આગળ્ય એમ થાશે;
મરાવતાં ચંદ્રહાસ એહેનો સુત જાશે. ૪
હવે કુંતલસેન્યને સ્વપન લાધૂં છે રાત્ય,
ગાલવ ગુરુ તેડીને પૂછયૂં પરભાત્ય : ૫
'મુહૂને સ્વપ્ન તણી કોહો રીત્ય, કેહેવો હોયે વર્ણ ?
'ઉત્તમ મહિધ મન (?) તેહેનાં આચરણ.' ૬
ગાલવ કેહે : 'સુણો, રાય, સ્વપન કહૂં ભેદ.
'એહેવૂં' કેહેતાં મરણ, કાયાનો ખેદ. ૭
'બુધ'મંગળ ને' સોમ સૂર્ય ગુરુ શુક્ર જેહ,
'સ્વપને ન દેખે તે, સંવસ્યરે મરણ, એહ. ૮

‘પોતા તણે અંગ્યે છિદ્ર, કરને નભ્ય દેખે,
‘એકાદશ તેહને માસ આયૂ કહું તે લેખે. ૯
‘સ્વપનમાંહિં છાયા પોતાનિએ નહિ દીસ્ય,
‘દશ માસે તેહેનૂં મરણ, સત્ય કહૂં, ધીશ. ૧૦
‘સ્વપનમાંહિં કર્દમમાંહાં કળી રેહે ચરણ,
‘જોતાં ત્રૂટે પગ, નવમે માસે મરણ. ૧૧
‘રુધિર તણૂં મુખે પાન, રુધિરે કીધૂં સ્નાન,
‘તેહેને આઠ માસનો આયૂ, કહું તમ, રાજાન. ૧૨

દેશી ફરતી

‘હવે રાજાજી, કહૂં તે અવિધારો, ગુરુદ્વિજ ગાય ને તાત,
‘સ્વપનમાંહિં તેણે શબ્ય બેઠો, આયૂ માસનો સાત. ૧૩
‘રાક્ષસ અજગર શક્તિ પંચાયણ ગ્રેહે જો સ્વપને આવી,
‘ખટ માસનો આયૂ તેહેને, રેહે શ્વાન જે ધાવી. ૧૪
‘દેવળમાંહિં સર્પ શૃંગાળ ને કાગ કરડવા ધાય,
‘અને નાસનાં શિખર પડે તો પાંચ માસનો આય. ૧૫
‘કુપોન કરે બેસારી ચાલે, અજા થઈ અસવાર,
‘રાજ માખણ ખાતો ઊગમણે, આયૂ માસનો ચ્યાર. ૧૬
‘નાગો ઊંટ પલાણી ઊતરે, પાવકમાંહાં દ્રોડાવે,
‘ઘાએલ તરસ્યો કરે કલાહલ, માસ ત્રોહે સધાવે. ૧૭
‘મહિષ ઊપરે માંજારી સાથે ગર્દવી-પયને પ્રાશે,
‘પશ્ચિમ દિશ ભણી જે ચાલે, તે જીવે બે માસે. ૧૮
‘નાગો તેલ પિએ ચઢી ગર્દવ, કંઠે કણેરા—માળ,
‘દક્ષિણ દેશ ભણી તે ચાલે, માસ આયુ ભૂપાળ, ૧૯

૧૮. ગર્દવી=ગર્ધબી, ગધેડી

'શ્વાન શૃગાળ અજા ખર ઊંટ ને કરે તલમાંહાં સ્નાન,
'લીલાં વસ્ત્ર દક્ષિણ મહિષે ચઢ્યો, સત્ય કહું, રાજન. ૨૦
'ઉલૂક રમાડે ને ખપર કરમાંહાં, રુધિર પિએ ને રોય,
'એક દિવસમાંહાં આયૂ, રાજાજી, તેહેનો પૂરણ હોય.' ૨૧
સ્વપન તણાં તાં લક્ષણ કહીને ગુરુજી મંદિર વળિયા.
રાજાજી એકાંતે બેઠા, મહા ચિંતામાંહાં ભળિયા. ૨૨
વેગવત તાંહાં મદન તેડિઓ : 'વિષયા આપી જેહેને,
'માહારી તનયા ચંપકમાલ્યણી, પ્રેમે આપૂં તેહેને. ૨૩
'પુત્ર પરે તાંહાં રાજ્ય સમર્પૂં કુંતલપુરનૂં જેહ,
'વંનમાંહે તાં ધ્યાન ધરીને તપથી પાડૂં દેહ.' ૨૪
મદન આવિઓ, રાજા કેહે છે : 'તેડોને ચંદ્રહાસ,
'માહારી તનયાને હું આપૂં, એ છે હરિનો દાસ.' ૨૫
એહેવે ચંદ્રહાસને ધૃષ્ટબુદ્ધ તે ચ્યાર મોકલ્યા માર :
'ચંડીને દેહેરે જે આવે તેહેનો કરો સંઘાર.' ૨૬
હવે ધૃષ્ટબુદ્ધિ ચંદ્રહાસને કેહે : 'ચંડીની પૂજા કીજે,
'નાનાવિધિ ઉપહાર સંઘાતે, તો કામ આપણૂં સીઝે. ૨૭
'નગર થકી દક્ષિણની પાસાં અર્ધ કોશ છે પૂરો,
'પૂજ્યેથી સિદ્ધિ સઘળી આપે, સાયંકાળે જે શરો. ૨૮
'સંઘાતે ત્યાં કોય ન લેવૂં અને એકલાં જાવૂં,
'આગળે જો સિદ્ધિ વાંછો તો સંધ્યાયે સત્વર થાવૂં.' ૨૯
ચંદ્રહાસ મન્ય આણંદ પામ્યો અને એકલો જાય;
પૂજાના ઉપહાર સંઘાતે આવ્યો ચૌટામાંહ. ૩૦
એહવે સમે ત્યાંહાં મદન આવિઓ, શી કહૂં પ્રભુની પેરચ ?
'પૂજાની સામગ્રી લાવો; જાઓ રાજાને ઘેરચ. ૩૧
'તમારૂં માહારૂં એક અંગ છે; સન્મુખ થાશે દેવી,
'ભલી પ્રકારે ભક્તિ કરી આવૂં અંબેને સેવી.' ૩૨

એમ કહીને મદન ચાલિઓ; નગર તણીને જાય,
માંજારી-યૂથ કાળી કૂતરી પગ આગળે ઊભાય. ૩૩
તેહેને દેખીને અંતરમાંહે મદન પામિઓ ત્રાસ:
'સદા નિરંતર કુશળ હજો, માહારે વેરચ શ્રીચંદ્રહાસ.' ૩૪
એમ કહીને ઉહેરે આવ્યો દેવી એહાં જાંહ,
પૂજા લેઈને ધસ્યો પેશવા, ઘાય મેહેલ્યા છે તાંહ. ૩૫
કીધા કટકા અંગ તણા, એમ મારી વ્યજ્યા મદંન;
ચંદ્રહાસ આવ્યો છે વેગે, જાંહાં બેઠો રાજંન. ૩૬
વેગવત ગાલવ તેડાવ્યા: 'ચંપકમાલ્યણી દીજિએ,
'કુંતલપુરનૂ રાજ્ય સમર્પૂ, ભૂપતિ એહેને કીજિએ.' ૩૭

વલણ

ગુરુદેવ તેડી રાય કેહે છે: 'પુત્રી એહને દીજિએ;
'વિષ્ણુભક્ત ચંદ્રહાસ નિર્મળ, ભૂપ એહેને કીજિએ.' ૩૮
**હરજીસુત** વાણી વદે: હરિભક્તને એમ હેત કરે.
ચૌદમે સૂત્રે ચંદ્રહાસ ને મારવામાંથી ઊગરે. ૩૯/૫૬૫

સૂત્ર ૧૫ મું—રાગ ભૂપાળ, સંહિનંદન તાલે

હવે ચંદ્રહાસ પોહોકી પધરાવિઆ એ,
સબળ ઝળહળ માહેરામાહે આવિઆ એ.
તાંહાં ગાલવ ગુરુજી સત્વર થયા એ,
રાણી રાયે પખાળ્યા પાય બહુ મયા એ. ૧
તેડી ચંપકમાલ્યણી જે સુતા એ,
કન્યાદાન આપ્યૂ બહુ ગુણયુતા એ.
ચોરી ચોકી તાંહાં, સકળ શોભા ઘણી એ,
ચંદ્રહાસને શીમ્ય ત્રિભોવન-ધણી. એ. ૨

ત્યાંહાં યુવતીનાં જૂથ મળિયાં ઘણાં એ,
હિતકારી જે રાયતનયા તણાં એ.
ત્યાંહાં વરકન્યા જોડચ બહુ ઝળહળે એ,
રૂપે ઇંદ્ર ઇંદ્રાણી કો નવ્ય મળે એ. ૩
ત્યાહાં કંસાર કોડે કરી જમે એ,
એક એક અંતરિ મન જડ્યાં ગમે એ,
મેહેલા મધુર સ્વર ગાય પાખલ ગળી એ,
ભણે વિપ્ર ધૂન્ય નિગમ સુંદર વળી એ. ૪
એહેવું જોડૂં ચોરીમાંહે આપિયું એ,
રાજાએ રાજ્યથં સર્વ સમર્પિઉં એ,
ગુરુ ગાલવજી મુખ થકી વદે એ :
'સુખ આપૂ પૂરણ સહુ હરિ રુદે એ.' ૫
સબળ મત્ત મેંગળ રથ હય ઘણા એ,
સુખાસન સકળ ભંડાર ધન નહિ મણા એ;
ધરી તિલક શિર છત્ર, વાજિંત્ર વાજે એ,
ચમર ચ્યોહો ગમાં રાજરંગે વિરાજે એ. ૬
એણી રીતે ચંદ્રહાસને સુખ ઘણું એ,
એમ શ્રીહરિભક્તિ કારણ તણું એ.
હાથી રથ તોરંગ શણગારિયા એ,
ચંપકમાલ્યણીશું રાજિ પધરાવિયા એ. ૭
બહુ વાજિંત્ર ન્યોત્ય દીવિઓ તણી એ,
બંદીજન બોલે કીર્તિ આગળ ઘણી એ,
એહેવે જન ઘશી પ્રધાન કહને ગયા એ :
'રાજ્ય ચંદ્રહાસને સોંપી રાય રહ્યા એ.' ૮

### દેશી બીજી

વચન એહેવાં સાંભળીને મસ્તક ઊઠી ઝાળ;
રાજ્ય આપ્યૂ સાંભળ્યૂં ત્યાહારે વદન કરયૂં વિકરાળ. ૯

ચંદ્રહાસ એહવે આવિઓ, 'જય' શબ્દ આગળે હોય.
ડેહેરે દેવીને નમ્ય ગયો, એહ તણાં લક્ષણ જોય. ૧૦
એહવે મંદિરમાંહે આવિઆ, થઇ રહ્યો જયકાર :
'પુત્ર તમે જઇ નમ્ય કરી, અહ્મે કહ્યો સત્ય પ્રકાર.' ૧૧
ચંદ્રહાસ કર જોડી વદે : 'હું કહું સત્ય વચન.
'ચૌવટા મધ્યે મુજને જાતાં આવી મળ્યા મદન. ૧૨
'માંહારે કરથી પૂજા લેઈને ગયો પૂજણ-કાજ્ય,
'હું રાજદ્વારે મોકલ્યો. આપિઉં તાંહાં રાજ્ય. ૧૩
'ચંપકમાલણી તણી ઉપરે આપ્યું કન્યાદાન,
'રાજાએ બહુ સ્વાગત્ય કરયૂં; પણ નહિ તમ સમાન્ય.' ૧૪
એમ કહી ચંદ્રહાસ મંદિર સઘળ સુખિયા થાય.
ધૃષ્ટબુદ્ધયે સાંભળ્યૂં તેણ્યે શોકે રહ્યૂં ન જાય : ૧૫
'અરે, કુંઅર મરણ પામ્યો!' મૂકિઓ નિઃશ્વાસ;
'પ્રપંચ મેં ત્યાં બહુ કરયા, પણ ત્રૂટી માહારી આશ. ૧૬
'શીઘ્રગામી નીસરચો; મેં કોણ કીધૂં કર્મ ?
'મદન માહારો મારિઓ રાજ્યયોગ્ય કુંઅર પરમ.' ૧૭
ઉતાવળો થઇ એકલો પ્રડતો ચાલ્યો ત્યાંહ :
'માહારો મદન એહને હામ્ય મારચો પડ્યો ડેહેરા માંહ; ૧૮
'નિશામાંહે એકલો સઘળૂ પછાડી આપ.
'પાડવૂં' એહને ચિંતવ્યૂં તે મળ્યૂં સઘળૂં પાપ.' ૧૯
એમ કરતાં ડેહેરે આવ્યો, દીઠો સુત શત ખંડ,
એક પાહાણ સાટે આછટ્યૂ પોતા તણૂં શિર અંગ. ૨૦
મસ્તક ફાટ્યૂં, પડ્યો આગળ્ય અને પામ્યો મરણ.
ત્યાંહાં રુધિરની ધારા વેહે, અંગ્ય ચાલિઆં નિર્ઝરણ. ૨૧
પ્રભુ જેહને કરુણા કરે, તેહને રાખે એણી રીત્ય.'
ચંદ્રહાસ એહવો ઝળહળે, જાણે ઉગિઓ આદિત્ય. ૨૨

એમ કરતાં નિશા ગઈ ને હવૂં પ્રાતઃકાળ.
પૂજારો દેહેરે ગયો, નથી જાણતો ભૂપાળ. ૨૩
કુંતલસૈન્ય કામ્યની સાથે ચાલિઓ છે વંન્ય;
ધ્યાન ધરતાં મુક્તિ પામ્યો, મળ્યા જુગજીવંન. ૨૪
સમે જેણે સભા પૂરી બેસે છે ચંદ્રહાસ,
તેણ્યે સમે ત્યાંહાં ધસ્યો આવ્યો પૂજારો રાયને પાસઃ ૨૫
'મદન ને ધૃષ્ટિબુદ્ધિ મારચા, પડ્યા દેહેરા માંહ.'
શબ્દ સુણતાં ત્રાસ પામી અને ધશિયો રાય, ૨૬
સભા સાથે યોદ્ધા ને નર નારી વર્ણાવર્ણ,
વિષયા ચંપકમાલણી, જ્યહાં બ્હને પામ્યા મરણ. ૨૭
ચંદ્રહાસે નિરખિઉં, તેડેને કહે શાલિગ્રામ,
ચંડિકાને આવી કહ્યું: કોણ થયૂં દુષ્ટ કામ? ૨૮
'હવે એહ જીવે નહિ તો બેસે માહારે શીસ્ય.
'કહેશઃ ચંદ્રહાસે મરાવ્યા. આ થયૂં જગદીશ?' ૨૯
હવ્ય સામગ્રી ઘણી પછે અણાવી તેણી વાર,
ત્રણ્ય-ખૂણા કુંડ કીધો શક્તિને આકારય. ૩૦
ઉર ચરણ કરના માંસ સાથે હવન કરતો વીરઃ
પોતા કેરૂં અંગ કાપે, મન એહેવૂં ધીર. ૩૧
એમ કરતાં હોમ માંડ્યો, કુલાહલ બહુ હોય.
નગર કેરા નિવાસી નયણે નિહાળી જોય. ૩૨
અર્ધ અંગ હોમ્યૂં હવ્ય સાથે શક્તિને ત્યાંહાં ભૂપ.
'માગ્ય, માગ્ય, ઈછા હોય તે આપ્ં.' ધરી આવ્યાં રૂપ. ૩૩
ચંદ્રહાસ કેહે છેઃ 'રૂપ બ્હને હતાં એહેવા થાય.'
એહેવે નગર કેરા નિવાસી સર્વકો નમિઆ પાય. ૩૪
કર ફેરવીને રૂપ ત્રણ્યે કરચા સુંદર ખેવ.
એહેવે પુષ્પ કેરી વૃષ્ટિ અંતરિ કરે આવી દેવ. ૩૫

જયકાર ત્યાંહારે થઈ રહ્યો; દેવિએ દીધો હાથ.
પિતા સુત પુત્રી મળ્યાં ને મળ્યો સર્વ સંઘાત. ૩૬
પ્રધાન જોઈ ચરણે નમ્યો ને 'કરચો બહુ અન્યાય.
'આ મદન સેવક તહમારો,' એમ કહી નમિઓ પાય. ૩૭
વિષયા કેહે:'માહારા તાતજી, જ્યામાત્ર તાહારો જેહ,
'આ કુંડમાહિં શક્તિને આવી સમર્પ્યો દેહ. ૩૮
'દીન થઈને તે રહ્યો, ભગવાન ભક્તિપ્રતાપ;
'દેવીની પુજા કરી પછે ટળ્યો સર્વ સંતાપ.' ૩૯

વલણ

ટળ્યો સર્વ સંતાપ રે પછે નગરમાંહાં સર્વે આવિઊં.
ચંદ્રહાસને સહુકો નમ્યૂં, એ અપાર ઉત્તમ ભાવિઊં. ૪૦
સૈંહાસને ચંદ્રહાસ બેઠો, મદન તે આગળે રહ્યા.
ત્ર પનરમે સહી હવે શોક મંત્રીનો ગયો. ૪૧/૫૮૨

## ક્ષુત્ર ૧૬ મું—રાગ ધન્યાશ્રી

પ્રાતઃકાળે ચાલ્યો ધૃષ્ટબુદ્ધ જી
સબળ આકંપ્યો 'મેં કરચો વિરુદ્ધ જી.
'આગળથી હું તો નવ્ય સમઝ્યો એમ જી,
જાણ્યૂ હોત તો આણત પ્રેમ જી. ૧
ઢાળ—'વિરોધ મેં સબળો કરચો ને કરચૂં દારુણ કર્મ,
ચંદ્રાવતી ઊનાવ્યો; નવ્ય રહ્યો એકે ધર્મ.' ૨
શીશ જૈ ચરણે નમ્યો ને દીન થઈ કેહે વચન:
'વિષયા ચંપકમાલણી પરણ્યા તમારો તંન. ૩
'કારાગ્રેહેથી કાઢિઆં ને શૃંખળ ભાગા પાય.
'હું દીન છું, અપરાધ્ય કીધો; કરજ્યો સર્વ ક્ષમાય.

વિને કરી પરવાર સાથે ' તેડી આવ્યો ગામ્ય.
ચંદ્રહાસ આગળે એમ કહે જે ' કહું તમ શું કામ ! ' ૫
ચંદ્રહાસ સાહામો જૈ કરી માન તાત નમિઓ ચરણ.
વધૂ બહુને પાઓ વંદ્યાં, જેહેના ઉત્તમ વર્ણ. ૬
કોલંદ કેરી સઘળી સ્વાગત્ય કરી મંત્રી ઘેરજ;
મેધાવતી સુખણી થઇ; શ્રીકૃષ્ણની એ પેરથ. ૭
અનેક સુખ લીલા ઘણી, કહેતાં ન આવે પાર.
તેણે સમે ચંદ્રહાસને ઘેરય આવ્યા યુગ્મ કુમાર: ૮
મકરકેત નામે મનોહર વિષયા કેરો બાળ,
પદ્માક્ષ ચંપકમાલ્યણીનો, સબળ બાહુ વિશાળ. ૯
થોડા દિનમાંહાં થયા મોટા અસ્ત્રવિદ્યા હાથ,
સ્નેહ સબળો પરસ્પેરે, એકઠા રેહે સંઘાત્ય. ૧૦
તારંગ તેણે બાંધિઓ તે સબળ છે બળવંત.
રણભૂમિ કો માંડે નહિ, યુદ્ધ વિષે આણે અંત. ૧૧
ચંદ્રહાસ બળિઓ સબળ છે, તેહેશું નવ્ય થાએ યુદ્ધ;
હરિનામ કેરું કવચ જેહેને વિષયુમે આયુદ્ધ. ૧૨
ભગવાનજી તમ સગ્ય છે ને એ છે હરિનો દાસ.
એટલા માટે નારદ કેહે: હય છૂટવાની આસ્ય. ૧૩
એહેવું કહી નારદ વળ્યા, પામિઆ અંતરધાન.
સૈન્ય સઘળું સંગ્યે લેઈ ગયા નગર ભણી ભગવાન. ૧૪
કુંતલપુરની પૂર્વ પાસાં ફરતો જોજ્યન ત્રણ્ય,
યુદ્ધ કરવાનો ઠામ સબળો, વૃક્ષ વિના છે અરણ્ય. ૧૫
બંધૂક ને બહુ હાથનાળ્યો, અગ્નિઅસ્ત્ર અનેક,
અર્ધચંદ્ર ને કુંતલ ભાલા, ગદાનો નહિ છેક. ૧૬
તોમર મુદ્ગર સબળ ફરશી ત્રિશળ ચક્ર અપાર,
સબળ ભાથા ધનુખ ખપૂવા ખડગે તાજી ધાર, ૧૭

કટારી શિંગણ્ય સાંગ પટ્ટક સબળ આયુદ્ધ.
યોધ યૌવનવંત પૂરા રણ્યભેદ જાણે આ જુદ્ધ. ૧૮
લાઘુલાઘવી બહુ ધનુર્વિદ્યા. બાહુ ગજિઆ શૂર.
સૈન્ય રણમાંહાં આવિઊં, જ્યમ સાગર કેરૂં પૂર. ૧૯
અનેક હાથી હય હિંસારવ સબળ શોભે રથ.
રણભોમિ કેરા બાઉલા તે સુભટ છે સમરથ. ૨૦
સબળ દળ માધવઘટા જ્યમ દ્રૂમદ્રૂમે સર્વ ભોમ્ય.
એમ દુંદુભિ ધડૂકે, જાણ્યે મેઘ ગાજ્યો વ્યોમ્ય ૨૧
એમ અર્જુન શ્રીહરિ આવિઆ છે રણમાંહ.
પતાકા બહુ ફરહરે; રજ થકી સૂર્ય ઢંકાય. ૨૨
હવે નગર સાહામું ઝળહળે દીસતૂં સૂર્ય સમાન્ય;
ઘેરય ઘેરય ઓછવ અભિનવા, કીર્તન શ્રીભગવાન. ૨૩
ચંદ્રહાસ રાજાએ સાંભળ્યૂં જે આવિઆ જગદીશ:
'માહારા ભાગ્ય કેરો પાર નાવે, ચરણ નામૂં શીસ્ય. ૨૪
'એક રથે શ્રીકૃષ્ણ અર્જુન ઝળહળે છે જોડ્ય;
'માહારા મનમાંહિં હતૂં તે નિરખવાનૂં કોડ. ૨૫
'ભાગ્યથી અશ્વમેધ કરચો, આવઓ તોખાર;
'સ્વદેહે દર્શન કરશૂં નાથ વિશ્વાધાર.' ૨૬
નગરથી નર નારી વૈષ્ણવ તેડિઊં સર્વ કોય:
'આપણો સ્વામી, આવિઆ દર્શન હરિનૂં હોય. ૨૭
'શીઘ્ર સહૂકો સાંચરો; કીજિએ જઈ દર્શન.
'પાંડવની રક્ષા કરે તે આવ્યા જગજીવંન.' ૨૮
શાલિગ્રામ કંઠે ધરચા જેહ તણૂં નિર્મળ ગાત્ર.
ચંદ્રહાસ સાહામા સાંચરચા, જે ભક્તમાંહે પાત્ર. ૨૯
મૃદંગ. ભેરી ઝલ્લરી શંખ ને વાજે તાળ.
કીર્તન કરતા ચાલિયા ગુણ મુગટમણિ ગોપાળ. ૩૦

દંડવત કરતા સાંચરયા, દર્શન દેવાધિદેવ.
ભગવાનજી રથ તજીને સાહામા મ્યલ્યા તતખેવ. ૩૧
આભ્યંતર ભીડી મળીને પામિઆ બહુ સુખ.
નાથજિએ નેહ આણી નિરખિઊં તવ મુખ. ૩૨
શ્રીકૃષ્ણને ચંદ્રહાસ મળતાં ઊપનૂં સુખ એહ.
જૈમુનિ કેહે છે : રાયજી, શી • કહૂં લીલા તેહ! ૩૩
અર્જુન ને ચંદ્રહાસ બહને મેળવ્યા તાંહાં નાથ.
શ્રીકૃષ્ણ મધ્યે રહીને ગ્રહી બેહૂના હાથ. ૩૪
જેહેને જે અધિકાર હૂતા તેહેને મળિઆ ત્યંમ,
ભગવાનજીના મન વિખે બહુ નેહ ઊપજે જ્યંમ. ૩૫
સભા રચીને સહૂ બેઠૂં તેણ્યે સ્થળ વનમાંહ,
અર્જુન ને ચંદ્રહાસને ત્યાંહાં સ્નેહ સબળો થાય. ૩૬
આદ્યથી પુછી સર્વ કથા જે કરયાં પાંડવ કર્મ,
કુરુક્ષેત્રના સંગ્રામ સઘળા, બાણવિદ્યા-મર્મ, ૩૭
વળી અશ્વમેધ-આરંભથી સર્વ કથા કહી છે સાંહ,
અનુક્રમે હય મેહેલાવતા આવ્યા કુંતલપુર આંહ : ૩૮
'મકરકેત પદ્માક્ષ સુણિઆ બહને તમારે તંન,
'તોરંગ તેણ્યે બાંધિઆ, વિષ્ણુભક્ત છે પાવંન. ૩૯

વલણ

'વિષ્ણુભક્ત નિર્મળ પુત્ર સુણિઆ,
તમ મળ્યે મહા સુખ થયૂ,'
સોળમે સૂત્રે રંગ સહૂને; કષ્ટ યુદ્ધ કેરૂં ગયૂં. $\frac{40}{222}$

## સૂત્ર ૧૭ મું—રાગ ધવળ, ચોપૈ

હવે કર જોડી કેહે ચંદ્રહાસ : શ્રીગોવિંદચરણનો દાસ,
'મુજ ઘેરચ કૃપા કરો,શ્રી હરિ, નગરમાંહે આવો ચિત્ત ધરી. ૧
'મંદિરમાંહે પધારો, નાથ, તો સુખ પામે વૈષ્ણવ સંઘાત.'
ચંદ્રહાસ કેરી કામ્યની બહુ નારી સાથે ભામની. ૨

મુક્તાફળ ભરીને થાળ આવી વધાવ્યા શ્રીગોપાળ,
ઘંટા શંખનાદ બહુ હોય, પ્રભુ તણું મુખ નિરખી જોય. ૩
કૃપાનાથને નામી શીશ, પધરાવ્યા નગરે જગદીશ.
સંઘાતે સઘળા રાજાન મંદિર માંહાં આવ્યા ભગવાન. ૪
સ્વાગત્ય કરી પ્રભુની બહુ, ચરણ નમાવ્યું આણી સહુ.
પોતાના તેડી બે તંન દષ્ટે ધરિઆ જીગજીવંન. ૫
અનેક વાહન રથ ભંડાર સર્વ સમપ્યૂં વિશ્વાધાર,
દીન થઈ તે આગળે રહ્યો; કુંતીસુત જોઈ આશ્ચર્ય થયો. ૬
સૈન્ય સકળ અર્જુનનું જેહ, સ્વાગત્ય કરી સંતોષ્યે તેહ;
સંતોષ્યા અર્જુન ગોવિંદ; ચંદ્રહાસ પામ્યો આનંદ. ૭
જે ચંદ્રહાસે કીધી ભક્તિ, રસનાયે કરી ન જાએ યુક્તિ.
પંચરાત્રિ રાખ્યા ઘરમાંહ; સેવાનાં સુખ કહ્યાં ન જાય. ૮
ચરણે નમાવી બહુને કુમાર અર્જુનને સોંપ્યા તોખાર,
ચંદ્રહાસને ઘેર જે રહ્યા કૃપાનાથ ઘણું સુખિયા થયા. ૯
વૈષ્ણવ નારી તે શ્રીહરિ બોલાવ્યા બહુ પુજા કરી.
પદ્માક્ષ સંઘાતે પુત્ર, મકરધ્વજ જે પરમ સૂત્ર, ૧૦
ચંદ્રહાસ સંઘાતે ભૂપ, શ્રીહરિ આગળે અકળ સ્વરૂપ,
સૈન્ય હકારયું, મેહેલ્યા વાજ્ય, પૂઠે ચાલ્યા રેક્ષા કાજ્ય. ૧૧
વાજે દુંદુભિ ઘોર સમોહ, જેજેકાર સૈન્યમાંહાં હોય.
દળ સઘળું ચાલ્યું છે સહી,
યોદ્ધા સર્વ સબળ સજ થઈ. ૧૨
બકદાલિભનો આશ્રમ જાંહ, હવે પોતા છે સાગરમાંહ.
ચંદ્રહાસ કેરી એ કથા જન્મેજય સાંભળે સર્વથા. ૧૩
**મહાભારથ** જૈમુનિ રુખિ વદે.
જન્મેજય રાયે ધરિઉં રુદે.
**હરજીસુત** કેહે હરિનો દાસ:
વૈષ્ણવ-ચરિત્ર કહ્યાં ચંદ્રહાસ. ૧૪

પ૯ છસે ત્રેકેતાળીસ થયાં, સતર સત્ર મનોહર કર્યાં.
સંવત સોળ–ત્રાણુઆ માંહ,
શ્રાવણ સુદિ ચોથ્ય રવિ જાહ, ૧૫
એહ કથાનો કીધો બંધ, શ્રીમહાભારથ તણો સમંધ.
શીખે સુણે નર જે કો ગાય,
પંચ મહા ભડ પાતિક જાય. ૧૬
ચંદ્રહાસ કેરૂં આખ્યાન,
સદા એ સન્મુખ શ્રીભગવાન.
થાયે વિષ્ણુમે તેહેનૂં અંગ, એહ કથાયે જે આણે રંગ. ૧૭
સકળ તીર્થ–માર્જન ફળ જેહ,
એહ કથા સુખ આપે તેહ.
હરજીસુત પ્રાહાનંદ એમ કેહે:
હરિ–નામે અઘ સઘળાં દેહે. ૧૮

વલણ

હરિનામેથી અઘ દેહે સઘળાં, જે ચિત્ત હરિચરણે ધરે,
પ્રભુ પાસેથી નવ્ય જાય, ભક્તિ માંહે જેહેનૂં મન ઠરે. ૧૯
હરિકથા કીર્તન સ્મરણ પૂજા ધ્યાન ધરતાં હરિ મળે,
કર્મ કેરા દોષમોચન, જઠર જતુનીનૂં ટળે. $\frac{૨૦}{૬૪૨}$

## ૧૫. બકદાલ્ભ્યનું આખ્યાન

### ઝમક ૧ લું—રાગ ગોડી, ચોપૈ

શ્રીદામોદરજી પ્રભુ પ્રીત્ય કહૂં કૃષ્ણ કૃપાની રીત્ય,
આદિરૂપ નારાયણ એક, તેથી રમત્ય બ્રહ્માંડ અનેક. ૧
ત્યાંહાં વિસ્તારી લીલા આપણી,
ચોવિસ રૂપ શ્રીત્રિભોવનધણી.
તે માંહાં લીલા દશ અવતાર, તેહેનાં ચરિત્ર નાં લાભે પાર. ૨
શ્રીરામ લક્ષ્મણ ભરત શત્રુઘંન,
એક ચતુર્વ્યૌહે એહ પાવંન;
સંકર્ષણ શ્રીકૃષ્ણ કૃપાળ, પુત્ર પ્રદ્યુમન અનિરુદ્ધ બાળ, ૩
ચતુર્વ્યૌહે કારણમે રૂપ સ્વયં પ્રભુ સચ્ચિતા સ્વરૂપ.
શ્રીકૃષ્ણચરિત્ર લીલા બહુ હોય, મહામુનિ પાર ન પામે કોય. ૪
શ્રીગોકુળ બાળચરિત્ર પ્રાક્રંમ, સ્વયમેવ સ્વામી પરબ્રહ્મ.
એ લીલા રસ છે અમોઘ, વ્રજભેદક ચોહોંચ્યા ભોગ. ૫
મથુરાં માતુલ ચરિત્રમુકુંદ આદ્યે પૂતના કંસનિકંદ.
પાંડવને હેત કીધું ઘણું, અર્જુન રૂપ જાણી આપણું.' ૬

---

૧. આક્ષાંન હવે બકદાલભનૂં કેહેવારો ॥

પાંચ ભ્રાત કુંતીસુત જેહ, પ્રભુને આપ સમાને તેહ.
પાંચાળી-હિતકારી હરિ કૃપા કીધી બહુ આદર ભરી. ૭
યજ્ઞ આરંભી પોતે નાથ હીંડ્યા અર્જુન કેરે સાથ.
અશ્વમેધને મશે સ્વામિન આવ્યા વૈષ્ણવને દર્શન. ૮
તે કૃપાનાથને નામૂં શીસ્ય, ભક્ત તણે જે વશ જગદીશ.
ભક્ત તણે પાસે નિશદિન દાસ્યદાસ્ય કેન કરે ભગવંન. ૯
એહેવા નાથ કૃપાનિધિ દેવ, પૂજા સમરણ સદા હરિ–સેવ.
અંતરધાન ત્રિભોવનધણી સહિત સાથે રુકમણી. ૧૦
ફરીફરી દંડવત હરિને પાય, કીર્તન કથા ભક્તિ જદુરાય.
પ્રભુચરણ પરે પ્રેમ અપાર, વિષ્ણુપ્રસાદી લેવો આહાર. ૧૧
પ્રભુનામ દઢતા વિશ્વાસ થૈ અંતરમાંહાં રેહેવૂં ઉદાસ.
સંગતિ વૈષ્ણવની કીજિએ, હરિજનને સરવસ્ત દીજિએ. ૧૨
સ્વપન સંસાર માયા એ જાળ, કેવળ મન અર્પણ ગોપાળ.
પ્રભુ વિના મિથ્યા એ ભર્મ, સંસારીને વ્યળગાં કર્મ. ૧૩
કર્મ થકો અળગો રેહે જેહ; પ્રભુચરણ પરિપૂરણ સ્નેહ.
સુસંગતિ થકી મળે શ્રીહરિ, સદ્ગુરુ સેવે આદર કરી. ૧૪
ઉદક મળ સઘળાને હરે, સ્પર્શ મળ જળને નવ્ય કરે.
નિર્મળ નહિ કાંઈ વારિ સમાન્ય
જ્યમ સજળવારિ જાણો ભગવાન. ૧૫
સર્વ બીજજળ મધ્યે નિવાસ, દીસે રૂપ સર્વ આકાશ.
જળમાંહાં તે અળગૂં સર્વ કોય,
ત્યમ પ્રભુ સર્વમાંહાં એણી પેરે હોય. ૧૬
પ્રગટી અંતરમાંહથી એમ તંતુમાલિકા મધ્યે જ્યંમ,
કાષ્ઠ મધ્યે જ્યમ રેહે હુતાશ, એમ હરિ અંતરિ રેહે સહુ પાસ. ૧૭
આંખ્ય મધ્યે જ્યમ કાજળપૂર, પાસે થકી દેખિએ દૂર,
દેખે નહિ તે છે વેગળો, ભક્તહેત હરિ પાસે મળે. ૧૮

ગુરુપ્રસાદે સામળવર્ણ. પ્રભુ ઢૂકડા સદા પ્રસન્ન;
આનંદમે અખિલેશ્વર એક, વૈષ્ણવને નહિ હરિ વિતરેક. ૧૯
સૂતાં જાગતાં એ જ નામ અને ચાલતાં હરિગુણ-ગ્રામ.
રસના 'રામ'નામ ઊચરે; બીજું કાંઈ રખે ચિત્ત ધરે. ૨૦
કૃષ્ણકથા કથતાં દિન જાય; એહ કથા શ્રીવૈકુંઠરાય,
ત્રિભોવન નામ તત્ત્વ ગોવિંદ ભજ્ય પરબ્રહ્મ સદા આનંદ. ૨૧
હવે અશ્વમેધ-મહાભારથ નિધાન,
ભક્તિ ભાળી મેં ધરી ભગવાન.
પાતક-ટાળણ્યા પાવન કરે, યમનાં મુખમાંહાંથી ઉગરે. ૨૨
જમુનિ કેહે:તોરંગમ એહ કુંતલપુરથી ચલાવ્યા તેહ.
ચંદ્રહાસ સંઘાતે લીધ વિષ્ણુભક્ત-સુત આગળે કીધ. ૨૩

વલણ

વિષ્ણુભક્ત આગત્ય કીધો રે, એમ હરજીસુત વાણી વદે.
સદા નિરંતર કૃપાસાગર વાસ પૂરી રોહો રુદે. ૨૪
ભક્તાધીન ભગવાન છે, જેહેને જેહેવું મંન.
નેહ રાખો પરિબ્રહ્મ ઊપરે, ભવસાગર તારે જગજીવન. ૨૫

## ઝમક ૨ જું–રાગ કેદારો

જન્મેજ્ય કેહે:'રુખિવર, કથા પરમ અતિ સુંદર,
અઘહર ભક્તિ ભળી માહે હરિ તણી રે. ૧
ઢાળ—ભક્તિ સાંભળતાં મહા સુખ પામ્યા, રુદેકમળમાહા હરિજી.
ટાળી પાપ પરાપર કેરું હરિ–અમૃત અંગે ભરિજી. ૨
હવે કોહોજી એહ કથાને; હયવર પોહોતા કયાંહ?'
કોણ 'રીત્યેં પૂર્ણાનંદ વાહાલા? ભક્તિ કેહેવી છે ત્યાંહ?' ૩
ધન્ય એ અશ્વમેધ પાંડવનો, એ સચ્ચિદાનંદની ભક્તિ;
મહા કથા રસભરી મનોહર પદે પદે કોણ યુક્તિ?' ૪

અદ્ભુત કથા કંથ-કમળાવર, વાસુદેવ જ્યાંહાં આવે,
પાવન જીવ, પિતા પુત્રનો પરમ મહાપદ પાવે. ૫
પ્રેમરૂપિઆં વચન રાયનાં; કેહેતાં જૈમુનિ હરિઆ:
હવે કથા, રાયજી, અવિધારો, પરમ પ્રેમ ઊચરિઆ. ૬
તોરંગમ તાં શેર ચઢયા છે યજ્ઞ-અર્થના કામી;
નવરંગી નેહ સબળ સુધાધર ચાલે આનંદ પામી. ૭
ચતુર અશ્વ ચંચળ, ગતિ લેઈ ચમકી ગયા તોરંગ,
હયવર-રક્ષણિક હયવર ન દેખે, પામી રહ્યા મન ભંગ. ૮
દોહો દિશે દ્રષ્ટે, નિરખે, તોરંગને નવ દેખે;
થૈ ભયભીત વળ્યા છે સેવક પામી શોક અલેખે. ૯
દીધું જાણ ત્રિભોવનનાયકને, અર્જુન સુણિએ તેહ;
સેવક કેરાં વચન સાંભળી ઉર્દ્ધ રોમ થયાં દેહ. ૧૦
'દૃહલીને અશ્વ હાકિયા ત્યાંહાંથી;'
કેહે સુભટને: 'ધાઓ.
'જૂઓ, કોણે ગ્રહ્યા છે અશ્વ આપણા,
તેહેને જીવતા સાહો.', ૧૧
ધાયું મારગ્યે દળ જે પોહોતૂં; આગળે સાગરનીર;
કરે ગર્જના સમુદ્ર પૂરણ; દીઠું જળ ગંભીર. ૧૨
જોવા વાળ્ય કર્યું દળ સઘળે; સર્વ કરે ઉચાટ.
સઘળી ભૂમિ સંભાળી વળિઆ; કહીં પગલાં નહિ વાટ. ૧૩
શ્રમ કરી દિશો સઘળી જોઈ વળિઆ પામી ત્રાસ;
અર્જુનના મુખ આગળે આવી મુખે મૂકયો નિશ્વાસ. ૧૪
કેહે લઘુ બંધવ ભીમસેનનો: 'કૃપાનાથજી, કેહે,
'કોણ્યે હરયા એ તોરંગ, સ્વામી? કોહો તેણ્યે સ્થળે જૈએ.' ૧૫
રુકમણીરુદે એમ બોલ્યા: 'એહ ચિંતાને છાંડો.
હયવરને હવડાં દેખાડૂં; કાં મનિ આરત્ય માંડો?' ૧૬

લક્ષ્મીવરનાં વાક્ય સાંભળી અર્જુન આનંદ પામ્યા :
'અખિલેશ્વર અમને સુખદાયક.' તાપ હૃદેના વામ્યા. ૧૭
સમુદ્ર તણાં જળ શોધિયાં, સુભટ નિહાળે પાય;
ત્રિભોવનનાયક કેહે : 'અશ્વ એ પોત્યા સાગરમાંહ. ૧૮
'સુભટ માત્ર સહુ દળ સંઘાતે ઊતરિઆ આણવે કામ.'
પ્રભુ કેહે : 'સહુ સ્વસ્થ થાઓ; ઘણા દિવસ કર્યો સંગ્રામ. ૧૯
'અમોઘ જળમાંહે જવૂં સજ થઈ શોધી કાઢવા વાજ્ય,
'સાહથિ તેડી સંગે જવૂં; પાંડવ કેરે કાજ્ય. ૨૦
સાગર-ત્રહિ સર્વ સૈન્ય ઊતર્યૂં, ચિંતાતુર સર્વ વીર;
ચ્યંતા અર્જુન, પણ મન ભરિઊ, પાસે શ્યામશરીર. ૨૧
મનમાં આણે : 'વૈકુંઠનાયક રાખે અમારો ધર્મ,
'અર્થ અમારે અનેક રૂપે કીધાં કોણ પ્રાક્રમ! ૨૨
'કરુણા શ્રીકમળાકર કેરી તો પાંડવને જાણે.
'દિનદિન પ્રેમ અધિક પુરુષોત્તમ અમ ઊપરે આણે.' ૨૩
દઢતામાંહે ભાવ અંતરિ અર્જુન, પૂરણ પ્રભુ-વિશ્વાસ,
તે માટે હય ગયા સાગરમાંહાં તે પામવાની આસ. ૨૪

વલણ

અશ્વ પામવા આસ અર્જુન : 'પ્રભુ એમ કરુણા કરે,
'નહિ તો દુર્યોધન શત ભ્રાત કૌરવ કો તેહેના રણમાંહાં ઊગરે ? ૨૫ ૫૦

## કડવું ૩ જું—રાગ રામગ્રી

સૈન્યઘટા ત્યાંહાં સર્વ ઊતરિઆં જી,
શ્રીવ્રજરાજજી વાક્ય ઊચરિઆં જી,
સુભટ સહુ ત્યાંહાં શીઘ્ર બોલાવ્યા જી,
ચરણ સહુ નમ્યા દષ્ટે આવ્યા જી. ૧

ઢાળ—સાંનિધ્ય આવી સુભટ સહુકો નમ્યા નરહરિ-ચરણ.
સર્વ સોથે ઊચર્યા હેત ધરી અશરણશરણ. ૨
હંસકેત ચંદ્રહાસ મયૂરધ્વજ કૃતબ્રહ્મા ને વૃષકેત,
અર્જુન રથ શ્રીસ્યામસુંદર પરમ આણી હેત. ૩
એટલાં રથી, રથ રમના તે તેડિ ત્રિભોવન-તાત;
'અશ્વ અનોપમ પાઓ ધરી ચાલો અર્જુનને સંઘાત.' ૪
આયુધ બીડી સજ થઈ રથ પરમ સુંદર વીર,
રથ બેસી આવ્યા વારિ પાસે, મન જોહેના ધીર. ૫
પાર્થ, પરબ્રહ્મ રથ વિનાજ્યા, પતાકાયે હનુમાન,
અર્જુન કેરા રથના હય ચ્યાર છે સાવધાન. ૬
ભક્તરાજ નિર્મળ ઉગ્રદાતા પ્રભુ-ચરણે છે મંન,
સુધાદૃષ્ટે અશ્વ રથ નિરખિયા થૈ પ્રસન્ન.' ૭
પ્રભુ કેહે 'અશ્વ રથ હાંકો ઉદક ઊપરે એહ.'
કૃપાલોચન ચતુર્ભુજ ચિત્ત વિષે પૂરણ સ્નેહ. ૮
જૈમુન્ય કેહે ગંગેયજી, તાંહાથી શીઘ્ર હાંકયા રથ,
'ઉદક તેહેને સ્પર્શ ન કરે; પ્રભુ સંગે સમરથ; ૯
રથ પાઓ પૈડાં જળ ઊપરે સ્પર્શ ન કરે લેશ,
એણી રીતે સમુદ્રમાહે સાંચર્યા હૃષીકેશ. ૧૦
સમુદ્ર મધ્યે એક પર્વત આવિઓ તેણી વાર,
તપ કરે તાપસ એક ત્યાંહાં, મુખ આગળે છે તોખાર. ૧૧
અર્ધ ગોળી છે પર્વત તણી જળમધ્યે અગોચર ઠામ,
આસન બાંધી ધ્યાન ધરિઊ એ જગત જન વિશ્રામ. ૧૨
મેદ માસ શોણિત અંતરિ આત નમાળ સુકાય,
કેશ થયા મુંજના સરખા; ભજે વૈકુંઠરાય. ૧૩
ઘણા કાળનો મુનેશ્વર તે સબળ છે તપવંત.
જ્ઞાનસાગર ઉગ્ર-બુદ્ધિ અતિ તીવ્ર તપ મહંત. ૧૪

દિનકર સાહામૂં આસન બાંધ્યું, સુખ નહિ તેહ સમાન્ય,
દક્ષિણ કરમાંહાં માલિક ને વામ કરે વટપત્ર. ૧૫
નેત્ર મેલી અંતરમાંહે ધરયું સ્વામી ધ્યાન;
ભક્તિસુખમાંહાં મન ઠરયું, સુખ નહિ તેહ સમાન્ય. ૧૬
તેહેને દેખી અંતરમાંહે પામિયા સર્વ સુખ,
હવે ચિંતા સઘળી નિવર્તી; નિરખિઓ રુખિનું મુખ. ૧૭
તેહેની દ્દષ્ટિ આગળે અશ્વ નિરખિયા; જે રહ્યા કોણ રીત્ય?
શ્રીપુરુષોત્તમે અશ્વ પ્રેરયા, જોં રુખિ ઉપરે પ્રીત્ય. ૧૮
સાતે રથિએ રથ ત્યજીને ફરીફરી નમિયા પાય;
મધુરો શંખ વજાડિઓ જગાડવા રુખિરાય. ૧૯
મહાનુભાવે તે નેત્ર ઊઘાડિઆં, નિરખિઆં સહુનાં રૂપ,
તેહેને તિલક માળા શિખા શુદ્ધ વિષ્ણુ–ભક્ત સત્ય–સ્વરૂપ. ૨૦
ધનંજય વૃષકેત જે કૃતવર્મા ને યૌવનાશ્વ,
હંસકેત રાજા બભ્રુવાહન મયૂરધ્વજ તેહેને પાસ્ય. ૨૧
ચંદ્રહાસ નિર્મળ સુધર્મિક, જેહેને કૃષ્ણસેવા હોય;
તે રૂપ નિર્મળ નિરખિઆં હરિ–ચરણ–સેવક જોય. ૨૨
તેમાંહાં તેજ પ્રભુનું ઝળહળે, અતિ સુધા–ભરિઆં ચક્ષ,
શ્રીકૃષ્ણ કેવળ બ્રહ્મજ્ઞનું સ્મરણ કરતા સુખ્ય. ૨૩
વૈકુંઠ–અધિપતિ નિરખિઆ તે મધ્ય દિનોદ્ધરણ્ય,
મુગટ કૌસ્તભ મણિ વિરાજિત મકરકુંડળ કર્ણ્ય. ૨૪

વલણ

મકરકુંડળ કર્ણ્ય રે, તેજ ત્રિભોવન કેરૂં ઝળહળે,
પ્રભુ કેરાં 'નેત્રમાંહે માહંતનં' મન જૈ મળે. ૨૫ / ૭૫

## ઝમક ૪ થું—રાગ કેદારો

મહંત કેહે છે : 'પૂછું' તમને;
કોણ મળી આંહાં આવિયા?
'આ શ્યામ' ન નણું સ્વરૂપ કેહે, હય કોણ સંગ્યે લાવિયા?' ૧

ઢાળ—'વિષ્ણુભક્તિ દેખીને બોલાવ્યા,
કોણ રૂપ કામે ફરી આવ્યા?
'અંગે નિર્મળ ઉત્તમ ભાવ્યા,
મંગે ધ્યાન રૂપ કોણ લાવ્યા?' ૨

પછે પાય નમી [કહે] અર્જુનઃ 'દામ કોણ મળો, સ્વામિન
'ઉગ્ર ભાગ્ય પામ્યા દર્શન; નામ કોહોજી, નિધિ તપ-તંન.' ૩

'સાંભળ્યું બકદાલ્ભ નામ, આ આશ્રમ મુજ તપ ઠામ
'કોહો મળીને આવ્યા કોણ કામ?
કોણ રૂપ આ સુંદરશ્યામ?' ૪

બોલ્યા પાર્થ: 'કહૂ સત્ય, સ્વામી,
આદ્યપુરુષ એ અંતરજ્યામી,
'વાસુદેવ દ્વારિકાં યદુવંશ, માતા દેવકી, ઈશ્વરેશ અંશ. ૫

'જન્મ પામી ગોકુળ નંદરાણી, તાત માત માયા મન્ય આણી,
'રમ્યા બાળપણાની રે રીત્ય, ધર્યૂં રૂપ ગોવાળાનૂં પ્રીત્ય. ૬

'ચતુરાનને ગોપ વછ હરિઆં, પ્રભુ તત્ક્ષણ તેહેવા વિસ્તરિઆં,
'હરિ એક સંવત્સર આવે, લીલા ત્રિભોવન-અધિપત્ય કાહાવે. ૭

'સુરરાજા કોપ્યો એક વાર, મેઘ મોકલ્યા અખંડિત-ધાર;
'રાખ્યો વ્રજનો શરણ્ય સર્વ સાથ,
ધરી ગિરિ ગોવર્ધન હાથ્ય. ૮

'ભક્તને વશ્ય સામળવર્ણ, કીધો પાવક પ્રીત્યે પ્રાશંન.
'રાસલીલા અનોપમ રમિઆ, તાપ વ્રજવધૂ અંતરિ શમિઆ. ૯

'આઠ ઠામે વાંકી હતી જેહ, કીધી કુબજ્યાની દિવ્ય દેહ.
'ગજ કવલયા મહા મદપૂર, કાઢ્યા તેહેના રે દાંત સમૂળ. ૧૦

'કંસ માતુલનો કરી નાશ પોહોતા ગુરુને ભણવા અભ્યાસ,
'દક્ષિણામાહે સુત આણીને દીધો, મરણ પામ્યો તે પ્રગટ કીધો. ૧૧

'મથુરાં તજી એક રાત્યે કૃપાળ વાસ્યૂં દ્વારિકાં ઝાકઝમાળ,
'રુકમણીને પ્રેમે હરિ લાવ્યા, દમઘોષસુત હારી સધાવ્યા, ૧૨
'અનુક્રમે એ આઠ પટરાણી સોળ સહસ્ર એકસો આણી.
'પ્રભુ પાંડવના હિતકારી, પટ પૂરચાં દ્રુપદી નારી. ૧૩
'સ્વામી અમ ગોત્રનિકંદન-પાપ, અશ્વમેધે ટળે તનતાપ.
'અશ્વમેધ શોભા આપે સ્વામી, તમને કહું મસ્તક નામી. ૧૪
'હય આવ્યા છે દષ્ટે તમારી; કરુણા કરો, નાથ, અમારી.
'યૌવનાશ્વ ભદ્રાવતીભૂપ, વૃષકેત બ્રહ્મા આ રૂપ, ૧૫
'હંસકેત મયૂરધ્વજ ધીર, બભ્રુવાહન મણિપુરવીર,
'વિષ્ણુભક્ત પરમ ચંદ્રહાસ કુંતલપુરરાય હરિદાસ.' ૧૬

એકેવું કહી નમ્યા પાયે અર્જુન,
બોલ્યા રુખિવર કહી મુખે 'ધન્ય.'
અખિલેશ્વર દેવ દયાળ, ભક્તહેત સદા કરુણાળ. ૧૭
મહાનુભાવે દીધાં બહુ માન, પૂરણાનંદ-રૂપ નિધાન:
'સ્વસ્થ થૈ બેસો સહુ હરિસંગી, પ્રભુ પ્રેમ પરમ ભક્તરંગી.' ૧૮

બેઠા આસને વિશ્વાધાર, ત્યાંહાં બેઠા હરિજન પ્રેમ અપાર.
પાંડુપુત્ર કેહે: 'સ્વામી, કૈહે, વટપત્રક શું કરી લેહે? ૧૯
'ઓઢવો છાલા એકેનું આસન, તપ ભાળી પ્રસન્ન થાએ મન.
'સ્વામી, પર્ણકુટિર નથી કરતા,
દિવ્ય છાલા આસન નથી ધરતા. ૨૦
'માયાવંત, આગન્યા અમ દીજે, પર્ણકુટિર મનોહર કીજે.'
બકદાલ્ભિ બોલ્યા કૃપાળ: 'અંગ માહારાનું કરું હું સંભાળ. ૨૧
'નહિ અમર જૂઓ મુજ અંગ, મિથ્યા-રૂપ એ પામે છે ભંગ.
'પરપંચ મિથ્યા સર્વ ભ્રમ; સત્ય એ તપ મોદ આ ધર્મ. ૨૨
'મિથ્યા સર્વ માયા-નદીપૂર, બૂડયા ગાની પંડિત અતિ શૂર;
'લોભ મોહ મત્સર મધ્ય બળિઆ, મધ્ય મકર ક્રૂરમ મળિઆ. ૨૩

'લહરી કંદર્પ તણા રે તરંગ પૂર પ્રેમદા કેરા રે અંગ,
'આશા ભડખ ભલી પરિવાર, તૃષ્ણા આરો ન લાભે પાર. ૨૪

### વલણ

'ન લાભે તાંહાં પાર રે, અહંકાર બહુ બેટ કરી,
'માયા-રૂપણી નદી મોટી, કો સકે નહિ તરી. $\frac{૨૫}{૧૦૦}$

## કડવું ૫ મું—રાગ રિણાઉલિ

મહાનુભાવ એમ બોલિયા: 'અર્જુન, અવિધારો;
'મઢ બાંધી હું શું કરૂં? અલ્પ આયુષ છે માહારો. ૧
'ગૃહસ્થાશ્રમ શો કીજિએ, જો નિશ્ચે જાવું?
'વટપત્ર પાખે બીજું એહેવું માયાવી થાવું.' ૨
'સ્વામી, આ આયુશ કેટલો તમારે તન્ય હોય?'
'તમ થકી આદે અવતર્યો, સ્વામી, ઋષિ કોય?' ૩
'કુંતીસુત અર્જુન, સુણો: મહા પરમ પવિત્ર,
'લક્ષ્મીવર ઘણી વાર મેં પોઢ્યા દીઠા પત્ર, ૪
'આ તાંહાં સખા તમારો શ્રીકૃષ્ણજી,
જાણો ભગવાન તેહેનાં કષ્ટ છ્ઠ્ઠ,
'દૃષ્ટિ અમારે આગળે ધર્યાં નવલાં રૂપ,
કર્ત્તમકર્ત્તા જાણિએ અકળસ્વરૂપ. ૫
'આદે સ્વામી એકલા, મધ્યે એહેની માયા,
'અંતે એહ જ એકલા દેવદેવના રાયા.' ૬
'માયા વિણ કશું નથી, માયા મોહની જાળ,
'એહેના અંગથી ઊપની તેહેમાં કરે સંભાળ.' ૭
'શ્રીકૃષ્ણજી વિના બીજો નથી, સહુ પ્રગટે એહથી,
'બળવંત માયા વૈષ્ણવી, સર્વ એહેના દેહથી.' ૮

'સર્વ મધ્ય સ્વામી વસે છે અને સર્વથી અળગા,
'જ્યમ કુંભમાંહાં ચંદ્રને દેખિએ, નહિ કુંભને વળગા. ૯
'નિર્લેપ નિરાસે જાણિએ, એકલા ને એક.
'વળી વાસુદેવ સર્વમાં વસે એણી પેરે વિવેક. ૧૦
'પુણ્ય પાપથી અળગા રેહે, પ્રભુ નાવે તે માંહ;
'કાષ્ટ હુતાશન જ્યમ રેહે ત્યમ રેહે છે દેહને ત્યાંહ. ૧૧
'અગ્નિકડા તેલ ઊકાળે, દેખિએ રવિરાય,
'તેમાંહાંથી દાઝે નહિ, ત્યમ પ્રભુ આત્માય. ૧૨
'કર્મ ને કાયા એકઠાં; કાયા તાહાં કર્મ
'વળગાડી અળગા ગયા સ્વામી પરબ્રહ્મ. ૧૩
'કર્મ ત્યજી નિષ્કર્મને પામે જન જેહ,
'જે અર્પે તે કૃષ્ણ, તો પ્રગટે તેહની દેહ. ૧૪
'નિરાસે થઇને રેહે અંતરમાંહા ઉદાસ.
'નવ નિદ્રા. દઢના મન કરી. ત્યાંહાં કૃપાનાથનો વાસ. ૧૫
'નીચી પગથી છાંડિએ, ઊંચાને લીજે;
'કર્મ ને માયા એકઠાં મૂકીને દીજે. ૧૬
'મુખમાંહાં રસના જ્યમ રેહે, રેહેવું એણી રીત્ય.
'એણી પેરે માયા વિષે કૃપાનાથશું પ્રીત્ય. ૧૭
'તે માટે. અર્જુન, સુણો; અંતર્ગતિ ગોવિંદ
'માયાથી અળગો રેહે, તેહેને પરમ આનંદ. ૧૮
'માયાથી નવ્ય પામિએ સ્વામીના ચરણ.
'માયાના મોહથી વેગળા નાથ અશરણશરણ. ૧૯
'તે માટે અર્જુન, સુણો: કૃપા કં પામું છું ત્રાસ.
'મિથ્યા દીસે કારણમ, મિથ્યા તે શી આશ? ૨૦
'અમોત્તર સો પ્રગટ્યા મુજ આગળે રામ.
'વળી રૂપ ધરૂં, શ્રીકૃષ્ણનું આ સુંદરશ્યામ. ૨૧

'આણે પત્રે જુઓ 'છિદ્ર કેટલાં, એટલો થયો આય.
'કલ્પ થયા અમ એટલા, ફરી સૃષ્ટિ રચાય. ૨૨
'તેમાંહે લીલા નાથની કેહેતાં નાવે પાર.
'સાંભરે તે તમને કહ્યા રામા-અવતાર. ૨૩
'એક સમે મેં મન્ય 'ધર્યું સોળ કલ્પ પ્રમાણ;
'વળી ફરીને પ્રગટ્યે દીઠું મંડાણ. ૨૪

વલણ

'કલ્પનું મેં કહ્યું કારણ, ઘટણ, ભાજણ એ લખ્યું.
'એક સમે મૂહને બ્રહ્મ પ્રગટ્યો, સાંભળ, પાર્થ, તુહને કહું. ૨૫ ૧૨૫

## કડવું ૬ઠ્ઠું—રાગ અસાઉરી

અર્જુન બોલ્યાઃ સુણો, કૃપાળજી,
ભ્રમ કિશો થયો તમ્યો, દયાળ જી?
એહ મુજને સંભળાવો પાવન જી,
તમ પ્રતાપે સુણિએ અહ્મ્યો ધન્યજી. ૧

ઢાળ—કૃપાવંત દયાળ દુખહરણ એહેવું તમ દર્શન.
ભ્રમ તમને શો ઊપનો? ધ્યાવંત તમ્યો, મુનિજન. ૨
બકદાલિભ કેહે: માયામાં મન ગયું; ઊપનો અહંમેવ:
'આ કર્તુંમકર્તાં માહારી, હું તે દેવાધિદેવ. ૩
'ઇછા માહારી એમ પ્રગટે, અને પોપણ ઇછા હોય,
'આદ્ય મધ્ય ને અંતે બીજો મુજ વિના નહિ કોય. ૪
'કલ્પ હોતે હું રહ્યો'તો, હું જ 'કર્તા એ કર્તા એક.'
'અંતે જળમાંહાં હું રહ્યો'તો, કો નહિ મુજ વિતરેક. ૫
એહેવું વિમાશી મન્ય આણી ધરી બેઠો ધ્યાન.
એહેવે પવન અદ્દભુત પ્રગટ્યો ઊતારવા અભિમાન. ૬

હું અલ્પબુદ્ધિ આસન થકી હવે ઊઠી ગયો ત્યાંહ,
ચતુરમુખને એઠો બ્રહ્મા સૃષ્ટિકરતા જ્યાંહ, ૭
તે રૂપ નવલૂં નિરખિઓ અને સબળ શાભિત અંગ.
તેહેનૂં દર્શન દેખી અંતરમાંહ ઊપનો બહુ રંગ. ૮
તે મેં પૂછ્યૂં રહીઃ 'સ્વામી, કોણ તમ દર્શન?'
'સૃષ્ટિકરતા હું સહી, નવ્ય જાણે બ્રહ્માસન? ૯
'છોડણ પાલણ હું સહી, આ સર્વ સર્જ્યૂં જાણ્ય.
'ઈંડજ સ્વેદજ જરાયુજ ઉદ્‌ભિજ્જ ચ્યારે ખાણ્ય. ૧૦
મેં કહ્યૂં તેહેને: 'એ માહારૂં સર્જ્યૂં, તમે દીઠા આજ.
'અરે રૂપ નવલાં સાંભળો, હું વિશ્વમાંહાં મહારાજ.' ૧૧
તે સાંભળી કેહે વિરંચિઃ 'હસ્યા કોણ છે તૂં, મંદ?
'વિશ્વ માહારો નિર્મિઓ, તેહેમાં કોહોનો નહિ સમંધ.' ૧૨
એહેવૂં કેહેતાં પવન પ્રગટ્યો, ઊડાડ્યા કો વાટ,
તેણ્યે ગોલકે જૈ રહ્યા, જાંહાં બ્રહ્માને મુખ આઠ. ૧૩
વદન શોભિત, સોળ ભુજ, મહાતેજનો અંબાર;
આદર સાથે માન દીધૂં, કીધા અહ્મ્યે નમસ્કાર. ૧૪
તેહેને જૈને પૂછિઓઃ 'સ્વામી, તમારૂં કોણ રૂપ?
'આ તેજ.શોભા.સબળ આહાવૂં દીઠૂં નહિ એહ સ્વરૂપ,' ૧૫
તે વાક્ય સાંભળી વદ્યા વાણીઃ 'પ્રજાપતિ મુજ કામ.
'મેં લક્ષ ચ્યોરાસી ચ્યારે ખાણ્યો સર્વ સર્જ્યાં ઠામ. ૧૬
'સંસાર સરજૂં ને અહ્મ્યે પાળૂં, નહિ બીજો અન્ય.
'હું પ્રભુ, માહારૂં તપ કરે મહાનુભાવ બેશી વંન્ય.' ૧૭
એમ કેહેતાં પવન પ્રગટ્યો. ઊડાડ્યા ત્રીજે ગોળ;
તેણ્યે સ્થાનક જૈ રહ્યા જાંહાં બ્રહ્માને મુખ સોળ. ૧૮
આજાનબાહુ વિશાળ-ભાળી, અંગે પૂરણ તેજ.
દીઠા પૂરે જાંણિએ જે વિશ્વકર્તા એહે જ. ૧૯

"ચ્યાર ખાણ્ય ચોરાસી લક્ષ થાએ,
પ્રગટે સહ માહારી ઈછાએ.
"આ કર્તુમકર્તા મુજ દેખો;
રખે અન્ય સ્વરૂપ તહ્મ્યે પેખો! ૩
'અરે મહામુનિ ધ્યાએ જેહને,
તપ કષ્ટ ખમે તે આ દેહને,
"ભાઈ, મુક્તિદાયક તે હું સહી;
જૂઓ, મુજ વિણ અવર કોઈ નહિ.' ૪
તેહ વચનથી વાઓલી બહુ તેણે સ્થાનિકથી ઊડચા સહુ.
વાયુ ભમતા છદ્દા ગોલકચ ગયા,
સહસ્ર મુખના આગળે જૈ રહ્યા. ૫
જૈમુન્ય કેહે: શી શોભા કેહે!
તે અવિગતિ રૂપને નચ્ય લેહે:
તેહેને શીસ્ય પાય કર બહુ હોય,
જેહેનો પાર ન પામે મુનિ કાય. ૬
જ્યોતિસ્વરૂપ મધ્ય એહેવું ભામે,
એહેવા સહસ્ર-શિરસ વિશ્વાનામે.
બહુ તેજ તણો નાવે પાર,
તે તો દીપજ્યોતિને આકારચ. ૭
ઢાળ—એહેવા અખંડ તેજમંડળમાંહાં
સ્વામી એવું રૂપ પ્રકાશી.
મુનિવર ધ્યાન અગમ અખિલેશ્વર,
સર્વ વસ્તુમાંહાં વાસી. ૮
તેહેની દૃષ્ટિ આગળે અમારો ગયો સર્વનો ભર્મ,
અંતરમેલ ધોવાણો તત્ક્ષણુ વિકાર-રૂપી કર્મ. ૯
તેહ રૂપને અવિલોકિ ગયો અજ્ઞાનનો અંધકાર,
આદ્યરૂપ નયણે નિરખ્યો સ્વામી વિશ્વ તણો આધાર. ૧૦

તે બ્રહ્મા સહુ વેદ વખાણે. સ્તવન કીધું મહારાજ.
તેજપુંજ મહા બ્રહ્મ–સ્વરૂપી પામ્યા દર્શન આજ. ૧૧
જય મંગળરૂપ સ્વરૂપ વપુવિસ્તાર વિરાટ-અગમ્ય.
જય અનંત ઉદાર અગમ્ય અનોપમ ઈશ સદા અતિરમ્ય. ૧૨
જય યોગાધ્યાન યોગયોગેશ્વર વિશ્વ પ્રભુ પ્રતિપાળ.
દેવદેવેંદ્ર દયાનિધિ દુઃખહર દીનોદ્ધરણ દયાળ. ૧૩
મહામુનિધ્યાન્ય અગમ્ય અગોચર અનંત લીલા અદ્ભુત.
દેહદમન જપ તપ નીમાદિક અંતરિ થૈ અવધૂત. ૧૪
સનક સનંદન સનાતન સુખ, બહુ ધાયે, સનતકુમાર
સહસ્રશીર્ષા એ પુરુષ જ્યોતિમે, સહસ્ર નેત્ર વિસ્તાર, ૧૫
સહસ્રહાથ અતિ રુચ વિરાજિત સહસ્ર અનોપમ ચરણ..
સહસ્રનાસિકા મુખની શોભા, સહસ્ર મનોહર કર્ણ. ૧૬
પરમ વિરાજિત શોભા પ્રભુની પરમપરો હિતકારી.
લોકાલોક વિભૂતિ વિષ્ણુની, સર્વે વિષ્ણુ–આધારિ. ૧૭
મહારાજ વિરાજી સર્વના સ્વામી અવિચળ પદના દાતા,
અહ્મ્યો અજ્ઞાની મૂઢમતિ હામ્યહામ્યથી થયા વિધાતા. ૧૮
અવિગતિ સદારૂપ અવિકારી દયાકરણુ અહમ્યો દીન.
ચરણકમળ કરુણાનિધિ દુર્લભ, અલ્પ અહમ્યો આધીન. ૧૯
કાયા કેરા ભેદ ન જાણું શ્વાસોશ્વાસ જે થાય.
લહરી પવનની કયાહાંથી ઊપજે, કીહે હામ્યે સમાય? ૨૦
કાયામાંહે જીવ વસે તેહેનો નૃત્ય જાણું હામ્ય.
માયામોહના પડયા બ્રહ્મમાંહાં તો ભીડી આવ્યા આમ. ૨૧
દીન અમે કોણ દર્શન પામ્યા આવ પુરુષનું આજ?
અનંત રૂપ સ્વરૂપ ભૂપ સુર સર્વ તણા મહારાજ. ૨૨
કીધી દયા દીન અમ જાણી, પામ્યા અહો દર્શન.
એમ કહીને ચરણે નમિઆ; સાંભળ્ય, સત્ય અર્જુન. ૨૩

પછે મહારાજ મધુરું અમર્ષ બોલ્યા અમૃત વાણી:
'કર્તુમકર્તા આદ્ય પુરુષ છો, કાં માયા-મતિ આણી ૨૪

વલણ

'કાં માયા-મતિ આણી ભૂલા? પરમેશ્વર અળગા સહી?
તો ઈછાયેં ઉત્પત્તિ હતી; ભ્રમમાંહે ભમવું નહિ. ૨૫
૧૭૭૭

## કડવું ૮ મું—રાગ વેલાઉલ

[ભુજંગીની ચાલ]

આદ્ય વિરાટ વપુ વિષ્ણુ વાણી વદે એ,
જૂએ ધ્યાન મન જ્ઞાન આણી હૃદે એ.
ભ્રમ મર્મ એ કર્મ માયા વિકારી,
ભરચો મોહ અમોઘ નવ્ય પામે પાર. ૧
નિદ્રાવસ્થ થયા સ્વપને સાચું અલેખે,
મિથ્યા સર્વ જાગ્યા પછી સર્વ દેખે.
સ્વપનાંતરની યુક્તિ તે એહેવી, જ્યમ શરીર રે ભ્રમણા જેહેવી. ૨
સ્વજન સુત સુતા જ્યામાત્ર કુંટુંબ જેહ,
મિથ્યા કર્મબંધન માયાભર્મ એહ.
સદા એકલો કર્મ માયા બંધાય,
રૂપ રેંટ ઘટમાળ પરે આવે જાય. ૩
માયામોહ-ભરચો કરોળિઓ બાંધે જાળ.
વીંટાણો રેહે મોહમાંહે બુદ્ધિ બાળ.
એણી પેરે સંસાર મોહ-માયાકર્મ,
નહિ વિષ્ણુ વિણ પરમપદ અન્ય ધર્મ. ૪
ત્યજી એક વિષ્ણુ અન્યથા આહારી.
ધરી રૂપ નવલાં રેહે વિશ્વમાંહે ધારી.
આદ્ય મધ્ય અન્તે વિષ્ણુ વિષ્ણુ જોણો,
રખે અન્ય કો રૂપ બીજૂં પ્રમાણો ૫

સર્વ વિષ્ણુમાંહાં એક શ્રીબ્રહ્મ વાશી,
પામે વિષ્ણુના ચરણ જે રેહે ઉદાસી,
માયા સર્વ સંસાર મેંહેલી વિકાર,
કામ મોહ મછર તણા જેહ માર. ૬
સંકોચી ઇન્દ્રી સર્વ મન્ય જયોગ રાખે,
ધરી ધ્યાન નવ્ય ઉચરે વિષ્ણુ પાખે.
તેહેને પરમ પદ સમીપ ભર્મ છાંડો,
એણી રીત્યે પરબ્રહ્મની ભક્તિ માંડો. ૭
આપી આગન્યા આવિઆ સર્વ કામ્ય,
ટળ્યો મોહ અભિમાન ગ્રહ્યાં તપનું કામ,
સુણો તેહ, અર્જુન, તમ રાજ્ય રૂપ
જાણો જગત–ગુરુદેવ નવલાં સ્વરૂપ. ૮
રેહેવું એહ સંસારમાંહાં એહ રીત્ય
ત્યજી સર્વ શ્રીનાથને ચરણ પ્રીત્ય.
સુગતિ સાધુની સર્વદા ભક્તિભાવિ,
રેહેવું એમ માયામધ્યે રંગ લાવી. ૯
સ્વપન એહ સંસારનો કીશો રે રંગ?
દીસે જેહ દૃષ્ટિ જૂઓ પોતિ ભંગ.
ધૂમ્ર એહમાંહાંરી મિથ્યા મોહજાળ,
ભમે એહ સંસાર જ્યમ ઘેનુ બાળ. ૧૦
જે જે રૂપ દૃષ્ટિ ધરો મિથ્યા હોય,
જૂઓ ચિત્ત ધરી સર્વમાં સાચૂં કોય.
સાંભળ્ય, સવ્યસાચી, સાચા એક દેવ,
ભજો કૃષ્ણ. શ્રીકૃષ્ણની એક સેવ. ૧૧
ત્યજી કામ મોહ મદ મછર મમત્વ આપ,
મેટોમાર અહંકાર લોભાદિક પાપ.
માયાજાળમાંહાં મત ત્રણા તરૂણી.
ન પામે પાર લૌલ્ય આસ્યા ઘરુણી. ૧૨

છળ છ ભેદ કોહ વંશ ભગવંત એહ,
રહે આવરયો ક્રોધ, કશો ભક્તિ સ્નેહ!
મોહોટા દ્વેષ પાખલે ફરી ભર્મ ભૂલ્યા,
ભજે કોણ શ્રીકૃષ્ણને નહિ અનૂલા! ૧૩
પામ્યા તત્ત્વ, તહ્મો તેડે તૃષ્ણા મોટી,
ફેરો અશ્વ પૂજી કરી યામો ખોટી.
સેવો ચરણ શ્રીનાથનાં નેહ આણી
શુદ્ધ મને ભક્તિ કરો દૃઢ જાણી. ૧૪
સદા જીવ એ એકલો કર્મ ભજિઓ,
કાયા કાચી પરપંચને સંચ ભજિઓ.
મૂકી ચાલતાં સંચ કો નવ્ય સધાવે,
કીધાં કર્મ આપણી સાથ આવે. ૧૫
મગ્ન મોહ જેમ જે કર્મ કીધાં,
તેહેવાં ઉત્તમ મધ્યમ અધમ રૂપ લીધાં.
મંદ એમ ભમી અંધ સંસારમાંહ,
પામી પરબ્રહ્મ પવિત્ર કશે ન થાય. ૧૬
સર્વ મિથ્યા જાણે તોહે મોહ ન છાંડે,
ફરી રંગ માયા મધ્ય એમ માંડે.
કશાં વાહન મંદિર કનક ભૂષણ હાર?
કશીં કામ્યની મુક્તિ આડા માર. ૧૭
ભજો અખિલ એક નામ શ્રીનાથ નેહી.
પામ્યા મનુષ્ય બહુ ભમા જે રે દેહી.
મન કરિઆં નિર્મળ ચ્યંત ચેતો, અંધા;
ભજો એહ બુધ્યર, તજો કર્મ ધંધા. ૧૮
કરી કૃષ્ણને પાય-તળે શિર નમાવ્યૂં,
કહ્યૂં તે રુષિયે સરવને મંન્ય ભાવ્યૂં
રુષિવચન સાંભળી પાર્થ હરિઆ.
પૂજ્ય પરમ પ્રીત્ય કરી પાખડે ધરિઆ. ૧૯

યુધિષ્ઠિર અર્જુન શીસ ફરી નમાવે,
જોડી યુગ્મ બે પાણ્ય સ્નેહે બોલાવે.
કૃતાર્થ થયા આવી આહાં તોરંગ,
શિષ્યાં નામ અમૃત એમ અંગ. ૨૦
કૃપાનાથે તાપસ મળી હૃદે લીધા,
મેહેલી તેજ ત્રીકમ આપ ત્યમ કીધા.
મોહોટા તાપસમાંહે તીવ્ર ધ્યાન ધારી,
સદાકાળિ શ્રીકૃષ્ણ નામે વિહારી. ૨૧
ભક્તરાજ વૈષ્ણવ રાય સંગ્યે આવ્યા
બકદાલિભને ચરણ્ય નમી નેહે વધાવ્યા.
સર્વ સ્તુતિ કરી યુધિ ગણી ભક્તિ જોઈ,
નવ્ય નિરખિઓ ભક્ત અહ્મ્યો અપર કોઈ. ૨૨
કુંતીસુત નમ્યા નાથને શીસ નામી,
પૂછે, નાથ, તુજને કોહો સત્ય, સ્વામી.
કાયા પ્રગટી કોણ રીત્ય, કૃપાળ,
અસ્થિ નખ ચર્મ રોમ નસ અંત્રમાળ, ૨૩
શોણિત માસ પરસ્વેદ પડ્ય પ્રાણ જેહ,
કૃપાનાથ, કોણ સ્થાન્ય રેહે છે તેહ?
વિચિત્ર ઘણું કોણ નિર્મ્યું સ્વરૂપ?
દેહવિધિ કોહો, નાથ વૈકુંઠભૂપ. ૨૪

વલણ

વિધિ કોહોને, કૃપાનાથજી, કેહી પેરે પ્રગટ થાય?
કીહે ઠામ્યે હવે પ્રાણ વસે છે કે રેહે કાયા માંહ? ૨૫/૨૦૭

ઝમક ૯ મું–રાગ આસાવરી

એણી પેરે બોલ્યા કૃષ્ણ કૃપાળ જી, અંતરમાંહે પ્રેમ દયાળ જી.
વૈશંપાયન કેહે છે સુણો, ભૂપાળ જી,
આત્મરૂપનું કીજે સંભાળ જી. ૧

ઢાળ—હવે અગનૂં કારણ કહૂં; શ્રીકૃષ્ણ તણાં રે વચન.
મહા ઉગ્ર ગુહ્ય અતિ પવિત્ર નિર્મળ, સાંભળો, ગર્જન. ૨

કૃપાસાગરે અર્જુન આગળ કર્યાં લક્ષણ-દેહ;
આદિ અંતે લગી સહી, સાંભળોને વિધિ તેહ. ૩

શ્રીસ્યામસુંદર દયાનિધિ કહે : સુણો, પારથ વીર;
એણી રીત્યે નીપજે આ કર્મરૂપ શરીર. ૪

આદિ બીજ પ્રભુને અંગથી આપે પ્રજાપતિને હાથ.
પ્રજાપતિ સૂર્યને બેગી આકાશ્ય આપે સાથ. ૫

આકાશ્ય વાયુને આપી અગ્નિને, અગ્નિ તે વૃષ્ટા હોય.
વૃષ્ટા આપે વિશ્વને, તે પન્ન મેળી જોય ૬

ધાન્યરૂપી બીજ પ્રગટે, પામે તેહેનો આહાર.
તેહમાંહથી રેત પ્રગટે, તેમાંહા જીવ અપાર. ૭

તે બિંદુ પડતે નક્ષત્રયોગે બને આવી કર્મ.
વિધાતા અક્ષર લખે તેહ તણા આગમ્ય ધર્મ ૮

બિંદુથી હવે કલલ પ્રગટે, તેથી શીખુ ઉત્પન્ન.
તેહ થકી બૂંદ ઊપજે, તેહનૂ ઈંડૂ થાએ, અર્જુન ૯

ઈંડ-ગોલક થકી પેશી અઠી મારી જાણ્ય,
પછે ઘન નીપજે ત્યાહાં થકી. અગને પરમાણ ૧૦

બિંદુ માથે અંગના આવે બગી સર્વે ભાગ,
આપાપણે ઠામે જૈ રહે દેવગતી તેહેમા માગ ૧૧

નસાજાળ મધ્ય અસ્થિ આંતર ઠીમ્ય પ્રગટ થાય,
તેમાહાથી કરિમેષ ઉરસ્થળ ઊપજે કર પાય. ૧૨
નેત્ર નાસિકા કર્ણ મુખ આંગળી નખ ને ચર્મ,
દાંત જીભ ગમાજ્ઞી નીપજે, એણી પેરે મર્મ, ૧૩

શિવબ્રહ્મ બ્રહ્મરંધ્ર, સુંદર તાલુ દેશનું દ્વાર,
નાભિ ગુહ્ય સ્થળ લઘુ મુખ નીપજે એમ આકાર. ૧૪
એણી પેરે દેહ નીપજે; કહ્યું સઘળું માન,
પિંડચ તે બ્રહ્માંડ રીતે કહે શ્રીભગવાન. ૧૫
દેહ સઘળો બીજમાંહાં, બુંદથી પ્રગટે દેહ,
બીજમાંહાં નિગ્રોધ જ્યમ છે, બીજથી ચડે એહ. ૧૬
હવે પંચભૂ આત્મા કહે, પાંચ તત્ત્વે પ્રાણ.
એણી રીતે કર્મકાયા તણું છે મંડાણ. ૧૭
પાંચ ક્રમે બીજ રહેતું આવિશ છે જ્યંમ,
બીજમાંહે અકેકો તેણે અંશ મેહેલ્યો ત્યંમ. ૧૮
આકાશ કેરો અંશ એક, એક પવન કેરો હોય,
તેજ કેરો ભાગ તેહેમાંહાં, જળ તણો એક જોય. ૧૯
એક ભાગ તેહેમા મેદનીનો, પંચભૂ એ સત્ય.
પાંચ પાંચ તત્ત્વે પાંચથી પંચવીસની ઉત્પત્ય. ૨૦
અંતઃકરણ ધ્યાન શ્રોત્ર કહે, શબ્દ વાચા એહ,
આકાશ્ય કેરા ભાગ એ, હવે તેજ વાયુના કહું તેહ. ૨૧
મનસ મન ત્વચા ને સ્પર્શ પાણિ એ વાયુઅંશ અપાર,
તેજભાગ બુદ્ધિ [illegible] ચક્ષુ, રૂપ પાદ કહ્યો પ્રકાર, ૨૨
ભાગ—જળ ચિત્ત પ્રાણ જિહ્વા રસ શિશ્ન, કહે જગદીશ,
પૃથ્વીભાગ અહંકાર અપાન ઘ્રાણ ગંધ ગુદ થયા પચવીસ. ૨૩
પંચવીસ તત્ત્વ, છવીસમો પરમાત્મા તે વિષ્ણુ.
એણી રીતે દેહનું કારણ કહે ઈશ્ય શ્રીકૃષ્ણ. ૨૪

વલણ

એણ પેરેં કહે જગદીશ રે. હવે અંતરનું કારણ કહો.
અઘોચરના ભેદ સઘળા, કામ જીવ તો ક્યાંહાં રહ્યો? ૨૫/૨૨૭

## ઝમક ૧૦ મું—રાગ મારુણી, ચોપૈ

શ્રીજદુનંદન અર્જુનથું વદે:
પરમ મહાસુખ ઉપજે રુદે.
મસ્તક કેરી પૂંઠ છે જેહ. ભ્રમરગુફા રેહે અગોચર આંહ. ૧
ત્રયોદશમૂં સ્થાનિક પીતમવર્ણ, સૂર્ય કોટી પ્રતિકાશી કર્ણ.
સદોદિત પ્રભા શિવ દેવતા, મૂળ શક્તિ પરમાત્મા રુખિયુતા. ૨
લયાવસ્થાધ્વનિ સ્થિતિ પરી, અખંડ નાદાત્મક ધ્વનિ ભરી.
અઘોર મુદ્રા વાંગમનોગોચરાન પ્રપંચના સ્તરંગ કેહે ભગવાન(?) ૩

[ દેશી ફેર ]

નિ:મંશયનિર્લેપલયાલક્ષ્યધ્યાનસમાધય: જાણો,
તે ભ્રમરગુફામાં જીવ આવે, તાંહાં નિદ્રા ક્ષ્મ પ્રમાણો. ૪
હવે દ્વાદશમૂં બ્રહ્મરંધ્ર સ્થાનિક हं દેવતા सोहं શક્તિ,
આત્મરુખિ મોક્ષ મારગ કેહે, हं ब्रह्मोऽस्मीमिति ભક્તિ. ૫
अग्निचक्रे माकारो भवति माणारूढो જીવ હોય.
सुषुम्णया ब्रह्मरंध्रं रोहत्यवरो જોય. ॥ ૬
ઉર્દ્ધ સ્થાનિક એકાદશ ચક્ર, તાંહાં ગુરુ દેવતા કહૂ ભેદ,
ચૈતન્ય શક્તિ વિરાટ રુખિ સર્વોક્ત કર્મ સાક્ષી વેદ. ૭
ભૂત તુરીયાતીત ચૈતન્યનાત્મક સર્વ વર્ણ,
સર્વ માત્રા સ્થૂળ દેહ.
सर्वदलानि स्थित्यवस्था प्रजावाचा એહ. ૮
सोहं દેવ અનોપમ સ્થાનં, અજપા દશ સહસ્ર સ્મરણ.
ઘડી બે, પળ છેતાળીસ, અક્ષર ચાળીસ એક ગતિ ભરણ. ૯
એકવીસ સહસ્ર છસેં સંખ્યા અજપા જાપ જે થાય,
ત્રણ્ય સ્થાનિકનૂં કારણ કહ્યું, સુણ્ય, કુંતીસુત, મહિમાય. ૧૦

૪. અહીં 'દાવ' છે; પણ 'દેશી ફેર' જોઈએ.

લલાટ-પટ તે દશમૂં સ્થાનિક,
ચંદ્ર દેવતા અમૃત નદી કલ્લોલની કાહાવી.
અંબિકા લંબિકા ઘટિકા તાલિકા
એણુએ સ્થાનિક રેહે આવી. ૧૧
શક્તિ દેવ પરમાત્મા તે વદી,
ऋषिचक्रं બત્રીસ दलानि म एव.
અમૃત વાસની કલા અમૃત નદીની એવ. ૧૨
હવે તેહ સ્થાનિકનૂં રૂપ એહેવૂં છે,
અર્જુનને કેહે સ્વામી.
તેહ સ્વરૂપનો વર્ણ કહૂં, એમ બોલ્યા અંતરજામી. ૧૩
વદન તેહેનૂં કાગના સરખૂં, નરના સરખાં નેત્ર,
ગોશૃંગી ને બ્રહ્મલલાટિકા મયુરપીછ પવિત્ર. ૧૪
હયના સરખી ગ્રીવા તેહેની, ઉજ્જ્વળ હંસ શરીર,
એહેની પેરચનૂં રૂપ મનોહર, અમૃત ભરચૂં શરીર. ૧૫
નવમૂં સ્થાનિક અગ્નિચક્ર તે ભૂમધ્યે રક્ત વર્ણ,
अग्निर्देवता સુષુમણા શક્તિ હંસરુખિ દુઃખહરણ, ૧૬
ચૈતન વાહન જ્ઞાન દેહી અને વિજ્ઞાનાવસ્થા એહ,
અનોપમ વાચા સામવેદની પ્રસાદ લિંગ તાંહાં તેહ. ૧૭
અર્ધ માત્રા તાંહાં आकाशतत्वं, જીવ હંસ ચેતન શન્ય,
લીલારંભ द्वे मात्रे हं खं અંતરમાત્રા તંન્ય. ૧૮
હવે બહિરમાત્રા સ્થિતિ પ્રલા તાંહાં અજપા જાપ દશ સહસ્ર,
ઘટિકા બે, પળ છેતાળીસ, અક્ષર ચાળીસ,
પૂર્ણ માનમી सोहं સમધ ભાવ પવિત્ર. ૧૯
આઠમૂં બળવત્ત ચક્ર નાસિકા, પ્રણવ દેવતા કેહે,
સુષુમણા શક્તિ વિરાટ રુખિ ત્રિવર્ણી त्रिदलानि લેહે. ૨૦
અકાર ઉકાર મકાર ત્રણય અક્ષર. સત્વ રજ તમો ગુણ જાણો,
બ્રહ્મા વિષ્ણુ રુદ્ર અધિષ્ટ આગળે, એહેથી તત્ત્વ પ્રમાણો. ૨૧

પૃથ્વી અપ તેજ વાયુ આકાશ એહી પાંચ તત્ત્વ પ્રગટાય,
પ્રાણ અપાન વ્યાન ઉદાન સમાન,
નાગ કૂર્મક કર દેવદત્ત ધનંજય પ્રગટ દશનું કહ્યું માન. ૨૨
શબ્દ સ્પર્શ રૂપ રસ ગંધ મન બુદ્ધિ અહંકાર ચિત્ત અહી આવે.
ઇડા પિંગળા સુષુમણા નાડી એ ત્રણ્ય મધ્યે કહાવે. ૨૩
वाक्-त्वक्-घ्राण-चक्षु-श्रोत्राणि
એ कर्मेन्द्रियाणि ઉત્પન્ન,
पायु-पाणि-पाद-उपस्थानि कर्मेन्द्रियाणि એ અન્ય. ૨૪

### વલણ

જ્વાલા કલા સુષુમણા વિદ્યુતવર્ણા અગ્નિદેવતા उक्तं,
इडा-पिङ्गलयोर्मध्ये वलयच्चक्रं प्रतिष्ठितं. ૨૫
તાપિની એક કલા, જ્વાલા બે કલા, ધૂમ્ર ત્રણ્ય કલા
ઊર્મિ ચ્યાર કલા, અગ્નિના પાંચ કલા જાણ્ય રે.
એ पञ्चावस्थानि ह्येतानि જ્ઞાની જ્ઞાનને મન્ય આણ્ય રે. ૨૬/૨૩૫

### કડવું ૧૧ મું—રામગ્રી

શ્રીકૃષ્ણ એમ વદ્યા : પાર્થ, અવિધારો રે.
એણી રીતે ચરિત્ર કહ્યાં દેહનાં નિરધારો રે. ૧
ઢાળ—નિરધારો દેહ એણી રીતે; ખટ સ્થાનિકના કહ્યા ભેદ,
હવે સાતમૂં કંઠ તણું સ્થાનિક કહૂં તમને વેદ, ૨
વિશુદ્ધ ચક્ર ધૂમ્રવર્ણષોડશ દળ છત્ર દેવતા હોય,
અવિદ્યા શક્તિ વિરાટ શક્તિ તાંહાં વાયુ વાહન જોય. ૩
ઉદાન વાયુ જ્વાલા કલા મહા કારણ દેહી પ્રમાણ,
तुरीयावस्थापरो जीवो અથર્વવેદ અહીં જાણ. ૪
જ્યંગમ સ્થંગ છત્ર પ્રાપ્તિ—ભૂમિકા વાયુસુતા મોક્ષ મસ્ત,
ષોડશ માત્રા અંતરમાત્રા બીજની ઉત્પત્ય. ૫

બહિર્માત્રિકા વિદ્યા અવિદ્યા ઈછા પાંખડીનાં નામ;
શક્તિ ને જ્ઞાનશક્તિ શીતલા મહાવિદ્યા ઉદ્દામ. ૬
મહામાયા બુદ્ધિ તમસા મેત્રા મૈત્રાણી કુમારી કહ્યું,
રૌદ્રા પુષ્ટા સંહની જાણો, એ **ષોડશ દલાનિ** લહ્યું. ૭
ષોડશ દલ જે કમળકંઠે બહિર્માત્રિકા શક્તિ વિસ્તાર.
સોળ નામ સ્થાનિક દળ તણાં, હવે કોઠો તેહના હાર? ૮
કૃપા ક્ષમા આર્જવ ધૈર્ય વૈરાગ્ય ભણિએ જેહ,
ધૃતિ હાસ્ય રોચ ધ્યાન અશ્રુ સ્થિરતા તેહ, ૯
ગાંભીર્ય ઉદ્યમ ઉચ્ચત્વ ઉદાર્ય તે કલોલ,
એકાગ્રતા દલ પાંખડીનાં નામ એ તાં સોળ. ૧૦
અજપા જાપ્ય દશ સહસ્ર **સોહં** માનસી પૂજા થાય.
હવે ષષ્ઠમૂં રુદે તણું ચક્ર તે તણો કહું મહિમાય. ૧૧
શ્વેતવર્ણ તેહનો સત્ત્વ ગુણ રે **મકારો** દેવતા કેહેવાય.
ઉમાશક્તિ હિરણ્યગર્ભ રુખિ નંદી વાહનતાય. ૧૨
પ્રાણવાયુ ને જ્યોતિકળા એહી કારણદેહી **સુષુપ્તિરવસ્થા** તેહ.
પશ્યન્તી વાચા સામવેદ, ગાર્હપત્ય અગ્નિ એહ. ૧૩
શિવલિંગ પ્રાપ્તિ-ભૂમિકા સરૂપતા મોક્ષ હોય.
દ્વાદશ દલ અહીં ચક્ર કરી દ્વાદશ માત્રા જોય. ૧૪
રુદ્રાણી તેજસ તાપિની સુખદા ચૈતન્ય સત્ય,
શિવદા શાંતિ ઉમા ગૌરી માનર જ્વાલા અત્ય, ૧૫
અજ્વાલાની એ નામ દ્વાદશ અજપા જાપ્ય દશ સહસ્ર.
**પૂજાયામિતિ સોહંભાવે** પૂજા માનસી તત્ર. ૧૬
પાંચમું મન ચક્ર મન દેવતા બુદ્ધિ શક્તિ
તેહેનું આત્મા રુખિ નામ,
તાલિમધ્યે કમળનાળ દશ અંગુલ મધ્યે ઠામ. ૧૭
કોમળ નિર્મળ મનોહર અધોમુખ સુંદર ચક્ર;
કદલીપુષ્પ-આકારમધ્યે અષ્ટ દલ અતિ વક્ર. ૧૮

અષ્ટ દલ આઠ દિશે અકેકું, તેકેના કહુંઅ વિચાર.
પૂર્વદલે જીવ આવે ત્યારે ધર્મબુદ્ધિ અપાર. ૧૯
અગ્નિદલે મદ તણી બુદ્ધય ને દક્ષિણને દલે ક્રોધ;
નૈઋર્ત્ય ભોગ ને પશ્ચિમ ક્રીડા હાસ્યરતિ નિર્બોધ; ૨૦
વાયવ્ય દલ. ઉદ્વેગ ચિંતા; ઉત્તર શૃંગાર મંન્ય;
ઇશાનને દલે જ્ઞાન ગોરવ; મધ્યે જ્ઞાન ચેતંન. ૨૧
ચોથું મણિપુર નાભિદલ તે ગર્ભ, કેરૂં સ્થાન.
પીતવર્ણ તાંહાં વિષ્ણુ દેવના લક્ષ્મી તે શકિત નિધાન. ૨૨
વાયુ રુખિ તે :સમાન્ય વાયુ ગરુડવાહન તાંહ.
સૂક્ષ્મ. લિંગ કેહી સ્વપનાવસ્થા મધ્યમા વાચામાંહ. ૨૩
યજુર્વેદ અને દક્ષિણાગ્નિ ઇહાં સમીપતા મોક્ષ જાણ્ય.
આગ ભૂમિકા गुरुलिङ्गं अप्तत्त्वं રસવિષય પ્રમાણ્ય. ૨૪
ચક્ર દશ દલ અંશ દલ અંતરમાત્રિકા બહિર્માત્રિકા અત્ય,
શાંતિ ક્ષમા ને મેધા તનયા મેધાવની એ સત્ય, ૨૫
પુન્ણારા ને હંસા ગમના લખ્યા સુંદર વર્ણ.
તન્મયા અમૃતા દશ એહ બહિર્માત્રિકાનાં ભરણ. ૨૬

વલણ

અજપા જાપ દશ સહસ્ત્ર ખટ પુરા,
માનસી પૂજા मोऽहं जपेत.
દશ સ્થાનિકનું કરવું કારણ અહીં લગે મૂળ સમેત. $\frac{૨૭}{૨૫૨}$

## કડવું ૧૨ મું—રાગ ધન્યાશ્રી

શ્રીકૃષ્ણ કેહે : અર્જુન વીર, સાંભળિ જ્ઞાન-સમોદ ધીર.
દશ સ્થાનિકનું જે લક્ષ્ણ કારણ મેં તુજને કહ્યું. ૧
ઢાળ—હવે તૃતીયા સ્થાનિકનું કારણ કહું તે કુંડળી કેરા ભેદ.
ચક્ર અધોમુખ સર્પ-આકારે સિંદૂરવર્ણ તાં વેદ. ૨

अग्निर्देवता ને કોહોરા શકિત બ્રહ્મા રુખિ ધર્મ કલાય,
ઊડિઆણ બંધ ને ગર્ભ–સ્થાનિક કામાક્ષા
યોગ્યની મોક્ષ કેહેવાય. ૩
જઠરાગ્નિ પ્રવેશ ને નાભિ સ્થાન કુંડલિકા શકિત રક્તવર્ણ,
અધોમુખી કૂર્મકલા જગદાત્મયોનિ કૃષ્ણ સાગરાભરણ. ૪
સપ્ત સાગર દધિ–દધિ ઇક્ષુ–દધિ ક્ષીરસાગર ને ક્ષાર,
મધુદધિ ઘૃતદધિ શુદ્ધોદધિ એ અર્ણવ સાત અપાર. ૫
બીજું ચક્ર એ મળ સ્થાનિક પીતવર્ણ રજોગુણ જાણો
બ્રહ્મા દેવ તાહા સાવત્રી શકિત અને હંસવાહન પ્રમાણો. ૬
વરુખી કામા ત્રિપ્રભા ને જાગ્રત–વસ્થા મળ દેહી.
વૈખરી વાચા ઋગવેદ આચાર્ય લિંગ
બ્રહ્મલોકયતા મોક્ષ લેહે. ૭
શુદ્ધ ભૂમંડ પૃથ્વી તત્ત્વ જે દલ ઉપાન વાયુ આહીં ટેહે
સર્વ વિન્યાસ હું તુજને કહું તે તૂં સર્વ મનમાહા લેહે. ૮
અંતરમાત્રિકા બહિરમાત્રિકા નામ ષટ. તેહ તણી કહું રીત,
કામા કામાક્ષા તેજસી વિલિતા અવશા મિથુના પ્રીત્ય. ૯
અજપા જાપ્ય ષટ સહસ્ર પૂજા માનસી
सोहभावपूजा भवेत.
પ્રથમચક્ર હવે ગુનિ સ્થાનિક રક્ત વર્ણી ગણપત્ય દેવતા સોત. ૧૦
રિદ્ધિ બૂધિ શકિત ને મોખક વાહન કૂર્મ રુખિ આહીં દેવ,
અકુંચનમુદ્રા કૂર્મી કલા ને અપાન વાયુની સેવ. ૧૧
ઉચ્ચસ્થની ધારણા ચક્ર ચતુર્દલ,
અંતરમાત્રિકા બહિરમાત્રિકા હોય,
આનંદા યોગ્યની નંદા વીરાનંદા પરમાનંદા મન મોહ. ૧૨
અજપા જાપ્ય ષટ સહસ્ર પૂજા માનસી,
सोहं જીવ જપે મન્ય.
૮ એહ દેહ તણું કહ્યું કારણ, શ્રીકૃષ્ણ કેહે. અર્જુન. ૧૩

એહેવા દેહને જ્યારે પામિએ જો સાધન કાંઈ ન થાય,
એક કલેવર અંડ ગોલક જ્યમ આવ્યૂં ત્યમ જાય, ૧૪
પ્રભુ તણાં તે વાક્ય સાંભળી સહૂ પામ્યા આનંદ;
કારણ દેહ તણું સર્વ જાણ્યૂં રંગ તણા બહુ ફંદ. ૧૫
સહુકો મહા પરમ સુખ પામ્યા, આભ્યંતરમાહાં હરિખ્યા:
ધન્ય કૃપાનિધિ કરુણા કીધી. જૈમુન્ય રુખિ ઉચરિઆ. ૧૬
હવે પ્રભુ કેહે છે બકદાલિભને: 'કામ પાંડવનૂં કીજે,
'આ અશ્વમેધ હય પ્રેમ કરીને પારથને કરચ દીજે. ૧૭
'હવે કૃપા કરીને તમ્યો પધારો. પાંડવને જશ દેવા.
'આશીર્વચન તમારે, સ્વામી, થાએ ગંગાજળ એહેવા.' ૧૮
મહાનુભાવ તે વાક્ય સુણી કેહે: 'હવ મશી આગ્ન્યા, નાથ;
'એ તો અશ્વ તમારા, સ્વામી, હૂં આવું તમ સાથ.' ૧૯
વિને કરિ મહાનુભાવ બેસારયા રથ ઉપરે એવ,
પંચજન્યનો નાદ પૂરયો, વળિઆ દેવાધિદેવ. ૨૦
સાગર ઉપરે હય હકારી સત્વર થૈ એમ આવે.
અશ્વમેધ કેરા જે ઘોડા કરી સુખાળા લ્યાવે. ૨૧
શ્રીકૃષ્ણાર્જુન સૈન્ય મધ્ય એમ આવી નાથ બિરાજે.
સૈન્ય સકળ યોદ્ધા તાંહાં સઘળા નાથ આવ્યે સહુ ગાજે. ૨૨
જયજયકાર થયો દળમાંહિં; સહુ જોતાં'તા વાટ.
પ્રભુ આવ્યે સહૂ ચરણે નમિઆ, ટળિઆ સહૂ ઉચાટ. ૨૩
મહાનુભાવને ચરણે નમ્યૂં સહૂ, પામ્યા રુખિદર્શન.
સભા રચી તેહયે સ્થળે બેઠા; સહૂનાં મન પ્રસન્ન. ૨૪
બકદાલિભની કથા સંપૂરણ જૈમુન રુખિની વાણી.
હરિચરણકમળ—સેવક હરજીસુત કહી લીલા—સારગપાણી, ૨૫
દ્વાદશ ઝમક ત્રણ્યસેં પદબંધ એહ કથામાંહાં હોય;
પરમપાવની એહ કથા જ્યમ ગંગાજળૂં તોય. ૨૬

**વલણ**

જયમ ગંગાજીનું તોય રે, એ પરમ નિર્મળ એહ કથા.
શ્રવણે સુણતાં પરાપરનાં પાપ ટળે સર્વથા. ૨૭.

હવે દિવસ થોડા યજપૂરણ આગળે અંતરિ રહ્યા,
ઘર-મોહી હવે અશ્વ ફેરવો, સર્વ કો સાંપ્રત્ય થયા. ૨૮

થયા સાંપ્રત્ય સર્વ કો, પ્રભુ આગન્યા આપી સહી,
બકદાલિભ કેરી કથા સુંદર સંપૂરણ અહીંથી થઇ. ૨૯/૨૯૧

---

૨૮. ઇતિ બકદાલિભનું આખ્યાન સંપૂરણ ॥ આખ્યાન ૧૫ ॥

## ૧૬. દુઃશલનું આખ્યાન

કડવું ૧ લું—રાગ કેદારો

શ્રીપરબ્રહ્મજીને ધ્યાઇએ; આરાધિએ શ્રીદામોદર,
પ્રેમ ગુરુ અત્ય ઘણો, એહ કથા મનોહર સુંદર રે. ૧

ઢાળ—શ્રીગુરુજીને ચરણે નમી શ્રીમહાભારથને ગાઉં,
પરમ કલ્લોલની કથા કથનાં બ્રહ્મજ્ઞાનમાંહાં અવગાહું. ૨

હવે બભ્રુવાહનની કથા કહી, જન્મેજય કહે: સાંભળ્ય રાય,
હવે સાગરતીરથી ઘોડા મેલ્યા કોણ દેશ પુરિ જાય. ૩
આનંદ કરતા ઘોડા પોહોતા મારગે થઈ આડ રાત્ય,
જયદ્રથ કેરા પુર આગળે હય આવ્યા પરભાત્ય. ૪
જયાવતી નામે તે નગરી, ત્યાંહાં જયદ્રથ કેરો તંન,
દુઃશિલ કેહે ને દુઃશિલ કેહે, ત્યાંહાંનો તે રાજંન. ૫
બાર વરસ કેરો છે રાજા; દુઃશિલા તેહેની માત;
કૌરવ માતુલ જયદ્રથ દુર્યોધન હસ્તિનાપુરનો નાથ; ૬

૧. હવે આસાંન જયદ્રથના સુતનું દુઃશિલનું કેહેવાણો.

૬. 'દુઃશીલ'ને 'દુઃશીલા' ને બદલે ઉપરની લેખકની હસ્તપ્રતમાં જેવા કાયમ રાખી છે.

ધતરાષ્ટ્રર રાજા તાત તેહેનો, માત તેહેની ગાંધારી;
તેહેને શત ભ્રાતા . કૌરવ; દુર્યોધન 'માતંગ અહંકારી. ૭
કુરુક્ષેત્ર યુદ્ધ હવું પાંડવશું; કૌરવ •પામ્યા મરણ.
કર્મવિભોગ કોપ 'દેવનો, કોણ રાખે તેહેને શરણ્ય? ૮
અર્જુન કેરે હાથે રચ્યો તે રણમાંહે જયદ્રથ.
પાંડવ તે શા પ્રાક્રમ-ધારી? સ્વામી શ્રીસમરથ, ૯
દુશ્ચિલાને અંતરિ દુઃખ ઘણું છે: 'મારયો કંથ ને ભાઈ.
'રાજ્ય કરે હસ્તિનાપુર પાંડવ, ઘરમાંહાં વૈકુંઠરાઈ' ૧૦
એહેવે હમ પાંડવના આવ્યા જગ્ન તણી તે રીત્ય;
અર્જુન કેરું નામ સાંભળી સઘળી થઈ ભયભીત્ય. ૧૧
તેહેનો કુંઅર સિંઘાસને બેઠો; સભાએ યોધ અનેક;
ɪબે પાસાં તેહેને ચમર ઢળે છે; રંગ તણો નહિ છેક; ૧૨
બંદીજન જય બોલે આગળે અને ભરયું છે મંન;
એણ્યે સમે નિશાણ ઘોષના નાદ સુણ્યા અર્જુન. ૧૩
એહેવે સેન્ય ચાલતે રજ બહુ ઊડી
તેહેનું વાદળ થયું તેણી વાર.
યોધ-ગહક ને શબ્દ હાથીના, બહુ ગર્જતા તોખાર. ૧૪
સેન્યઘટાદળ પાર ન લાભે, અવનીપડના ઘોર.
બાલો રાજા, સભાને મધ્યે થયો અર્જુન-દળનો સોર, ૧૫
દાસ્ય દાસ્યથી તે આગળે કેહે·'આપણે હવે શું કરવૂ?
'અર્જુન પાંડવનું દળ છે બહુ; આપણે કોણે ઊગરવૂં? ૧૬
'અવનીપડ ઊપરે રાજા જે તેહેને જીતી આવ્યા;
'ગજ રથ અશ્વ પાળા નહિ સંખ્યા સેન્ય અપરિમિત લાવ્યા.' ૧૭
તે વાકય સાંભળી જયદ્રથનો સુત સબળ પામિઓ ત્રાસ:
'એ અર્જુન તાત માહારાનો હણુતા,' કહી મૂકયો નિશ્વાસ. ૧૮
'લઘુવેશી ઊપર નહિ કોહોનૂં,' જ્ઞાનચક્ષુશું જોય;
'માહારે ઓપરે 'કામ પડયે ધાઈ કચેડે નાવે કોય.' ૧૯

પ્રતાપ અર્જુન કેરે અંતરિ આપ કંપ્યો તે વીર,
આસન ઉપરે પ્રાણ વિના હવે તેહેનું થયું શરીર. ૨૦
થૈ રોમાંચિત રાગ થઈ બેઠો; સભા વિસર્જન થાય.
એણે સમે આવી સુત સંભાળી દુઃખ પામી તેહેની માય. ૨૧
થયો કુલાહલ, દુખિયા માતા મહા દુઃખ પામી તેહ;
પુત્ર તણું તે વદન નિહાળી ઉર્ધ્વ રોમ થયા દેહ. ૨૨
કુંઅર એક જ એક તેહેને; દારુણ સોચ પામી:
"એણે અર્જુને રણમાંહે એહેનો તાત માર્યો મુજ સ્વામી. ૨૩
'ત્રુટી આશા. હવે શું કરવું?' બોલ્ય પછી તેણી વાર;
વદન સુકાણું, નેત્ર થકી તેહેને ચાલે આંસુની ધાર: ૨૪
પરમ પવિત્રને પરમ સાધુ છે, ગુણવંતી મતિ-બોધ,
નિર્મળ નેહ ભરી, મન ત્રૂટ્યું, પુત્રનો થયો વિજોગ. ૨૫

વલણ

"પુત્રનો થયો વિજોગ રે; દુઃખ માંહે દુઃખ બહુ થયું.
'કોણ કર્મ આ પ્રગટ્યું માહારે! હતું તે સરવસ ગયું.' ૨૬

ઝમક ૨ જું—રાગ આસાવરી

વૈસુન્ય બોલ્યા: સુનો, રાજન રે,
દુખિણ શોકમાંહાં વિમાસે મંન્ય રે:
'જાઉં હું કૃષ્ણ ભણી જહાં અર્જુન રે,
જો મન્ય આણી થાએ પ્રસન્ન રે. ૧
ઢાળ—'પ્રસન્ન થાય જો કૃષ્ણ સુજને, તો નિશે ઉઠે બાળ,
'ભક્તવછલ બિરદ મોટું અને નાથ કૃપાળ. ૨
'એટલા માટે હાંહાં જઈ નાથને કહું માહારું દુખ;
'ઘણા ભક્તનાં દુઃખ ટાળી આપિયાં પ્રભુ સુખ. ૩
'દીનોનાથ કૃપાળજી જો દયા આણે દેવ,
'તો તો ઉઠે પુત્ર માહારો જન્મ નિદ્રા જાગે બેઠ. ૪

'વળી અર્જુનને જાઇ કહૂં; આણે દુ:ખે રહ્યૂં ન જાય,
'મુજ દામણીના દુ:ખને જો' ધરે અંતરમાંહ્ય. ૫
'સમે જોઇને હીંડિએ, જો માનુશી પામ્યા અંગ.
'એ કર્મબંધન પુરાતન, કર્મ કરે દેહના ભંગ. ૬
'એ દૈવભાવે. રણ સમંધે અવતરે છે જયંમ,
'મહા રોષ મન્ય ધરવો નહિ, તે ભોગ પામે ત્યંમ, ૭
'માત તાત માહારાં એહેના ઘરમાંહાં, એહને વેરચ પરબ્રહ્મ,
'શૂં જોઇએ જો પાર નાવે અર્જુન કેરાં કર્મ? ૮
'મૂળ વાંક માહારા પીકરનો, જો દ્વેષી દુર્યોધંન;
'કપટ કરી દૂષણ ઘણાં દીધાં, રાખ્યા જુગજીવંન. ૯
'એક દ્રૂપદી આણી સભામાંહાં સાધવી જે નારી,
'રતુ-મતી વસ્ત્ર એકશૂં તે રાખી વિશ્વાધાર. ૧૦
'વડાં આગળે વિને કરવો, એ શાસ્ત્ર કેરી રીત્ય.
'સુહિવત હોય તે વડાં આગળે થઇને હીંડવૂં ભીત્ય. ૧૧
'દુ:ખ કેહેવૂં તાંહાં જઇ, જે આગળે કેહેના જાય;
'પણ ત્યાંહાં જઇને ન કેહેવૂં જે કરચે અધિકૂં થાય. ૧૨
'એટલા માટે પ્રભુ કરુણા કરે અવતીનાથ,
'મુજ દીન જાણી દયા આણી ગ્રહે સુતનો હાથ.' ૧૩
એહેવૂ વિચારી દુહ્શિલા એકલી પોહોતી તાંહ,
શ્રીકૃષ્ણ અર્જુન રથ્યે મનોહર એન્યમાંહાં છે જ્યાંહ. ૧૪
વિલાપ કરતી કુંઅરના ચાલી આવી જાંહાં મહારાજ:
'આજ, સ્વામી, દ્રૂપદી પરે ત્યમ રાખજો, મુજ લાજ. ૧૫
'કૃપાનિધિ, કહૂં કષ્ટ પામી, માહારે થયો સુતનો નાશ.
'દુ:ખહરણ સ્વામી સર્વદા સુખકરણ શ્રીઅવિનાશ, ૧૬
'અર્જુન કેરૂં નામ સુણતાં અંતરે પ્રગટ્યો તાપ,
'લઘુવેરી મનમાંહાં ધરગૂં જે મારિઓ મુજ બાપ. ૧૭

'હું દીન અબળા, આવડો, સ્વામી, ન દીજે છેહ.
'તમ્યો કૃપાવંત સિંચો સુધાએ નેત્રમાંહાં ભરી નેહ. ૧૮
'પ્રથમ કર્મે બાંધવ. માહારા પામિઆ સહુ મરણ.
'વળી કંથ માહારાને પુત્ર એક તેહ તમારે શરણ્ય. ૧૯
'ગાંગેયશું દુઃખ ધરચૂં, સ્વામી, સગા બીજા હોય;
'એક માહારા કુંઅર આગળે બીજૂં દુઃખ નહિ હોય. ૨૦
'અરે સવ્યસાચી, હને તમને શેં દયા નહિ મંન્ય?
'તહ્મે કહાવો શ્રીકૃપાનિધિને ચ્હો વાહારે શેં ન? ૨૧
'બહુ મયા કીજે બેહેન્ય ઊપરિ, તમારો ભાણેજ.
'વંશ બાધામાંહિં માહારે, નાથ, લેહેણું એ જ. ૨૨
'કહ્યૂં કરશે નાથજી, વશ તમારે છે સ્યામ.
'કુંતી કેરા પુત્ર, સન્મુખ દૃષ્ટિ ધરિએ આમ. ૨૩
'બેહેન્ય ઊપરે કેહેં, બંધવ રોપ ન ધરે રેખ.
'એ તાં માહારે નીપનૂં જે લખ્યૂ કર્મની રેખ.' ૨૪
તૂછ જળમાંહિં ટળવળે માછલીની ગતિ જ્યંમ,
અરે અશ્વ કેરા પ્રવાહ ચાલે દુખિયા થઇ ત્યમ. ૨૫

વલણ

દુખિલા થઈ ત્યંમ રે, તેહેની ભાર્યા ઊપરિ બળે[!]
શ્રીકૃષ્ણ અર્જુન કેરા રથ હય આગળ્ય કેરા કરી વળે. ૨૬/૫૧

કડવું ૩ જું—રાગ ગોડી, ચોપૈ

સવ્યસાચી કેહે: 'બેહેન્ય બાઈ, સુણો,
એ ક્ષત્રીને શોક ન ધરવો ઘણો.
'જો નિશ્ચે હોયે સુત આપણો,
તો વિયોગ અકાળે ન થાએ તેહ તણો. ૧

'બાઈ, પ્રાણ ગયે કો જીવે નહિ,
એ તાં વાત નિરધારો સહી.
'કોણે કુંઅર તાહારો દુહ્વ્યો રહી,
તો તેહેના પ્રાણ હરૂં હું અહી. ૨
'બાઈ, આદે ઊપનો આ સંસાર,
એ પરમેશ્વર માયા રચનાર.
'બીજ થકી થાએ વિસ્તાર, મૂઓ ન જીવે એ નિરધાર. ૩
'બાઈ, વૃક્ષ મૂળથી જે સુકાય,
તે ફરી નવપલ્લવ કયમ થાય?
'તજી કાંચળી જ્યમ ફણી જાય,
કહીં દીઠો ફરી અંગે ધરાય? ૪
'દેહ તજી પ્રાણ ચાલ્યો, જેહ, ફરીને અંગે ન આવે તેહ.
'વૃક્ષ પત્ર તજે છે જેહ, ફરી વૃક્ષ નો આણે નેહ. ૫
'જો થાયે જીવતા ગંગાતન.
બંધવ કર્ણ જીવાડુ શે ન?
'દ્વેષ ધરે જો દુર્યોધન, તો પાંડુ તાત કીજે ઉત્પન્ન. ૬
'જો કૈહે નિમ્યૂં હોય ત્યારે ખાણ્ય,
તો દ્રોણાચાર્યના આવે પ્રાણ.
'મણી જીવાડો કૈહે તે અજાણ,
શ્રવણે સુણ્યું કૈહે વેદ વખાણ. ૭
'બાઈ, રાજ્ય તણા ભોગવ્યને ભોગ.
લેતા દંડ તેહેનો કાઢ્યો રોગ.
'મિથ્યા માયામાંહાં કિશો વિયોગ?
મરે તેહેનો નવ્ય મળે સંયોગ.' ૮
અર્જુન રહી એમ પ્રશંસા કરે,
નીચો નમી શિર ચરણે ધરે.
વળતી બેહેન્ય દુઃખભરિ ઊચરે:
'પ્રભુકરુણાયે કેહી પેરે મરે?' ૯

દુશ્શિલા કેહે: 'સુણ્ય, અર્જુન ભ્રાત,
થાએ જીવતો તે કહૂં વાત.
'દીવો આસન્યે થાય નિપાત,
પૂરી તૈલ્ય જ્યોત્ય બહુ ભાત્ય. ૧૦
'દીવાની કળા જ્યમ તૈલે ભરી,
ત્યમ આપી આયૂ જીવાડે હરિ.
'પ્રભુ-કરુણાથી શું નવ્ય થાય?
હેલાં માત્ર નવી સૃષ્ટિ રચાય. ૧૧
'જોને, બ્રહ્માએ હરિયાં વછ ગોવાળ,
નવાં પ્રગટ્યાં ત્યાંહાં શ્રીગોપાળ.
'માત તાત નવ્ય પામે મરણ, સહૂને પ્રેમ ઊપનો પરમ. ૧૨
'વળી સાંદીપન ગુરુજીનો તંન
આણી આપિઓ જગજીવંન,
'વળી મૂઆ પુત્ર દેવકીના જેહ,
પ્રત્યક્ષ આણી દેખાડ્યા તેહ. ૧૩
'વળી વૃખકેત અર્જુન વિધુ-શીસ્ય,
પ્રગટ જૂઓ, કીધા જગદીશ.
'વિલંબ નહિ કરતાં ગોવિંદ, અરિષ્ટ-ઠામે થાએ આનંદ. ૧૪
'પ્રભુને તમ ઊપરે છે પ્રીત્ય; કૃપા કરે ઘણૂં વલ્લભ રીત્ય.
'તે માટે કોડો શ્રીવર દેવ, આવી કુંઅર જીવાડે એવ. ૧૫
'જ્યમ કૃપાનાથને કરુણા હોય. જાણી દીન દયા કરી જોય.
'ત્રિભોવનનાયક દીનોદ્ધરણ્ય,
માહારો સુત પામે ક્યમ મરણ?' ૧૬
અર્જુન શોક થયો બહુ દુહે, બેહેન સંઘાતે વાણી વદે:
'સાંભળો, માત, હૂં કહૂં તમને, જો એ યજ્ઞ કરાવે મૂહને, ૧૭
'જો ધરશો પ્રીત્ય ત્રિભોવન-ધણી,
લાજ રાખશે, બાઈ, આપણી.'
જૈમુનિ કેહે: સાંભળ્ય તે, રાય; અર્જુન હરિને નવ્ય કહેવાય. ૧૮

અર્જુનને નેત્રે ભરચાં જળનીર,
તવ નિરખ્યૂં હરિ શ્યામશરીર.
ઘણી દુખિયા પાસે ગઈ, તવ કૃપાનાથને કરુણા થઈ: ૧૯
'બાઈ, શોક સઘળો પરહરો, કર્તુમકર્તા હૈડે ધરો.'
સવ્યસાચીને કે'છે દેવેશ: 'ચાલો, કીજે નગર પરવેશ.' ૨૦
દયા ઊપની દેવા તંન, નગરે ચાલ્યા જુગજીવંન.
તજી વાહન પાળા થઈ નાથ આવ્યા સંગે ભક્ત બહુ સાથ. ૨૧
અર્જુન બકદાલિભ ચંદ્રહાસ વીરવર્મા મયૂરધ્વજ દાસ,
બભ્રૂવાહન હંસકેત સુધન્વા વૃષકેતશ્ચ સારિંગપાણ, ૨૨
બીજા જોધા સર્વ સમેત આવ્યા પુરમાંહાં અંતરિ હેત.
સભામધ્ય જાંહાં રાજકુમાર દારુણ શોક ધરતિ નર ને નારય, ૨૩
આવ્યા યદુવર કરુણા બહુ, રોતાં અળગાં રાખ્યાં સહૂ.
આસન ઊપરે બેઠા બાળ, કર મૂક્યો જઈ શ્રીગોપાળ. ૨૪

**વલણ**

શ્રીગોપાળજિએ કર નાખ્યો, કરુણા કરીને નિરખિઉં,
સાવધાન થઈને વીર ઊઠ્યો; દષ્ટે જોઈને સહૂ હરખિઉં. ૨૫ / ૭૭

## કડવક ૪ થું—રાગ રામગ્રી, તાલ પડતાલો

કુંઅરને સુખ સ્વામિએ કરચં, થયો જયજયકાર.
સહૂકો આનંદ પામિઉં ધન્ય ત્રિભુવનાધાર. ૧
દુખિલાને સુખ અતિ ઘણૂં તે, તો કહ્યૂ ન જાય.
અર્જુન મહાસુખ પામિઆ; સહૂને આનંદ થાય. ૨
બકદાલિભ બીજા રુખિ ઘણા વિદ્યા બહુ તપ-રૂપ,
દાલ્ભ્યદાલ્ભ્યથી સાથે તેડી આવિઆ અર્જુન ભૂપ. ૩
અભિષેક દીધો સર્વકો, વાગાં બાધાં વાજિંત્ર;
તિલક કીધૂં વેદમંત્રશ્ચ, શિર ધરિઉં છત્ર. ૪

તાંહાં માન્યનિઓ નવયૌવના કરે મધુરાં ગાન.
સભામધ્ય સન્મુખ થઇ બિરાજ્યા ભગવાન. ૫

'જયો જયો યદુનાથજી' બોલે વર્ણાવર્ણ :
'કોણ રીતિ કરુણા કરી નાથ અશરણશરણ!' ૬

મહા માંગલ્ય તાંહાં થઇ રહ્યું, વર્ત્યો જેજેકાર,
દુશ્શિલાનો સુત પામિઓ નવલો અવતાર. ૭

અર્જુન કેહે : 'કરુણાનિધિ, થયું ઉત્તમ કામ.
'યજ્ઞ હવે પૂરણ થયો, પોહોતી મનની હામ.' ૮

પ્રભુ-પાયનજે 'પ્રેમશું નામ્યૂં દુક્તિન શીસ્ય;'
સન્મુખ થઇ કરુણાનિધે દીધી આશીસ્ય. ૯

બંદીજન તે સભામધ્યે કરે કીર્તિ વિખાણ.
એમ શોક ટાળી સુખ પામિઉં શ્રીમારિંગપાણ્ય. ૧૦

શ્રીકૃષ્ણની પૂજા પ્રેમશું 'કીધી બહુ રીસ.
નગર તણી નારી મળી વધાવિ બહુ પ્રીત્ય. ૧૧

બહુ સ્વાગત કીધૂં તદા; દુશ્શિલાને 'રંગ :
'નવપલ્લવ રે સુધા ભરી કીધૂં માહારૂં અંગ.' ૧૨

બેહેન્ય ! સંધાતે ! 'ઊચરયાં છે તાહારે નરદેવ .
'હસ્તિનાપુરે આવો તહિ, કરે સહૂકો સેવ. ૧૩

'આ નગર તમારું સર્વકો તેડીને તમ સાથ્ય,
'પ્રેમ સહિત આવો તમે; તેડે છે યદુનાથ. ૧૪

'કહે મળો તમે તાતજી, માત પૂજે પાય.
'તમ આવ્યે, સુત, સર્વનૂં દુઃખ થોડૂં થાય. ૧૫

'કોણ માત્ર બહુ નડી અહીં; જુઓ મનશું તેમ.
'આઘ થયા, ભાઈ, આપણે દુઃખ દીધાં એમ, ૧૬

'તે તાં સર્વ જાણો તમે; અહીં કેહેજો વાંક.
'વળી દેસોટા દેઈ કાઢિઆ ઘૃતમાંહાં કરી શંક. ૧૭
'અહ્મે કોણ ગયા'તા તેડવા? નાથ પૂસ્યાં ચીર.
'તે જોઈને શેં ન ચેતિઆ, બાઈ, તાહારા વીર? ૧૮
'અભિમાન પ્રભુ નવ્ય ખમે, નવ્ય ગમે અધર્મ અનુમાન.
'ધર્મવત્સલ ધર્મરૂપ છે સ્વામી શ્રીભગવાન. ૧૯
'કાંઈ તાહારા પુત્રનૂં મ્યેં કહ્યૂં, પ્રભુ છે કરુણાળ.
'ધર્મની પાસાં ધર થકી સ્વામી શ્રીગોપાળ. ૨૦
'વળી કેહેનાં પાર આવે નહિ; એમ કીધાં જે કર્મ,
'તે માટે અશ્વમેધ આંહાં કરાવે પરબ્રહ્મ. ૨૧
'વળી એમ લખ્યૂં ભાગ્ય અમ તણૂં, પાછૂં તે કયમ થાય?
'બાઇ, આવો એમ હેત ધરી હસ્તિનાપુર માંહ.' ૨૨
બાંધવ ,, કેરા બોલથી સાંપ્રત્ય થયાં બાઈ.
નગર તાંહા સજ થઈ આવ્યૂં જાહાં ભાઈ. ૨૩
પછે અર્જુન શ્રીહરિ આવિઆ સભામાંહાં સહુ વીર.
અર્જુન સાથે એમ વદ્યા નાથ શ્યામશરીર: ૨૪

વલણ

'સર્વ ભૂપની પૂજા, અર્જુન, સભા રચીને કીજિએ;
નાનાવિધિ શણગાર ભૂષણ આયુધ વાહન દીજિએ. $\frac{૨૫}{૧૦૨}$

કડવક ૫ મું—રાગ મારૂ

'સભા રચી પૂજો સર્વ ભૂપ, જેપ્યે કરી શોભે તમ રૂપ;
'ભક્તરાજ કોણ કોણ સ્વરૂપ, પ્રાક્રમે પ્રૌઢ યજ્ઞના યૂપ.' ૧
સભા રચી પૂજ્યા ભૂપાળ, શણગારચા જોધ ઝાકઝમાળ,
તોરંગ ગજ રથ આપ્યા વિશાળ પામે રહીને દીનદયાળ. ૨

પ્રભુ કેહેઃ 'સાંભળ્ય, અર્જુન, યજ્ઞ આડા ખટ નવ છે દિન.
'મુહને આપો આજ્ઞા, કોડી વચન,
જાશું હસ્તિનાપુરે જ્યાંહાં રાજન. ૩
'ફરતું રાખીને સૈન્ય અપાર સુખાળા લાવજ્યો તોખાર.
'આવી સુખે તે કરજ્યો વિચ્યાર, સંભારી લાવજ્યો સર્વભાર. ૪
'સમુદ્રે ગામ હોયે રે જ્યાંહ, સૈન્ય સુખાળું રાખજ્યો તાંહ.
'સંભાળજ્યો ક્યેડે દળમાંહ, ચાલજ્યો શીતળ વેળાની છાંહ. ૫
'ભક્તરાજ વૈષ્ણવજન જેહ, સ્નેહ ભરી રાખજ્યો મન તેહ.
'મુગટ તણા મણિ જાણિયે રે એહ,
'દાસપણે કીજે આપણી દેહ.' ૬
'વધારજ્યો મુજ વળીની પ્રીત્ય. રેહેજ્યો સેવક થઈ નવ રીત્ય.
'જયમ સ્વામીથી સેવક રેહે ભયભીત્ય,
ધરી પોતે કીજ્યે વડપણ–રીત્ય.' ૭
ખનક સૂત્રધાર આગળ્ય ધાઈ શુદ્ધ કરે મારગે વસમાઈ.
એમ કરી વળિઆ છે વૈકુંઠરાઈઃ
'શીઘ્ર સુખાળા આવજ્યો ભાઈ. ૮
ઢાળ—એમ કહી નરહરજી વળિઆ હસ્તિનાપુર તેણી વાર.
સૈન્ય સુગ્રીવ મેઘપુષ્પ બલાહક જે મનવેગી તોખાર, ૯
સાત પતાકા ઊપરે ફરહરે, ગરુડ ધ્વજ પર ધીરઃ
પંચજન્ય ગદા ચક્ર સુદર્શન કમળ કરે—યદુવીર. ૧૦
હસ્તિનાપુરે હરિ આવ્યા હેલાં, વાર નહિ લવ લેશ.
ધર્મરાયની સભા મધ્યે કીધો પ્રાતઃસમે પ્રવેશ. ૧૧
દીઠા શ્રીવર દેવ દયાનિધિ, ગરજે નમિઆ ભીમ.
નકુળ સેહેદેવ ભક્તિ તવ કુંતી આવી મ્યાન્ય તવ ક્ષેમ. ૧૨
ધર્મરાયને અંતરમાંહે ચિંતા ઊપની પ્રૌઢઃ
'સૈન્ય વિના એકલા કિમ આવ્યા સ્વામી ગરુડારૂઢ!' ૧૩

રાય યુધિષ્ઠિર પાએ નમી કર જોડીને પૂછે વચંન:
'કૃપાનાથજી, અશ્વ કર્ણસુત કુશળ અર્જુન સુત પ્રદ્યુમંન?' ૧૪
શ્રીકૃષ્ણ કેહે: 'રાય મહા સુખ આણી પ્રેમથં પૂછો, ભૂપ.
'અર્જુન સૈન્ય-ઘટાશું આવ્યા; સૈન્યા કુશળી રૂપ.' ૧૫
મહા મનોહર આસન ઊપરે બેઠા શ્રીપતિ સ્વામી,
અર્ઘપાદ્ય ચરણામૃત પીધાં, પૂજ્યા અંતરજામી. ૧૬
કુસમહાર કુસુમે વધાવ્યા શ્રીકૃષ્ણાગર મેહેકાર.
નૈવેદ્ય-આરતી વિવિધ્ય પ્રકારે સહુકો વદે જયકાર. ૧૭
વાયે વ્યંજન રહી દાસપણે તાંહાં ભીમસેન્ય રાય ધર્મ.
કુંતી દ્રપદી અને સુભદ્રા તેડેને નમ્યા પરબ્રહ્મ. ૧૮
માતા દેવકી અને યશોદા પાએ નમ્યા યદુરાજ.
પટરાણી 'પ્રેમદા સર્વના નેત્રમાંહાં સ્યજ્યા મહારાજ. ૧૯
સભા ધરી પ્રભુના મુખ આગળ્ય સાંભળવાને કથાય.
'આપણે ઘેરથી ઘોડો મેહેલ્યો' પૂછે ધરથી યુધિષ્ઠિર રાય. ૨૦
જૈમુન્ય કેહે: જન્મેજય, સાંભળ્ય, બોલ્યા સારિંગપાણ્ય;
સાંભળવાને સહુ ધશી આવ્યૂં નાથની નિર્મળ વાણી: ૨૧
પ્રથમે રે હય આપણો જઈ પોહોતો, મેધાવતી જેહેનૂં નામ.
નીલકેત સુત સ્ત્રી હય બાધ્યે તાંહાં કીધો બહુ સંગ્રામ. ૨૨
વૃષકેત અર્જુન યુદ્ધ કીધૂં, મારચો તે રાજકુમાર;
મદનમંજરી કંથ સંઘાતે દેહ ત્યજ્યો તેણી વાર. ૨૩
તે રાજાને સ્વાહા સુતાનો કંથ તે પાવક દેવ,
ઊપરચ કરવા રણમાંહાં આવ્યો, હારી પાતાળ ચાલ્યો એવ. ૨૪

વલણ

પાતાળ જાતે જ્વાળાએ બાંધવને જઈને દુઃખ કહ્યૂં,
અધમુખે ઊપર થયૂં નહિ, તેણ્યે શોકે નવ્ય જાએ રહ્યૂં. ૨૫ / ૧૨૯

## કડવું ૬ ઠ્ઠું—રાગ સામેરી

તવ જ્વાળાને પ્રગટ્યો તાપ જી,
જઈ ગંગા પાસે દેવરાવ્યો શ્રાપ જી,
મરણ ગાંગેયને સુણી વિશ્વાસજી:
'અર્જુન-મરણ આત્મજ થાશે ખટ માસ જી. ૧

ઢાળ—'ખટ માસ પૂરે બભ્રુવાહન અર્જુનનો સુત જેહ,
'મરે અર્જુને' શાપ ગંગાનો; જ્વાળાએ આપ્યો દેહ. ૨
શરઅગ્રણી પોતે ગઈ તે હરવા અર્જુન-શીસ,
તે કામ જ્વાળાએ કર્યું, પણ રક્ષા કરી જગદીશ. ૩
ત્યાંહાં થકી ગેવંત શય્યાએ ખૂતો, ઉદ્દાલકની નારી;
અર્જુન-સ્પર્શે તોરંગ છૂટ્યો, શુભ જન્મે અવતારી. ૪
હવે હંસધ્વજ ચંપાવતી જે સુરથ સુધન્વા પ્રૌઢ,
તેહેનાં યુદ્ધમાંહાં બ્રહ્મા શંકર આવે ગરુડારૂઢ. ૫
ત્યાંહાંથી હય છોડાવિઓ, વળી વડવા વ્યાઘ્ર સ્ત્રીરાજ્ય,
ઝાડખંડ કેરી ગત્ય કહી, વળી રાક્ષસીનાં કાજ. ૬
બભ્રુવાહન કેરા યુદ્ધની પછે કહી સર્વ કથાય,
મયૂરધ્વજ મહા ભક્તદાતા તેહેનો કહ્યો મહિમાય. ૭
સારસ્વતપુર વીરવર્મા, ગેગ લક્ષણ જેહ,
કુંતનપુર ચંદ્રહાસ મળિઆ, કર્યો પ્રીત્યે નેહ. ૮
બકદાલિભ કેરી કથા કહી, દુઃશિલા કરી સુખવંત,
એહેન્ય ને બાણેજ સંગ્ય અર્જુન સૈન્ય અનંત, ૯
અનેક બીજા ભૂપ આવ્યા, તમારો તોરંગ,
વળી અનેક ઋષિવર આવિઆ તપરૂપ અર્જુન સંગ. ૧૦
શ્રીકૃષ્ણ કેરા મુખ થકી સાંભળ્યા તેહ વચંન
પછે યુધિષ્ઠિરે બહુ સ્તુતિ કરી: 'એહ કૃપા જગજીવંન.' ૧૧

સાંભળી સુખ પામિયા સર્વકો મંડપે સાથ,
આનંદ સહુકો પામ્યા : 'ધન્ય કૃપા વૈકુંઠનાથ.' ૧૨

### વલણ

ધન્ય કૃપા વૈકુંઠનાથ રે, એમ પાંડવને કીધી ઘણી.
આદ્ય મધ્ય ને અંત્ય સુધી પાળિયા ત્રિભોવન-ધણી. ૧૩
હરજીસુત કાહાનડ કેહે: એમ ભક્તિ વલ્લભ શ્રીહરિ;
નાથજીના જેહ સેવક પ્રભુ રેહે તાંહાં સ્નેહભરિ. ૧૪/૧૪૧

૧૪. ઇતિ આક્ષાંન જયધરથના સૂત દુઃક્તિનૂં સંપૂર્ણ ॥ આક્ષાંન ૧૯ ॥

## ૧૭. અશ્વમેધ–પૂર્ણાહુતિ [1]

### કડવું ૧ લું—રાગ કેદારો

શ્રીવ્રજપતિને ધ્યાઇએ, મહામાંગલ્ય રૂપ આરાધિએ.
મન લાઇએ હરિચરણે દર્શના કરિએ,
એકમન્યે હરિને અનુસરિએ. ૧

ઢાળ—વૈષ્ણવકૃપા થકી શ્રીસ્યામસુંદરને ધ્યાઇએ,
કનક કાંતિ કામની સુત મન્દિર વાહન વૈભવ પાઇએ. ૨
કળિમળહરણ મહાસુખદાયક મુક્તિ પદારથ–સ્વામી,
હવે કથા પાંડવ–મંડપની કહું છું પ્રભુ–પાએ મસ્તક નામી. ૩
હવે અર્જુન જય પામી હય ચારી શ્રીકૃષ્ણકૃપાથી આવે;
વાસુદેવ મુખ વાત કરંતાં અપાર ઉત્તમ ભાવે. ૪
કથા સર્વ સંભળાવી યદુવરે, રાય યુધિષ્ઠિર હરિખ્યા,
કુંતી ભીમ નિકુળ ને સેહદેવ મહા પ્રેમમાંહાં ભળિઆં. ૫
સભા સાંભળી આનંદ પામી કરની નારી અનેક,
કેહે દ્રૂપદી 'યજ્ઞ થાએ પૂરણ તો ભાગ્ય તણો નહિ છેક.' ૬
હવે સુભદ્રા કેહે સત્યભામાને: 'જો પાંડવ ઉપરે હેત,
'તો પ્રભુજિએ અર્જુન સંધાતે આવ્યું અશ્વ સમેત. ૭

1. હવે પૂર્ણાહુતિ કેહેવાએ છે ॥

'એક આર્યના ફરકા તેણા અધર્માહીં
કાંઈ થાતાં વાર ન લાગે.
'કાં રે કૃષ્ણદેવ મેહેલે વીસારી? નિર્બળ ભાગ્ય અમ આગે.' ૮
વચન સાંભળી નર્ણદી કેરાં સત્યભામા ચિત આવ્યૂં,
ત્રણ્ય લોકમાંહે કૃષ્ણાર્જુન નરનારાયણ કહાવ્યૂં. ૯
મનમાં જાણ્યૂં: 'કહૂં સ્વામીને; 'મુજ' વિના કોણ કહેશે?
'અનરમાંહે હું છૂં વાહાલી;'કુંવચન કહૂં તે ગ્રહેશે.' ૧૦
એહેવૂં વિમાસી સત્યભામાજી દ્વારે આવી રહી નિરખે.
સર્વ નારીમાંહાં મુખે નિરખ્યા પ્રભુ પ્રેમલોચન હરખે. ૧૧
સત્યભામા હલુવેશ પાલવ સુભદ્રાજીનો તાણે;
પ્રભુ પ્રેમ નારીનો દેખી તોહ હસ્યાને જાણે. ૧૨
જગત-વિશ્વ જયકારી ઊઠયા પાંડવકે પરમ ઉદાર.
જાહાં પ્રેમદાઓ પ્રેમ ભરી નિરખે છે, આવ્યા તેણ્યે દ્વાસ. ૧૩
ભાવ ધરે ભ્રાત્યની, પાએ વંદી, બોલી મધુરી વાણી;
શ્રીમહારાજ કૃપાનિધિ સ્વામી અબળા રુદેમાંહાં આણી. ૧૪
કરસંપુટ કરી પાય વંદીને ફરીફરી નામ્યૂં શીસ્ય.
આસન મહા મનોહર ઊપરે બેઠા શ્રીજગદીશ. ૧૫
સુગંધ તેલ ધરી મસ્તકમાંહાં કુસુમ આરોપ્યા હાર.
શ્રીસત્યભામાજી મુખ નિરખી બોલ્યાં તેણી વાર: ૧૬
'શ્રીમહારાજ સર્વ હિતકારી પાંડવ વલ્લભ પ્રાણ,
'અર્જુન હય મેહેલી કયમ આવ્યા, સ્વામી પુરુષ પુરાણ? ૧૭
'ઘણે દિવસે શ્રીજાણવંતીજી, ઘણૂં સંભારચાં તમને,
'કૃપા ઘણી કરવાને પધારચા, શ્રીકમળાપતિ બ્રહ્મને. ૧૮
'શ્રીયમુનાજી શ્રીમિત્રવૃંદા ભદ્રા લક્ષ્મણા પ્રેમ,
'શ્રીનગ્નજિતી શ્રી પરમ વલ્લભ, સહૂને કુશળી ક્ષેમ. ૧૯

'એ કોણ ધર્મ રચ્યો, ધરણીધર? જશ પાંડવને દીજે.
'પાંડવ તણા પરમ હિતકારી, કીર્તિ અનોપમ લીજે. ૨૦
'અર્જુન અંગ તમારું, સ્વામી, રથિ સારથિ થાઓ.
'વિઘન રહિત આ યજ્ઞ કરાવો, પાંડવ-ગૈરવ ઊછાઓ. ૨૧
'વાટ સાહામું જોઇએ જે આગળ્ય તેહેને લીજે સંઘાત્ય.
'ભૂખ પડ્યે વાહારે ઊજાએ, સ્વામી, એ કોણ વાત? ૨૨
'ઘણી વાર વાહારે ઊજાણા, તે શેં મંન્ય ન ધરિએ:
'મુખ આગળે તેહેને રાખીને, નાથ, કૃપા એમ ધરિએ. ૨૩
'પૂર્વે ધર્મપરાયણ રાજા તેણ્યે કીધા યજ્ઞ અનેક.
'વાધી ગર્જના અર્જુન કેરી, નહિ કાંઈ હરિ-વિતરેક. ૨૪

વલણ

'નહિ શ્રીહરિ-વિતરેક, તેણ્યે અશ્વમેધ-શોભા ઘણી.
'પાંડવ કેરી કીર્ત્ય શોભા, નાથ, જાણો આપણી. ૨૫

## કડવું ૨ જું—રાગ કેદારો

'નહિ તમ જાણું, ઇશ્વરેશ;
તહે અર્જુનથી અળગા નહિ લેશ.
'પ્રભુ, અશ્વમેધ-કામ કેવેશ,
કાંઇ ધર્મમાંહાં કર્મ કરે પરવેશ. ૧
'ત્રૈલોક્ય ઉગ્ર વાધી કીર્ત્ય, જાણે સહુ પાંડવ ઉપરે પ્રીત્ય,
'નાથ, નેહ આણિયે રે એહ રીત્ય,
યજ્ઞ આ થાએ ગાજા-વદીત' ૨
શ્રીમત્યભામાજીના વચન સાંભળી સર્વે પ્રફુલિત મંન,
હસ્યા શ્રીયદુવર વિશ્વજીવંન. કુંતી દ્રૌપદીનાં હીસ્યાં મંન. ૩
બોલ્યા શ્રીમુખ્ય દીનદયાળ; નેત્ર સદા સુધા ભરચાં કૃપાળ:
'પાંડવ સદા ધર્મ-પ્રતિપાળ, કરે ઇશ્વરેશ તેહેની સંભાળ. ૪

'સહકો પરહરો એ ભર્મ,' સહુ કોકોને સદા વાહાલો ધર્મ.
'મુજને વાહાલા પાંડવ પરમ, મુજને ધ્યાતાં ન રેહે કર્મ. ૫
'આજ અર્જુન તણું બળ જેહ, વાધ્યું સબળ અંગે તેહ.
'વૈષ્ણવ બળિઆ રાય મુજ દેહ, સાથે આવે ધરતા સ્નેહ. ૬
'વૈષ્ણવને સગો વિષ્ણુભક્ત, સઘળે તેહેની એક યુગત્ય.
'મન બહુ તેશું થાએ આસક્ત,
મન તેહમાંહાં આવી મોહી રત્ય, ૭
'કો કર્મથી ધરવો અવતાર, તો રાખવો કુટુંબ વેહેવાર.
'આપવો ભરણપોષણ આહાર,
મિથ્યા' વિષ્ણુ 'વિણ ચંમોર.' ૮
'તજે અંધકાર માયા કૂપ, ઘટઘટ ચરાચર એક સ્વરૂપ.'
'અળગા નહિ વિશ્વસ્વરૂપ; અર્જુન પાસે વૈકુંઠ ભુપ, ૯
'અર્જુન થકી અધિકો વીર નહિ કો પ્રાક્રમી રણધીર.
'માહારૂં અપર એહ શરીર, વાધે વલ્લભ રણસાગર–તીર.' ૧૦
કેહે સત્યભામા : 'અશરણશરણ મહાદુઃખ સકળ ભયના હરણ,
'અર્જુન વાધે બળનાં ભરણ,
તો મણિપુર ક્યમ પામ્યા મરણ?' ૧૧
વળતા બોલ્યા શ્રીવિશ્વવ્યાપ: 'એ તાં મુખિ ગંગાજીનો શ્રાપ.
'આદરચા નિરમળ કરવા આપ, પ્રથમે ત્રણ્ય પ્રગટ્યાં પાપ. ૧૨
'ધર્મમાંહાં વિરોધ કેહી પેરે થાય, સુત–વધૂ બળી તેહેની માય.
'પુણ્યમાંહાં પાપ ક્યમ સમાય?
અર્જુન એમ થયે તે જાય. ૧
'અર્જુન નરનારાયણ અંગ એમ થયે ઊઠ્યા પામી રંગ.
'જીવે કો દેહી પામી ભંગ, એહેવો, સત્યભામા, તમ સંગ.' ૧૪
સાંભળી સર્વ મહા સુખ હોય, પ્રભુને પાંડવ તુલ્ય નહિ કોય.
કુંતીજી દ્રૂપદીજી મુખ જોય, સુભદ્રાજી હરખે આવ્યાં તોય. ૧૫

સ્વાગત્ય કીધાં પાંડવે પ્રીત્ય, નવલી ભાત્ય સ્નેહની રીત્ય.
નિશાએ ગોષ્ઠીની બહુ રીત્ય, પ્રાતસમે પ્રગટ્યા આદિત્ય. ૧૬

પ્રાતસમે તણાં જે કર્મ તે આચરી શ્રીપરબ્રહ્મ,
પછે આવ્યા સભા જાંહાં ધર્મ,
મનોહર વાક્ય બોલ્યા પરમ : ૧૭

'હવે ભીમસેન, થાઓ સાવધાન, તેડો યોધ સૈન્ય સમાન.
દીજે હયવરને જે માન; મળિએ અર્જુન જઈ રાજાન. ૧૮

'ત્ર્યય રામાઓ તેડો શ્રેય, રથને વધાવો બહુ પેગ્ય.
ચંદન કુસુમ અંગે ભેરવ, એમ પધરાવો પૂજી શ્રેય. ૧૯

'સવ્યસાચીને વધાવો સહુઅ: પાંડવ તણા હિતને કહુંઅ.
ભૂપત્ય, સૈન્યઘટા છે બહુઅ. માંગલ્ય પરમ મોટું લહુંઅ.' ૨૦

સાંભળ્ય સર્વ હરખિત ગાત્ર: 'ચાલો હયવર અર્જુન માત્ર.'
પાંડવ પ્રેમ હરિનિધિ પાત્ર; સુભટશું સજ થયા ત્રણ્ય ભ્રાત. ૨૧

દુંદુભિઘોષ ભેરી મૃદંગ; સ્વર શરણાઇ રાગના રંગ,
શણગારી બહુ ધરયા માતંગ, નૌરંગ અનેક અદ્દભુત રંગ, ૨૨

રથ બહુ હીરે જડિત અમૂલ્ય, સુવર્ણ મણિ જડ્યા બહુ મૂલ્ય
સખળ સુખાસને વિમાન સમૂલ, ઘમકે ઘુઘરમાળ ગજ—ઝૂલ્ય, ૨૩

ઘમકે ઘંટાઓજયના નાદ; વાજે ગજ ચાલતા ગતિ વાદ.
સુણતાં ઉપજે ઉલ્હાદ, બહુ ગજ અશ્વના મહીં માદ. ૨૪

સહુકો સ્વજન સાથ સહદેવ; કુંતાશું નકુળ ભીમ બહુ એવ,
બહુ ભામ્યનિઓ અવશમેવ, યોધ બહુ રંગ રૂપ તેવતેવ. ૨૫

વલણ

રૂપ રંગ તેવતેવ રે, ભીમસેન્ય અગ્રેશ થયા;
યાદવ સહુ શ્રીકૃષ્ણસુતશું અર્જુનને સાહામા ગયા. ૨૬ / પર

## કડવાં ૩ જું—રાગ રામગ્રી

રાય જન્મેજય કેહે : ધન્ય સ્વામીજી,
તુમને પૂછું મસ્તક નામી જી.
કુંઅર શ્રીકૃષ્ણના કેટલા સાથ્ય જી,
કોણ કોણ મોકલ્યા માહામા નાથ જી ? ૧

ઢાળ—કેટલા કુંઅર કૃપાનિધિના કોહો, રુખિવર, તેહ.
જૈમુન્ય, વાણી તમારી મૃહને પરમ ઊપજે સ્નેહ. ૨
શ્રીમહારાજજિએ મોકલ્યા સુત મુખ્ય કહીને નામ;
તે તે કુંઅર સુભટ સાથે અર્જુન મળવા કામ્ય. ૩
શણગારી મદ-પટા છૂટે ગજ તોરંગ અપાર;
રથ સુખાસન ત્યાંહાં ઘણાં, બહુ ધ્વજાના ઝાતકાર. ૪
શોભિત વાગા મુગટ કુંડળ હાર બાજૂબંધ;
હાથ્ય સાંકળાં પોહોચિએ હીરા મુદ્રિકા રત્ન સમંધ. ૫
કનક મણિ કટિસૂત્ર મુક્તા ઝવેર જડિત્ર અમૂલ્ય.
આયુધ સર્વ સુવર્ણવર્ણાં, થઈ રહ્યૂ જાજ્વલ્ય. ૬
મદનસૈન્ય આવી નમ્યો શણગાર ધરી હરિ-ચરણ્ય.
ઘનસ્યામ સુંદર મહામનોહર વૈકુંઠ-અધિપતિ વર્ણ. ૭
શ્રુતિ-કીર્તિ પુત્ર મોહામણો દર્શને મોહિએ મંન.
ઉગ્રકીર્તિ નામે કાલંદીસુત પાપહર પાવંન. ૮
સુખાધિપ માનવંત મહોછા ઉગ્રવાન ધનરાજ,
સત્યવંત કુંઅર મુનિરંજન સહોદય મહારાજ, ૯
કુસુમન પરપાળ દેવેંદ્ર શાંબ સુંદર-રૂપ,
દર્શને એહેવા દેખિએ જાપમ અપર નાથ-સ્વરૂપ. ૧૦
પરમહિત રત્નસૈન્ય ધીમતિ પરમસુંદર ધર્મ,
પ્રકાશિત રતિ વિરાજ્ય દયાનિધિ, ગુનનિધિ સુખ-કર્મ, ૧૧
કર્મમોચન સુધાભર વિચિત્રવાન ઉદ્દામ,
ચિત્રહારી મારી મહાતેજ જિત્વર તીક્ષણ ને વિશ્રામ, ૧૨

હરિરાજ હરિષેણ દયાંકર એ પુત્ર શ્રીજગદીશ,
અતિ ઉગ્ર કીરત્ય જેહ તણી, મોકલ્યા પાંચ ને ત્રીસ. ૧૩
શ્રીવર સુંદર-રૂપ એહેવું તેહેના સઘળા હોય,
શ્રીકૃષ્ણને પાસે રેહે, ટાળી સકે નહિ કોય. ૧૪
એકએકથી મહા પરમ સુંદર ધરી દિવ્ય શણગાર,
આગન્યા આપી મોકલ્યા તે અતુલ બળ-ભંડાર. ૧૫
એકવીશ દેશના રાયં મોટા સાહામા ચાલ્યા વીર,
એકએકથી મહા પ્રાક્રમી તે સુભટ રણના ધીર. ૧૬
આમંત્રણ દેઈ તેડિઆ તે સ્વજન કેરી રીત્ય,
દળપદ્રાયં સંગે ચાલ્યા અર્જુન મળવા પ્રીત્ય. ૧૭
રૂમનો રાજા, ચીનનો બરાર, આરબી, ખુરાસાણ,
લાહોર દેશ, મુલતાન, દરોજ, સ્વદુરનો રાય વિખાણ, ૧૮
અજમેર ને કાશમેર, બકાસુર, ભોટનો ભૂપાળ,
ભંબેર, નેપાળ, હૂણ વિદેહ, ભક્તિ શ્રીગોપાળ., ૧૯
ગૌડસૈન્ય ને કર્ણાટક, અતિદ્રાવિડ, દ્રાવડ દેશ,
માગધરાય મહારાષ્ટ્ર કેરો, એટલા સંગ્યે નરેશ. ૨૦
અવંતિકાનો ભૂપ આગળ્ય. સજ્યા વીરે વીર,
એકએકથી શોભે ઘણું યૌવનભર્યા શરીર. ૨૧
આયુધ શોભે સર્વનાં મણિ રત્ન કેરી જ્યોત્ય;
ગજ—અંબાડી અશ્વ રથ હેમ હીરામે ઉદ્યોત્ય. ૨૨
શોભિના પાળા, ધ્વજા, ઘૂઘર, ઘંટા—ઓજ્યના ઘોર,
રથ ધડૂકા, ધરણી ધડધડે, યોધ—ગહકના શોર. ૨૩
વાગા નવલા રંગના, નવનવા કંઠે હાર,
બરાસ ટોડર કસ્તૂરી એ અંબર મેહેકાર. ૨૪

**વલણ**

કૃષ્ણાગર મેહેકાર ચૂઆ ચંદન તેલ સુગંધ તે,
પવનથી વાસના તેહેની દૂરથી ચાલે જ. તે ૨૫

## કડવું ૪ થું—રાગ ગૌડી, ચોપૈ

સંગ વાહન નારીનાં બહુ, એણી પેરે મળવા ચાલ્યૂં સહુ,
કુંકુમ કુસુમ ચંદન ઘણાં, એ કૃષ્ણાગર મેહેકે ધૂપણાં. ૧
મુક્તાફળે ભરી સંચ્ય થાળ ગંધાક્ષત નાળિકેર્ય વિશાળ,
દિવ્ય શણગાર ધરી સુંદરી એકએકથી રૂપે ભરી. ૨
શોભા ચાલતાં દીસે ઘણી, કરુણા એમ ત્રિભોવનધણી,
કુસુમે ભરી છંટોરી ધરણ્ય, મારગ શણગારચા બહુ-વર્ણ. ૩
બાંધ્યા પટ ચિત્રશાળી જેહ, જોતાં પાર ન લાભે તેહ.
મારગે બાંધ્યા બહુ ચંદ્રુવા ઝળકે રંગ બહુ જૂજુવા. ૪
ઘણી ભૂમિ સુધી એમ કીધ રચના બંધાવી, ભલ લીધ,
નાનાવિધિ વાજિંત્ર અનેક નાદ તેહેને નાવે છેક. ૫
એ મારગે સહુ ધાયૂં જાય, જોતાં મોહ સર્વને થાય,
શોભે કુંઅર-દળ હરિ તણૂં; બંદીજન બોલે જશ ઘણૂં. ૬
સાહામસાહામાં દળ મળિઆં જાંહ,
સુર મુનિ જોવા મળિઆ તાંહ.
સમી ભૂમિ જાં હૂતી વિશાળ,
ત્યાહાં પારથ ઊતરચા સર્વ ભૂપાળ. ૭
સભા રચી સહુને આનંદ, વૈષ્ણવ વલ્લભ વર્ણ મુકુંદ,
રમના જશ બોલે હરિ તણા, કહે શિલા શુદ્ધ સેવાએ ઘણા. ૮
બીજી વાત વિના નહિ શ્યામ શ્રીપુરુષોત્તમ કેરૂં નામ.
મહા નિર્મળ તેહેનાં દર્શન શ્રીવર-ચરણ-ઉપાસક મંન. ૯
મોહોટા ભક્તરાજ ભૂમાંહ તેહેને વશ્ય શ્રીવૈકુંઠરાય.,
એહેવા વૈષ્ણવ નિર્મળ ભૂપ એકએકથી સુંદર રૂપ. ૧૦
તેહ ભૂપતિની એહેવી રીત, સર્વ ધરે અર્જુન પરે પ્રીત્ય,
સેન્ય સુભટ દળ નાવે પાર, સભા રચી આગળ્ય તોખાર. ૧૧
બંદીજન જશ બોલે ઘણૂં, ઝળકે તેજ ત્રિભોવન તણૂં,
આગળ્ય નિત્ય કરે અપછરા, પરમ રંગ શોભી રેહે ધરા. ૧૨

સુંદર સ્વર-શરણાઈ હોય; ચમર ઢરે સહુકો રાય જોય.
એટેલે ભીમ નિકુળ સેહદેવ આવ્યા સર્વ સજ્જનશું એવ. ૧૩
અર્જુનને આલિંગન દીધ, ભૂપ મળ્યા સહુ કરુણા કીધ.
વિષ્ણુભક્ત રાય શ્રીહરિ આપ, તેહેને મળિયા થઈ નીપાપ. ૧૪
મળિઆ શ્રીકૃષ્ણ તણા કુમાર, અનુક્રમે ત્યાંહાં કીધ જૂહાર.
બાંહ્યસાઓ સર્વ રાએ દીધ, પ્રેમે પ્રણામ પ્રભુસુત કીધ. ૧૫
માના ચરણ નમ્યા અર્જુન, નમિઆ વિષ્ણુભક્ત રાજન.
સ્વજન સર્વ નારીનું મહી નમ્યા હરિથી અળગા નહિ. ૧૬
અનુક્રમે પૂછીને નામ, કહાવ્યા ભૂપતિ સર્વ પ્રણામ.
શ્રીફળ ફોફળ આપ્યાં પાન, સર્વ સુભટને દીધાં માન. ૧૭
એમ મળ્યા બહુ નામી શીરય, બેઠા ભૂપ કુંઅર-જગદીશ.
પૂછે અશ્વ વધાવ્યો જાય, નારી સર્વ ત્યાંહાં સજ થઈ. ૧૮
મણિ મુક્તાફળ હાર સુચંગ રત્ન અનોપમ માણિક નંગ.
હાથીને કંઠે આપ્યાં તેહ, જોતાં પરમ ઊપજે સ્નેહ. ૧૯
ઝળહળ દ્વિજ-મંત્રેશું કરી એમ વધાવે સહુ સુંદરી.
અશ્વ વધાવ્યો એણી રીત્ય; અર્જુન એમ વંધાવ્યા પ્રીત્ય. ૨૦
'જય જય જય' સહુ વાણી વદે,
પરમ પ્રીત્ય ઊપજે એમ હુદે.
વેણા તાળ 'વંશ શરણાઈ સુખ અપછરા ગાએ ગાઈ ૨૧
મૃદંગ થઈકાર સુખ ગાન, દૃષ્ટિ ધરી સઘળા રાજાન.
સુત બંદીજન પોતા તણા મુખ આગળ્ય બોલે જશ ઘણા, ૨૨
ગાથા કવિત છંદ અલંકાર રૂપક ગીત દુહાગણ ભાર,
પિંગળ છંદ કુંડળિઆ ઢાળ વસ્તુબંધ લઘુ દીર્ઘ વિરામ, ૨૩
માત્રા સ્વર જાણે પ્લુત-ભેદ, પ્રીછે અક્ષર કેરા છેદ,
દોય પાહુરી બોલે જેહ, ભૂપતિ સુખ આગળે રહ્યા તેહ ૨૪
સર્વ તેહેનાં કેહે પ્રારંભ, બંદીજન કેરા એ ધર્મ.
'નાથ મોટા હો, જગદીશ,' બંદીજન બોલે આશીસ્ય. ૨૫

વલણ

બંદીજન બોલે આશાશ્ય રે, શુભ અશુભમાંહાં પાસે રેહે.
પુરાણમાંહાં લખાય એહેવૂં મુખે તે સાચૂં કેહે. ૨૬/૬૭૨

### કડવું ૫ મું—રાગ અસાવરી

શોભા પાંડવની દીશે પ્રૌઢ જી,
 એણી પેરે હેત કરે ગરુડારૂઢ જી.
સહુકો પૂજ્યો અતિ નિર્વાણ જી,
 મ્યજ્યા દુશ્રિલાને જાણી પ્રાણ જી. ૧
ઢાળ—પ્રાણ જાણી પોતા કેરા કુંતી મ્યળિઆં પ્રેમ,
 પોતાને આસન્યે બેસારચાં; પૂછ્યૂં કુશળી ક્ષેમ. ૨
 નિશાણ દ્રૂમક્યાં અબળ નાદે, મ્યજ્યા વળિજિ સહસ્ત્ર.
 શોભા કેરો પાર નાવે; જૈમુન્ય કેહે: શૂં કહંઅ? ૩
 સુંદર હય આગળ્ય કરચા, અર્જુન શોભે એમ,
 અશ-ઇશ્વરેશ તણું શ્રીપરબ્રહ્મ શોભે તેમ. ૪
 સુર નર ગણ–ગાંધર્વ મુનિજન જુએ વર્ણાવર્ણ,
 ચતુરંગ દળ દીસે ઘટા, જ્યમ સાગર–લેહેરી–ભરણ. ૫
 છત્ર ચમર ને મુગટ ઝળકે ઉરસ્થળના હાર,
 ભાથા સહૂના ભરચા પૂરા સુવર્ણ મણિ ઝાનકાર. ૬
 રમ્ય ભૂમ્ય સોહામણી ચંદ્રુવા બાહા ચિત્રશાળ;
 તે જોતાં જોતાં ગંગાતટે હય આવિયા ભૂપાળ. ૭
 સેન્ય સઘળૂં ઊતરચૂં અર્જુન–સંગે વીર,
 હયવર મંડપ આવરી, આગન્યા શ્યામશરીર. ૮
 નિકુળ સેહેદેવ કુંતી–હરિ–સુત મગ્યે સઘળી નારિ,
 મ્યળી સહૂકો આગળ્યથી આવિઆં પાંડવદ્વારિ. ૯
 ઘોડો આવ્યા તણો મંડપ સોહોર થયો અદ્ભુત.
 વચન સુણી રુખિ કેહેઃ 'અણાવો'. પ્રેરિઆ તવ દૂત. ૧૦

ધૌમ્ય કેરા વચનથી લેવા ગયા હય તાંહ,
શીઘ્ર ગાજે અશ્વને જઈ મ્યજ્યા અર્જુન તાંહ. ૧૧
સંભાળી અર્જુન હયને ફેરવ્યો તવ હાથ:
'હવે યૂપશાળાએ પધારોજી, તેડે તમને નાથ.' ૧૨
પ્રારથના કરતાં ફૂકારવ કરી જોયું ચહ્ન,
પછે વાચા પ્રગટી, તોરંગ બોલ્યો મુખ્ય: ૧૩
'સાજ્યોગ સહુકો દેખતાં મુજને આપે મુક્તિ મહારાજ,
'ઉગ્ર કીર્તિ પુણ્ય તમારે સરચાં સઘળાં કાજ.' ૧૪
તે વાકચ સુણીને અશ્વનાં પૂછિયાં ગોવિંદ:
'સાજોગ્ય મુક્તિને એહ પામે'; કહ્યું પરમાનંદ. ૧૫
તે વાકચ જઈ હયને કહ્યાં; અભિનવો પ્રગટ્યો રંગ.
પછે ઘણી શોભા સંગ્ય અર્જુન લાવિઆ તોરંગ. ૧૬
સારચંગ દૃષ્ટે ધરી ધર્મને પાય અર્જુન શીસ્ય,
સ્નેહ સાથે તેહ નમાવ્યો, તવ નમ્યા સઘળા ધીશ. ૧૭
'જય' શબ્દ મંડપમાંહિં; સઘળા જૂએ મુનિવર દેવ.
પછે દ્વિજવર સર્વે રાય સાથે બોલિઆ સર્વ એવ: ૧૮
'તારુણી વનિતા કરો તત્પર. કનક કળશે નીર;
'કંથ તેહેના સંઘાતે રાય કુંઅર સુગમ શરીર. ૧૯
'શણગાર સુંદર ધરાવો, પાલવ બંધાવો પ્રીત્ય,
'મસ્તક ઊપરે છત્ર ધરાવો, વાજિંત્રની બહુ રીત્ય. ૨૦
'ચોસઠ એણી પેરે કામ્યની લાવે ગંગાજળ પાવંન,
'ઉગ્ર કુળના શીઘ્ર ઊઠો હિતકારી રાજંન. ૨૧
'નિગમપાઠી વિપ્ર આગળે વેદના ઉચ્ચાર,
'મંડપમાંહાં જો. શીઘ્ર આવી અવભૃથ તોખાર. ૨૨

---

૧૪. સાજ્યોગ=સાયુજ્ય મુક્તિ
૨૧. ગંગાજળ=અહીં ગંગાજળનું પવિત્ર પાણી

'માર્જન કરાવો અશ્વને, જ્યમ યજ્ઞ પૂરણ થાય.'
એહવું સુણીને ગંગોદક એણી પેરે અણાવ્યું રાય. ૨૩
શોભા કહેતાં પાર નાવે, અનંત લીલા હોય.
તોરંગ મસ્તક અંગ સિંચ્યું બ્રહ્મપાવન તોય. ૨૪

વલણ

બ્રહ્મપાવન તોય નિર્મળ, કૃપાનિધિ આગળ્ય રહ્યા.
દ્વિજરાજ વેદમંત્રે કરી સુરભાગને સત્વર થયા. ૨૫/૧૨૭

કડવું ૬ ઠ્ઠું—રાગ મેવાડો

હવે જમુન્ય વાણી એમ વદ્યા: સુણો સત્ય, જન્મેજય રાય રે;
સુર વિભાગ લેવાને આવિઆ હયઅંગનાં અંતર માંહ રે. ૧
ત્યાંહાં ફરતા દ્વિજવર બહુ રહ્યા,
વેદ-અંગ મંત્રવિધ્ય જાણે રે.
મંત્રે અંગવિભાગ સુર આપિયા,
જ્યે જ્યે કુશળી હોત્રવિધિ વિખાણે રે. ૨
મંત્ર ભણતા હોત્ર-ભાગ પોહોતા,
સહુ ફરતા જુએ સર્વ રાજન રે.
હવે ધૌમ્ય કહે: 'ડાબો' 'છેદિએ,
તે સ્તોક માત્ર અશ્વનો કાન રે.' ૩
કહેત એવ તે કાહાન છેદિઓ,
તાંહાંથી પ્રગટી છે પય તણી ધાર રે;
તે તો નિરખીને વિભ્રમ પામિઆ, જે નિરખે નર ને નારય રે. ૪
હાળ—મંડપમાંહાં રાય રૂખિવર નારી જે નિરખે વર્ણાવર્ણ:
'બાઈઓ, રુધિર વિના અંગ દૂધ થયું,
એ તો કરુણા-અશરણશરણ.' ૫
પછે મંત્ર ભણી દ્વિજ ખડગ આપિઉં ભીમસેન્યને હાથ્ય,
આપી આજ્ઞા: 'શીઘ્ર કામ કરો.' નિરખે વૈકુંઠનાથ. ૬

ખડ્ગ ઉપાડી વીર વૃકોદર મેહેલે ઘાઓને જોહાર,
છેદ્યા મેચક પ્રભુની એહેવી ઉપર થયૂ અગ નાહારે ૭
બગમ તણો અબાર અગનો જોતા થયો છે અશ્વ,
ગણ ગાધર્વ કિંનર મુનિ પન્નગ જોવા મ્યળિી વિશ્વ ૮
પુષ્પવૃષ્ટિ અમરે તાહા કીધી, વર્ત્યો જયજયકાર
પ્રાણ સહિત મસ્તક તેહેનૂ છેદ્યૂ, કૃપા તણો નહિ પાર ૯
જંમુન્ય કેરે જન્મેજય ભુપત્ય, મુક્તિ પામિઆ પ્રાણ,
મસ્તક તેહેનૂ રક્ત ગ્રણાગણ્ય, લીના પુરુષ-પુરાણ ૧૦
દૂત સાકર અને ચર્ક્ણ હવ ભરી હોમાય
ફળ નાનાવિધિ કુસુમ મોગરા સેવત્રા ને જાય, ૧૧
શમીપત્ર તણા શ્રમક બહુ, અપામાર્ગ વિધિ દૂર્વા,
હવ્ય ભરી પચામૃત હોમે કર્મ-રોગને હરવા ૧૨
માગ વસ્તુ જે ધરામાહે ઉત્પન્ન હોમ હવ્યમાહા આણી,
પૂર્ણાહુતે કપૂર હોમિઊ વિભાગ સુરના જાણી ૧૩
હવ્ય-સામગ્રી બહુવિધ્ય કેરી આપી સુર સતોષ્યા
સદાશિવ બ્રહ્માદ-આદે વેદમત્રથ પોષ્યા ૧૪
સુર મનગા સતુષ્ટ થયા બોલ્યા આશીર્વાદ,
તેડે યજ્ઞની શોભા એહેવી મહૂન મન્ય ઉહ્લાદ ૧૫
દ્વિજ-મત્ર ગજાને માજન કીધૂ તેણી વાર
યજ્ઞશાળાના શ્રાણ તજિઆ, દિવ્ય ધર્યા શણગાર ૧૬
પાચ ભ્રાત ને કુતી માતા અને દ્રપદી નારી,
સુભદ્રાદ, પરિવાર કુંતીનો, સન્મુખ દેવ મોરારી ૧૭
દત્તાત્રેય દુર્વાસા દેવાનુગ ભારદ્વાજ ભૃગુ કુશ,
પુલસ્ત પુલહો મારકડ મુનિ કૃષ્ણ-પાયન મુખ્ય ૧૮
બકદાલ્ભ્ય ઐતિ આંગિરસ હારીત ગાલવ દેવ,
ધૌમ્ય સઘાતે મુનિવર મોટા કરતા સ્વા તતખેવ ૧૯

અભિષેક મહા મંત્રશું કીધા, તિલક ધર્યો નવ ભૂપ;
અનુક્રમે તાંહાં તિલક ભ્રાતને તન, શોભ્યા અનિરૂપ ૨૦
પ્રસન્નવદન નારાયણ આગળ્ય આપ્યું સિંહાસન,
ઘણા પ્રેમ સઘાતે હરિ પૂજ્યા, કરમાંહાં મેહેલ્યું પુણ્ય ૨૧
'જયો જયો' સહુ બોલે વાણી આગળ્ય, પરમ પ્રગટ્યો રંગ
બીજે તોરંગ મયૂરધ્વજનો તેહેનું પૂજ્યો અંગ ૨૨
ધરી શણગાર વધાવી ગયા ગો હયશાળામાંહાં પ્રીત્ય
પછે દ્વિજને કર ભૂષણ દક્ષિણા બહુ વાહન આપ્યાં ભલી રીતે ૨૩
મહા માગ ન વર્તાણું મંડપ તવ અર્જુન દૃષ્ટિ ભરાણી,
નહિ કો પાંડવ જોડે બળિયા રહ્યા રુદેમાંહાં જાણી ૨૪

વલણ

રહ્યા રુદેમાંહાં જાણી રે 'અમ જોડે કો બળિયો નહિ'
અભિમાન અંતરિ પ્રગટ્યું તે કૃપાનાથે જાણ્યું સહી ૨૫/૧૫૮

## કડવું ૭ મું—રાગ ચોપૈ

ભૂપ નાહ્યા તેહેનો કાદવ જાંહાં
એવે સમે નોળિઓ પ્રગટ્યો તાંહાં
દક્ષિણ અંગ નકુળ તેહ તણું અર્ધ સોનાનું ઝગે ઘણું
ભૂપ નાહ્યા તેણે કાદવ જઈ આળોટ્યો તાંહાં સત્વર થઈ,
પ્રેમ ધરી એહેવો મન માંહે જાણે પાસું સોનાનું થાય
મનનું ચિંતવ્યું સઘળું રહ્યું, અર્ધ અંગ કાદવમે થયું
એહ ચરણે તાંહાં ઊભો રહી કરિ આક્રંદ પોકાર સહી
અશ્રુ તણી તાંહાં ચાલે ધાર રોતો ન રહે એક લગાર
સુણી પૂકાર જદુવર દેવ નકુળ સભામાંહાં તેડ્યો એવ
તેહ તણી પરશંસા કરે શ્રીલક્ષ્મીવર એમ ઉચ્ચરે
'આજ પાંડવ દુષ્ટ દુખી નહિ કોય, તાંહારે કષ્ટ કશું ન હોય'
મુખ મસ્તક તન ફેરે યો હાથ, કૃપા કરીને પૂછે નાથ
'આ તો કૌતક મોટું અંગ અર્ધ પાસું કાદવ–સંગ્ય

'અર્ધ મૃત્તિકા અર્ધ સુવર્ણ.' પૂછે નકુળને શરણ-શરણ.
'સાંભળજો મન્ય આવ્યું હૈન; ગમાગમણ તમ કહુ સંકેત ૭
'શલોકવ્રત બ્રાહ્મણ તા એક, જ્ઞાનપ્રગ્ય ૠષિ કહુ વિવેક.
'પરમસાધુ અતિ નિર્મળ હોય, વિષ્ણુભક્ત એહેવો નહિ કોય. ૮
'એક સવાશેર સાતુ-દાન અશ્વમેધને તેહ સમાન,
'સાંભળો સ્વસ્થ થઈને તહ્મ્યો, જે દીઠું તે કહું અહ્મ્યો. ૯
'પરમ સાધુ અતિ નિર્મળ મન, પતિવ્રતા નારી પાવન,
'ભાર્યા ભક્ત નારાયણ તણી, મન ચરણે શ્રીત્રિભોવન-ધણી. ૧૦
'વલ્લભ વાસુદેવનું ધ્યાન, અધિક પ્રેમ નહિ નામ સમાન,
''શ્રીકૃષ્ણ કૃષ્ણ' કેહેના મન હરે,
અન્ન ઉદક તેહેને શું કરે ? ૧૧
'મહાવનમાંહિ રહ્યા તે ઘણું, જેહેવા કુટિર ૠષિ તેહ તણું,
'આહાને કપાળે શ્રીહરિ-સ્મરણ, બ્રહ્મતેજ પૂરણ આચરણ ૧૨
'તે ૠષિવર કેરો કહુ આહાર, ભોજન પામે તેહ પ્રકાર,
'હવ ડામની અત્તર થાય, કર્ણુવની વનમાંહિ જાય. ૧૩
'મણુથી સામો બેઉ કોરની આહાર-અર્થે સોજે વન ફરી,
'ઝીણી મંકોડી ને વિવર્જ પરીક્ષણ જાએ જે વર્જ, ૧૪
'તેહેના તે વિભાગ વર્જિત જાય, કણ વીણીને લાવે તેહ.
'સવાશેર થાએ ચોહોમાસ, ત્યાહા સૂધી તેહેને ઉપવાસ. ૧૫
'હોએ દ્વાદશી કેરો દિન, તવ શ્રી ભર્તાર કર ભોજન,
'એક સવાશેર સાતૂનો આહાર; એમ ઉપાસે વિશ્વાધાર. ૧૬
'એણી પેરે વનના વાસી હોય, તેહેને ૠષિ જાણે સહુ કોય,
'વનમાંહા કણ વીણી ચોહોફેર સાતૂ પૂરણ થયો સવાશેર. ૧૭
'તેણ્યે કાળ ક્ષુધા થઈ ઘણી, માન મૂકાવે તે પાપણી,
'નિયમ પારણા તણી અનુપ્ય આહાર લેવાને થયા ઉન્મુખ. ૧૮

૮ શલોકવ્રત=શિલોંછ વૃત્તિ ૯ સાતુ=સાથવો

'આહાર લેવાને સત્વર થયાં, માર્જન કરે કુટિર જે ત્યાં,
'મહા નગ નારી નિર્મળ સત્ય, મનાકાળ તેની શુભ મત્ય. ૧૯
'કર જોડીને વદે કામ્યની, અંતરિ ભાવ ભરી ભામ્યની:
'વળી આહાર સવારે જાશે થશે,
તાહારે દિવસ પારણાનો આવશે. ૨૦
'જે ભાગમાંહિં દીજે દાન, તેહ આરોગે શ્રીભગવાન,
'તે પુણ્ય કેરો નાવે પાર, મહા થાશે, સ્વામી, અવતાર. ૨૧
'સ્વામી, કણ લાવો કરી શ્રંગ, એહ દત્તથી નાવે ધર્મ.
'હામ અગોચર કોણ આવશે? દત્ત દીધા વિણ કેમ ભાવશે! ૨૨
'કોહો તો વન ચોકાર જઈ, ભાગ્યથી કો આવે અહીં,
'અતિતને આપે દીજિયે, પછે શેષ ભોજન કીજિયે.' ૨૩
'સતવતી' અંતરમાંહાં હરખો, તવ નારીપ્રેમ ઊચરયો:
'અરે, સાધુ ગુણવંતી સતી, તાહારે પ્રેમ કો આવે અતિ. ૨૪

વલણ

'પ્રેમદા તુજ પ્રેમ માટે આતન રૂપથી શ્રીહરિ,
'આહારને આવશે, માહારી વલ્લભા, સુણ સુંદરી. ૨૫

કડવું ૮ મું—રાગ કેદારો

હેમ્મૂન્ય વાણી ઊચરે, તેહેની ભામ્યની ભાવે વનમાં ફરે;
ઊચરે 'અતિત કો આવો અહીં રે,'
જેતી કરે કો દેખ નહિ. ૧
ભાવ સહિત બોલાવિઆ, એહેવે ક્ષુધારથી કો આવિઆ.
ભાવિઆ કંથ કામ્યનીને અતિ ઘણું.
શુદ્ધ મન્યે આપ્યું બેસણું. ૨
ઢાળ—કંથ કામ્યનીને મન્ય ભાવ્યો, તેહેને દીધાં માન;
આસન અર્ઘ પાદ્ય કરી પૂજ્યા સન્મુખ શ્રીભગવાન ૩

---

૨૩ અતિત–અતિથિ. ૨૪. સતવતી'–શિલોંછવૃત્તિ.

તેહ તણું જે કો દર્શન પામે, તેહનું નિર્મળ આપ;
પંચમહા બહુ દ્દષ્ટે જોતાં જાએ સઘળાં પાપ. ૧૭
વળી આકાર થઈને મુજને પૂછે તેહને કહી સર્વ ભેદ:
'પુણ્ય થકી પામ્યું સોનાનું હું તાં પામ્યો વેદ.' ૧૮
'કનક તણું સુંદર પાસું આ' એમ કેહે સર્વકોય,
એહેના જોટ કો પુણ્યનો કરતા કનક અંગ તમ હોય. ૧૯
ઠામ્યઠામ્ય મેં પૂછ્યું સાધને, દાનેશ્વરી હરિભક્ત,
તે કાદવમાંહાં જઈ આળોટું પામું કાંતિ બહુ યુક્ત. ૨૦
એમ કરતાં બહુ કાળ વામિઓ, પછે થયો દુઃખવંત,
જોતાં જનનાં કૃપાનાથજી મુજને મળ્યો મહંત. ૨૧
તેણે કહ્યું જે પાંડવ મોટા ત્રણ્ય લોકમાંહાં જ્ઞાની,
હરિભક્ત નિર્મળ સતવાદી પૂરણ હરિના ધ્યાની, ૨૨
તેહ મધ્યે જે રાય યુધિષ્ઠિર રૂપ તેહેનું ધર્મ,
સદા નિરંતર વશ વર્તે છે તેહેને ઘેરચ પરબ્રહ્મ. ૨૩
જ્યાગ સાંભળી સ્વામી આવ્યો, માહારૂં મન ભરાણું,
ભૂપ નાહ્યા ત્યાંહાં જઈ આળોટયો આ કાદવે અંગ ખરડાણું. ૨૪

વલણ

આ કાદવે અંગ ખરડાણું રે, પાસું સોનાનું નવ્ય થયું,
સાતુઆનું પુણ્ય અદકું, નોળીએ એહેવું કહ્યું. ૨૫/૨૦૭

અમક ૯ મું—રાગ રામગ્રી

નોળીઆ બોલ્યો તે સાંભળિને જી,
પાર્થ તણું મન જ્ઞાને ભરિંઉ જી:
'મિથ્યા મોહ ધરવો કશો મંન જી?
ગર્વ સ્યો આણિએ જે જગ્યનું પૂણ્ય છે?' ૧
ઢાળ—અર્જુન મનમાંહાં એમ ધરે: 'એ મિથ્યા શો અભિમાન?
'એ કામ પૂરણ તો થયું, જો લીધૂં શિર ભગવાન. ૨

૨૫. અહીંથી છેરે "કડવાં ૪" ને બદલે "અમક ૪" એમ લખ્યું છે.

'દાસ નખિન જે કહે, નિષ્કર્મ માર્ગ તેહ,
'આહાર રૂપ પરહરી એવા, સદા પાવન દેહ.' ૩
કર્મ એવું સાંભળીને ઘણું રીઝ્યા મન્ન,
'પ્રેમ પ્રીત્ય ને પ્રભુ શ્રદ્ધા, જુગમ એહ પાવન.' ૪
કૃપાનિધિ તવ બોલિઆ 'સાંભળ્ય, નોળવા વાત,
'આ જન્મપુણ્ય પ્રગટ થયો તે આપ દૃષ્ટે દાખ્ય. ૫
'તે નૃપ તે સત્ય, નોળિઆ, એક નથી બીજી ભક્તિ,
'એહેવા તાપસ હોય તેહેને જાણવા જીવતમુક્ત ૬
'માગ્ય, માગ્ય, માગે તે આપું,' એમ વદ્યા ગોવિંદ
'વનરાયને વેગે આવો, દવો તુજ આનંદ' ૭
હવે સ્વસ્થ થઈને કહે નકુળ 'એ પ્રભુ તુજ અવતાર!
'આજ પાંડવને ઘેર સુખી થયા જે કહે વિશ્વાધાર' ૮
નોળિઓ કહે 'કૃપાનાથજી, હું સત્ય કેરો દાસ
'હવે કેમ કરી હું થાઉં, માગ્યો, વિશ્વાવાસ. ૯
'સર્વ દુખિઆહા એ સજ્જન મોગા જમદગ્નિ જેનું નામ
'હું શાપ તેહેનો પામિઓ, સુણો, જગતગુરુ વિશ્રામ ૧૦
'ગંગા પાસ નિકટ છે જમદગ્નિનો આશ્રમ
'ચાર પગે તાહા થયો આવે ત્રૈલોક્ય માહા જે ધમ, ૧૧
'રેણુકા નામે પતિવ્રતા સાવિત્રી નિર્મળ અંગ
'દર્શન માત્રે તેહ નરો અમર કોટિ પામે ભગ. ૧૨
સ્વામીની સેવા કરે દક્ષિણામય મન લીન
'જોગેશ્વર મોટા ઋષિપતિ તાહા શું રહે આધીન. ૧૩
'પાસ કુંવર તેહેને પરશુરામ જોર પ્રચંડ,
મહા પરાક્રમી તે જાણીએ, ક્ષત્ર—અરવા આદ કીધ— ૧૪
'કૈલાસશિખર ગયા અણુજા, આવે મહાદેવ,
'ત્યાર સુત રેણુકા દહને તે સહુ કરતા સેવ. ૧૫

'વન થકી ફળ પુષ્પ લાવે સાંનિધ્ય પત્ર અનેક,
'માત તાતની સેવા કરે, મન્ય ભાવ ભક્તિ વિશેખ. ૧૬
'પવિત્રપણું બહુ રેણુકા, મહા ભરયૂં સત્ય શરીર,
'ગંગા જઈ કામળે બાંધી લાવે પીવા નીર. ૧૭
'તેહેમાંથી જાહારે ખપે, કાંબળો નવરો થાય.
'વળી જઈને બાંધી લાવે સત્યને મહિમાય. ૧૮
'અગ્નિહોત્ર સેવા-શ્યામસુંદર, એમ ભજે ઈશ્વરેશ,
'કૃપાવંત ને ધર્મવાદી, ગર્વ, નહિ તન, લેશ. ૧૯
'ધર્મમાર્ગ પૂછવા તાંહાં અનેક આવે ,.વીર,
'નિગમ કરી હોયે ચર્ચા, સદા મન ગંભીર, ૨૦
'એમ દિવસ આવે આનંદમાં ધર્મ ઊપરચ બહુ મંન,
'એણી પેરચે વન મધ્યે ગર્જના તે મુનિજન. ૨૧
'એક સમે ધાબળી ગ્રહી રેણુકા ચાલ્યાં ત્યાંહ,
'મહા વિરાજિત શોભિતૂં જાહનવીનૂં જળ જાંહ. ૨૨
'વનફુળ પેહેરયાં સાધવી, શાસ્ય છત્ર તે શૃંગાર,
'ચાંદલો નિલવટે શોભિતો, તન તેજનો અંબાર. ૨૩
''નરહરિ' જપીને ધર ઉપરે જોઈ મેહેલે ચરણ,
'દયા પાળે ચાલતાં, દૂહવે નહિ તે તૃણ્ય. ૨૪

વલણ

'દૂહવે નહિ તે ત્રણ સૂધી, વિભુતિ નિર્મી શ્રીહરિ,
'એહવે કાર્ત્યવીર્યનૂં સૈન્ય આવ્યૂં,
પાયદળ હય રથ તુરી. ૨૫/૨૨૭

## ઝમક ૧૦ મું—રાગ સામેરી

સૈન્ય દીઠું ઘણૂં રહીને 'નિરખે છ,
દળ બહુ દીઠૂં, મનડૂં હરખે છ,
જોવા સ્થિર થયા, આશ્રમ હોય છ,
હય રંગાળા દષ્ટે જોય છ. ૧

ઢાળ—રંગાળા હય નિરખિયા તેહેની શોભા પરમ વિચિત્ર,
મોરોવટે માણિક જડયાં, મધ્યે રત્ન હીરા જડિત. ૨
હય તણા શણગાર ઘુઘરમાળ નાદ અપાર,
આયુધ સઘળાં દિવ્ય વાગાં, શોભિતા અસવાર. ૩
ધડકે હયવર ધરા સાથે, દીસે પરમ સોહાગ,
ચંચળ અતિશેં આગળે છળતાં ન પામે માગ. ૪
રથ તણી શોભા ઘણી, પૈડાં ધડૂકે ધરપૃષ્ઠ,
રથ તણી છત્રી ચંદ્રુઆ, રંગ ધ્વજ નવલા વર્ણ. ૫
પીતાંબરના ફરેરા સુંદર ફરતા મનોહર અત્ય,
ગાદી સૂપ સોહાગ હયવર, કનક રસ્ય ભૂપત્ય. ૬
પંચ ધ્રૂન્ય મધ્ય ઘોર ઘૂઘરમાળ કેરા નાદ,
યોદ્ધ બેઠા નિરખતા ઉપજે મન્ય ઉહ્‌લાદ. ૭
સુખાસનમાંહિં જે નિરખતા, શોભા કહી નવ જાય,
હાંકયા રથ કામ્યની સાથે મખો બહુ સંવાદ. ૮
ધ્વજ પતાકા અતિ ઘણી; માંહિં નરવાહનની હાર્ય,
અગણ શોભા અંગે ઓપે ભૂપ સંગ્યે નારય. ૯
ગજશ્રેણી મહામદ-પડા છૂટે દંતૂશળ ઝાનકાર,
સૂંઢ લોડાવે ઘંટા-ઓળ્ય. બહુ નાદના રણકાર. ૧૦
ગાત્ર નવલાં રંગનાં, દીપતી તેહેની દેહ,
કનક મૂલ્ય આભરણ મુક્તા મણિ જડયા હીરા સ્નેહ. ૧૧
અદ્દ્‌ભુત શોભે અંબારી ઝળહળે જડિત જડાવ,
ધ્વજ ઉપરે ફરહરે, દેખિએ નવલા ભાવ. ૧૨
ગરણાઇ સ્વર અતિ નાદ કેરા, રૂપ વિરાજે તેરવ,
હલૂહેલૂરે સૈન્ય ચાલે બંધમ ન લાગે રેણુ. ૧૩
મેઘનાદ નિશાણ ઢૂમકે મૃદંગ ભેરીનાદ,
તંતીરસ ને તાલ વાજે આગળે રાજન. ૧૪

વિચિત્ર એહેવૂં દેખંતાં રેણુકાં આશ્રમ હોય,
સાધવી વિભ્રમ મન્ય પામી ઊભી રહીને જોય. ૧૫

પાળાને રહી પૂછિઊં : ત્યાંહાં વાહન કેરાં નામ,
અનુક્રમે સર્વ ઓળખાવિઆ; દળ રહ્યું તેણયે ઠામ્ય. ૧૬

એટલે તાં રાય આવ્યા, ચરણે નામ્યૂં શીસ્ય :
'આ તો દીશે ઉત્તમ સેન્ય; તમે કોણ દેશના ધીશ?' ૧૭

દંડવત કરીને રાય આગળ્ય રહ્યાં જોડી હાથ,
'કાર્ત્તવીર્ય નામે દીન છૂં; આદેશ-રહ્યયણિક સાથ. ૧૮

'આ સુખાસન આ રથમાંહાં જે સખી બહુ તમ દાસ.'
એમ કહી કામ્યની તેડી દર્શન અર્થે પાશ. ૧૯

રાણીએ ચરણ-વંદન કરી દંડવત કીધા ચ્યાર,
પછે કેશ ગ્રહીને બેઠી કરીને લીધી હૃદે મોઝારય: ૨૦

'ઘણે દિવસ મળ્યાં આપણ; ઊપનૂં સુખ ધન્ય,
'ગંગોદક આ ભક્તિ હરિની કૃષ્ણચરણે મંન. ૨૧

'અહોરાત્રિ રેહેવૂં અરણ્ય, બાઈ, કુટિરમાંહાં અમ વાસ,
'નિગમ કચેગ ધર્મ બહુ, અગ્નિહોત્રના અભ્યાસ. ૨૨

'ફળ પાત આહાર વન વિખે અમ્યો રહૂં દિન ને રાત્ય.
'ચરચા હોયે શાસ્ત્રની, હરિકથા વિણ નહિ વાત. ૨૩

'નારદ શંકર ઇંદ્ર-આદ્યે સર્વ આવે દેવ,
'ધર્મ કરી ગોષ્ટ હોયે, સદાયે કરે સેવ. ૨૪

વલણ

'સદા કાળે એમ, એહવૂં આજ સુખ મોટૂં થયૂં.'
લઘુ ભગની આગળે એમ હિતારથ સઘળૂં કહ્યૂં. ૨૫ / ૨૫૨

## કડવું ૬૬ મું—રાગ મારુ

કહે નોળવો : સાંભળ, નાથ,
તવ લઘુ ભગિનિયે જોડ્યા હાથ :
'આર્ય, દયા ધરીને ઋષિનું દર્શન પમાડિયે. ૧
ઢાળ—'આર્ય, દર્શન કીજિયે જમદગ્નિ કેરું, પાવન થઈએ આજ.
'નૃપ ભણી મૃગયા આવ્યા,' એ તાં કૃપા–મહારાજ.' ૨
રાય કહે:'માતાજી, અમારું આજ ઉદે થયું ભાગ્ય.'
સ્તવન કરી બહુ સંસ્ત્રાર્જુને મસ્તક નામ્યું પાય. ૩
'સ્વસ્થ થાઓ,' કહે સાધવી; 'જળ લેઈ જાઉં હેઈ આવું.
'માગું આગન્યા ઋષિવરની તો અપાર ઉત્તમ ભાવું.' ૪
એમ કહી રેણુકા ગંગા ગયાં, સુખ જોઈ મન હરિયં.
આપ સંભાળી બેહેન્ન તણું સુખ ભૂપસુમાંહાં મન ભરિયં: ૫
'શું નિરખે માહારે ઘેરય આવી? એહેની શોભા પ્રૌઢ.'
જળ બાંધતાં નવ્ય બંધાણું, સાધવી થયાં દિગ્મૂઢ, ૬
ઉપાય કરતાં જળ નવ્ય આવ્યું, મનમાંહાં એમ વિમાસે:
'હવે કેહી પેરે નવ્ય બંધાણું જાણે કથને પાસે.' ૭
રેણુકાજી તાંહાં શીઘ્ર આવિયાં; કથા કહે નાંહાં: 'સ્વામી,
'આજ સૈન્ય સંઘાતે કાર્તવીર્યનું દર્શન રણુમાંહાં પામી. ૮
'તે સુખ માહારે નયણે આવ્યું. સ્વામી, જળ નવ્ય બંધાણું.
'કૃપાનાથ, અપરાધ થયો એ; હું બીજું કાંઈ ન જાણું.' ૯
'અરે પ્રેમદા, શા માટે? તું પરહસ્ય ચિંતા એહ.
'જાઓ, રાજાને તેડી આવો ધરી બેહેન્યથું સ્નેહ. ૧૦
'રાજાના પરિવાર સંઘાતે તેડો આપણે ઘેરય.
એહેને પરોણા આજ રાખિએ; સેવા કરો બહુ પેરય. ૧૧
'અરે ભામ્યની, નાહારા મનમાંહાં એમ ઊપની રીત્ય.
'એ ભૂપત્યનું સૈન્ય પોખિએ; સેવા કરો જેમ ઊપજે પ્રીત્ય. ૧૨

:વિશ્વકર્મા તેડી નીપાઇ, નગર પ્રુાતન એહેવૂં,
'કાર્ત્તવીર્ય રાજા કેરૂં છે નગર મનોહર જેહેવૂં.' ૧૩
'દક્ષ પ્રજાપંતિ માંણસ ભરિઆં, કામધેનુ પૂરે સહૂ આહાર.'
રેણુકાજી તેડીને આવે, વિલંબ નહિ લગાર. ૧૪
નગરમાંહેં રાજા પધરાવ્યા બહુ પેરે દીધાં માન.
સૈન્ય પોખિઉં સર્વ સંતોખ્યૂં, રીઝયો તવ રાજાન. ૧૫
જેહેને આહાર ઘટે જે વિધના, તેહેને તે દીધા.
પાયક વાહન પક્ષી યોધ તે સર્વ સુખાળા કીધા. ૧૬
નાનાવિધિની પૂજા કીધી માગે આગન્યા ભૂપ.
નાનાભાત્ય રુખિશ્વર કેરૂં પૂજ્યૂ ભૂપ સ્વરૂપ. ૧૭
મહાનુભાવ બોલ્યા એમ વાણી: 'રાયજી, અવિધારો.
'જાહારે કોયક સમે મૃગયા રમવાને આ વનમાંહેં પધારો, ૧૮
'મુજને જાણ દેજો આગળ્યથી, જ્યમ સ્વાગત્ય તમ કીજે,
'જેવેવે અધિકાર પરોણા તેહેવૂં માન તેહેને દીજે.' ૧૯
કેહે ભૂપત્ય: 'સ્વામી, તમ પૂછૂં; આશ્રજ પામ્યો મંન્ય.
'સર્વ સંતોખાણૂં દળ માહારૂં, ઘટે તેહેવાં ભોજંન.' ૨૦
'સ્વામી, સર્વ સામટૂ સામ્રત્ય ક્યમ કીધૂં,' મહારાજ?
'અરે સ્વામીજી, મેં નવ્ય દીઠૂ દષ્ટે કરતું કો કાજ.'. ૨૧
મહાનુભાવ કેહે: સાંભળ્ય, રાજા, આ પૂરે છે કામધેન્ય.'
'સ્મરણ કરતા તપને તેજે સંતોખાણૂ સૈન્ય!' ૨૨
'સકળ કામના પૂરે મનની, હેવા માત્રમાં રે ગાય.
'મોટા તાપસ સ્મરણ કરે તાંહાં સિદ્ધિ પૂરતા જાય.' ૨૩
રાજા કેહે: 'મુજને એહ આપો; જે જોઇએ તે માગો.
'સ્વામી, ધેનુ માહારે ઘેરય આવે, ચિંતાનો ભય ભાગો. ૨૪

વલણ

'મન તણો ભર્મ સર્વ ભાગો; એ ધેનુ મુજને દીજિયે.
'જે જોઇએ તે તમને આપૂં, નહિ તો બળ કરીને લીજિયે. ૨૫ ૨૭૭

## કડવું ૧૨ મું—રાગ કેદારો

મહા મુનેશ્વર એમ વદે : ' કયમ આપી જાયે ? વિચ્યારો રુદે.
'સર્વ દેવ તણી માતા એહેને જાણિયેં રે, ૧
ઢાળ—જાણિએ દેવ તણી જે માતા, આદ્ય રુખિ તપ ધ્યાન.'
વાકય સાંભળી ધેનુ હકાવી વળિઓ તવ રાજાન. ૨
આગળ્ય જાતાં ધેનુ વછૂટી, રુખિવર પાસે આવી.
તેહેની પૂઠે ભૂપત્ય વળિઓ, રહ્યો સેન્ય સર્વ લાવી. ૩
કાંમધેનુ કેહે : ' કૃપાનાથજી, એહેના દળને મારૂં.
' જો હોય તમારી મુજને આગન્યા, તો સઘળૂં સેન્ય સંઘારૂં.' ૪
આપી આગન્યા મહા મુનેશ્વર, કીધું તવ ખિરતાળ.
' બાંધી લાવો એ ધેનુને;' કોપ્યો તવ ભૂપાળ. ૫
ખરી થકી ખિરસાન ઊપના, રોમી રોસથી બળિઆ;
ફેરી પૂંછ ફિરંગી આણ્યા, અકળ ન જાએ કળિઆ. ૬
દાંત થકી તે દંતી પ્રગટ્યા, કાહાન થકી કંબોગી;
શૃંગ થકી તે સીધી ઊપના, દળ મળિઓ સંજ્યોગી. ૭
પ્રચંડ ગાત્ર તેહેનાં કેહે; મહા દારુણ યુદ્ધ કીધૂં.
કાર્તવીર્યનૂં સેન્ય મારિઊં. સહૂનૂં પૃરૂ લીધૂં. ૮
નાસે યોધ ધરાતળ પડતા; વર્ત્યો હાહાકાર.
મનમાંહાં જાણ્યૂં : 'કોપ રુખિનો; મારૂં એહેને હારચ.' ૯
ત્રણ્ય બાણ તતકાળ જ મેહેલ્યાં બેઠાં રુખિને અગ્ય.
રુખિને બાણે દેખી કામદૂર્ધા રહ્યાં પામી ભંગ. ૧૦
ધેનુ લેઈને ભૂપતિ પોહોતો નગર પોતાને ખેવ.
હાહાકાર એહેવો વાર્તાણો; સુણિયે, દેવાધિદેવ. ૧૧
પત્ર પુષ્પ ફળ સમિધ લેઇને વનથી આવ્યા તંન:
'કોણે, બાપજી, બાણ વજાડ્યાં, સૈન્ય કોણ રાજંન ?' ૧૨
'માતા તમારીનૂં શિર છેદ્યો, પછે કહૂં હૂં કાહાણી.
'આવ્યા પરોણા ઘેરય આપણે એ રાજા ને રાણી.' ૧૩

૬. ખિરસાન=ખુરાસાની. રોમી–રોમેન લોકો ફિરંગી–યુરોપિયનો

'આતાં કર્મ કેમ થાએ, તાતજી? એહ અસંભવ વાત.
'પુરાણ નાનાવિધિ સાંભળો: કોણે ન મારી માત.' ૧૪
'કોણ અર્થ કરા તે કેહે?' તેહેને દીધા શ્રાપ;
એહેવે પરશુરામ તે શંકર-સાંનિધિ અંતરિ પ્રગટયો તાપ; ૧૫
પાસું વામ ફરકિઉં: આંખ્યું લોહ્યું પડિઉં ચક્ષ.
મહાદેવને ભેદ પૂછતાં, શંકર બોલ્યા મુખ્ય: ૧૬
'અરિષ્ટ તાંહારે ઘેર આવ્યું છે.' સુણી ધાયા પરશુરામ:
'અરે બાપજી, સૈન્ય સંગે કોણ દુષ્ટ આવિઓ આમ?' ૧૭
'છેદ્ય જનેતા તણું શીશ; પછે વાત કહું, તુજને.
'દુષ્ટ આવિઓ, ધેનુ હરી, બાણ વજાડયાં મુજને.' ૧૮
કેહેતાં શિર છેદ્યું માતનું. 'માગ્ય, માગ્ય, વર દીજે.'
'માતા ન જાણે પુત્રે મારી, એહેને જીવતી કીજે.' ૧૯
વસ્ત્ર ઓઢાઢી વેગવત જૈ ગ્રહયા તાતના ચરણ.
ઊઠયાં સુત સાથે સુખ પામી માતા પામ્યા'તાં જે મરણ. ૨૦
રુદેકમળથી બાણ કાઢિયાં; કહ્યું રાયનું કર્મ:
'કામધેનુ આંહાંથી લેઈ જાતાં રહયો નહિ કાંઈ ધર્મ.' ૨૧
'ચિંતા ન કરશો, માહારા તાતજી; એ ભૂપતિને મારું.
'તાત માહારા, વૈકુંઠ પધારો તો એહેને નિશ્ચે સંધારું. ૨૨
'મુહને આગન્યા શી આપો છો? કોણ પુણ્યની પ્રીત્ય?
'માગો, બાપજી, તે હું આપું, જે અંતરિ રૂડી રીત્ય.' ૨૩
'સઘળાં દાનમાંહિં જે, સુત માહારા, ભોમ્ય તણું જે દાન,
'સદા નિરંતર વૈકુંઠવાશી નહિ એ દત્ત સમાન્ય. ૨૪

વલણ

'સપ્ત દ્વીપાવતી સાથે મેદની-પટ જેટલું,
નક્ષત્રી પૃથ્વી કરીને પુણ્ય આપું તેટલું. ૨૫/૩૦૨

## કમઃ ૧૩ મું-રાગ વેલાઉલ

આણ ત્રણ્ય ઊપરે સાત વાર જી
કશ્યપ-કરમાંહાં પુણ્ય અપાર જી.
તેહેને હાથ્ય પરશુ પ્રચંડ જીઃ
એ મહસ્રબાહુને કરે શતખંડ જી. ૧

ઢાળ—'શતખંડ કરૂં હું હાથ એહેના, જેણ્યે મેહેલ્યાં બાણ;
'માંસ મોપૂં મેદનીને રુધિર સાથે પ્રાણ.' ૨
ક્રોધના આવરણ સાથે જઈ પોહોતા તાંહ,
સંહિનાદ કરી રણ્ય રહ્યા પરહી મહસ્રબાહુ જાંહ. ૩
કાર્તવીર્ય સાહામો આવિઓ ને હવૂં દારુણ યુદ્ધ.
મહસ્ર કરનો ફેરવી મૂકે બહુ આયુદ્ધ. ૪
મહા યુદ્ધ દારુણ ત્યાંહાં હવૂં, તેહેના સહસ્ર છેદ્યા હાથ,
વૃક્ષની જ્યમ ડાળ વાઢે ત્યમ સઘળાયે સાથ્ય ૫
મારિયો કાર્તવીર્ય રાજા રણાંગણનો કાળ.
રામજીને જય હવો આજાનબાહુ વિશાળ. ૬
કામધેનુ મૂકાવિઆં, પુષ્પવૃષ્ટિ થઈ આકાશ.
પરશુ મેહેલી નમ્યા ચરણ્યે તાત કેરે પાસ. ૭
કામધેન્ય આવી, સુખ થયૂં જમદગ્નિને તેણી વાર,
ધેનુને આગન્યા આપી પોહોતા ઇંદ્રને દ્વારય. ૮
વળી પરશુરામ ભણવા ગયા તે ધનુર્વિદ્યા ધીર.
નોણવો કેહે સભા મધ્યે : સાંભળો, સહૂ વીર. ૯
હવે કુઅર સહસ્ર છે કાર્તવીર્યના ઘરમાંહ :
'પરશુરામે પિતા મારચો તેહેનો કરો ઉપાય. ૧૦
'જેણ્યે તાત મારચો આપણો, તેહેનો પિતા રેહે છે અરણ્ય;
'શીઘ્ર આપણ તાંહાં જઈ તેહેને પમાડો મરણ. ૧૧

'નરક હોયે પુત્રને જો વૈર ન વાળે એહ.'
સહસ્ત્ર મળીને એકદા મારવા ચાલ્યા તેહ. ૧૨
કુલાહલ બહુ થૈ રહ્યો માનિધ્ય આવ્યા વન.
પ્રાત કેરા હોમ અર્થે અગ્નિશાળાએ મુંન્ય, ૧૩
દંડ કમંડળ કર ધરચાં ને દ્વારે આવ્યા દેવ;
તેણે સમે હૂ જૈ રહ્યો તે દ્વાર આગળે એવ. ૧૪
નીચો કાળો મગળ પૂષ્યો, પેટનો બહુ ખાડ.
નેત્ર પીળાં, દાંત લાંબા, સર્પની સમા હાડ. ૧૫
કેશ શીરસના સર્વ ઊભા, ત્રાંબા જેરો વાન,
શરીર આખું એમ ઝળકે વાયસ–પાંખ સમાન્ય. ૧૬
મહાનુભાવે જોયું સાહામ થરથર ધ્રૂજે અંગ
'અરે દુષ્ટકર્મી, ક્યાંહા થકી આવ્યો સાધુ કેરે સંગ?' ૧૭
'સ્વામીજી, હું ક્રોધ કેહેર કરો અંગીકાર,
પેસું તમારા અંગમાહે; આવ્યો કરવા વાહાર. ૧૮
'મારવા આવ્યા સહસ્ત્ર બાહુના કુંઅર કપે આપ
'ક્રોધ ચઢે તમ નેત્રમાહે, તેહેને દીજે શ્રાપ.' ૧૯
હસીને મહા પુરુષ બોલ્યા 'મુક્તિ માહારે જાય.
'એક શ્રાપ દેશે, બીજો તુજને આણું માહારા ઘટમાંહ ૨૦
'ઘણા દિન હરિધ્યાન ધરીને ઉપાસ્યા ઈશ્વરેશ;
'એણે રીતે જાશે મુક્તિ, પુણ્ય નવ્ય રેહે લેશ ૨૧
'પુત્ર માહારે પિતા એહેના મરણ પમાડચો જોય,
'એ તાં આવી મુજને મારે, એ કર્મ એહેના હોય. ૨૨
'જો માહારા હિતને આવિઓ, તો નોળનૂ થાઓ રૂપ.
'દ્વાપરમાંહાં અશ્વમેધ પાંડવ–ધેરચ વૈકુંઠભૂપ. ૨૩
'તેહ દિનથી વાટ જોતો આવ્યો આણે દિન,
'જો દર્શન થાય કૃપાનાથનું તો તો ટળે વિઘન ૨૪

### વલણ

'પાંડવ-ઘેરચ વૈકુંઠ ભૂપ મળશે, તાંહાં કૃપા થાશે અતિઘણી.
'હું શરણ આવ્યો નોળીઓ; કૃપાનાથ, તહ્મો વૈકુંઠધણી.' ૨૫/૩૨૯.

### કડવું ૧૪ મું—રાગ ધન્યાશ્રી

જૈમુન્ય બોલ્યા : સૂણો, ભૂપાળ જી,
નોળીઆની કથા સુણી કૃપાળ જી,
અવિચળ પદવી તેહેને દીધી જી, ઇંદ્ર સમાન્યે કાયા કીધી જી. ૧
ઢાળ—પછે મુક્તિ પદારથ પામિઓ, કૃપાનાથની કરુણાય.
હવે પાંડવને ઘેરચ અતુલ્ય શોભા, યજ્ઞ પૂરણ થાય. ૨
પ્રથમ દ્વિજ સંતોખિઆ, પછે સંતોખ્યા રાજાંન;
ધન સઘળ ખરચી પુણ્ય આપ્યૂં કરે—શ્રીભગવાન. ૩
આકાશ શબ્દ એહેવો થયો : 'એ અતુલ્ય પાંડવ ધર્મ.'
પુષ્પ કેરી વૃષ્ટિ અંતરચ, વધાવ્યા પરબ્રહ્મ. ૪
'જય' શબ્દ એ સઘળો થઈ રહ્યો. પછે વાગ્યાં બહુ વાજિંત્ર.
યુધિષ્ટિર બેઠા આસને, તિલક ધરિયૂં છત્ર. ૫
સર્વને આપી આગન્યા; વનિતા જય કલ્યાણ.
જૈમુન્ય કેહે: રાય જન્મેજય; એ કૃપા સારિંગપાણ્ય. ૬
તવ પાંડવને ઘેરચ હરિ રાખિઆ માસ દિંન;
અનેક સેવા કીધી હરિની, નાનાવિધિ ભોજંન. ૭
શ્રીકૃષ્ણનો પરિવાર સઘળો આવ્યો જે આભાળ,
શણગાર વાહન આયુધ આપી સંતોખ્યા ભૂપાળ. ૮
પ્રભુએ માગી આગન્યા; દ્વારિકાં પોહોતા ખેવ.
પાંડવે યદુવર તણી તે સફળ કીધી સેવ. ૯
સંતોખાણા નાયજી, જે થઈ સઘળૂં કામ.
હવે પાંચે જાંહાં ફરે તાંહાં સઘળ શોભે દામ. ૧૦

**મહાભારથ–અશ્વમેધપર્વણિ કથા** પરણ હોય.
પદે પદે હરિરસ ભરચો, એહેની જોડે નહિ કોય. ૧૧
જૈમુન્ય કેહે : જ્યમ ગોરસ ઘૃમિએ, પામિએ નવનીત્ય,
ત્યમ **ભારથ** કેરૂં સાર એ ભક્તિરાજ મણિ આદિત્ય. ૧૨
પરાપરનાં કર્મ સાચાં ભવોભવ્યનાં જેહ,
**અશ્વમેધનું** પદ એકે સુણતાં સર્વ અઘ નાસે તેહ. ૧૩
જે પુણ્ય ગંગા ત્રવેણી ને પ્રયાગ યમુના–તીર,
ગયા કાશી ક્ષેત્ર ગલ્લકી કરે શુદ્ધ શરીર. ૧૪
ગોકર્ણ ગંગાદ્વાર બદરીનારાયણ કુરુક્ષેત્ર,
ઔર કોટ નાસે યત્ન નાહે, વળી નિરખે નેત્ર; ૧૫
તે પુણ્ય પામે શ્રવણે સુણતાં પદે પદે હરિભક્તિ.
અઘ–ઓઘ કોટાનકોટિ ત્રાસે; એહ કથાની યુક્તિ. ૧૬
પુત્ર પામે વંઝયા હોય તે. નિર્ધન પામે ધંન,
નાનાવિધિના ભોગ પામે; કથા એહ પાવંન. ૧૭
બ્રહ્મહત્યાદિક સમાન્ય આણી દેહે મૂકાએ કર્મ.
જૈમુન્યે કેહે : એ કથા જોડે નહિ બીજા ધર્મ. ૧૮
**સંવત સોળ પંચાણુઓ પૌષ** સુંદર માસ,
**હરજીસુત** કેહે : એહ કથાનો કીધો મે અભ્યાસ. ૧૯
સાત સહસ્ર ઊપરે અઠીશે વળી અધિક કથા પંચવીસ.
તેહ કથા જોઈને બંધ બાંધ્યો ભક્તિરસ જગદીશ. ૨૦
**સંક્રાતિ. સુંદર મકરાદિન** ઉત્તર થયા રવિરાજ,
**હરજીસુત કાહાનડજીના** પોહોતા મનોરથ આજ. ૨૧
આદ્ય મધ્ય ને અંત્ય લગી કથાબંધ રસાળ,
પરમ સુખ પામે ઘણું નર નારી ને જે સુણે બાળ. ૨૨
વિષ્ણુભક્ત વૈષ્ણવ દ્વિજ તણી હેતારથ કીધી એહ.
ગ્રંથ એહ પૂરણ થયો, શ્રીગુરુજી કેરો સ્નેહ. ૨૩

એહ સાંભળે, એહ કે કે કથા, એ હરિ–પાંડવ–રસરંગ,
મહાકાળે જાણજો તેહેનાં હરિવત અંગ. ૨૦

વલણ

જાણજો કૃષ્ણવત અંગ તેહેનાં, એમ હરજીસુત વાણી વદે;
મહાકાળે નાથજી, તમ નામ મુજ રહેજો હૃદે. ૨૧ / ૬૫

---

૨૫ આ ગ્રંથની લાંબી પુષ્પિકા મળી છે, જે નીચે મુજબ છેઃ
ઇતિ શ્રીમાભારથ પુરાણે ॥ અશ્વમેધ જૈમુનિકત ॥ સંપૂર્ણ ॥

॥ સંવત ॥ ૧૮૧૮ ॥ ના વરષે માહા શુદિ દ્વાદશી ॥ પરવણિ વાર
રવેઉનેદાદિ પુરણ લખોછે ॥ લેખક પાઠક ॥ મયારામ પરસોતંમ સ્વહસ્તે
લખ્યો છે ॥ પ્રત્ય પ્રમાણે લખૂ છે ॥ યાદશં પુસ્તકં દ્રશ્ટવા ॥ તાદશં
લિખિતં મયા ॥ અશુદ્ધ શુદ્ધં વા ॥ મમ દોશો ન દિયતે ॥
રસ્વઃ દિર્ઘ જાંણતો નથિ ॥ નથિ જાંણનો પદુત ભેદ ॥
ઠ્દઅક્ષ જાંણું નહિ ॥ મુજ નવ્ય દેશો ખેદ ॥
આક્ષાંનનિ વગત કહુ ॥ પ્રથક પ્રથક કહુ નાંમ ॥
મુંદર આક્ષાનમાંહ છે ॥ રસ પુરણ ગાંમ ॥ ૧ ॥
પ્રથંમ યૌવનાશ્વનં ॥ જાંહાં હય શાંમ કર્ણ ॥
ગ્રાહ્યા ત્રણ્યે સંચરા ॥ તાંહાં જઇ ફિરૂં હર્ણ ॥ ૨ ॥
બિજૂ તો ભિમહાસ કેહે ॥ જેહેને પુરણ આહાર ॥
હરિ તેડવા પોતે ગયા ॥ જે ઉભા તાંહાં દ્વારય ॥ ૨ ॥ ૨ ॥
ત્રિજૂ તો અનૂંશાલ્વ જાંણો ॥ પુર્વ જન્મનૂં છે વેહેર ॥
મેહેલા સ્ત્રિતણી હયને ॥ અશ્વ હરયો તાંહાંથિ પેરય ॥ ૩ ॥
નિલધ્વજ રાજા તણું ॥ ચોથૂ એહ આક્ષાન ॥
સુધન્વિક રાજા અતથણો ॥ જેહેને હરીશું ધ્યાન્ય ॥ ૪ ॥
પાચમૂ અવલચંડિનં ॥ મન્ય અવલિ હોય ॥
અવલું કહીં સવલું કરે ॥ સવલે અવલું જોય ॥ ૫ ॥

સુધન્વા ભક્ત હરિનો ॥ પૂરણ પ્રેમ અપાર ॥
નામ જપંતા મૂએ ઘણું ॥ સાંમલિઓ નિરધાર ॥ ૬ ॥
વર [વા] વ્યાઘ્રનૂં સાતમૂં ॥ પત્ર તેટલાં મનૂશ તેહ ॥
દીવસેં તો સત્વર થાય છે ॥ રજનિએં તજે છે દેહ ॥ ૭ ॥
પ્રેંમલા રાંણિ તણૂં આઠમૂં મંન્ય આંણો ॥
સ્રયા રાજ્યની રાણી ॥ ભકિતમાંહાં પૂરણ જાંણો ॥ ૮ ॥
ઝાડખંડ, તે નવમૂં ॥ દપદ મોહોટાં કેહે ॥
પત્રેં પત્રેં દિવા બલે ॥ રજનિએં તે લેહે ॥ ૯ ॥
દશમો બિશણ મોટો ॥ સૂર દેહ પ્રમાંણો ॥
મહોનમત તેહ થયો ॥ પ્રભૂ આવ્યે સંતાણો ॥ ૧૦ ॥
બભ્રૂવાહન અર્જુંન કેરો ॥ નવ્ય જાંણે પીતા પૂત્ર કો કોને ॥
પૂત્ર કેરા ભાથામાંહે ॥ અર્જુંન શ્રાપેં મૂછાંણા જોને ॥ ૧૧ ॥
લવકુશ, દ્વેય ભ્રાત તે તો ॥ દ્વાદશમૂં આક્ષાંન ॥
રામચંદ્ર યુંધ બહુ કરૂ ॥ પુત્રશું તાંહાં રાંન ॥ ૧૨ ॥
સતંવાદિ જે રાજા કેહે ॥ મયૂરધ્વજ પૂરણ નેહ ॥
અંગ તણા બે ભાગ કિધા ॥ આક્ષાન ત્રયોદશમૂં એહ ॥ ૧૩ ॥
ચૌદમૂં કહુ તે શૃણજો ॥ વિરવર્માંનૂં નામ ॥
પ્રચંડ તે તો અતિ ઘણો ॥ મોટા કારણ જાણે કામ ॥ ૧૪ ॥
ચંદહાસ પૂર્ણ ભક્ત ॥ જગન જાંણે સહુ વિશ્વમાંહ ॥
પ્રભુ તણૂં તે અંશ છે ॥ દશ પાચ પૂરણ તાંહ ॥ ૧૫ ॥
બકદાલિભ મોટો રૂષિ ॥ જ્ઞાનિ પૂરણ હોય ॥
હય દે સમૂદ્રે ચોહોતા ॥ સોલમેં રૂષિ આશ્રંમ સોય ॥ ૧૬ ॥
જયદ્રથના સૂત કેહે ॥ દુઃક્ષિત જેહેનૂં નાંમ ॥
સતરમેં આક્ષાને શ્રણજો ॥ યજ્ઞ કેરૂ કાંમ ॥ ૧૭ ॥
સતર ચાગ્યે બંધાણો ઘાડો ॥ નરનારાયણ સમૂતી ॥
અઢારમૂં આક્ષાંન જાંણો ॥ જેહ પૂરણાહુતિ ॥ ૧૮ ॥

ભૂપ સર્વ નાહિ ઉઠયાં ॥ જલપ્રવાહ ચાલ્યો જાય ॥
તેમાંહિં અંન્ય એમ જાંણી ॥ સોવર્ણનું અંગ થાય ॥ ૧૯ ॥
એહેવૂં જાંણિ દોટ મેહેલિ ॥ અને જલ સૂકાણું ॥
નવદરામૂં તે નોલનૂં ॥ અર્દ્ધઅંગ ધરડાણું ॥ ૨૦ ॥
॥ શ્રી ॥ આક્ષાંનની વગત કહિ ॥ અશ્વમેધમાંહે એહ ॥
છંદ પદ નૂનૂવે રાગેં ॥ આક્ષાંન નવદશ તેહ ॥ ૨૧ ॥
॥ શ્રીરસ્તૂં ॥ કલ્યાણમસ્તૂં ॥ ॥ શ્રી ॥ ॥*